# નર્તન અને વાદ્ય

શાસ્ત્રમાં નૃત્યને લગતા ત્રણ ભેદ પાડવામાં આવ્યા છે: નાટ્ય, નૃત્ત અને નૃત્ય. તેના લક્ષણો આ પ્રમાણે આપવામાં આવ્યાં છે: (૧) કથા અભિનય અથવા તો ચાર પ્રકારના અભિનયથી યુક્ત તે નાટ્ય (નાટક), (૨) તાલાનુસાર સ્વાભાવિક અંગવિક્ષેપ કે હલનચલન તે નૃત્ત, ને (૩) નાટ્ય તથા નૃત્તનું સંમિશ્રણ તે નૃત્ય.

નૃત્ત માત્ર શોભા અને આનંદ પૂરતું જ હોય છે અને તે કશો પણ અર્થ દર્શાવતું નથી. જ્યારે નૃત્યમાં નાટ્ય અને નૃત્ત બંનેના અંશો રહેલા હોવાથી તેની પાછળ કંઈક કથા રહેલી હોય છે અથવા તો તે અર્થયુક્ત હોય છે. સામાન્યરીતે આજે તો નૃત્ય શબ્દ નૃત્ત (Dance)ના અર્થમાં પ્રચલિત જોવામાં આવે છે, પરંતુ નૃત્ય શબ્દનો ખરો શાસ્ત્રીય અર્થ તો ઉપર કહ્યું તેમ નૃત્ય નાટક (Dance drama) એવો થાય છે.

નર્તન વળી લાસ્ય અને તાંડવ એવી બે પદ્ધતિમાં વહેંચાયું છે. મૃદુ કે કોમળ પ્રકારના નર્તનને શાસ્ત્રની ભાષામાં લાસ્ય કહે છે, અને ઉદ્ધત કે ઉગ્ર પ્રકારના નર્તનને તાંડવ કહે છે. લાસ્ય શૃંગારરસ પ્રધાન હોય છે અને તાંડવ વીરરસ પ્રધાન હોય છે.

સામાન્યરીતે માનવામાં આવે છે તેમ 'તાંડવ' એ અમુક ખાસ નૃત્યનું નામ નથી, પણ નૃત્યનો એક સર્વસામાન્ય પ્રકાર છે.

લાસ્ય પાર્વતીથી અને તાંડવ તંડુ નામના મુનિથી ઉત્પન્ન થયું હોવાનું મનાય છે. કોઈ એક સાયંકાળના સમયે મહેશ્વર શિવ મૃદંગ, ઢોલ, ઝાંઝ, ભેરી, ડિંડિમ, ગોમુખ, પણવ, દુર્દર વગેરે વાદ્યો સહિત, વિવિધ પ્રકારના અંગહારોથી લય અને તાલને અનુસરીને નૃત્ય કરી રહ્યા હતા. તે નૃત્યમાં રેચક અને પીંડીબંધ જોઈને નંદી અને ભદ્રમુખ વગેરે ગણોએ તેના નામ અને લક્ષણો બાંધ્યાં. શંકરે આ રેચક અને પીંડીબંધ સર્જી તંડુ મુનિને આપ્યા. તંડુ મુનિએ તેને ગીતની સાથે યોજીને સુંદર નૃત્યપ્રયોગ ઉત્પન્ન કર્યાં. આ નૃત્યપ્રકાર તંડુથી ઉત્પન્ન થયો તેથી તે તાંડવ કહેવાયા.

તાંડવમાં થતા અંગહારોની સંખ્યા બત્રીસની છે. આ બત્રીસ અંગહારો કરણોથી ઉત્પન્ન થાય છે. હાથ-પગની ગતિના સંયોગને કરણ કહે છે. તેની કુલ સંખ્યા એક સો ને આઠની છે. આ બધા અંગહારો અને કરણો તો હાલ નષ્ટપ્રાય છે. નાટ્યશાસ્ત્રમાં તેના નામો અને લક્ષણો આપવામાં આવેલાં છે.

લાસ્યના દસ અંગ છે અને તેનું વિવરણ પણ નાટ્યશાસ્ત્રમાં કરેલું છે. આ અંગો વિષે ભરત નાટ્યશાસ્ત્ર અને સંગીતરત્નાકર વગેરે શાસ્ત્રો વચ્ચે થોડી ભિન્નતા જોવામાં આવે છે.

કેટલાક નાટ્યશાસ્ત્રોમાં નૃત્તના ભેદો પણ આપવામાં આવેલા છે. જેમકે (૧) હલ્લીસક—અનેક સ્ત્રીઓના નર્તનમાં એક જ નેતા હોય તેવું (જેમ ગોપ સ્ત્રીગણમાં શ્રી કૃષ્ણ), (૨) રાસ—હલ્લીસકનું વિસ્તૃત સ્વરૂપ તે રાસ. આપણા ગુજરાતના રાસ અને ગરબા તે આ જ એમ કેટલાકનું માનવું છે. દંતકથા એવી છે કે પાર્વતીએ પોતાનું લાસ્ય નૃત્ય બાણાસુરની પુત્રી ઉષા (ઓખા)ને શીખવ્યું, ઉષાએ તે શ્રી કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધને શીખવ્યું, અનિરુદ્ધે તે ગોપ સ્ત્રીઓને શીખવ્યું, ને આ રીતે તેનો સૌરાષ્ટ્ર (ગુજરાત)માં પ્રચાર થયો.

કેટલાક શાસ્ત્રોમાં નૃત્યના પણ અમુક પ્રકાર જણાવવામાં આવેલા છે, પણ તેના નામો નાટ્યના જ પ્રકારોને મળતા હોવાથી તે બાબત કશો નિર્ણય થઈ શકતો નથી.

### વાદ્ય

સંગીતશાસ્ત્રોમાં વાદ્યના ચાર પ્રકાર પાડવામાં આવેલા છે. તેને તત, અવનદ્ધ, ઘન અને સુષિર એવા નામો આપવામાં આવેલા છે.

વીણા વગેરે તારવાળાં વાદ્યોને તત કહે છે, ચામડાંથી મઢેલા મોંવાળા ઢોલ, મૃદંગ વગેરે વાદ્યોને અવનદ્ધ કહે છે, મંજીરા વગેરે ધાતુના બનેલા ઝાંઝ આદિ વાદ્યોને ઘન કહે છે અને વાંસળી વગેરે પોલાણવાળા તથા હવાના દબાણથી વાગતા વાદ્યોને સુષિર કહે છે.

વીણા વગેરે તત વાદ્યોના બે પ્રકાર છે: શ્રુતિ વીણા અને સ્વર વીણા. આમાં સ્વર વીણાના બીજા ઘણા ભેદો છે, જેમકે એકતંત્રી, ચિત્રા, મત્તકોકિલા, આલાપિની, કિન્નરી, પિનાકી વગેરે.

પ્રાચીન સંગીતશાસ્ત્રોમાં આ ચાર પ્રકારના વાદ્યોના નામો તથા તે બજાવવાની રીત વગેરે વિસ્તારપૂર્વક આપવામાં આવેલાં છે.

**યોગેન્દ્ર પ્રિયદર્શી**

## કસોટી

બુદ્ધિને કસતા થોડા પ્રશ્નો ઉકેલી ન શકો તો જવાબો આ નીચે ઊંધા છાપ્યા છે.

(૧) જીવનમાં વારંવાર નજરે પડતી કેટલીક વસ્તુઓ હશે કે જે ડાબી હોય છે કે જમણી તેનો જવાબ જલદીથી તમે કદાચ નહિ આપી શકો. તમારી અવલોકનશક્તિ સારી હશે તો નીચેના પ્રશ્નો વાંચતાં વેંત તમે તેના જવાબ આપી શકશો. (ક) આપણા ચાલુ સિક્કાઓ પર બાદશાહનું મોં કઈ બાજુએ છે? (ખ) ગુજરાતી સ્ત્રીઓ ચૂની કયા નાકમાં પહેરે છે? (ગ) હૃદય મોટે ભાગે કઈ બાજુ હોય છે? (ઘ) વરને કન્યાને વરની કઈ બાજુએ બેસાડવામાં આવે છે? (ઙ) પગે ચાલનારાએ રસ્તાની કઈ બાજુ ચાલવું જોઈએ? (ચ) બ્રાહ્મણો જનોઈ કયા ખભા પર પહેરે છે? (છ) રેલવે એન્જિનમાં ડ્રાઈવર કઈ બાજુએ બેસે છે? (જ) ઘોડે કઈ બાજુથી ચડાય? (ઝ) પુરુષો પોતાના વાળનો સેંથો મોટે ભાગે કઈ બાજુ પાડે છે?

(૨) ઇરાનના રાજા જેમ 'શાહ' કહેવાય છે તેમ નીચેના રાજ્યોના રાજાઓ શું કહેવાય છે? (ક) અફઘાનિસ્તાનના, (ખ) વડોદરાના, (ગ) હૈદ્રાબાદના, અને કાઠિયાવાડમાં (ઘ) જૂનાગઢના, (ઙ) ભાવનગરના, (ચ) પોરબંદરના, (છ) વાંકાનેરના, (જ) લખતરના.

(૩) બનાવટી (સિન્થેટિક) રબર નીચેની ત્રણ પૈકી એક ચીજમાંથી બનાવાય છે તે કઈ? દૂધ, પેટ્રોલિયમ, દરિયાઈ વનસ્પતિ.

(૪) કહો જોઈએ. (ક) રેશમ એક જાતના કીડા બનાવે છે, પણ એ રેશમ જેવું જ રેયન શામાંથી બને છે? (ખ) બ્રાઝિલની રાજભાષા કઈ? (ગ) વાંચતી-લખતી વેળા ચોપડી કે કાગળ આંખથી કેટલે અંતરે રાખવા જોઈએ? (ઘ) આજ સુધી એરોપ્લેન વધુમાં વધુ કેટલી ઊંચાઈએ ઊડી શક્યું છે? (ચ) હિંદ ચીન કરતાં મોટો કે નાનો?

(૫) આપણા દેશની ચલણી નોટો પર આજસુધીમાં એક જ હિંદીની સહી આવી છે તે કોની?

કસોટીના ઉત્તરો (૧) ક–ડાબી, ખ–ડાબા, ગ–ડાબી, ઘ–જમણી, ઙ–જમણી, ચ–ડાબા, છ–જમણી, જ–ડાબી, ઝ–ડાબી (૨) ક–અમીર, ખ–ગાયકવાડ, ગ–નિઝામ, ઘ–નવાબ, ઙ–મહારાજા, ચ–મહારાણા, છ–રાજસાહેબ, જ–ઠાકોરસાહેબ (૩) પેટ્રોલિયમ (૪) ક–વનસ્પતિના રેસાઓમાંથી, ખ–પોર્ટુગીઝ, ગ–ચૌદ ઇંચ, ઘ–૫૬૦૦૭ ફીટ–એક ઇટાલિયન વિમાન, ચ–મોટો (૫) સર ચિંતામણ ડી. દેશમુખ



નાવલી નદીને તીરે (મહિયાવાડમાં સાવરકુંડલા ગામે આવેલી એ નદીનું દૃશ્ય) ચિત્રકાર છગનલાલ જાદવ
આ નદીના વાળા વહેણના ફોટોગ્રાફ સાથે તેને વિષેની અજબ હકીકતનો પરિચય આ ગ્રંથના પાછલા ફ્લાની [illegible] ચિત્રપ્લેટ ઉપર જુઓ




ચિત્રો


સારનાથના અશોક સ્તંભનું સિંહ શિખર — પૂઠું
નાવલી નદીને તીરે — છગનલાલ જાદવ — નિરંગી મુખચિત્ર
નાવલી નદી — ફોટો યોગેન્દ્ર પ્રિયદર્શી — પાછલા પૂઠામાં
અમેરિકન ટિકિટ શતાબ્દીનું 'સ્ટૅંડ કવર' (હરિલાન બૅંકરોનો સંગ્રહ) /,


કાવ્યો


અંધકાર — રાજેન્દ્ર શાહ — ૨૫૩
જવદીપ — બાલમુકુન્દ દવે — ૨૧૩
બાઠા — 'ઉત્તાનિન' — ૨૧૩
અવળી વાત — મકરન્દ દવે — ૨૧૩
જવાન — 'સનાતન — ૨૧૩


ચરિત્ર


વિજય મરચન્ટ — ૨૫૬
વિનુ માંકડ — ૨૧૭


વાર્તા


પદ્મવહુ (તારાશંકર બંદ્યોપાધ્યાય) — રમણિક મેઘાણી — ૨૬૧


લેખો


સ્થાપત્ય (શિલ્પવિજ્ઞાન ૧૨) — સૌ અનર્ણા ત્રિવેદી — ૨૬૩
બહારવટાને પથે [ ગારીસફર નો અંતભાગ ૧] — જીવરામ જોષી — ૨૬૫
સંધ્યા ને પ્રભાત (રવીન્દ્રનાથ ટાગોર) — વિનોદ મહારી — ૨૬૬
પોટાશિયમના ક્ષારો [શરીરવિદ્યા જીવનમાં વિજ્ઞાન ૭] — ૧ મૂ શાહ — ૨૬૭
પીળો ચંપો [આપણી વનસ્પતિ ૭] — જયંતીલાલ દે ગોઝા — ૨૭૨
અભિનય [પ્રાચીન નાટ્યશાસ્ત્ર ૧૩] — યોગેન્દ્ર પ્રિયદર્શી — ૨૭૩


વિભાગો તથા પ્રકીર્ણ


વિટામિનનો કોઠો (ચિત્રબોધ) — ૨૫૨
સ્વાધીનતા (ગનન) — સુવણુ — ૨૫૪
રાજા કુંવરસિંહ [સ્વાતંત્ર્યના શહીદો-૯] — ૨૬૦
કસોટી — ૨૬૮
Our Friends Abroad—પત્રમિત્ર વિભાગ — ૨૬
ઑગસ્ટની તવારીખ — ૨૭૫
આ માસ ઇતિહાસમાં (વ્યક્તિવિશેષ સૅમ્યુઅલ જૉનસન) — ૨૭૧
માધુકરી — ૨૭૬
જળકુકડી [માસમાસના પંખી ૨૧] — ૨૭૬
છેલ્લું પાનું — ૨૮૦



કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય લિ ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂા ૭, પરદેશમાં રૂા ૯ ૦ અથવા ૧૪ શિલિંગ છૂટક નકલના બાર આના


VINOLIA
WHITE ROSE SOAP

'કુમાર'ના છેલ્લા ૮ અંકોમાં વિટામિન વિષે વિસ્તૃત માહિતી આવી ગઇ છે. તે સમગ્ર માહિતીને સ્પષ્ટ રીતે આવરી લેતો કોઠો અહીં આપ્યો છે, તેના પર ઝડપી નજર ફેરવનારને પણ કયા પદાર્થમાં કયું વિટામિન કેટલા પ્રમાણમાં આવેલું છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવશે

## વિટામિનનો કોઠો

| પદાર્થ | એ | બી ૧ | બી-૨ | સી | ડી | ઈ | કે | પી |
|---|---|---|---|---|---|---|---|---|
| દૂધ | o o | o | o o | o | o o | o | | |
| માખણ | o o o | | | | o o | o | | |
| ઘી | o o | | o | | o o o | o | | |
| કૉડલિવર ઑઈલ | o o o o | | | | o o o o | | | |
| ઈંડા | o o | o o | o o o | | o | | | |
| ઘઉં | x | o o o | o | | | | | |
| ચોખા | x | o | x | | | | | |
| બાજરી | | o o | x | | | | | |
| જવ | x | o o | x | | | | | |
| મકાઈ | o o | o o | x | | | | | |
| તુવેરની દાળ | o | o o | o o | | | | | |
| મગ | o o | o o | o o | | | | | |
| સોયાબીન | o o o | o o o | o o | | | | | |
| વટાણા | | o o | o | | | o | o | |
| ફણગાવાળા કઠોળ | o o | o o | o o | o o o | | o | | |
| ગાજર | o o o | o | o | x | o o | | o o | |
| ડુંગળી | x | o | o | o | | | | |
| બટાટા | | o | o | o | | | o | |
| મૂળા | x | o | | o | | | | |
| મેથીની ભાજી | o o o | o | o | o o | | o o | o o | |
| મૂળાની ભાજી | o | | | o o | | o o | o o | |
| પાલખની ભાજી | o o o | o | o o | o o | | o o | o o | |
| કોબીજ | o o o | o | o | o o | | o | o o | |
| મીઠો લીમડો | o o o | | | o o | | | | |
| કકોડા | | | | o o o o | | | | |
| સરગવો | o o o | o | | o o o | | | | |
| ફલાવર | x | o o | | o o o | | | | |
| કારેલા | o o | o | x | o o o | | | | |
| કોથમીર | o o o | | o | o o | | | o | |
| ટમાટા | o o | o o | o | o o | | | | |
| કાકડી | x | o | o | x | | o | | |
| આમળાં | | | | o o o o | | | | |
| જામફળ | o | o | o | o o o | | | | |
| પપૈયા | o o | x | o | o o | | | | |
| કેળાં | o | o | o | o | | | | |
| લીંબુ | | | | o o | | | | o |
| મોસંબી | o | o | o | o o | | | | |
| પાકી કેરી | o o | o | o | o | | | | |
| લીલા મરચાં | o o | | | o o | | | | |
| નાગરવેલનાં પાન | o o | | | o | | | | |
| મગફળી | o | o o o | o o | | | | | |

કોઠાની સમજ: (oooo)=ખૂબ સારા પ્રમાણમાં, (ooo)=મોટા પ્રમાણમાં, (oo)=ઠીકઠીક પ્રમાણમાં, (o)=ઘણું થોડું, (x)=નહિ જેવું

કુમાર વર્ષ ૨૪મું · અંક નવમો · સપ્ટેમ્બર ૧૯૪૭

## રહસ્યઘન અંધકાર

નાની મારી કુટિર મહીં માટી તણી દીવડીનાં
આછાં તેજે મધુરપ લહી'તી બધી જિન્દગીની,
ને માન્યું'તું અધુરપ કશી યે નથી, હું પ્રપૂર્ણ.

ત્યાં લાગી કો જરીક સરખી ફૂંક, દીવી બુઝાઇ;
છાઇ મારાં સ્ફુરિત બનિયાં લોચને ધૂમ્રલેખા:
ને ઝીણી-કો જલન સહ ત્યાંથી ઝરે અંધકાર.

એને સીમાં નથી, અતલ ઊંડાણ એનાં કશાં રે!
દીવાતેજે નયન બનિયાં અંધ, તે અંધકારે
ન્યાળે છે કો નિરાળું અમિત કરુણાથી ભરેલું રહસ્ય.

રાજેન્દ્ર શાહ

## —જવાન—

· શાલિની ·

રસ્તા પાડે જે નવા તે જવાન,
ચીલેચીલે તો બધાથી ચલાય,
ખેંચી કાઢે આયખું તો બધાય,
જીવી જાણે જિંદગી તે જવાન.

સનાતન

## વાંછા

[પૃથ્વી]

અમોઘ રવિ-ભર્ગ શા પ્રબલ ઓઘ ના માહરે
જગે વહવવા; ન વા વિધુ સમી સુધા-જ્યોતિના
અખંડ રસ-વર્ષણો વિતરવાં; ન કે વીજ શા
જ્વલંત ઝબકારથી જગતનેત્ર આંજી જવાં;
અરે! દીપક યે થઈ ન ચહું ઘોર અંધારનાં
અભેદ્ય પડ ભેદવા; ફક્ત એક વાંછા ઉરે:
બનુ ધૂપસળી, ખૂણે રહી જલી, ઢળી ખાખમાં,
પ્રસારૂ સુરભિ હું—શક્ય યદિ—સ્વલ્પ કાવ્યો તણી

'શૈવાલિન્'

## જલદીપ

એક દીપ તણાયો જાય
જલમાં દીપ તણાયો જાય.
કમળ સમો ઘૂમે વમળોમાં
વાયુમાં વીંઝાય
જલમાં દીપ તણાયો જાય.

અંધારાંના અંચલ ભેદી
પંથ પાડતો જાય:
તરંગની ચંચલ અસવારી
કરી તેજ મલકાય
જલમા દીપ તણાયો જાય.

ઘડીક નગણી જ્યોતિનાજુક
સંપુટમાં જ સમાય:
ઘડી ભવ્ય ભૂગોળખગોળે
દીપશિખા લહરાય
જલમા દીપ તણાયો જાય.

વાટ વણી ના, ના પેટાવ્યો
પોતે પરગટ થાય:
નહીં રોશ કે નહીં રોગરો
કેવલ જ્યોતિરૂકાય
જલમાં દીપ તણાયો જાય.

બાલમુકુન્દ દવે



## અવળી વાતું

જેની વાટ દેખીદેખી નેન થાક્યાં
એને અંતર કેમ ઉચાટ ન જાગે?
પાય પડ્યા જેને, વીનવ્યા આંસુથી,
હાય! એને કેમ કાંઇ ન લાગે!

આંહીં, અને, જેને પાટુએ મારીને
દૂર ખસેડ્યાં કુડ અપમાને;
તો ય લળીલળી પાય પખાળતા
એહ ખસે ન કોઈ દિનમાને.

આજ 'ન જાવ, ન જાવ,' કહીકહી
રગરગી જેને કાળજું રોકે;
મુખ મરોડીને એ જ સિધાવતું
એક ઘડી નવ ફેર વિલોકે.

ને આહીં આતુર ચાતક નેણમાં
રોજ દીવા ઝગે આરતી કેરા;
એને કાજે અરે! દેવ હૃદાના
કઠોર બની થાય કેમ નમેરા!

આખ કરે તપ, હોઠ પરે જપ
થાય જેના, એહ વેગળું જાતું;
પાસ રેતું એની વાસના લેશ ન,
હાય વિધાતાની અવળી વાતું.

મકરન્દ દવે

# હિંદના ક્રિકેટનો ગૌરવધ્વજ

## આ માસની આખરમાં ઑસ્ટ્રેલિયા ખાતે રમવા જનારી હિંદી

# વિજય મર્ચંટ



**વિ**જય મરચન્ટ'! નાના બાળકોથી માંડીને વૃદ્ધો પણ આજે એ નામથી પરિચિત છે હિંદી ક્રિકેટ શોખીનોના આજ હૃદયરાજ છે હિંદના વિજિગીષુ ક્રિકેટની રમતના એક માન પ્રતીક, દી ક્રિકેટના નાક વિજય મરચન્ટનું નામ દેશના સીમાડાઓ વ- ધીને આજે જગતભરમા પહોંચી ગયું છે હિંદના આ 'મૅડમેને' હિંદી કેટના ઇતિહાસમા એક તેજસ્વી પ્રકરણ ઉમેર્યું છે રેહલમા તે ભુતા હતા ત્યારથી જ ક્રિકેટ રમવાનુ શરૂ કરીને તેમણે કૉલેજ મા, ચતુરંગી મૅચો, રણજી ટ્રોફી એમ એકએક પગથિયુ વધીને ી તો સગીન પ્રગતિ કરી છે કે આજે ઑસ્ટ્રેલિયા જતી હિંદી તે કર્ણધાર (captain–કૅપ્ટન) નીમાયા છે જગતના શ્રેષ્ઠ ઃ બૅટ્સમેનોમા વિજય મરચન્ટનુ સ્થાન ઘણું ઊંચુ છે

એવા, હિંદી ક્રિકેટના ગૌરવમુકુટ ગણાતા શ્રી વિજય માધવજી રચન્ટનો જન્મ ઇ ૧૯૧૧ની ૧૨મી ઑક્ટોબરે મુંબાઇમા ગર્ભ મત કુટુંબમા થયો હતો નાનપણથી જ તે ક્રિકેટ તરફ આકર્ષા ા અને પોતાના બાળમિત્રો સાથે નાનકડી બૅટ અને બૉલ લઈ ગલે ક્રિકેટ રમવાની શરૂઆત કરેલી ઈ ૧૯૨૮મા ભરડા ન્યૂ હાઇ લમા દાખલ થયા કે તરત જ તેમણે ત્યાંની 'C ટીમમા' પોતાનુ મ નોંધાવ્યુ અને ક્રિકેટનો અભ્યાસ શરૂ કર્યો ૧૯૨૩ મા તેમને યુનિયર' ટીમમા લેવામા આવ્યા શરૂઆતમા જોકે તેમને સારી ફળતા ન મળી, પણ તેથી નિરાશ ન થતા ધીરજ, હિંમત અને તત અભ્યાસથી પોતાની રમત એવી તો સુધારી કે બીજે જ તેમને જુનિયર ટીમના કૅપ્ટન બનાવવામા આવ્યા, એટલું નહિ પણ સીનિયર ટીમમા પણ તેમને સ્થાન આપવામા આવ્યુ નિયર ટીમના કર્ણધાર તરીકેની તેમની કારકીર્દિ એટલી વિજયી ી કે જુનિયર ટીમોની આંતર-શાળા (Inter-school) હરી- ઈમા ૧૯૨૬મા તેમણે પોતાની શાળાને સર્વોપરિતા (Cham onship) અપાવ્યુ વળી તે જ વર્ષમા સીનિયર ટીમને પણ સર્વોપરિપદ મળ્યુ તે પણ વિજય મરચન્ટને જ આભારી હતુ ી છેલ્લી મૅચમા તેમણે દરેક ઇનિંગમા એકેક સદી નોંધાવેલી

આમ, શાળાની પોતાની જ્વલંત કારકિર્દી પૂર્ણ કરીને ૧૯૨૯મા સિડનહામ કૉલેજમા તે દાખલ થતા જ તે કૉલેજની ટીમના કર્ણ ધાર નીમાયા અને ત્રણ વર્ષ સુધી એ માન તેમણે ભોગવ્યુ ૧૯૩૧ મા એ કૉલેજને આંતર કૉલેજ હરીફાઇમા સૌથી પહેલી વખત સર્વો પરિપદ મળ્યુ તેમા પણ શ્રી વિજયનો જ મોટો હિસ્સો હતો તે વર્ષે તેમણે ૫૦૦ રન નોંધાવેલા, જે સરાસરી દર મૅચે ૮૪ પ્રમાણે થતા હતા, અને ખેલાડી દીઠ સરાસરી ૧૨ રન આપી ૧૯ ખેલાડી ઓને એમણે રમતમાંથી બાતલ (આઉટ) કરેલા

ક્રિકેટના ક્ષિતિજ પર ઊગતા આ તેજસ્વી સિતારાને બીજે જ વર્ષે ૧૯૨૯મા ચતુરંગી હરીફાઇ (Quadrangular Tournament) માટે ઝડપી લેવામા આવ્યા અને એમણે પણ ત્યા ઉત્તરોત્તર એવી આકર્ષક તથા સંગીન રમત જમાવી કે એ સ્થાન તેમણે કાયમનુ કરી લીધુ ! ૧૯૪૩થી તો તે ત્યા હિંદુઓની બાજુના કર્ણધાર રહ્યા છે

૧૯૩૨મા ઇંગ્લંડ ગયેલી હિંદી ટીમમા તેમનુ સ્થાન નિશ્ચિત હતુ પરંતુ મુંબાઇ પર મૂકવામા આવેલા પ્રતિબંધને કારણે જ તે જઈ શક્યા નહિ તેમની જ્વલંત રમતને કારણે હિંદની દરેક મહત્ત્વ ની મૅચોમા તો તેમનુ સ્થાન લગભગ અનિવાર્ય જેવુ થઇ ગયુ હતુ ૧૯૩૩ મા જાર્ડિનના નેતૃત્વ નીચે આવેલી એમ સી સી ટીમ સામે 'કસોટી' (Test)ની મૅચો રમવા માટે જે હિંદી ટીમ ચૂંટાઈ તેમા તેમની પણ વરણી થઈ એ ક્રમાગત અંગ્રેજ ટીમ સામે પણ તેમણે પોતાની રમતની ચમક બતાવી આપી ત્રણે 'કસોટી' મૅચોમા મળી તેમણે કુલ ૨૦૦ રન નોંધાવ્યા જે સરાસરી ૩૩ પ્રમાણે થયા ૧૯૩૫મા ઑસ્ટ્રેલિયાથી આવેલી મહાન રાઇડર ટીમ સામે તે અશક્તિના દુખાવાને કારણે રમી શક્યા નહોતા

૧૯૩૬મા વિજયનગરમ્ના મહારાજાના નેતૃત્વ નીચે ઇંગ્લંડ ગયેલી હિંદી ટીમમા પણ વિજય મરચન્ટની ચૂંટણી વિનાસંકોચે થઈ ગઇ, અને પછી ઇંગ્લંડમા તેમણે જે આલા દરજ્જાની રમત બતાવી તેણે તો તેમને વિશ્વખ્યાત કરી દીધા ! ત્યા વચ્ચે આમ ઈજા થવાને કારણે ૬ મૅચો તો તે નહિ રમી શક્યા, અને છતા તેમણે એ આખા પ્રવાસમા મળી કુલ ૧૭૪૫ રન નોંધાવ્યા હતા જે સરાસરી દર મૅચે ૫૧ રન થતા હતા તેમનો આ આંકડો આખા ઇંગ્લંડમા તે વખતે ત્રીજે નંબરે આવતો હતો ! અને માંચેસ્ટર ખા- તેની કસોટી (ટેસ્ટ) મૅચમા તેમણે તથા મુસ્તાકઅલીએ પહેલી જ વિકેટની ૨૦૩ રનની ભાગીદારીમાં દરેકે જે એકેક સદી નોંધાવી તેનાથી તો હિંદી ક્રિકેટનુ નામ જગતભરમા ગાજી ઊઠયુ એ મૅચમા લાગલાગટ સવા ચાર કલાક રમીને મરચન્ટે એક નવો જ વિક્રમ (Record) કર્યો ! અને પ્રખ્યાત ક્રિકેટ વિવેચક વિસ્ડન દર વર્ષે તે તે વર્ષના જગતના પાંચ શ્રેષ્ઠ ખેલાડીઓ પસંદ કરે છે તેણે તે વર્ષના પાંચ ખેલાડીઓમા વિજય મરચન્ટને ચૂંટીને તેમનું બહુમાન કર્યું મરચન્ટની આકર્ષક રમતથી મુગ્ધ થયેલો વિસ્ડન લખે છે. "પાંચ ફુટ છ ઇંચ જેટલી ઓછી ઊંચાઇ હોવા છતા તેમને રન મેળવવામા જરા પણ મુશ્કેલી નથી પડતી (અનુસંધાન આગળ પાન ૨૫૮મે)

ફરકાવનાર બે ગુજરાતીઓ

ટીમમાં અગ્રણી એવા બે લોકલાડીલા ખેલાડીઓની જીવનરેખા

# વિનુ માંકડ



ઑસ્ટ્રેલિયા જતી હિંદી ટીમમાં જો કોઇ સર્વશ્રેષ્ઠ ઑલ રાઉન્ડર (બૅટ્સમૅન બૉલર અને ફીલ્ડર) હોય તો તે વિનુ માંકડ. આજે તે જગતના પહેલા વર્ગના ડાબોડી સ્પિન બૉલર ગણાય છે એટલું જ નહિ પણ હિંદી ટીમની રમતની શરૂઆત કરનારા બૅટ્સમૅનો (opening batsman)માંના તે એક છે. બૅટ્સમૅન અને બૉલર બન્ને રીતે ઊંચું સ્થાન ધરાવતા વિનુ માંકડનું સ્થાન હિંદી ટીમમાં અનોખું છે અને ૧૯૪૬માં ઇંગ્લંડ ગએલી હિંદી ટીમમાં તેમણે ૧૦૦૦ રનનો જુમલો અને ૧૦૦ વિકેટ કબજે કરીને તો ક્રિકેટ જગતનું મોટું માન ગણાતું 'ક્રિકેટ-ડબલ' મેળવ્યું છે.

વિનુ માંકડનો જન્મ ૧૯૧૭ની ૧૨મી એપ્રિલે કાઠિયાવાડમાં ક્રિકેટકેસરી રણજીતસિંહ ને દુલિપસિંહના જામનગરમાં થયો હતો. નાનપણથી જ ક્રિકેટનો શોખ હોવાથી શાળામાં ભણતા હતા ત્યારથી જ ક્રિકેટ રમવાની શરૂઆત કરી અને રમતમાં તેમની પ્રવીણતાને કારણે નવાનગર હાઇસ્કૂલની ટીમમાં તેમને લેવામાં આવ્યા. કાઠિયાવાડ સ્કૂલ્સ શીલ્ડ ટૂર્નામેન્ટમાં તેમની શાળાને સર્વોપરિપદ મળ્યું તેમાં વિનુનો હિસ્સો નાનોસૂનો નહોતો.

શાળાની કારકિર્દી દરમ્યાન તેમણે જે સંગીન અને ઊંચી રમત બતાવી તેને કારણે નવાનગર ક્રિકેટ એસોસીએશનના અધિકારીઓનું ધ્યાન તેમના તરફ ખેંચાયું અને જામનગર ટીમમાં તેમની ચૂંટણી થઇ.

માંકડમાં રહેલી ગુપ્ત શક્તિઓને બહાર લાવવાનું તથા તેને કેળવવાનું માન પ્રિન્સ દુલીપસિંહજી અને ક્રિકેટ નિષ્ણાત એ. એફ. વેન્સ્લે (Wensley)ને ફાળે જાય છે. તેમણે ક્રિકેટની રમતનું યોગ્ય શિક્ષણ તથા સૂચનો આપીને વિનુને મંજાએલો ખેલાડી બનાવ્યો. તેમના હાથ નીચે વિનુએ કરેલી ઝડપી પ્રગતિને કારણે ૧૯૩૬માં રણજી ટ્રોફીમાં રમવા માટે નવાનગરની ટીમમાં વિન્સ્લીએ તેમને સ્થાન અપાવ્યું અને તે જ વર્ષમાં મુંબાઇની ચતુરંગી હરીફાઈમાં પણ તેમને હિંદુઓ તરફથી લેવામાં આવ્યા. રણજી ટ્રોફીમાં તે વર્ષે નવાનગરને પહેલી જ વખત સર્વોપરિપદ મળ્યું તેમાં વિનુ માંકડનો ફાળો મોટો હતો. બંગાળની સામે તેમણે ૧૮૧ રન નોંધાવીને પોતાની રમતની ચમક બતાવી આપી ત્યારથી માંકડે પોતાનું સ્થાન આ બન્ને ટૂર્નામેન્ટોમાં લગભગ કાયમનું જ કરી નાખ્યું છે. ચતુરંગી (પાછળથી પંચરંગી) મૅચોમાં ૧૯૪૪ સુધી તેમણે ૧૭ ઇનિંગ રમીને ૭૦૬ રન નોંધાવ્યા છે જે સરાસરી દર ઇનિંગે ૪૧ રન થાય. જોકે ચતુરંગી મૅચોમાં તે બૉલર તરીકે બહુ ચમક્યા નથી પણ તેનું કારણ એ છે કે તેમને વધારે વખત બૉલિંગ આપવામાં આવી જ નહોતી.

૧૯૩૭માં હિંદમાં આવેલી લોર્ડ ટેનિસન ટીમ સામે કસોટી (ટેસ્ટ)ની મૅચો રમવા માટે હિંદી ટીમમાંથી વિનુ માંકડની ચૂંટણી થઈ અને માત્ર ૨૦ વર્ષની ઉંમરના એ ગભરુ યુવાને એ મસાલાદાર અંગ્રેજ ટીમ સામેની ચાર ટેસ્ટોમાં પોતાનું પાણી બરાબર બતાવી દીધું. એમાં રમાએલી કુલ ૭ ઇનિંગમાં તેમણે ૩૭૬ રન નોંધાવ્યા જે સરાસરી દર ઇનિંગે ૬૨ રન થાય (એક વખત તો ૧૧૩ રન કર્યા છતાં નોટ આઉટ રહેલા). બૉલિંગમાં પણ તેમણે સરાસરી દર વિકેટે માત્ર ૧૪ રન આપી ૧૫ વિકેટો કબજે કરેલી! ફક્ત હિંદી ટીમમાં જ નહિ પણ અંગ્રેજોની બાજુમાં પણ કોઇ ખેલાડીએ આવો સુંદર ફાળો આપ્યો નહોતો. ટેનિસન ટીમ જેવી મજબૂત ટીમ સામે આવું મહાન પરાક્રમ કરવું એ કંઈ જેવીતેવી વાત નથી. લૉર્ડ ટેનિસને જાતે તેમની શ્રેષ્ઠ રમત માટે વિનુને અભિનંદન આપ્યા હતા અને જણાવ્યું હતું કે માંકડ એ હિંદના પ્રથમ દરજ્જાના ખેલાડી છે ને ઑલ રાઉન્ડર તરીકે તેમનું ભવિષ્ય ઘણું જ ઊજળું છે. જામનગરમાં અંગ્રેજ ટીમને જે ૩૪ રનની હાર મળી તેમાં વિનુનો જ મોટો ફાળો—બૅટ્સમૅન અને બૉલર બન્ને રીતે—હતો.

૧૯૩૮ના ક્રિકેટ મેગેઝિન 'ઍન્યુઅલ'માં મિ. બાર્ડે (Barday) વિનુ વિષે લખે છે: હિંદનો ઉત્કૃષ્ટ ખેલાડી જો કોઈ હોય તો તે નિ:સંશય રીતે વિનુ માંકડ છે. ઑલ રાઉન્ડર તરીકે તેમણે સર્વોચ્ચ કીર્તિ મેળવી છે. લૉર્ડ ટેનિસન ટીમ સામે બૅટ્સમૅન તરીકે તે એક વખત નિષ્ફળ ગયા નથી. વળી તે ઘણા ચોક્કસ ડાબોડી બૉલર પણ છે. તે એક મહાન ખેલાડી છે. રણજી ટ્રોફીની મૅચોમાં પણ આજ સુધી તેમણે બૉલર અને બૅટ્સમૅન બન્ને રીતે સારી નામના મેળવી છે. હાલ તો તેઓ ગુજરાત ટીમના કૅપ્ટન છે.

હરીફ ટીમના સર્વ ખેલાડીઓને પોતે એકલે હાથે આઉટ કરવાનું દરેક બૉલરનું સ્વપ્ન હોય છે. પણ ભાગ્યે જ કોઈની એ આશા પાર પડે છે. એમ આવું મહાપરાક્રમ કરવાનું ભાગ્ય વિનુ માંકડને સાંપડ્યું છે. મુંબઈની ચતુરંગીમાંથી એક મૅચમાં તેમણે પારસીઓની દસેદસ વિકેટો માત્ર ૬૧ રનમાં ખેરવી નાખી હતી! તે જ હરીફાઈમાં મુસ્લિમોની પણ ૮ વિકેટો તેમણે માત્ર ૧૦૦ રન આપીને જ કબજે કરી હતી.

૧૯૪૫માં ઑસ્ટ્રેલિયન સર્વિસિઝ ઇલેવન સામે કસોટીની મૅચો રમવામાં માંકડની વરણી થાય એ સ્વાભાવિક જ હતું. તે ટીમ સામે તે બે ટેસ્ટ મૅચો રમેલા ને કુલ ૧૬૨ રન નોંધાવ્યા હતા તથા ૨૫૩ રન આપી ૭ વિકેટ કબજે કરી હતી. કલકત્તાની 'કસોટી'ની મૅચમાં તેમણે ૭૮ રન નોંધાવેલા. માંકડની રમતથી ઑસ્ટ્રેલિયન

કાપે, અરે! ચૂસી દમી કુચા કરે
મનુષ્યને શેરડી તો હસે ભરે!

રમણલાલ સોની

મૂળરાજ બીજાની વીર માતાએ પરાક્રમપૂર્વક હરાવેલો શાહબુદ્દીન ઘોરી બારે વર્ષે ગુજરાતની ખમીને ગઝની પાછો ફર્યો ત્યારે તેને કેટલાક દરબારીઓએ ગઝનીમાં તે વખતે રહેતા ગુજરાતના ધનાઢ્ય વેપારીને લૂંટી લેવાની સલાહ આપી જેથી યુદ્ધનું બધું નુકસાન ભરપાઈ થઈ જાય પણ માનધન શાહબુદ્દીને તેનો ઇન્કાર કરીને કહ્યું, 'આવી રીતે જો હું પરદેશી વેપારીને લૂંટીશ તો મારા રાજ્યમાં વેપાર કરવા કોણ આવશે? યુદ્ધનું નુકસાન તો જ્યાં તે થયું હોય ત્યાંથી જ વસૂલ લેવું જોઈએ'

કહેવતોના અર્થ · 'ભાંગ્યું તોયે ભરૂચ'—ગમે તેવી પરિસ્થિતિમાં પણ મહત્તા કે મૂળગત સ્વભાવને ટકાવી રાખીને પોતાની શક્તિ તથા ગૌરવનો પરચો બતાવી રહેવા માટે વપરાતી આ કહેવત, આપણા આજે પણ ટકી રહેલા અતિપ્રાચીન અને પુરાણપ્રસિદ્ધ નગર ભરૂચના ઉદાહરણમાં ઉચિત રીતે જ વ્યક્ત થઈ છે એને મળતી બીજી કહેવતો 'કોહ્યા તોપણ સાગના લાકડાં', 'ઓરડાની લાકડી તોય ઉતરડ જોગ તો ખરી જ', 'વાંકો તોપણ ઘઉંનો રોટલો', 'નાનો તોપણ રાઈનો દાણો' નીચેના દોહરામાં આવી ઘણી ઉક્તિઓ ગૂંથેલી છે:

નાનો પણ કણ રાઈનો, પાંખી તો યે મૂઠ,
ઘરડો તોય ગરાસિયો, ભાંગી તોય ભરૂચ
ઘરડો તોપણ બળદિયો, તોફાની પણ ગાય,
નકરો પણ વાણિયો, રૂઠેલી પણ માય
મોળો તોપણ મહીપતિ, શઠ પણ સત્તાધીશ,
સૂતેલો પણ કેસરી, ઊંઘ્યો પણ ફણીશ

અનેકાર્થી શબ્દ કરકોર=કકાજો, કાંટો; બુદ્દાણાનો ઉમાળો, ઘોડાને ગોળ ચક્કરમાં ફેરવવો તે, છળ, પ્રપંચ

ગણિત ગમ્મત · એકથી માંડીને કોઈ પણ રકમ સુધીના અંકોનો સરવાળો જાણવો હોય તો એને માટે એક ઘણી જ સહેલી રીત છે જે રકમ સુધીનો સરવાળો કરવો હોય તેનો તથા તેની પછીની રકમનો ગુણાકાર કરી, આવેલા ગુણાકારની રકમને બે વડે ભાગતાં જે આવે તે સરવાળાનો જવાબ દા ત એકથી દસ સુધીના અંકનો કુલ સરવાળો $\frac{10 \times 11}{2}=55$ —પી. ઓ. વ્યાસ

કનુ–બાપુજી, હું એક રૂપિયાનો બચાવ કરી આપું તો તમે મને આઠ આના આપો?

બાપા—જરૂર

કનુ—તો લાવો આઠ આના કેમકે તમે કહેલું કે હું છ માસિકમાં પાસ થઈશ તો તમે મને એક રૂપિયો આપશો હું તેમાં નાપાસ થયો છું, એટલે તમારો એ રૂપિયો બચ્યો ને?

બબૂનની શોધ માટે યુરોપિયનો ગર્વ લે છે, પણ ખરું જોતાં તેમણે તે શોધ કરી તેની ૫૦૦ વર્ષ પહેલાં ચીનના લોકોએ તે શોધી કાઢ્યું હતું ૧૭મી સદીમાં ચીનમાં રહેતા એક યુરોપિયન મિશનરીએ લખ્યું છે કે ઇ ૧૩૦૬માં શહેનશાહ કીએ ચીનના રાજ્યારોહણનો સમારંભ બબૂનો ઉડાડીને ઊજવ્યો હતો





દિલ્હીની ગાદીએ થઈ ગયેલા પઠાણ રાજ્યકર્તાઓમાં સૌથી સમર્થ સુલતાન શેરશાહ સૂરીએ ૧૫૪૦માં હુમાયૂને હાંકી કાઢીને જે પાંચ વર્ષ રાજ્ય કર્યું તે દરમ્યાન તેણે મહાન રાજ્યકર્તાનું સર્વ રચનાત્મક અને વહીવટી કૌશલ્ય દાખવ્યું હિંદી ચલણી નાણાને પણ તેણે જ સ્થિર રૂપ આપ્યું, જેને અકબરે સંપૂર્ણતાએ પહોંચાડ્યું તેણે જ ત્રાંબા અને રૂપાના સિક્કાઓને 'દામ' અને 'રૂપિયો' નામ આપીને તેનાં વજન, અનુક્રમે ૩૨૯ અને ૩૩૭ ગ્રેન નક્કી કર્યાં ને ચલણના અરધા, ચોથા, આઠમા અને સોળમા ભાગ નક્કી કર્યાં જે આજ પર્યંત ચાલુ છે ઉપરનું ચિત્ર હિંદના એવા પહેલા રૂપિયાનું છે તેમાં એક બાજુએ વચલા ચોરસમાં કલીમા કોતરેલ છે 'અને તેની પાછળ (જમણી તરફના ચિત્રમાં) ચોકઠામાં 'શેરશાહ સુલતાન ખલ્લાદ અલ્લાહુ મુલ્કહુ ૯૪૮' લખેલું છે તથા તેની નીચે નાગરી લિપિમાં 'શ્રી શેરશાહી' કોતરેલું છે



કલાકૃતિ દક્ષિણ હિંદના રૂપાના નકશીકામવાળો આ ત્રાંબાનો લોટો તાંજોરની કારીગરીનો નમૂનો છે એમાં ભરચક સુશોભનવાળા વચલા પટ્ટાના એકેએક ગોખમાં વિષ્ણુના દસ અવતારની એકેક મૂર્તિ છે



તમે ગમે તેવા મોટા ચિત્રકાર હો પણ જો તમને કહેવામાં આવે કે એવા ત્રણ સસલાં દોરો કે જેમની વચ્ચે ફક્ત ત્રણ જ કાન સહેલી આપવા છતાં દરેકને બબ્બે કાન હોય એમ દેખાય, તો તમે જરૂર ના પાડવાના પણ કુશળતાપૂર્વક તેની ગોઠવણી કરવાથી તે શક્ય છે જુઓ ઉપરનું ચિત્ર

રશિયાની વાર્ષિક આવક ૧૬૫૦૦ કરોડ રૂપિયા છે, અમેરિકાની ૭૦૦૦૦ કરોડ છે, જ્યારે હિંદની માંડ ૫૦૦ કરોડ રૂપિયા છે




હિન્દ સ્વતંત્ર થયું તેની નવી ટિકિટો તો તૈયાર થતાં વાર લાગશે, પણ તે દરમ્યાન એ સ્વાતંત્ર્યદિનની તારીખ–૧૫મી ઑગસ્ટથી હિન્દની બધી પોસ્ટ ઑફિસોમાંથી વહેંચાતા કાગળો પર એ પ્રસંગના સ્મરણમાં ઉપર પ્રમાણેની 'જય હિન્દ'ની પોસ્ટમાર્ક (ટપાલની છાપ) મારવાની શરૂ થઈ હતી



# અપચો થયો હોય તો કંઈ સાબુથી દૂર નહિ થાય



અમારો 'કાન્તિ' કામણગારો કે આંજીનાખે એવા લીસા કેશકલાપનો સર્જક

છે એવુ અમે કહેતા નથી

એમ તો પછી એ સાબુમા અપચો દૂર કરવાનો કિમિયો છે એમ કા ન કહેવુ ?

- કાન્તિ ન્હાવામા છે અવ્વલ નબરનો સાબુ
- સફાઈનો એ ની જ.
- કોમળમા કોમળ ચામડીને પણ બળતરા કે ઇજા કરતો નથી
- નાજુક ચિત્તહારી સુગધવાળો એ સાબુ અજમાવી જોશો ?

સ્વસ્તિકની બીજી ઉચી બનાવટોમા શીકાકાઈ, સુગધીતેલ, દાઢીના સાબુ ધોવાના સાબુ, ગોપાલક છાપ વનસ્પતિ વગેરે વગેરે છે



## કાન્તિ ન્હાવાનો સાબુ

સ્વસ્તિક ઓઇલ મીલ્સ લીમીટેડ, મુબઈ

SM LPI

SOM. 17 Gujarati

ડિસ્ટ્રીબ્યૂટર્સ: મેસર્સ વેસ્ટર્ન ઇન્ડિયા ઑટોમોબાઇલ્સ (?) સિન્ડિકેટ લિમિટેડ પો. બૉક્સ નં. ૨૮ અમદાવાદ



આવતી કાલનાં નાગરિકો
ઘડતું આજનાં ઘરોનું એકલું
માસિક ✿ વર્ષ ચોવીસમું ✿
અંક દસમો ✿ ઑક્ટોબર
ઓગણીસસો સુડતાલીસ ✿
સળંગ અંક બસો છ્યાશીમો

# કુમાર

સંપાદક
રવિશંકર
રાવળ

તંત્રી બચુભાઈ રાવત




ચિત્રો


દિવાસ્વપ્ન (શિલ્પ) શ્રીધર મહાપાત્ર (ફોટો) જગન્નાથ મહેતા — પૂઠું
તમસો મા જ્યોતિર્ગમય — કૃષ્ણલાલ ભટ્ટ — ત્રિરંગી મુખચિત્ર
ઓગણીસમી... — ફોટો · જગન્નાથ મહેતા — પાછલા પૂંઠામાં


કાવ્યો


સ્વાધીનતાના મહિનાઓ — મનાઈલાલ ઇ. પંડ્યા — ૨૮૨
સાંપ્રતનું આયુ — દેવજી રા. મોઢા — ૨૮૨


ચરિત્ર


પ્રોફેસર અબ્દુલ બારી — ૨૮૪


વાર્તા


ચોકીદાર (તારાશંકર બંદ્યોપાધ્યાય) — રમણિક મેઘાણી — ૨૮૬


લેખો


પારિજાતક [આપણી વનસ્પતિ-૮] — જયતીલાલ દે. ઓઝા — ૨૮૭
પગરખાં (રવીન્દ્રનાથ ઠાકુર) — વિનોદ કોઠારી — ૨૯૦
મૌલવી અહમદશાહ [સ્વાતંત્ર્યના શહીદો-૩] — ૨૯૧
કલાદૃષ્ટિની કસોટી કરતા પ્રશ્નો—૧ — ૨૯૩
રંગ-આયોજન-શાસ્ત્ર — ૨૯૪
કસોટી સામે ટક્કર ઝીલતી પ્રજા — ૨૯૫
બાઇકોમેટ [રોજિંદા જીવનમાં વિજ્ઞાન-૮] — ડૉ. ન. મૂ. શાહ — ૨૯૭
બહારવટાને પંથે (૭) — જીવરામ જોષી — ૩૦૦
અનિષ્ટ — નરસિંહભાઈ પટેલ — ૩૦૧
અભિનય [પ્રાચીન નાટ્યશાસ્ત્ર ૧૪] — યોગેન્દ્ર પ્રિયદર્શી — ૩૦૨


વિભાગો તથા પ્રકીર્ણ


છની સમૃદ્ધિઓ મરીએ (ચિત્રબોધ) — ૨૮૧
સ્વાતંત્ર્યની મહત્તા — ૨૮૩
લોકનકાર્તા [સંસારના શહીદો-૬૧] — ૨૯૧
કસોટી — ૨૯૬
તમે પોતે — ૨૯૮
Our Friends Abroad-પત્રમિત્ર વિભાગ — ૨૯૯
એમ કેમ ? — ૩૦૩
માધુકરી — ૩૦૪
હાજિયા (આસપાસનાં પંખી-૨૨) — ૩૦૪
સપ્ટેમ્બરની તવારીખ — ૩૦૮
આ માસ ઇતિહાસમાં (વ્યક્તિવિશેષ-બદરૂદ્દીન તૈયબજી) — ૩૦૮
છેલ્લું પાનું — ૩૦૯
નવા પુસ્તકો — ૩૧૦



કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક બચુભાઈ પોપટભાઈ રાવત.
મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિં., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.
વાર્ષિક લવાજમ રૂ. ૭, પરદેશમાં રૂ ૯-૦-૦ અથવા ૧૪ શિલિંગ છૂટક નકલના બાર આના



# અપચો થયો હોય તો કંઈ સાબુથી દૂર નહિ થાય










રંગ અને રેખામાં કુમાશભર્યું કવિત્વ વહાવનાર, જાણીતા કલાકાર શ્રી રસિકલાલ પરીખનાં ૨૧ પૂર્ણરંગી ને ૩૪ સાદાં ચિત્રોવાળો આ સમૃદ્ધ સંગ્રહ ગુજરાતનાં સસ્તાં કલાપ્રકાશનોમાં એક અગત્યનો ઉમેરો કરે છે. કલાકારે ઉત્તરોત્તર કરેલી કલાસાધનાનો પરિચય આપતી એમની જીવનરેખા ઉપરાંત આમાં સઘરાએલાં પંચાવન ચિત્રોમાં ઑઇલ અને વાટર-કલર, પેન્સિલ અને પેન-અન્ડ-ઇંક-સ્કેચ, સ્ટેપલ-વર્ક, વૂડ-કટ, સૉફ્ટ-બ્રશ-સ્કેચ આદિ ચિત્રકળાની વિભિન્ન પદ્ધતિઓમાં એમની કલમ તથા પીંછીનો કસબ દર્શાવતા સર્વ પ્રકારના ચૂંટેલા નમૂનાઓ આપવામાં આવ્યા છે. ચિત્રકલાના વિદ્યાર્થીઓ તથા કલાશોખીનો માટે તેમજ ભેટ આપવા માટે એ અમૂલ્ય ચીજ છે. કિં. રૂ. ૩॥; પોસ્ટેજ સાથે રૂ. ૪; કુમાર કાર્યાલય લિમિટેડ અમદાવાદ



કલાત્મકતા અને સસ્તાપણામાં અનન્ય એવા આ ચિત્રસંગ્રહ પાછળનો મુખ્ય હેતુ વિશુદ્ધ કલાને અત્યંત સસ્તા દરે ઘરઘર પહોંચતી કરવાનો છે. સર્વશ્રી રવિશંકર રાવળ, કનુ દેસાઈ, જગન્નાથ અહીવાસી, રસિકલાલ પરીખ, છગનલાલ જાદવ અને ત્રિગુણાતીત પચોળી એ આપણા છ અગ્રણી ગુજરાતી કલાકારોનાં છ પૂર્ણરંગી ચુનંદાં ચિત્રોનો આ સંપુટ, ૧૨॥×૯ ઇંચના માપનાં આર્ટકાર્ડ પર ફ્રેમ માટે તૈયાર રૂપમાં સુઘડ રંગીન છપાઇમાં આપવામાં આવ્યો છે. સવા રૂપિયા જેટલી નજીવી કિંમતમાં આવાં રંગીન ચિત્રો આટલાં સસ્તાં કોઇએ હજી આપ્યાં નથી. ચિત્ર દીઠ પૂરી ચાર આના કિંમત પણ ન થઇ.





**ગુજરાતનું પાટનગર અમદાવાદ:** એ શહેરના સ્થાપક અહમદશાહના મકબરાથી માંડીને છેક સ્વામીનારાયણના મંદિર સુધીના આજથી એક જ સૈકા પરનાં સ્થાપત્યોમાં સંઘરાએલી આપણી કળાલક્ષ્મીનો પરિચય. જેણે પશ્ચિમના નામચીન કલામીમાંસકોને મુગ્ધ કર્યા છે અને જેની પ્રશસ્તિ સાંભળી જગત-યાત્રીઓ અમદાવાદ આવે છે, એ શિલ્પ અને સ્થાપત્યનાં કાવ્યો સમાં અમદાવાદનાં બાવન નામચીન-સ્થાનોના ફોટોગ્રાફોનું આ આલ્બમ છે. દરેક ચિત્ર નીચે ઐતિહાસિક અને લાક્ષણિક માહિતી આપતી નોંધ તથા શ્રી રત્નમણિરાવ ભીમરાવ જેવા વિદ્વાને લખેલા, અમદાવાદની ચડતીપડતી ને વિકાસ વર્ણવતા વિદ્વત્તાભર્યા નિબંધ સાથે. કિંમત માત્ર બે રૂપિયા, પોસ્ટેજ જુદું




ચોખા
ઘઉં
બાજરી
કપાસ
તમાકુ
ચા
શણ
કોલસો
લોઢું
મેંગેનીઝ
સોનું

અહીં જે સંજ્ઞાઓ દર્શાવી
તે દેશમાં જ્યાં જ્યાં તે
તથા ખનિજો થાય છે ત્યાં
નકશામાં દર્શાવી છે
વધુ પાક તથા ખનિજો
થતાં હોય ત્યાં તે ઉપરાઉપર
મૂકીને દર્શાવ્યા છે
ગુજરાતમાં ઘઉં બાજરી
કપાસ ને તમાકુની સંજ્ઞા
ઉપરાઉપરી આલેખી

કાશ્મીર
સરહદ પ્રાંત
પંજાબ
બલુચિસ્તાન
સિંધ
રજપૂતાના
સંયુક્ત પ્રાંત
બિહાર
આસામ
બંગાળ
મધ્યપ્રાંત
ઓરિસા
હૈદ્રાબાદ

# છતી સમૃદ્ધિએ ગરીબી!

હિંદની ખેતીજન્ય તથા ખનિજની સમૃદ્ધિ બતાવતા આ નકશામાં આપણા દેશના ઘઉં, ચોખા, બાજરી વગેરે પોષક ધાન્ય તેમજ કપાસ, શણ, તમાકુ આદિ સમૃદ્ધ પાક ક્યા ક્યા પ્રાંતમાં થાય છે તે તેમજ કોલસો સોનું મેંગેનીઝ જેવા ખનિજોથી આપણો દેશ ક્યા ક્યા સ્થાનોમાં સમૃદ્ધ છે તે દર્શાવ્યું છે

હિંદ મુખ્યત્વે ખેતીપ્રધાન દેશ હોવા છતાં તેની સમગ્ર જનતાને પહોંચી રહે તેટલાં ધાન્ય તે પકવતું નથી એ હકીકત આશ્ચર્ય સાથે ખેદ ઉપજાવનારી છે હિંદમાં દર વર્ષે ૬૧૦ લાખ ટન અનાજ પાકે છે જેમાંથી ૧૨॥ ટકા બગાડ તથા બીજા જતાં આપણી પાસે ૫૩૨॥ લાખ ટન રહે છે પણ આપણી જરૂર છે ૬૧૧ લાખ ટનની, એટલે કે ૭૮॥ લાખ ટન અનાજની તૂટ આપણને દર વર્ષે પડે છે

આ ખોટ પૂરી પાડવા આપણને પર દેશથી અનાજ આયાત કરવું પડે છે ગયે વર્ષે ૨૫ લાખ ટન અનાજ આપણે પર દેશમાંથી આયાત કર્યું હતું આ વરસે પહેલા છ મહિનામાં મળી ૧૧॥ લાખ ટન અનાજ આપણે લાવ્યા છીએ આની પાછળ આપણે અત્યારસુધી ૭૭ કરોડ રૂપિયા ખરચી ચૂક્યા છીએ અને આમ જો દર વર્ષે આપણે અનાજ લાવવા પાછળ પૈસાનો ધુમાડો કર્યા કરીએ તો જતે દહાડે દેશને દેવાળું કાઢ્યા સિવાય બીજો કોઈ રસ્તો ન રહે

હિંદને અનાજની બાબતમાં સ્વયંપૂર્ણ-સ્વતંત્ર બનાવવા સિવાય આ વિનાશમાંથી ઊગરવા માટે બીજો કોઇ માર્ગ નથી અને આટલો વિરાટ ભૂમિપ્રદેશ ધરાવતા હિંદને એવો સ્વયંપૂર્ણ બનાવવો એ કંઈ બહુ મુશ્કેલ વાત પણ નથી ઉપરના નકશાની ગમાણે ડાબે ખૂણે મૂકેલો આલેખ બતાવે છે તે મુજબ આપણી કુલ ૧ અબજ વીઘા જમીનમાંથી ૩૬ કરોડ વીઘા જમીન જ આજે ખેડાય છે જ્યારે ૭૫ કરોડ વીઘા ખેડી શકાય તેવી જમીન આમ ને આમ પડી રહી છે ને પડી રહેલી જમીનનો ઉપયોગ કરવો એ માર્ગ બીજો રસ્તો છે, જે જમીન ખેડાય છે તેમાં જ અનાજનું ઉત્પાદન બમણું ત્રમણું કરવું હિંદમાં દર એકરે ૮૦૦ રતલ ચોખા પાકે છે, જ્યારે જાપાનમાં ૨૩૦૦ રતલ! હિંદમાં ઘઉં દર એકરે ૬૬૦ રતલ પાકે છે જ્યારે ઇંગ્લંડમાં ૨૦૦૦ રતલ! આ આંકડા જ બતાવી આપે છે કે હિંદમાં હજુ દર એકરે અનાજનું ઉત્પાદન ઘણું વધારી શકાય તે માટે ખેડૂતોને ગળથૂથ પાણી યોગ્ય ખાતર, ઉત્તમ બી તથા ટ્રેક્ટર પંપ ઈત્યાદિ આધુનિક સાધનોનો ભરપુર પુરવઠો મળવો જોઇએ આ જો થાય તો હિંદનું ઉત્પાદન આસાનીથી ૧૩૦ ટકા જેટલું વધારી શકાય પછી હિંદને પરદેશ પર અનાજ માટે આધાર રાખવો નહિ પડે પણ એવો દિવસ ઊગે તે માટે સરકારે એક ગંજાવર યોજના આંકીને તે મુજબ ઝડપી પગલાં લેવાં જોઈએ

# સ્વાતંત્ર્યની સફળતા માટે આપણે મોં વકાસીને આપણા નેતાઓ સામે નહિ પણ આપણી જાત સામે જ જોવાનું છે

—મતન—

જેની આપણે છેલ્લા દોઢસો વર્ષથી ઝંખના કરતા હતા તે સ્વાતંત્ર્ય તો આવી ગયું. પણ આગળ શું? શું આપણને સ્વાતંત્ર્ય માત્ર તેના નામ ખાતર જ જોઈતું હતું? અલબત્ત, નહિ જ. આપણને સ્વાતંત્ર્ય જોઈતું હતું પ્રગતિ માટે—આબાદી માટે. પ્રગતિ એટલે કેવળ રાજકીય પ્રગતિ નહિ. પણ પ્રજાના આરોગ્ય અને શિક્ષણ, ઉદ્યોગ ને ખેતીવાડી, સાહિત્ય ને વિજ્ઞાન ઇત્યાદિ સર્વ ક્ષેત્રમાં પ્રગતિ. આ પ્રગતિનો આધાર આપણા મુઠ્ઠીભર નેતાઓ શું કરે છે તેના પર આંખ માંડીને બેસી રહેવાથી નથી સધાવાની, પણ સમાજની દરેક વ્યક્તિ—પછી તે રસ્તો સાફ કરનાર અદનો ઝાડુવાળો હોય કે બુદ્ધિમાન કલેક્ટર હોય, મોટો પ્રધાન હોય કે ઑફિસનો મૂલી પટાવાળો હોય, તે દરેક પોતપોતાની તે સજાગ થઈને સમજપૂર્વક પોતાનું કર્તવ્ય પાર પાડવા મથી પડે તે ઉપર અવલંબે છે.

આ દૃષ્ટિથી આપણામાંના દરેકનું શું કર્તવ્ય તથા દરેકે અત્યારથી શું કરવા માંડવું જોઈએ તે સમજવાનો પ્રયત્ન કરીએ.

**વિદ્યાર્થી:** નક્કી કરેલા વિષયોની ગોખણપટ્ટી કરીને, ઓછામાં ઓછી મહેનતે પરીક્ષા પાસ કરવી એ ઘરેડિયું ધ્યેય હવે તમારે છોડવું જોઈએ અને પ્રગતિમાન સંસારના વિવિધ પ્રશ્નોનું જ્ઞાન મેળવવા બૌદ્ધિક શ્રમની પરાકાષ્ઠા કરવી જોઈએ. ઉપરાંત, બને તેટલો વધુ શારીરિક શ્રમ કરી તમારી જાતને ખડતલ ને મજબૂત બનાવો. દેશની કોઈ પણ જાતની સેવા માટે તત્પર, આત્મવિશ્વાસથી છાતી કાઢીને ચાલતો તથા શિસ્તની મૂર્તિ સમો વિદ્યાર્થી આજે દેશને જોઈએ છે.

**શિક્ષકો:** દેશના ભાવિ નાગરિકો તૈયાર કરવાની મહાન જવાબદારી તો તમારે શિરે છે. દેશને ઉપયોગી થઈ પડે તેવી દૃષ્ટિ, બુદ્ધિ તથા ધ્યેય-પ્રણાલિ વિદ્યાર્થીને આપો. વિદ્યાર્થીને શિસ્તથી વર્તવાની ટેવ પડે એ તમારે ખાસ જોવાનું છે. પૈસા ખાતર જ તમે નોકરી નથી કરતા, પણ તમારી કામગીરી દ્વારા દેશની જીવતી સમૃદ્ધિ રૂપ આવતી કાલના નાગરિકો સર્જવાની મહત્ત્વની સેવા બજાવી રહ્યા છો એવી જવાબદારીભરી ભાવનાનું ગૌરવ હૈયે રાખીને કામ કરો.

**ખેડૂત:** આજે (અને હંમેશ માટે) હિંદના પ્રાણ તો તમે છો. તમારી શક્તિઓની પરાકાષ્ઠા કરીને પણ અનાજનું ઉત્પાદન વધારો અને દુકાળના મુખમાં ધસડાઈ જતા હિંદને બચાવો. બની શકે ત્યાં નવાં યાંત્રિક સાધનો તથા ખાતરોનો ઉપયોગ કરીને તથા વિજ્ઞાને શોધેલાં સાધનો ને સગવડોનો સમજપૂર્વક લાભ લઈને મબલખ પાક ઉતારો. દેશની આજની કટોકટીની પળે જરૂર કરતાં વધારે અનાજ સંઘરી ન રાખતાં તે દેશને આપો જેથી હજારો ભૂખે મરતાં માણસો બચી જાય.

**ઉદ્યોગપતિ:** મજૂરોને નીચોવીને કેવળ નફો કરવાની દૃષ્ટિ રાખી ઉદ્યોગો ચલાવવાની નીતિ હવે નહિ ચાલે. ઉત્પાદનકાર્યમાં મજૂરોને પણ જવાબદાર ભાગીદાર સમજીને ઉદ્યોગના નફામાં તેના કલ્યાણનો પણ હિસ્સો રાખો. મજૂરોને યોગ્ય પગાર, મોંઘવારી તથા રહેવા ખાવાની ઉત્તમ સગવડો આપો.

**મજૂર:** ખાસ અનિવાર્ય જરૂર ઊભી થાય તે સિવાય હડતાળનું શસ્ત્ર વાપરતા નહિ. કોઈ પણ ઔદ્યોગિક કલહનું નિરાકરણ સમાધાન સમજાવટથી અગર છેવટે લવાદ દ્વારા કરો. કારખાનાનું કામ નછૂટકે પતાવી દેતા હો એવી વેઠ ઉતારીને કામ ન કરતાં માલનું ઉત્પાદન કેમ વધે તથા તમારી કાર્યપ્રવીણતા કેમ ઊંચી થાય તે તરફ વધુ ધ્યાન આપો.

**યુવાનો:** જેમ સ્વાતંત્ર્ય-સંગ્રામમાં તમે મોખરે રહ્યા હતા તેમ હવે સ્વાતંત્ર્ય-સંરક્ષણના કાર્યમાં પણ તમારે જ અગ્ર ભાગ લેવાનો છે. દેશને આંતરિક તેમજ બહારના શત્રુઓથી બચાવવા જેમ બને તેમ મોટી સંખ્યામાં ભરતી થાઓ. આપણી સરકારના એકેએક લશ્કરી ખાતામાં, પોલીસમાં તેમજ વરકરમાં શક્તિશાળી માણસોની ખૂબ જરૂર છે.

**સરકારી નોકરો:** તમારું જૂનું દૃષ્ટિબિંદુ હવે બદલાઈ જવું જોઈએ. તમે જનતાના 'સેવકો' છો, 'માલિક નહિ', એ ભાવનાથી લોકો સાથે વર્તો. તમારી ખરી યોગ્યતા તમારી સેવાવૃત્તિ પર અવલંબે છે. આજ સુધી પરદેશી સરકારના પ્યાદાં બનવાને માટે લોકોમાં તમારે વિષે જે રોષ, ભય અને તિરસ્કાર પેસી ગયા છે તે તમારા વિવેક અને સૌજન્યભર્યાં વર્તાવથી દૂર કરો. લાંચરુશવતની જે કાળી ટીલી તમારે કપાળે ચોંટી છે તે પ્રામાણિક વર્તનથી ધોઈ નાખો.

**લેખક:** અંગ્રેજો હિંદ છોડીને તો ગયા, પણ તેમણે આપણી સંસ્કૃતિ, આચારવિચાર તથા મન ઉપર જે પાશ્ચાત્ય સંસ્કારો પાડ્યા છે તે ધોઈ નાખી ફરી આપણા ભારતીયત્વને પ્રગટ કરવાનું કાર્ય લેખકોનું છે. જનતાને પોચું, નમાલું તથા વિલાસ તરફ પ્રેરે તેવું સાહિત્ય ન પીરસતાં તેને ઉન્નતિ તથા પુરુષાર્થ તરફ લઈ જાય તેવું તેજસ્વી સાહિત્ય નિર્માણ કરવાની આજે જરૂર છે.

**પત્રકાર:** તમારી શક્તિ ખૂબ જ મોટી છે. તમે તો સમાજના ગુરુસ્થાને છો. કેવળ વિધ્વંસક ટીકાઓનાં ખાબોચિયામાં પુરાઈ ન રહેતાં નવા યુગની જનતાને યોગ્ય શિક્ષણ તથા માર્ગદર્શન આપો. કોઈ પણ એક પક્ષના કે માત્ર સરકારના જ ચશ્માંમાંથી ન જોતાં તમને પોતાને જે શુદ્ધ સત્ય લાગે તે નિર્ભય રીતે કહો. આજે જનતાની વાચનભૂખ ઉઘડી છે તે વખતે તેને માત્ર સનસનાટીના મરીમસાલાવાળું અથવા ગેરરસ્તે દોરે તેવું તકલાદી કે વિકારી સાહિત્ય ન પીરસતાં પ્રજાનો તંદુરસ્ત અને પ્રફુલ્લ માનસદેહ ઘડે તથા તેને પ્રગતિના રચનાત્મક કાર્યમાં પ્રેરે તેવું સત્ત્વશીલ વાચન આપો.

**કલાકાર:** તમારી પ્રતિભાને પ્રચારવેડાના કે અન્ય કોઈ પણ પ્રકારના બંધનમાં ન જકડાવા દેતાં મુક્ત હસ્તે ભારતના પ્રતિભાશાળી આત્માના આવિષ્કરણનું મહાન કાર્ય ચાલુ રાખો. કોઈ પણ એક તત્ત્વપ્રશ્ન કે પક્ષના અંધ પૂજક ન બનતાં વિશાળ જનતા સાથે તાદાત્મ્ય અનુભવી કલાનિર્માણ કરો.

**જનતા:** હવે સરકાર તમારી જ હોવાથી નાની કે મોટી દરેક બાબતમાં સરકારને દોષ ન દેતાં તેમની અડચણો સમજવા પ્રયત્ન કરો. અંગ્રેજો તો આપણને 'બળતું ઘર કૃષ્ણાર્પણ' કરીને ગયા. તેને વ્યવસ્થિત કરવાનું કાર્ય ઘણું મુશ્કેલ છે અને તે માટે થોડાંક વર્ષો તો તમારે ફાળે લોહી, પરસેવો અને આંસુ' સિવાય બીજું કશું નહિ આવે પણ એ બધું બહાદુરીથી જીરવવું પડશે.

**'હિંદને સ્વાતંત્ર્ય તો મળ્યું પણ તે પચાવવા માટે હિંદ નબળું નીવડ્યું'**

અથવા

**'હિંદને સ્વાતંત્ર્ય મળ્યું અને તે જીરવીને વૈભવશાળી બન્યું'**

આ બેમાંથી કઈ બીના ઇતિહાસમાં નોંધાવવી તે સંપૂર્ણપણે આપણા સૌના પોતાના જ હાથમાં છે.

# પ્રાચીન નાટ્યશાસ્ત્ર તથા તેની અનુષંગી નૃત્યાદિ કળાઓનો પરિચય આપતી લેખમાળા [૧૪]

## અભિનય

### આંગિકાભિનય-૨

લેખક યોગેન્દ્ર પ્રિયદર્શી



પાંગોના વિવિધ ચલનો આપણે ગયા અંકમાં જોયા હવે મસ્તક વગેરે અંગોના કર્મો જોઈએ

**મસ્તક** મસ્તકના જુદાજુદા તેર ચલનો છે તે આ પ્રમાણે (૧) આકમ્પિતમ્ (૨) કમ્પિતમ્ (૩) ધૂતમ્ (૪) વિધૂતમ્, (૫) પરિવાહિતમ્, (૬) આધૂતમ્, (૭) અવધૂતમ્, (૮) અંચિતમ્, (૯) નિહંચિતમ્, (૧૦) પરાવૃત્તમ્, (૧૧) ઉત્ક્ષિપ્તમ્ (૧૨) અધોગતમ્ અને (૧૩) લોલિતમ્ તેમના લક્ષણો આ પ્રમાણે છે

આકમ્પિતમ્ મંદ કંપન (ઉપર નીચે)
કમ્પિતમ્ અધિક કંપન (ઉપર નીચે)
ધૂતમ્ પાર્શ્વે કંપન (બન્ને બાજુ)
વિધૂતમ્ ત્વરિત કંપન (મુજબ)
પરિવાહિતમ્ અનુક્રમે બન્ને બાજુએ ફરવું
આધૂતમ્ ઉપરની તરફ ત્રાંસુ
અવધૂતમ્ અધોકંપન
અંચિતમ્ એક તરફ ફેરવેલું મસ્તક
નિહંચિતમ્ ખભા ઊંચા અને દાબેલી ડોકવાળું મસ્તક
પરાવૃત્તમ્ પરાવૃત્તાનુસરણ (પાછા વળતા હોઈએ તેમ મસ્તકથી અનુસરણ કરવું તે)
ઉત્ક્ષિપ્તમ્ ઊર્ધ્વ મુખ—ઊંચે રાખેલું મસ્તક
અધોગતમ્ અધોમુખ—નીચે ઢળેલું મસ્તક
લોલિતમ્ ચોતરફ ફરતું મસ્તક

તેમનો વિનિયોગ આ પ્રમાણે કરવાનો શાસ્ત્રમાં કહ્યો છે

આકમ્પિતમ્ ઉપદેશ, પૃચ્છા, ભાષણ, વસ્તુનિર્દેશ, બોલાવવું વગેરેમાં
કમ્પિતમ્ રોષ, વિતર્ક, પૃચ્છા વ્યાધિ, અમર્ષ ઇત્યાદિમાં
ધૂતમ્ વિષાદ, વિસ્મય, પાર્શ્વ અવલોકન ઇત્યાદિમાં
વિધૂતમ્ શીતગ્રસ્ત, ભયભીત, ત્રાસ જ્વર અને મદ્યપાનમાં
પરિવાહિતમ્ વિસ્મય, હર્ષ સ્મરણ અમર્ષ, વિચાર વિલાસ, સંતાડવું વગેરેમાં
આધૂતમ્ ગર્વ ઇચ્છાદર્શન, ઊર્ધ્વ નિરીક્ષણ ને બાયકાત બતાવવામાં
અવધૂતમ્ સંદેશ સંભાષણ આલાપ ઇત્યાદિમાં
અંચિતમ્ વ્યાધિગ્રસ્ત મૂર્છિત, ચિંતા, દુઃખ ઇત્યાદિમાં
નિહંચિતમ્ ગર્વ વિલાસ, લલિત બિબ્બોક, માન, કિલ કિંચિત્ વગેરે સ્ત્રી ભાવોમાં
પરાવૃત્તમ્ મુખ પાછું ખેંચવામાં પૂંઠ પાછળને જોવામાં
ઉત્ક્ષિપ્તમ્ ઊર્ધ્વ નિરીક્ષણ, ઊંચી કે દિવ્ય વસ્તુ ગ્રહણ કરવામાં
અધોગતમ્ લજ્જા, પ્રણામ, અને દુઃખમાં
લોલિતમ્ મૂર્છા, વ્યાધિ, મદ, આવેશ નિદ્રા આદિમાં

આ સિવાય બીજી લોક-અભિનયને અનુસરતી મસ્તકની અન્ય ક્રિયાઓ પણ છે

**મુખરાગ** સુખદુઃખવાળી અવસ્થામાં મુખની જુદીજુદી ચાર દશાઓ સમજે છે (૧) સ્વાભાવિકમ્ (૨) પ્રસન્નમ્ (૩) રક્તમ્ અને (૪) શ્યામમ્ તેમનો વિનિયોગ આ પ્રમાણે છે

સ્વાભાવિકમ્ સ્વાભાવિક અભિનયોમાં અને મધ્યસ્થ ભાવોમાં
પ્રસન્નમ્ હર્ષ શૃંગાર અને અદ્ભુતમાં
રક્તમ્ રૌદ્ર, વીર, મત્ત મદ અને કરુણમાં
શ્યામમ્ ભયાનક અને બીભત્સમાં

**કંઠ** ડોકના નીચે પ્રમાણે નવ પ્રકારના કર્મો છે (૧) સમા (૨) નતા (૩) ઉન્નતા (૪) ત્ર્યસ્રા (૫) રેચિતા, (૬) કુંચિતા, (૭) અંચિતા, (૮) વલિતા અને (૯) નિવૃત્તા તેમના લક્ષણ આ મુજબ છે

સમા સ્વાભાવિક
નતા નમેલી ઢળેલા મસ્તકવાળી ડોક
ઉન્નતા ઉન્નત—ઊંચી ડોક
ત્ર્યસ્રા પાર્શ્વગતા એક તરફ નમેલી ડોક
રેચિતા ચલાયમાન બન્ને બાજુ ડોક ખસેડવી
કુંચિતા દબાયેલી ડોક
અંચિતા ઢળાવેલી કે આગળ તાણેલી ડોક
વલિતા પાર્શ્વાન્મુખી— એક તરફ ફેરવી વીધેલી ડોક
નિવૃત્તા સમસ્થિત—ટટાર અને સ્થિર ડોક

તેમનો વિનિયોગ નીચે મુજબ કરવાનો કહ્યો છે

સમા ધ્યાન, જપ અને સ્વાભાવિક કર્મોમાં
નતા માળા હાર વગેરે ગળાના ઘરેણાં પહેરવામાં
ઉન્નતા ઊંચેની વસ્તુ જોવા વગેરેમાં
ત્ર્યસ્રા ખભા પરના ભાર અને દુઃખમાં
રેચિતા શૃંગાર વિલાસ નૃત્ત ભારવહન અને મથન (વલોવવા)માં
કુંચિતા ભારવહન (માથા પર ભાર હોય તે વખતે) અને ગળાના રક્ષણમાં
અંચિતા વાળ ખેંચવામાં ઊર્ધ્વ અવલોકન વગેરેમાં
વલિતા અપ્રિય ક્રિયા કે બળાત્કારે કરાતા ચુંબન વગેરેમાંથી છૂટવા બીજી તરફ જોઈ જવામાં
નિવૃત્તા રૌદ્ર વીર અદ્ભુત ગર્વ આદિમાં

**સ્કંધ** ખભાની જુદીજુદી પાંચ સ્થિતિઓ છે (૧) એકોચ્ચમ (૨) કર્ણલગ્નમ્ (૩) ઉચ્છ્રિતમ્ (૪) સ્રસ્તમ્ અને (૫) લોલિતમ્, તેમના લક્ષણો નામાનુસાર સમજી શકાય તેવા છે

તેમનો વિનિયોગ આ પ્રમાણે કરવાનો હોય છે

એકોચ્ચમ ભાલો કે છરો વગેરે મારવામાં
કર્ણલગ્નમ્ આલિંગન તથા ઠંડી ઇત્યાદિમાં
ઉચ્છ્રિતમ્ હર્ષ અને ગર્વમાં
સ્રસ્તમ્ સુખદ ખભા
લોલિતમ્ નૃત્ત હાસ્ય વગેરેમાં

**ઉરસ** છાતીની પણ જુદીજુદી પાંચ અવસ્થાઓ છે (૧) આભુગ્નમ્ (૨) નિર્ભુગ્નમ્ (૩) પ્રકમ્પિતમ્, (૪) ઉદ્વાહિતમ્ અને (૫) સમમ્ તેમનાં લક્ષણ નીચે પ્રમાણે વર્ણવ્યાં છે

આભુગ્નમ્ ખભા પાસે અને ઊંચી પીઠવાળી નમેલી છાતી
નિર્ભુગ્નમ્ પાછળ પડતા ખભા અને નમેલી પીઠવાળી ઉન્નત છાતી
પ્રકમ્પિતમ્ છાતી નાની મોટી થતી ફૂલતી તથા સંકોચાતી
ઉદ્વાહિતમ્ ચઢેલી છાતી
સમમ્ સૌષ્ઠવયુક્ત સમાન અવસ્થાવાળી છાતી



# મધુકરી

અમેર બ્હેતર, ભુલી જજો અમારી યાદ ફાની,
બુરી યાદે દુભવજો ના સુખી તમ જિન્દગાની
યદિ સ્વાધીનતા આવે-વિનંતી ભાઈ' છાની:
અમોને યે સ્મરી લેજો જરી-પલ એક નાની.

—ઝવેરચંદ મેઘાણી

## ૨૫૦ નર્તકી મેનકા

સંસ્કૃતિના ઇતિહાસમાં એકદા ઉત્કૃષ્ટ કક્ષાએ પહોંચેલી હિંદની પરંપરાગત નૃત્યકળા જ્યારે મૃત્યુપંથે પળી હતી, તેના પર કાળના પોપડા ચડી જઇને તે નિસ્તેજ થઈ મરવાને વાંકે જીવતી હતી, અને અમુક સ્થળોમાં તો વિકૃત રૂપમાં માત્ર વારાંગનાઓની રોજીનું હલકટ સાધન બની ગઇ હતી, એવા નિરાશાભર્યા કાળમાં, આપણી પ્રાચીન નૃત્યકળાની એ બુઝાતી જ્યોતને પોતાની એકનિષ્ઠ સાધનાનું તેલ સીંચીને ફરી દીપ્તિમાન બનાવનાર એક કલયિત્રી બંગાળમાં પ્રકટી. તેણે લુપ્ત પામતા એ સંસ્કારધનને બચાવી લઈ તેમાં નવવિચારનો પ્રાણ અને નૂતન ચેતના પૂર્યાં અને એ જ્યોતને પુનઃપ્રકાશમાન કરી એટલું જ નહિ, પણ આંતરરાષ્ટ્રીય તખ્તા ઉપર રજૂ કરીને ફરી એકવાર હિંદની નૃત્ય કળાને ઉચ્ચ સ્થાને સ્થાપી બીજા દેશોની કલાઓ વચ્ચે શ્રેષ્ઠ પદ અપાવ્યું. હિંદી નૃત્યકલાની એ અને સમર્થ પુનરુદ્ધારકનું મૂળ નામ લીલા સોખે, પણ નૃત્યજગતમાં જાણીતું તેનું નામ મેનકા.

એનો જન્મ પૂર્વ બંગાળના એક શ્રીમંત બ્રાહ્મણ જમીનદાર શ્રી પી. એલ. રાયને ત્યાં થયો હતો અને નાનપણથી જ તેના પિતાએ તેને શિક્ષણ માટે ઇંગ્લંડ મોકલી હતી. ઊગતી અવસ્થાથી જ કલા પ્રત્યે પ્રતિભાવંત અભિરુચિ ધરાવનારી લીલાએ ત્યાં વાયોલિન બજાવવા ઉપર અજબ પ્રભુત્વ મેળવ્યું હતું અને લંડનમાં યોજાતા મેળાવડાઓમાં તેનું પ્રદર્શન પણ થતું. પરંતુ તેના પિતાને આ વાત નાપસંદ હોવાથી એક વખત ગુસ્સે થઇને તેમણે તેનું વાયોલિન તોડીને ફેંકી દીધું. પણ કલાસાધનાનું અધૂરું રહેલું લીલાનું અરમાન આથી દબાઈને ગૂંગળાઈ રહ્યું નહિ. તેણે ખમણા જોમથી નૃત્યના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો અને તેની સ્વાભાવિક કલાપ્રતિભા સાધનાના બળે તેમાં પ્રકાશમાન બની ઊઠી. લંડન અને પારીસમાં તેણે કરી બતાવેલા પ્રયોગોએ સારી પ્રશંસા મેળવી અને નૃત્યકલાના ક્ષેત્રમાં આમ પ્રવેશ પામેલી લીલા 'મેનકા'નું મધુર નામ ધારણ કરી હિંદને કિનારે ઊતરી

પણ ઇંગ્લંડમાં મેળવેલી આ નિપુણતા હજી શોખની મર્યાદામાં જ હતી; સાધના હજી બાકી હતી. હિંદ આવીને તેણે એકચિત્તે દેશની પ્રાચીન નૃત્યકળાનો અભ્યાસ કરવા માંડ્યો. જે કાળે નૃત્ય પ્રત્યે આ દેશમાં ખાનદાન કુટુંબોમાં નફરત હતી અને તે ફક્ત વારાંગનાઓની જ કળા ગણાતી એ કાળમાં પણ એ જન્મજાત કલયિત્રીએ સમાજની સૂગ અને તિરસ્કારની સામે ટક્કર ઝીલીને પણ પોતાની એકાગ્ર ઉપાસના ચાલુ રાખી. ઉત્તર હિંદના કાસી, આસામ અને દક્ષિણ હિંદના કથકલી નૃત્યોનો તેણે સૂક્ષ્મ અભ્યાસ કરી પારંગતતા પ્રાપ્ત કરી. અને એ નૃત્યો તેણે માત્ર શીખી લઇને જ સંતોષ ન માન્યો, પણ તેમાં પોતાની ઉપજત કલા પણ ઉમેરી. હિંદનાં લોકનૃત્યોમાં રહેલી પ્રચ્છન્ન કલાશક્તિ પ્રથમ પિછાનનાર પણ તે જ સૌ પહેલી વ્યક્તિ હતી. કથક નૃત્યના શ્રેષ્ઠ કલાકારો ગણાતા પંડિત સીતારામ મિશ્ર અને ગુરુ રામદત્ત મિશ્ર પાસેથી તેણે એ પદ્ધતિની શાસ્ત્રીય તાલીમ એવી તો સરસ રીતે મેળવી કે કથક નૃત્યની તે પ્રથમ પંક્તિની નિષ્ણાત ગણાવા લાગી, એટલું જ નહિ પણ એ પદ્ધતિમાં કેટલીક નવી સુધારણા કરીને યાંત્રિક બની ગયેલા



### માસમાસનાં પંખી
૨૨-કાજિયાં



તળાવ કે નદી કિનારે ૫૦થી ૧૦૦ના જૂથમાં દેખાતા, કાગડા જેવા, પણ કદમાં સહેજ મોટા આ પંખીઓ સંસ્કૃતમાં તો नीर काकम् (પાણીના કાગડા) જ કહેવાય છે. ચળકતા કાળા રંગનું શરીર, ગળાની નીચે થોડો સફેદ ભાગ, કાળાશ પડતા બદામી રંગની, સાધારણ લાંબી, ગોળ, પણ છેડેથી આંકડા જેવી વળેલી ચાંચ અને ગોળાશ પડતી મજબૂત (stiff) પૂંછડી એ આ પંખીની વિશેષતા. જો કે નાનામોટા કદની તેની ત્રણ જાતો થાય છે, પણ આપણે ત્યાં બારે માસ દેખાય છે તે તો ઉપર જણાવેલી સૌથી નાની જાત.

જળકૂકડીની માફક આ પંખીઓનો પણ મુખ્ય ખોરાક છે માછલાં (ક્વચિત્ કરચલા અને દેડકાં પણ). પાણીમાં ડૂબકી મારી ચપળતાથી પોતાની ચાંચમાં માછલું પકડીને તે પાણીની સપાટી પર આવે છે ને ચપ દઇને ગળી જાય છે. માછલાં પકડવાની તેની આ સહજ કળાનો જાપાનીઓ પોતાના સ્વાર્થ માટે અદ્ભુત ઉપયોગ કરે છે. ગજા પ્રમાણે ૮-૧૦ કાજિયા લઈ તે માછલાં પકડવા જાય છે. તે દરેકને પગે દોરી બાંધેલી હોય છે ને ગળામાં એક કડી એવી રીતે પહેરાવેલી હોય છે કે જેથી કાજિયાનો શ્વાસોચ્છ્વાસ ચાલુ રહે, પણ તે માછલું ગળી જઇ ન શકે. પછી તેમને પાણીમાં છોડે છે. જેવું કોઈ કાજિયું માછલી પકડે કે તરત તે તેને દોરી વડે હોડીમાં ખેંચી લઈ તેના મોંમાંનું માછલું કાઢી લે છે. આમ, હાથપગ હલાવ્યા વિના, વગર મહેનતે જાપાનીઓ માછલાં પકડે છે'

વર્ષાનો અંત એ એમનો ગર્ભાધાન કાળ. ખાસ કરીને પાણીની વચ્ચોવચ ઊગેલાં બાવળ આદિ ઝાડ પર તેઓ સેંકડોની સંખ્યામાં ભેગાં મળી માળાઓ બાંધે છે અને ૪થી ૫ આછા વાદળી-લીલા રંગનાં ઇંડાં મૂકે છે.

(શ્રી 'વનેચર'ના લેખ ઉપરથી સંપાદિત)

# નવાં પુસ્તકો

## બે ચિત્રસંપુટો

**સ્વાતંત્ર્ય યજ્ઞ** જેને લીધે આપણને સ્વાતંત્ર્ય મળ્યું તે આપ ણા આઝાદી જંગની સ્થાપણું અને બલિદાનની સંવેદનાને મૂર્તિ- મંત કરતા, આપણા આશાસ્પદ નવોદિત ચિત્રકાર ચંદ્ર ત્રિવેદીએ દોરેલા ભાવના અને રેખાના ઉત્તમ નમૂના રૂપ સાત ચિત્રોનો સંપુટ, પ્રકાશક-ભારતી સાહિત્ય સંઘ લિ. કર્નાન્ડિઝ પૂલ નીચે, ગાંધી રોડ, અમદાવાદ, ૨-૪-૦, **રાષ્ટ્રપિતા ગાંધીજી** બિહારમાં શાંતિ સ્થાપવા મહાત્માજીએ કરેલી ઐતિહાસિક યાત્રા પ્રસંગના જાણીતા ફોટોગ્રાફર જગન્નાથ મહેતાએ લીધેલા આઠ ભાવવાહી ચિત્રોનો સંપુટ, પ્રકાશક-રમણલાલ પી. સોની, મોડાસા, ૩-૦-૦

## ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પ્રકાશનો

**વિચાર માધુરી:** ગુજરાતના વિદ્વાન ચિંતક સ્વ. આચાર્ય શ્રી આનન્દશંકર ધ્રુવના, 'સુદર્શન' તથા 'વસન્ત' સામયિકોમાં આવેલા લખાણો, સંસારસુધારો ઇત્યાદિ વિષયોને લગતા અભ્યાસપૂર્ણ લેખોનો સંગ્રહ. સંપાદકો-રામનારાયણ વિ. પાઠક તથા ઉમાશંકર જોષી, પૃષ્ઠ ૨૪૮, ૧-૦-૦, **હિંદમાં યુદ્ધોત્તર કેળવણીનો ઉત્કર્ષ** હિંદ સરકારના કેળવણી ખાતાના સલાહકાર સર જ્હૉન સાર્જન્ટે હિંદની કેળવણીના સર્વ પ્રકારો તથા તેની દિશા વિષે સમગ્ર દૃષ્ટિએ વિચાર કરી કાળજીપૂર્વક તૈયાર કરેલા અહેવાલનો અનુવાદ કરનાર-હીરાલાલ ગો. ધ્રુવ, પૃ ૧૯૨, ૧-૦-૦, **૫ ભગવાનલાલ ઇન્દ્રજીનું જીવનચરિત્ર:** પુરાવિદ્યાના સમર્થ ને જગતખ્યાત ગુજરાતી વિદ્વાનનું વિસ્તૃત ચરિત્ર. લેખક શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, પૃ ૧૧૬, ૧-૦-૦, **રહમતે આલમ:** સૈયદ સુલેમાન નદવીએ હજરત મહંમદ પયગંબર સાહેબના ઉર્દૂમાં લખેલા ચરિત્રનો અનુવાદ કરનાર-વનમાળા નરહરિ પરીખ, પૃ ૧૩૬, ૧-૦-૦

## નવજીવન કાર્યાલયનાં પ્રકાશનો

**યંત્રની મર્યાદા** યંત્રોથી થતા ગેરફાયદાઓ બતાવી તેની મર્યાદા નક્કી કરવું તથા તેને લગતા મ૦ ગાંધીજીના વિચારો રજૂ કરતું પુસ્તક, બીજી આવૃત્તિ લેખક-નરહરિ દ્વા. પરીખ, પ્ર૦ ગુજરાત વિદ્યાપીઠ, પૃ ૧૬૦, ૧-૦-૦, **લોકમાતા** કાવ્યમય ભાષામાં ભારતની નદીઓના જીવંત રસાળ પરિચય આપતા કાકાસાહેબ કાલેલકરના એ જાણીતા પુસ્તકની સુધારેલી ત્રીજી આવૃત્તિ પૃ ૨૦૮, ૧-૪-૦, **લોકમાતા** ઉપરના જ ગુજરાતી પુસ્તકનો મરાઠી અનુવાદ, છેડે ટીકા સાથે પૃ૦૧૩૧, ૧-૦-૦, **અસ્પૃશ્યતા અને શાસ્ત્રો** વેદ, સ્મૃતિઓ પુરાણો, ઇત્યાદિ ધાર્મિક ગ્રંથોનાં તથા આપણા આચાર્યો તથા સાધુસંતોના વચનો ટાંકી અસ્પૃશ્યતાને શાસ્ત્રોનો આધાર નથી એમ પુરવાર કરતું પુસ્તક -ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ, પૃ ૭૫૧, ૩ ૦ ૦, **તારુણ્યમાં પ્રવેશતી કન્યાને પત્રો** માસિક ધર્મ, લગ્ન, જનનવ્યાપાર વગેરે ઘણા ઉપયોગી વિષયોને લગતી માહિતી આપણી કન્યાઓને માતા પાસે આપતું લોકપ્રિય પુસ્તક, સુધારેલી પાંચમી આવૃત્તિ નરહરિ દ્વારકાદાસ પરીખ, પૃ ૧૧૬, ૧ ૦ ૦, **મુંડકોપનિષદ** મૂળ શ્લોકો, સરળ અર્થ તથા વિવેચન સાથે સંપાદક-મગન



ભાઈ પ્રભુભાઇ દેસાઈ પૃ ૧૯૮, ૨ ૦ ૦

## સસ્તુ સાહિત્ય વર્દ્ધક કાર્યાલયનાં પ્રકાશનો

**ગીતાસાર** ગહેરી ભાષામાં તથા ટૂંકાણમાં, ગીતાના બધા જ સિદ્ધાંતોને આવરી લેતું ગીતાનું દોહન. લેખક-હાસ કાનેટકર, પૃ ૭૦, ૦ ૪ ૦, **સ્તોત્ર સંગ્રહ** શ્રીશંકરાચાર્ય વિરચિત ભક્તિના તથા વેદાંતના સ્તોત્રોનો લોકભોગ્ય સંગ્રહ અર્થ સહિત. અનુવાદક-ગિરિજાશંકર શાસ્ત્રી પૃ ૨૧૧, ૦ ૧૦ ૦, **નાનાભટ્ટ બાપા** મહિયાવાદના એક સમર્થ વૈદરાજના કેટલાક જીવન પ્રસંગો. લેખક-ડૉ. રસિકલાલ છો. પરીખ બીજી આવૃત્તિ પૃ ૬૧, ૦ ૬ ૦, **પંચાંગ** સંવત ૨૦૦૪નું ગ્રહલાઘવીય શુદ્ધ ટીપ્પણું સામાન્ય વિસ્તૃત માહિતી સાથે. કર્તા-શાસ્ત્રી ડિમતર મ. સદાશંકર જાની, પૃ ૭૦ ૦ ૬ ૦

## ભારતી સાહિત્ય સંઘ લિમિટેડનાં પ્રકાશનો

**મા વિનાનાં** જુદાજુદા સામયિકોમાં પ્રસિદ્ધ થયેલી ૧૬ વાર્તાઓનો સંગ્રહ. લેખક-બાબુભાઇ પ્રાણજીવન વૈદ્ય પૃ ૧૮૩, ૨-૮-૦, **ઘરને મારગે** યુદ્ધક્ષેત્ર પરથી ઘેર પાછા ફરતા સૈનિકનું દુઃખભર્યું જીવન આલેખતી પ્રસિદ્ધ જર્મન લેખક રેમાર્કની 'ધ રોડ બૅક' નામની નવલકથાનો અનુવાદ કરનાર મકરન્દ દવે, પૃ ૩૦૦ ૪-૦-૦ **પંખીનો મેળો:** 'જનમટીપ'ના જાણીતા લેખક ઈશ્વર પેટલીકરની અનોખી નવલકથા પૃ ૧૮૦, ૨ ૮ ૦, **પરિક્રમણ** (ભાગ બીજો) જન્મભૂમિના કલમ અને કિતાબ મા તથા અન્યત્ર પ્રસિદ્ધ થએલા સ્વ. ઝવેરચંદ મેઘાણીના વિવેચનાત્મક લખાણોનો બીજો સંગ્રહ પૃ ૨૯૧ ૩ ૮-૦

## આર. આર. શેઠ ઍન્ડ કંપનીનાં પ્રકાશનો

**નવોઢા** ચિનુભાઈ પટવાની વિવિધ વાર્તાઓનો સંગ્રહ પૃ ૨૫૫, ૩-૮-૦, **દાઝેલાં હૈયાં** મહારાષ્ટ્રના જાણીતા લેખક શ્રી વિ. સ. ખાંડેકરની સમાજના નાજુક અંગને સ્પર્શતી 'જળાલેલા મોહર' નામની નવલકથાનો અનુવાદ કરનાર-ગોપાળરાવ વિદ્વાંસ, પૃ ૨૮૦, ૩-૮ ૦, **માનવીની ભવાઈ** જાણીતા લેખક પન્નાલાલ પટેલની એક નવી નવલકથા પૃ ૩ ૫, ૧ ૦ ૦

## ઇતર

**પ્રભુનું ધન** અંગ્રેજીમાં જેની બે લાખ નકલો ખપી ગઇ છે તે, વિખ્યાત લેખક મેરી કૉરેલીની ધ ટ્રેઝર ઑવ હેવન નામની અસરકારક નવલકથાનો અનુવાદ કરનાર ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ, પ્ર૦ વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ, મુંબાઈ ૨ પૃ ૨૧૧, ૩-૦-૦, **પથ્થરનાં પારેવાં** અને બીજા નાટકો શ્રી ઈન્દુલાલ ગાંધીના નવા અને જૂના દસ નાટકોનો સંગ્રહ મુખ્ય વિક્રેતા, અનંત દેસાઈ માધવજી બિલ્ડિંગ, ઍન્ડ્રુઝ રોડ, મુંબાઈ-૪, પૃ ૧૮૯, ૨ ૧૯-૦, **સ્વાતંત્ર્ય-પ્રભાત.** આઝાદી રાષ્ટ્રધ્વજ, ગાંધીજી ઇત્યાદિને લગતા સત્તર પ્રેરક કાવ્યોનો સંગ્રહ લેખક-નાથાલાલ દવે પ્ર-સરકાર સાહિત્ય મંદિર, ભાવનગર, પૃ ૭૨ ૦-૬-૦, **દુનિયાનાં દર્શનો** (ભાગ પહેલો અને બીજો) માધ્યમિક શાળાના પહેલા તથા બીજા ધોરણના ભૂગોળ વિષયના પાઠ્ય પુસ્તક તરીકે ઉપયોગી થાય તેવા પુસ્તકો. પુષ્કળ ચિત્રો સાથે સરળ ભાષામાં લેખકો-વરધભાઈ લ. પટેલ અને અબાલાલ અ. ઈનામદાર, પ્રકાશક-વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ, ૩ રાઉન્ડ બિલ્ડિંગ કાલબાદેવી રોડ, મુંબાઈ-૨ અનુક્રમે ૧-૬-૦, અને ૧-૮-૦, **ઊર્મિલાન સ્વપ્ન અને બીજા કાવ્યો.** મૉડર્ન રિવ્યુમાં પ્રસિદ્ધ થએલા 'ઊર્મિલાઝ સ્લીપ' પરથી રચેલું ખંડકાવ્ય તથા બીજા કાવ્યો લેખક-પ્રકાશક બાલેન્દ્ર દવે રજી શુક્લ, બક્ષી શેરી, મોરબી, ૧-૦ ૦

# હિંદમાં કાંતણ

## પાંચહજાર વર્ષ પહેલાં

રૂ કાંતવાના ઉદ્યોગનો ઇતિહાસ એ હિંદના પ્રાચીન ઇતિહાસનો મહત્વનો ભાગ છે, આ ઇતિહાસ એટલે કે જરૂરીઆત અને સુંદરતા પાછળની મનુષ્યની કાયમ ચાલુ રહેલી શોધ !

અત્યાર સુધી જાણમાં આવેલો સૌથી પ્રાચીન રૂના કાંતણનો નમુનો ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષ પહેલાંનો છે. આ નમુનો સિંધુ નદીની ખીણમાં આવેલા મોહે-જો-ડેરો (મૃત્યુ પામેલાઓનું શહેર) કે જે ઇ. સ. ૩૦૦૦ વર્ષ પૂર્વે છોડી દેવામાં આવ્યું હતું તેના અવશેષોમાંથી મળી આવ્યો હતો.

આ ચિત્રમાં તે વખતનો મહાગજ દેખાય છે. તેણે પહેરેલો જરીભરતવાળો રૂમાંથી બનાવેલો ઝિ મતી [illegible] ઓછામાં ઓછા પાંચ હજાર વર્ષ પહેલાનો બનાવેલો છે.



૧૮૮૬ માં સ્થાપાએલી કેલીકો મીલ્સ હિંદની એકમ તરીકે સૌથી મોટી મીલ છે અને જ્યુબિલિ મીલ સાથે તે દરરોજ ૧,૭૫,૦૦૦ વાર ઉપરાંત કાપડ ઉત્પન્ન કરે છે. આજે પહેલાં કરતાં પણ વિશેષ તેણે ઉગી આવેલી ભગવડો રાષ્ટ્રના કાપડની તંગીને પહોંચી વળવાના પ્રયત્નોમાં મદદ કરે છે.

સાડી, ધોતી,
મલમલ, છીંટ, મચ્છર-
દાની, શીવણના
દોરા, સુશોભનનું કાપડ

# કેલીકો મીલ્સ

[illegible]

CA

SHILPI

કરમચંદ પ્રેમચંદ લીમીટેડ

પી.બી.
અમ





**ચિત્રો**

| | | |
|---|---|---|
| શરમાળ હાસ્ય | ચન્દ્રકાંત પટેલ | પૂંઠું |
| જિજ્ઞાસા | સોમાલાલ શાહ | ત્રિરંગી મુખચિત્ર |
| હિમાલયનું ચાદર | નારાયણ શ્રીધર બેંદ્રે | પાછલું પૂંઠું |
| તેજી તોખાર | મફતલાલ દૂધિયા | ,, |

**કાવ્યો**

| | | |
|---|---|---|
| ચાંદની | બાલમુકુન્દ દવે | ૩૪૫ |
| આશા | મકરન્દ દવે | ૩૪૫ |
| એકરાર | પ્રિયકાન્ત | ૩૪૫ |

**ચરિત્ર**

| | | |
|---|---|---|
| તાત્યા ટોપે (સ્વાતન્ત્ર્યના શહીદો–૫) | | ૩૪૬ |

**વાર્તા**

| | | |
|---|---|---|
| રસાયણામૃત | કાલિદાસ જાદવ | ૩૫૩ |

**લેખો**

| | | |
|---|---|---|
| લીલો ચંપો [આપણી વનસ્પતિ–૧૦] | જયંતીલાલ દે ઓઝા | ૩૪૮ |
| નાઈલ | યશોધર નર્મદાશંકર મહેતા | ૩૫૦ |
| કલાદૃષ્ટિની કસોટી–૩ | | ૩૫૫ |
| સ્મરણશક્તિ | | ૩૫૭ |
| વાચિકાભિનય [પ્રાચીન નાટ્યશાસ્ત્ર–૧૬] | યોગેન્દ્ર પ્રિયદર્શી | ૩૫૮ |
| બહારવટાને પંથે–૪ | જીવરામ જોષી | ૩૬૫ |
| સોનું અને રૂપું [રોજિંદા જીવનમાં વિજ્ઞાન–૧૦] | ડૉ ન નૂ શાહ | ૩૬૭ |

**વિભાગો**

| | | |
|---|---|---|
| પ્રજા અને પોલીસ [મનન] | મહેન્દ્ર મેઘાણી | ૩૪૬ |
| કસોટી | | ૩૫૬ |
| સ્મરણશક્તિ [તમે પોતે–૩] | | ૩૫૮ |
| પ્રાચીન જગતમાં હિંદના સાંસ્કૃતિક સંબંધો [ચિત્રબોધ] | | ૩૬૦ |
| શ્રીનગર [સંસારના શહેરો–૬૩] | | ૩૬૨ |
| પત્રમિત્ર વિભાગ–Our Friends Abroad | | ૩૬૪ |
| માધુકરી (જીવનચરિત્ર નરસિંહ ચિંતામણ કેળકર) | | ૩૭૩ |
| અબાબીલ [માસમાસના પંખી–૨૪] | | |
| તવારીખ–નવેમ્બરની | | |
| આ માસ ઇતિહાસના [૦ ચક્તિ વિ | | |
| છેલ્લું પાનું | | |



કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અ
મુદ્રણ પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર ક
વાર્ષિક લવાજમ રૂા ૭॥, પરદેશમાં રૂા ૯॥ અ



જાહેરખબરના સોલ એજન્ટ મેસ
મૉડેલ ટૉકીઝ સામે


કુમારમાનાં સર્વે લખાણો, ચિ

બીજા ભલે આશા આપે કે
એમનો






પરંતુ
અમોરો નમ્ર દાવોતો એટલોજ
છે કે,
ન્હાવા માટે કાન્તિ જેવો બીજો
કોઈ સાબુ નથી







# કાન્તિ

ઉચ્ચતામાં અજોડ






ગાઢ નિંદ્રા
નો દાતા છે

સ્વસ્તિક ઑઇલ મીલ્સ લીમીટેડ
મુંબઈ

SHIP

..., ... ની રસાળ ભોમમાં ઈજિપ્તની ભાવી કૃષિતિનાં બીજ રોપ્યાં તથા વસવાટ શરૂ કર્યો. પછી તો ઢોર આવ્યાં, ઘેટાં આવ્યાં, બકરાં આવ્યાં અને મિસરમાં સંસ્કૃતિનાં પગરણ મંડાયાં. ખેતીવાડી અને ખેડૂતના ખભા ઉપર ઉન્નતિની ઈમારત ઊભી થઈ. રાજવંશ શરૂ થયા, હાથી-ઘોડા અને મહેલો-મહોલાતો ઊભરાયાં. કાયદા થયા, કરવેરા નંખાયા, લશ્કરી અને મુલ્કી ખાતાંઓ રચાયાં, અને.........કારખાનાં પણ થયાં. આમ મીંડામાંથી એકડો થયો અને એકડામાંથી અસંખ્યનું ઉભરાણ થયું. જાણે કોઇ સમર્થ યોગી-એ કોઈ માયાની સૃષ્ટિ ખડી ન કરી હોય! એ સમયના મિસરના મિસરીઓ કેવા હશે? આજે તો તે બધા કાળનો કોળિયો થઇ ગયા છે. માત્ર તેમની કલ્પના કરવાના આધારરૂપ તેમનાં બાંધકામો અને 'મમી'.........

રમેશ: મમી? કોની મમી? રૂસ્તમની?

રૂસ્તમ: પાછો બકી ઊઠયો? આય તારું મોં સીવી લેતસ.

રસૂલ: મમી એટલે પેટીઓમાં સંઘરેલાં શબો. મિસરના એ ઈતિહાસનો મોટો ભાગ એનાં આ મમીઓ સાથે વણાયેલો છે. મૃત દેહને મિસરીઓ બહુ પવિત્ર માનતા, એટલું જ નહિ પરંતુ એ દેહમાં ફરીને જીવનો સંચાર થવાનો છે એવું માનીને એમાં સુગંધીદાર મસાલાઓ ઠાંસીને સુંદર પેટીઓમાં સાવચેતીથી દફનાવતા. તાજુબીની વાત છે કે એ મુરદાંઓ આજ હજારો વર્ષ પછી પણ આપણે જોઈ શકીએ તેમ સચવાઇ રહ્યાં છે. જોકે એમના માંસ, મજ્જા ઈત્યાદિ કાળાં થઈ ગયાં હોય છે

રમેશ: આવું આવું સાંભળીને તો ભાઇ હવે કંટાળો આવે છે. આવા પંતુજીવેડા જ એ ચોપડીમાં આવે છે કે કોઈ કહાણી બહાણી છે?

રસૂલ: ઉતાવળો થા મા. લે હવે એક કહાણી જ આવે છે, સાંભળ. એક હતો ઈજિપ્તના દેવળનો પૂજારી. મિસરમાં પૂજારીઓ વૈદું પણ કરતા, એટલે આ પૂજારી દાકતરી પણ કરતો. તે ઉદાર વિચારો ધરાવતો અને જ્ઞાનનો શોખીન હતો. મનુષ્ય-શરીરમાં શી શી અજાયબીઓ હશે તે જાણવાની એને તાલાવેલી થઇ. અને એ તો મુરદું ચીરીને જ જાણી શકાય. પણ એ તો અશક્ય વાત. કેમકે મિસરમાં મુરદું અત્યંત પવિત્ર મનાતું અને તેમાં મસાલા ભરનાર જાતિ સિવાય તેને બીજું કોઈ ચીરી શકતું નહિ. કરવું શું? એણે એક યુક્તિ શોધી. મુરદાંઓને ચીરીને તેમાં મસાલા ભરનાર એક અસ્પૃશ્યને તેણે સાધ્યો. મુરદાં ચૂંથનાર આ વર્ગને ઈજિપ્તમાં અસ્પૃશ્યો કરતાં પણ નીચી કોટિના ગણવામાં આવતા. એ લોકો જ મુરદાંને અડી શકતા, ભોંયરાંઓમાં લઈ જઈ ચીરીને તેમાં મસાલા ભરતા અને પછી કપડાં-લત્તામાં વીંટી પેટીમાં મૂકતા. એમનું કામ પત્યા પછી ભોંયરાંમાંથી તે બહાર આવતા એટલે લોકો તેમના ઉપર ફિટકાર વરસાવતા, ગાળો દેતા ને કાંકરા પણ મારતા. એક આ જાતિ સિવાય મુરદાંનું જ્ઞાન કોઇને નહોતું. અને તેથી જ મિસરી દાક્તરોનું મનુષ્યદેહનું જ્ઞાન ઘણું જ મર્યાદિત હતું.

વારુ. આવો એક અસ્પૃશ્ય પેલા પૂજારી-દાકતરે સાધ્યો હવે તમે એ પૂજારી અને અસ્પૃશ્યની વચ્ચેનો વાર્તાલાપ સાંભળો:

પૂજારી: અહયા આમ આવ.

અસ્પૃશ્ય: આવ્યો બાપજી.

પૂજારી: તારી દીકરીને કેમ છે?

અસ્પૃશ્ય: હજી તાવ ધીકે છે, બાપજી.

પૂજારી: મટાડવું છે?

અસ્પૃશ્ય: ... બાપજી. પણ અમારા ... ?

પૂજારી: હું મટાડીશ પણ તારે એક કામ કરવાનું.

અસ્પૃશ્ય: પગે પડું બાપજીને, કહો તે કરું.

પૂજારી: સાંભળ. પણ આ વાત જો ત્રીજે કાને ગઈ છે તો ત... ને તારી ઓલાદને મંત્રથી બાળીને ભસ્મ કરી નાખીશ.

અસ્પૃશ્ય: વચન છે બાપજી.

પૂજારી: તારી પાસે નીચે મુરદું છે?

અસ્પૃશ્ય: બે છે, બાપજી.

પૂજારી: એક મુરદામાંથી હૃદય કાઢી મને આપી જા.

અસ્પૃશ્ય: ઓ મારા બાપ! દેવ રૂઠે તો, બાપજી?

પૂજારી: બકવાટ કરે છે કે નાપાક?! દેવનો તો હું પૂજારી ... જા! નીકર તારી દીકરીને મંત્રથી મારી નાખીશ. જા. .આ...આ.

અસ્પૃશ્ય: ખમા કરો બાપજી. આ હીંડયો. હમણાં લઇ આ...

અને એ અસ્પૃશ્ય ભોંયરામાં ગયો. એના દિલમાં આનંદ ... કે દીકરીને હવે બાપજી મટાડી દેશે. ભોંયરામાં બે શબ પડ... હતાં. એક યુવાન નર્તકીનું હતું. બીજું હતું એક ખંધા અમલદા... નું. નર્તકીના શબને તે અધઘડી જોઇ રહ્યો અને પછી બોલ્યો 'બીચારી દુઃખિયણ અભાગી! જીવતાં તો દુઃખી હતી જ. તેને ... મૂએ શીદ વધારે દુઃખી કરવી? ના, ના. બાઈ! તારું દિલ તો નહિ કાઢું. સૂઇ રહે સુખે.(હસીને) જોકે તેં તો અનેકનાં દિલ ચોરેલ હોં કે!' પછી તે પેલા ખંધા અમલદારના શબ તરફ હસીને બોલ્યો 'મોળા હરામખોર! અનેકનાં લોહી તેં જીવતા પીધાં. હરામી! દો... ઝખમથી તિરમારખાંની માફક જીવતાં તું ઘૂમતો તો!' હવે કે... ગરીબ ઘેટાની માફક પડયો છે' લાવ તને જ ચીરું. અને ઘેટાને ... ઘેટાનું જ હૃદય હોય.' એટલું બોલીને અમલદારનું હૃદય ચીરીને તે... કાઢી લીધું અને ઘેટાનું હૃદય તેને ઠેકાણે મૂકી દીધું.

(રસૂલ અટકે છે. રમેશ અને રૂસ્તમ તલ્લીન થઈ ગયા છે.

રમેશ: વાહ વાહ, કહાણી તો અજબ છે!

રૂસ્તમ: વન્સ મોર દીકરા રસૂલ, વન્સ મોર!

રસૂલ: નહિ, વન્સ મોર નહિ: પણ એવી જ એક બીજી કહા... કહું, જે વધારે કરુણ છે. સાંભળો.

પ્રાચીન ઈજિપ્તમાં વર્ગભેદ ઘણો હતો. એક વખત કોઇ એ... ઉમરાવની સુંદર કન્યા ગુજરી ગઈ. તેનું શબ ચીરનારની પાસે... ભોંયરામાં આણવામાં આવ્યું. ચીરનારો યુવાન હતો. યુવતીના શ... ઉપરની ચાદર ખસેડતાં જ યુવતીનું અપ્રતિમ લાવણ્ય જોઈ ... ચકિત થઈ ગયો. જીવતાં તો એના છાયો પણ દુર્લભ, એની ખાનદા... યુવતીને મૃત્યુ બાદ મળવાનો આ લ્હાવો સાંપડવાથી તેને કંઇનું કં... થઈ ગયું. હૃદયમાં પ્રેમની ધારાઓ ફૂટી. આવા સુંદર શરીર પર પો... શું ચીરો મૂકનો? એની સુંદર શરીર માંસપેશીઓમાં શું તીક્ષ્ણ કટાર ભોંકવી? આ સુંદરી શું મૃત્યુ પામેલી હશે? ના ના. એ ફક્ત મૂર્છિત હશે અથવા તો ગાઢ નિદ્રામાં સ્વપ્નસૃષ્ટિમાં વિચરતી હશે. આવાઆવા તરંગો તેના યુવાન હૃદયમાં આવ્યા અને પ્રેમના આ... વેશે તે વિવશ બની ગયો. યુવતીના સુંદર હોઠ ઉપર હોઠ મૂકી તેણે ચુંબન કર્યું—ના કર્યું, ત્યાં તો ચીરનારાઓનો મુકાદમ આવી ચડયો અને તેને ધિક્કારથી તથા ક્રોધથી બરાડા પાડીપાડીને ધમકાવવા માંડયો. અનેક માણસો ભોંયરામાં ધસી આવ્યા અને ખૂબ કોલા... હલ મચ્યો. પેલો યુવાન તો કોઈ અગમ્ય આત્મસમાધિમાં જાણે ડૂબી ગયો હોય એવી રીતે યુવતીના મૃતદેહને જોતો બેસી રહ્યો. ટોળા... માંથી 'દુષ્ટ!-ચાંડાલ! મારો એ નરાધમને' એવી પોકાર ગર્જનાઓ થઈ. અને થઈ રહ્યું. બીજે દિવસે સવારે લાકડા સાથે એને સજ્જડ

(૫) સારા ચિત્રનાં આવશ્યક લક્ષણો શાં?

(૬) નીચે આપેલા ચિત્રને તમે સારું કહેશો કે નરસું? તમારો જવાબ કારણો સહિત આપો.



અથવા

તમે જોએલું સૌથી શ્રેષ્ઠ હિંદી કલાનું ચિત્ર કયું? તમારા પોતાના જ શબ્દોમાં તેનું વર્ણન આપો.

અથવા

નીચે આપેલાં બે પૈકી કોઈ પણ એક ચિત્રનું તમારા પોતાના જ શબ્દોમાં વર્ણન કરો. તેમાં દોષ શા શા છે?





૩૫૫ (ડિસેમ્બર ૧૯૩૭)




# પ્રાચીન જગત સાથે હિંદનો સંસ્કૃતિસંબંધ દર્શાવતો નકશો

દર્શનિકા –

બીજા દેશોમાં મળી આવેલા ભારતીય અવશેષો [હિંદી કાપડ]

ભારતીય સાહિત્યમાં મળી આવતા પ્રાચીન નામો (પુરુષપુર)

પ્રાચીન આરૂઢ માર્ગો

બીજા પ્રાચીન માર્ગો

અશોકના શીલાલેખોમાં ઉલ્લેખાયેલાં રાજ્યો (ઈ.પૂ.

આર્કિઓલોજિકલ સર્વે ઑવ ઈન્ડિયાના સૌજન્યથી




## પ્રાચીન ભારતના સંસ્કૃતિસંબંધો

પ્રાચીન કાળમાં હિંદ જેટલો સંસ્કાર સંપન્ન તથા વૈભવસમૃદ્ધ દેશ જગતની પીઠ પર બીજો એકે નહોતો. એ વસ્તુ તો સર્વ ઇતિહાસકારોએ સ્વીકારી છે માત્ર તેના શ્રેષ્ઠ તત્ત્વજ્ઞાનને લીધે જ નહિ પણ અઢળક ભૌતિક સંપત્તિને લીધે જગતભરના બાદશાહો, વિજેતાઓ ને સાહસિકોના ચિરંતન આકર્ષણનું તે કેન્દ્ર બની રહ્યું હતું એ જાહોજલાલીના કાળમાં હિંદના વેપારીઓ ને સાહસ સફરીઓ વિવિધ દેશો સાથે સતત સંબંધમાં રહેતા એટલું જ નહિ પણ ઘણા અણખેડાએલા પછાત પ્રદેશોમાં તો સંસ્કૃતિના પગરણ પણ હિંદના જ જ્યોતિર્ધરોએ કર્યાં હતા તે આજે પણ તે તે દેશોમાં મળી આવતા હિંદી કળાકારીગીરીના અવશેષો તથા ભારતીય સાહિત્યમાં મળી આવતા તે તે સ્થાનોના હિંદી નામોથી સાબિત થાય છે

સાથેના નકશામાં બતાવ્યા પ્રમાણે મધ્ય એશિયાની આમુ નદીનું આપણું વાક્ષુ નદી નામ, જાવાનું યવદ્વીપ, બોર્નિયોનું વરુણદ્વીપ વગેરે નામો આપણી સંસ્કૃતિના પગરણ કેટલે દૂર સુધી થએલા તેનું ઉજ્જ્વળ ચિત્ર ખડું કરે છે આજના સિંગાપુરનું મૂળ સિંહપુર ફિલિપાઈન્સનું મૂળ પણ્યુપાયન, રાનરંગનું પાંડુરંગ વગેરે નામો સ્પષ્ટ દર્શાવે છે કે તે મૂળ આપણા જ નામો પરથી આજના રૂપમાં ઉતરી આવેલા છે

અને દૂરદૂર મળી આવેલા હિંદની કળાકારીગીરીના અવશેષો તો હિંદના ઉજ્જ્વળ ભૂતકાળના સ્મારકો છે શાબુવમાં મળી આવેલી આરસની સૂર્યમૂર્તિ, તુર્કસ્તાનમાં હિંદમાતાના ચિત્રવાળી ચાંદીની તાસક ઇજિપ્તમાં હિંદી કાપડ, ને છેક પોલંડમાં મળી આવેલા સામંત દેવના સિક્કા આદિ અવશેષો માત્ર હિંદની અપ્રતિમ કળાકારીગીરીની જ નહિ પણ હિંદનો વ્યવહાર કેટકેટલે દૂર ચાલતો તેની પ્રતીતિ કરાવે છે અસ્થિર અને કપરી મુસાફરીના તે કાળમાં પૃથ્વીની પીઠ પર આપણે કરેલી વ્યવહારમાર્ગોની ફૂલગૂંથણી જે સાથેના નકશામાં બતાવી છે, તે જોતાં આપણા પૂર્વજોના ભગીરથ પુરુષાર્થ દરિયાખેડની કુશળતા તથા દેશદેશાવર સુધી સંસ્કૃતિ પીઠો ઉઘાડવાની તમન્ના માટે પ્રશંસાયુક્ત આશ્ચર્ય થયા વિના રહેતું નથી




જેલમના પ્રશાન્ત પ્રવાહમા તરતી નાની હુગીઓવાળા શ્રીનગરના એક મુખ્ય જળમાર્ગનું ચિત્રમય દૃશ્ય

સ્લિમો અને બાકીના હિંદુઓ છે લોકોની ષા સંસ્કૃત અને ફારસીના મિશ્રણવાળી મ-મીરી છે અને મોટા ભાગના લોકો મુસલ-ાની છે ઊંચી પડછંદ કાયા, ગોરું ભરાવ-દાર બદન, શાંત ભોળી મુખમુદ્રા અને તંદુ-રસ્ત આકર્ષક બાંધો એ ત્યાંના લોકોની મુખ્ય ખાસિયત ત્યાં પડતી સારી ઠંડી ઠીથી બચવા ત્યાંના લોકો હાથ કરતા ય ાંબી બાંહ્યવાળા, ગરમ પટ્ટુઓના લાંબા ાંબા ડગલા પહેરે છે ચોપડી કે કોઈ વસ્તુ કડવી હોય કે કંઈ ખાવું હોય તો પણ એ ાહ્યની બહાર હાથ ન કાઢતા બાંહ્ય વાળી કરીને જ કામ પતાવી દે છે કેટલાક તો તરની ટોપલીમા નાનકડી સગડી રાખી તે ળામા લટકાવી દઈ તેના પર હાથ શેકે છે

શ્રીનગરની કળા કારીગીરી તો જૂના કા-ળથી જાણીતી છે એ કારીગરી 'શાલો'એ એક વખત માત્ર હિંદને જ નહિ પણ આખા યુરોપને ગાંડુ બનાવેલું આજે પણ તેના ગાલીચા તથા શાલ વગેરેનું કલાકૌશલ્ય જગતમા અજોડ ગણાય છે કાશ્મીરના સૃષ્ટિ સૌંદર્યનો કલારસ ત્યાંના લોકોની નસે નસમા ગયેલો તો ઓતપ્રોત થઈ ગયો છે કે એ શાલના કે બીજા કોઈ પણ ભરતકામના છેડા પર કંઈ પણ જાતની ભાત કે લીટીનું માપ ઉકેલ્યું આંકયા વગર કિનારી અને થેપ્પાના આકર્ષક ડિઝાઈનો સીધા જ પરબાર્યા તૈયાર કરી શકે છે વળી અખરોટના લાકડામાંથી જુદી જુદી વસ્તુઓ બનાવી તેમા હાથીદાંતની વેલબુટ્ટીઓ જડવાની તેમની કળા તથા મિનાકારી પણ ઘણા જાણીતા છે ખુદ શ્રીનગર શહેરમા પણ લાકડા પરની કોતરણીકામના ઘણા ઉત્કૃષ્ટ નમૂનાઓ છે કાગળના માવાની ('પેપરમાશે'ની) તેમજ ચામડાની કારીગરી ને ચાંદીકામ વગેરે ત્યાંના બીજા ઉદ્યોગો છે

શહેરની બાજુએ ચોકી કરતી હોય તેમ તેની બે દિશાએ બે સુંદર ટેકરીઓ આવેલી છે હરિ પર્વતને નામે ઓળખાતી ઉત્તર તરફની ટેકરી પર અકબર બાદશાહે બંધાવેલો કિલ્લો આજે પણ મુઘલ સામ્રાજ્યની યાદ આપે છે બીજી, પૂર્વ તરફની ૧૦૦૦ ફૂટ ઊંચી શંકરાચાર્યની ટેકરી (જેને મુસ્લિમો તખ્ત-ઈ-સુલેમાન કહે છે) પર ૨૨૦૦ વર્ષનું મહાદેવનું એક પ્રાચીન દેવળ ઊભું છે એ ટેકરી પરથી શહેરનો દેખાવ ઘણો ચિત્તાકર્ષક લાગે છે

જહાંગીરે કહ્યું હતું તે જ વાક્ય ત્યારથી આજ સુધી જે જે લોકો શ્રીનગર ગયા છે તે સર્વ કહે છે કે, પૃથ્વી પર જો ક્યાય સ્વર્ગ હોય તો તે આ જ છે, આ જ છે, આ જ છે (અગર ફિરદોસ બ રૂએ ઝમીન અસ્ત, હમીન અસ્ત, વ હમીન અસ્ત, વ હમીન અસ્ત!)'

## શા? કેમ

તાર-ટેલિફોનના દોરડાંમાથી ઘણીવાર ઘુમ ઘુમ…એવો અવાજ શાથી થાય છે?

બે થાંભલા વચ્ચે તાણીને બાંધવામા આવેલા તાર ટેલિફોનના દોરડામાથી મધમાખીના ગણગણાટ જેવો અવાજ નીકળતો, ઘણાએ સાંભળ્યો હશે તે, ઘણા માને છે એમ, તેમા વીજળીનો પ્રવાહ વહેવાથી નહિ, પણ પવન તે તાર સાથે ઘસાવાને કારણે જ નીકળે છે અવાજની તીવ્રતા, પવનની દિશા, બે થાંભલા વચ્ચેનું અંતર તથા તારોનું સખ્તપણું એ ત્રણ વસ્તુ પર આધાર રાખે છે.

આંખો બરોબર બંધ કરવા છતા આપણને લાલ રંગ કેમ દેખાય છે?

આંખના પોપચા બહારથી આવતો બધો જ પ્રકાશ અટકાવી શકતા નથી તે થોડાક પારદર્શી-હોય છે આથી જ્યારે આપણે તીવ્ર પ્રકાશમા આંખો બંધ કરીએ છીએ ત્યારે પોપચાની નસોમા વહેતુ લોહી આપણને દેખાય છે અને તેને કારણે જ આપણને લાલ રંગ જણાય છે સૂર્ય ઊગતા જ મનુષ્યો, પક્ષીઓ અને પશુઓ જાગી જાય છે તેનું કારણ પણ આ જ છે.

દરદીઓને શેરડીનો રસ પીવાની ભલામણ કરે છે. શેરડીની બે જાત આપણા દેશમાં ખૂબ જાણીતી છે (૧) સફેદ અને (૨) લાલ. બન્ને જાતની શેરડીઓના ગુણદોષોમાં ફેર છે. સફેદ શેરડી પુષ્ટિકારક, ધાતુવર્ધક, થાક દૂર કરનાર અને રક્તપિત્તના દોષને મટાડનાર છે, જ્યારે લાલ શેરડી અતિ પૌષ્ટિક ને શરીરમાં થતા રોગોને શાંત કરનાર છે.

સફેદ શેરડીનો રસ લીંબુના રસ સાથે લેવાથી ફેફસાંની ફરિયાદો દૂર થાય છે, જ્યારે આદુના રસ સાથે લેવાથી અપચો દૂર થાય છે. મુખ્યત્વે 'આમ'ની ફરિયાદવાળા રોગીઓ માટે તે વધુ હિતકર છે. સફેદ શેરડીના રસ સાથે લીંબુ તથા આદુનો રસ મેળવી લેવાથી પેટની જૂની અપચાની ફરિયાદ નાશ પામે છે, ઇસબગુલ સાથે તે રસ લેવાથી જૂનામાં જૂનો આંતરડાંનો રોગ દૂર થાય છે, જ્યારે દ્રાક્ષના રસ સાથે લેવાથી જૂનામાં જૂનો કમળો મટે છે. જાંબુના રસ સાથે સફેદ શેરડીનો રસ લેવાથી મૂત્રપિંડના દરદોનો નાશ થાય છે. પાણી સાથે તે આપવાથી મૂત્રાશયની ફરિયાદો દૂર થાય છે. તે રસ સાથે બીજો દાડમનો રસ આપવાથી સંગ્રહણીના રોગીઓ સારા થયાની વાત આયુર્વેદના પુસ્તકોમાં નોંધાયેલી છે.

લાલ શેરડીનો રસ સફેદ શેરડીના તમામ ગુણો ધરાવતો હોવા ઉપરાંત આમળાના રસ સાથે તે લેવાથી શરીર પથ્થર જેવું મજબૂત બનાવી શકાય છે. વળી મધ અને ગોમૂત્ર સાથે તે લેવાથી જળોદરમાં સારો ફાયદો થાય છે. દૂધ અને મધ સાથે તે લેવાથી શરીરમાં શક્તિ ઉત્પન્ન થઇ સુદૃઢ બને છે.

હવે આપણે શેરડીના રસના જુદાજુદા પ્રકારોના વિવિધ ગુણ જોઇએ. યંત્રથી કાઢેલો શેરડીનો રસ પિત્તનો નાશ કરે છે, રક્તની પીડાઓ દૂર કરે છે ને શક્તિવર્ધક ગણાય છે, પણ તે કફને ઉત્પન્ન કરનાર અને પચવામાં અતિ ભારે છે.

શેરડી ચૂસીને ખાવાથી તેનો રસ ઘણી જ સખત ભૂખ લગાડે છે, વળી તેવો રસ શરીરના સખતમાં સખત થાકને ઉતારી શરીર હલકું અને આનંદિત બનાવે છે. સંગ્રહણીના તમામ રોગોમાં શેરડીનો ચૂસેલો રસ ઘણો ઉપયોગી છે. પિત્તના તમામ બગાડોનો તે નાશ કરે છે ને તેનાથી શરીરમાં દાહનો શોષ મટે છે ને કબજીયાત બંધ થાય છે.

શેરડીનો રસ કાઢી તેને કેટલોક સમય રાખી મૂકવાથી તે રસ વધુ દીપકારક થાય છે અને અદ્યતન વૈજ્ઞાનિકોના મતે નુકસાનકર્તા છે. આવો રસ પીવાથી કફ અને પિત્તની ઉત્પત્તિ થાય છે, લોહીનો બગાડો થાય છે. વળી તેવા વાસી રસના સેવનથી અતિમૂત્રતાનો રોગ લાગુ પડે છે. ઘણાને તો ઝાડા પણ થઇ જાય છે.

શેરડીનો પકાવેલો રસ લેવો ઘણા દરદોમાં હિતકારી છે. તેવો રસ શરીરમાં અનેકગણું પ્રદીપક તત્ત્વ 'પ્રોટીન' ઉત્પન્ન કરે છે અને દૂધની રાબડી જેટલો તાકાતવાન છે. વળી તે દમ જેવા દરદો મટાડી શકે છે, વાયુના દરદોમાં રામબાણ છે અને પિત્તના દરદીઓને લાભકારક છે. તેવા રસનું નિયમિત રીતે સેવન કરવાથી અર્શ જેવા ગંદા દરદોનો પણ નાશ થાય છે. શેરડીનો તાજો રસ અતિસારના દરદમાં પણ ઉપયોગી છે એમ 'આત્રેય સંહિતા' કહે છે. વળી તે રસ પેટની આડોને બાળી નાખવાનું અમોઘ શસ્ત્ર ગણાય છે.

('વંદેમાતરમ્'માંથી તારવીને)

## એસ્પિરિન—સફેદ ઝેર

[એસ્પિરિનથી કોણ અજાણ્યું હશે? માથાનો દુખાવો, તાવ કે શરદી જેવી નાની બીમારીઓ દૂર કરવાના સરળ અને સહેલા ઉપાય તરીકે આપણામાંથી ઘણા એ ધોળી ટીકડીઓનો ઉપયોગ કરતા હોઇએ છીએ. પણ માત્ર એક આનામાં મળતી એ ટીકડીઓ જેવી આ નજીવી વસ્તુ આપણા આરોગ્ય માટે કેવી ભયંકર હાનિકારક છે તેની આપણને કલ્પના પણ નથી હોતી. ગોરખપુર (યુ. પી.)થી આરોગ્યના વિવિધ પ્રશ્નો છણતું 'આરોગ્ય' નામનું એક અભ્યાસપૂર્ણ માસિક હિંદી ભાષામાં શરૂ થયું છે તેમાંથી ઉતારવામાં આવેલો નીચેનો લેખ એ વિષે ઠીક પ્રકાશ નાખે છે.]

કોઇ પણ છાપું લો, તેમાં એસ્પિરિનની જાહેર ખબર હશે જ. એક આનામાં બે ટીકડીઓ. દરેક દર્દની દવા, દરેક રોગ સામે અકસીર—એ પ્રકારની તેની જાહેરાત હોય છે. અને આ ટીકડીઓ ખપે છે પણ ખૂબ. ડૉક્ટરને પૂછવાની જરૂર નહિ. આ ટીકડીઓ જ દરેક માણસને ડૉક્ટર બનાવી દે છે. જેમ કબજિયાત દૂર કરવા કંઇ દવા લેવી એ ડૉક્ટરને પૂછવા જેવું કંઇ નથી, તેમ દરદને માટે એસ્પિરિન એ જ ચોક્કસ દવા છે એમ લોકો માને છે. ઘણા લોકો તો એને હંમેશ ઘરમાં હાથવગી રાખે છે અને કોઇ સામાન્ય દરદ કે દુખાવો થતાં જ તે લે છે તથા બીજાને આપે છે. પણ તમે જાણો છો કે 'એસ્પિરિન' કેવી દવા છે અને મોટામોટા વૈજ્ઞાનિકો તેની બાબતમાં શું કહે છે?

એસ્પિરિન એ સૅલીસિલિક ઍસિડનું બીજું નામ છે અને તે ઍસિડ ઝેરી છે. આ દવા થોડાથોડા પ્રમાણમાં ખાવામાં આવતી હોવાથી માણસ તરત ન મરતાં તેને થોડુંથોડું નુકસાન થયા કરે છે અને અંતે જ્યારે તે મૃત્યુ પામે છે ત્યારે લોકો તે દવાને જવાબદાર ગણતા નથી, પણ કોઈ રોગને જ તેનું કારણ માને છે.

પાંત્રીસ વર્ષ પહેલાં જર્મનીના ડ્રેસર નામના એક વૈજ્ઞાનિકે તેનો ઉપયોગ શરૂ કર્યો હતો. તેનું એમ કહેવું હતું કે એસ્પિરિન જ્યારે આંતરડામાં જાય છે ત્યારે ધીમું ધીરેધીરે અસર કરે છે કે સૅલીસિલિક ઍસિડની ખરાબ અસર તેનાથી થતી નથી. જેવી ડ્રેસરે આ વાત લોકો આગળ મૂકી કે તરત બીજા વૈજ્ઞાનિકોએ પણ તેના સૂરમાં સૂર પુરાવ્યો. કોઇકે કહ્યું, આ દવાનો સ્વાદ સરસ છે, બીજાએ બોલ્યો, તેનાથી પેટને કોઈ નુકસાન થતું નથી કે કાનમાં 'ગુમ ગુમ' અવાજ થતો નથી. પછી તો ઘણા લોકો કહેવા મંડ્યા કે આ દવા તો માનવ જાતિ માટે વરદાનરૂપ છે. તે દરેક ઘરમાં રહેવી જોઈએ અને તેનો ઉપયોગ ખાંસી, માથાનો દુખાવો, દાંતના રોગ, નસોના વ્યાધિ તથા સાંધાના દરદ ઉપર અકસીર છે!

પણ આ એસ્પિરિન પર વધુ કંઇ ન કહેતાં, ન્યૂયૉર્કના કૉર્નેલ વિશ્વવિદ્યાલયના ચિકિત્સા વિભાગના અધ્યક્ષ, પ્રસિદ્ધ ડૉક્ટર ડેરી ઇવિંગ્ટનના એક લેખમાંથી જ થોડો ભાગ ઉતારીએ.

'હું સ્પષ્ટ ભાષામાં એસ્પિરિન પર આરોપ મૂકવા તૈયાર છું કે તે એક ઘાતકી દવા છે. તે વાપરવાથી હજારો લોકોને ન્યૂમોનિયા, ક્ષય, હૃદયના ધડકારનો વધારો તથા બીજા અનેક ભયંકર રોગો લાગુ પડે છે અને તે મૃત્યુ પામે છે. એસ્પિરિન દરદ દૂર કરવામાં સહાય થાય છે એમાં શક નથી, પરંતુ એ ભૂલવું ન જોઈએ કે દરદ દુખદાયક હોવા છતાં લાભદાયક પણ હોય છે. દરદ એ તો પ્રકૃતિએ માણસને બતાવેલી ચેતવણી છે. જે વડે તે આ વાતને સચેત કરવા ચાહે છે કે શરીરમાં ક્યાંક કાંઈક ખોટું થયું છે. પણ એસ્પિરિન રોગીને પોતાની ભૂલ સમજવા નથી દેતું. તેનાથી મોટી સરળતાથી દબાઇ જતા હોવાથી દરદી કુદરતની ચેતવણીથી ચેતીને દરદની સાચી શોધ કરવાને બદલે રોગના બાહ્ય લક્ષણોને એસ્પિરિન વડે દબાવી દેવાની લાલચમાં ડૉક્ટરને ટાળવાય છે. લોકો બીમારી દબાવી દેવાની લાલચમાં ડૉક્ટરને ટાળે છે. લોકો સમજે છે કે આતે હવે સારા થઇ ગયા. આ રીતે દર વર્ષે સેંકડો મનુષ્યો સામાન્ય શરદી, ખાંસી તથા માથાના દુખાવાને દબાવી દઇ

### સંસારનાં શહેરો

ાવા (૫૮) ૪૮
ફૂલકાર્તા (૬૧) ૨૯૧
ખનૌ (૬૦) ૨૦૧
ાઇગોન (૫૯) ૧૪૦
ીડની (૬૨) ૩૪૨
ોનગર (૬૩) ૩૬૨

### બીજા વિભાગો

ાથાણું ૧૭૬, ૨૦૧, ૨૧૮
ા માસ ઇતિહાસમાં ૩૧, ૫૮, ૮૪, ૧૧૫, ૧૪૫, ૧૭૬, ૨૧૯, ૨૪૬, ૨૭૫, ૩૦૮, ૩૪૩, ૩૭૭
ામ કેમ? ૨૦૫, ૩૦૩, ૩૬૩
સોટી ૨૦, ૫૦, ૮૦, ૯૮, ૧૬૯, ૨૧૧, ૨૪૨, ૨૬૮, ૨૯૬, ૩૩૭, ૩૫૬.
લુ પાનું ૩૨, ૫૯, ૮૫, ૧૧૬, ૧૪૬, ૧૮૪, ૨૨૨, ૨૫૧, ૨૮૦, ૩૦૯, ૩૪૪, ૩૭૮.
ારીખ ૨૪૧, ૨૭૫, ૩૦૮, ૩૪૩, ૩૭૭.
ા પોતે
(૧) આત્મવિશ્વાસ ૨૪૨
(૨) આગ્રહી સ્વભાવ ૨૯૮
(૩) ગ્મારણશક્તિ ૩૫૨
ા પુસ્તકો ૨૫, ૨૨૦, ૩૧૦,
ામિત્ર વિભાગ ૧૮, ૫૪, ૭૫, ૧૦૧, ૧૩૪, ૧૬૫, ૨૦૯, ૨૩૯, ૨૬૯, ૨૯૯, ૩૬૪
ામાફી હરીફાઇ ૧૧૦, ૨૪૩,

### ાધુકરી — કાવ્યકંડિકાઓ

ઘર બહેતર (ઝવેરચંદ મેઘાણી) ૩૦૪
ાંધારે છો (મનસુખલાલ ઝવેરી) ૩૭૩
ા છે હિંદુ મુસલમા (વૈશંપાયન) ૨૮
રૂ? (પ્રતાપકુમાર શાહ) ૧૭૦
ાઉસ ક્રોટિ મુખોથી (મોહિનીચંદ્ર) ૨૪૮
ાે દિવસો (નાથાલાલ દવે) ૨૧૨
ાો હર જખ્મથી (ઝવેરચંદ મેઘાણી) ૧૪૨
ાણી ગગડે (ઉમાશંકર જોષી) ૩૩૯
ાનો (ઉમાશંકર જોષી) ૫૫
ામે તો સાધુડિયાં (લલિતજી) ૧૧૧
ાક ૯૭ છે (નાથાલાલ દવે) ૨૭૬
ાન થવા ચહું (પ્રનરામ રાવળ) ૮૧

### જીવનપરિચય

ાડંઅવી (દીવાન ચમનલાલ) ૮૧
આઉ સાન, સ્વ ૨૪૮
કવિ લલિતજી, સ્વ. (યશવંત શુક્લ) ૧૧૧
ખુદાવદખાન (મોહનલાલ દવે) ૨૭૬
ગુણવંતરાય આચાર્ય ૫૫
ધર્માનંદ કોસમ્બી, સ્વ ૨૧૨
નરસિંહ ચિંતામણ કેળકર, સ્વ. ૩૭૩
મેઘનાદ સાહા, ડૉ. (લલિત ભટ્ટ) ૧૪૨
મેનકા, સ્વ નર્તકી ૩૦૪
વાસુદેવશરણ અગ્રવાલ, ડૉ ૨૮
શેખ અબ્દુલ્લા, 'શેરે કાશ્મીર' ૩૩૯
શ્યામજી કૃષ્ણજી વર્મા ૧૭૦

### ઇતિહાસ-ભૂગોળ પુરાતત્ત્વ

આદામાન ટાપુઓ ૧૧૨
બરોબુદર-જાવાનું અમર મંદિર ૩૦૭
રાષ્ટ્રધ્વજપરનું અશોકચક્ર(હ શાસ્ત્રી) ૨૭૭

### ખોરાક-આરોગ્ય-ઔષધ

અદ્‌ભુત ઘઉં ૨૧૪
એસ્પિરિન ૩૭૫
કાનના રોગ અને તેના ઉપચાર ૧૧૪
કારેલાં ૨૧૫
ગુજરાતના શાકભાજીમા વિટામિન 'સી' ૨૭૮
જવ (સૌભાગ્યચન્દ્ર બાલીસી) ૧૭૩
જાયફળ (બાપાલાલ ગ. વૈદ્ય) ૫૬
નાળિયેર (વૈદ્ય જદવજી શાસ્ત્રી) ૨૯
નાળિયેર તથા નાળિયેરનુ પાણી ૫૭
લસી ગ્રંથીઓ (ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી) ૩૭૪
વિટામિન-૧ (નટવરલાલ શાહ) ૫૮
વિટામિન-એ (૨) ,, ૮૪
વિટામિન-બી (૩) ,, ૧૧૫
વિટામિન-સી (૪) ,, ૧૪૫
વિટામિન-ડી (૫) ,, ૧૭૬
વિટામિન ઈ (૬) ,, ૨૧૮
વિટામિન 'કે' તથા 'પી' (૭) ,, ૨૪૬
શેરડી ૩૭૪
સરગવો ૩૧
હરડે ૧૪૩

### વિજ્ઞાન

અણુશક્તિ-લોકકલ્યાણમા ૨૧૭
અસત્યશોધક યંત્ર ૧૭૫
આવતી કાલની સાયકલ ૧૪૪
એક નવું યત્ર (લલિત ભટ્ટ) ૮૩
કાળો પ્રકાશ ૨૧૫
ગણિતશાસ્ત્રી યત્ર ૨૧૮
પારદર્શક શરીરો ૧૭૫
ફૉલિક એસિડ ૨૧૩
બોટકારિંગનો નવો પ્રયોગ (લલિત ભટ્ટ) ૨૧૬
ફાયર બ્રૅકેટ (લલિત ભટ્ટ) ૨૫૦
મૅલેરિયા માટે નવી દવાઓ ૩૦૫
યૌવન પ્રાપ્તિ (ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી) ૧૧૩
રેડિયો-કાપુ ૧૪૩
વનસ્પતિ ઉગાડવાની નવી પદ્ધતિ ૨૭૮
સૂર્યપ્રકાશ સાથે હરીફાઈ કરતો દીવો ૨૧૭

### પ્રકીર્ણ લેખો

આપણી ખનીજસમૃદ્ધિ ૨૧૮
આયોડિન વિષે વધુ ૩૦
એક નવી ફાઉન્ટન પેન ૨૧૬
'કાપોક'-શીગળાનું ૧ ૫૬
કાગારૂ ૩૪૦
કેદમાં નાખવામાં આવેલી શોધો ૨૭૯
ખરતા તારા ૨૧૪
ચીનને માટે હિંદી વિદ્યાર્થીઓ ૧૪૪
દામોદર નદીની ખીણની જગી યોજના ૮૩
નીલમ-એક અનુપમ ઝવેરાત ('ઝવેરી') ૮૨
પરતત્ર ઇંગ્લંડ ૧૭૪
પેટંટ પદ્ધતિ ૩૦૬
બહુપતિનો રિવાજ ૨૧૭
માખી મારવાના ઉપાય ૨૭૮
મુકામ શોધવાની કબૂતરની શક્તિ ૩૭૬
વિક્ટોરિયા ક્રૉસ ૫૩
શણ ૨૧૪
સ્વતંત્ર હિંદની ટપાલની ટિકિટો ૩૪૧
સ્વભાવનિદર્શક નખ (ડૉ શિ ત્રિવેદી) ૩૪૧
હિમાલયના દીમની આગણી ૧૧૪
હિંદની ખનીજતપાસ ૧૭૪
હિંદના ભૂસ્તરસર્વે ખાતાનો વિકાસ ૧૪૪
હીરાકુડ મહાનદી પરનો વિરાટ બંધ ૨૫૦

### પરચુરણ

આપણે બોધ લેવા જેવું ૧૬૦
કુમાર ચન્દ્રક, ૧૯૪૬ ૧૭
'ક્રીટમ કમ' (ર મ રા) ૨૬૮
નવચેતનનો રજતોત્સવ ૧૦૩
ગોપાળી હૉલ ૬૩
વિદ્યાર્થીઓને મદદ કરની સંસ્થાઓ ૧૬૯




**પરદેશનાં પત્રમિત્રો** (અનુસંધાન પૃ ૭૬૪ થી ચાલુ)

હવે તો એવો વખત આવ્યો છે કે યુદ્ધો બંધ કરીને વસતિ વધારવી જોઈએ પણ અમે તો રશિયા સાથે પાંચ વરસમાં જ યુદ્ધ થવાની ઉમળકાભરી વાતો કરીએ છીએ એથી તો દુનિયામાંથી વધુ માણસો ઓછાં થઈ જશે અને એમ માણસો ઓછા કરવા એ કેવું મૂર્ખાઈભર્યું!

વારુ, પણ મૈત્રીભર્યા પત્રમાં આ બધી વાતો ખાસ આનંદદાયક તો નથી જ. જો તમારે વધુ પત્રમિત્રો જોઈતા હોય તો તમે એક આ યુક્તિ અજમાવો. અમેરિકાના કોઈ ગામના અગ્રણી છાપાના તંત્રી પર તમે આ પ્રમાણે એક પત્ર લખો, કે 'બીજા દેશોના યુવાનોમાં રસ લેતા તમારા દેશના છોકરા–છોકરીઓ સાથે પત્રવ્યવહાર કરવાની મારી ઇચ્છા છે, મારી ઉંમર ૧૭ વરસ છે, ઇત્યાદિ' તમારો એ પરદેશનો પત્ર તંત્રી તથા વાચકોનું આકર્ષણ બનશે અને એ રીતે તમને કેટલાક પત્રમિત્રો મળી રહેશે.

મારી ઉંમર ૧૮ વર્ષની છે અને કૉલેજમાં પહેલા વર્ષમાં સંગીતનો અભ્યાસ કરું છું. કામના દબાણને લીધે તમારો પત્ર આવ્યો કે તરત હું તમને ન જવાબ વાળી શકી પણ હવે હું વધુ ચોકસાઈ રાખીશ.

હૃદયપૂર્વક તમારી મૅડોના લૅંગડન (Madonna Langdon)

## ઑસ્ટ્રેલિયાનાં સરનામાં

(1) June Maxwell, Tangambalanga, Via Wodonga Victoria, Australia—15 sports, correspondence, (2) Colleen Watsan, All Saints Girls Hostel, Charles ville, Queensland, Australia—15 stamps, correspon ence, sports (3) Pat Hughes, Mekry Street, Macks ville, New South Wales, Australia—15 reading, sp orts, knitting, sewing (4) Evelyn Russ, 'Abbotsleigh Wahroonga, New South Wales Australia—16 che mistry, music, tennis, hockey, (5) Marjorio Meintosh 80 Hunter street, Richmond E I, Victoria Australia —16, chemistry, nursing sports, (6) Phyllis Watego, Light house Road, Byron Bay, New South Wales Australia—19, stamps, sports, photogrophy, surfing, (7) Clare Haydon, 10 Homer street, Moonee Ponds, Melbourne Victoria, Australia—16, dress Making, horse riding, sports (8) Mark Readett, 8 Andrew street, Rose Hill, Inverell, New South Wales, Austra lia—19, stamps, coins, (9) Dawn Cherry, Glennie School, Toowoomba, Queensland, Australia—16 pho tography, surfing, riding, music, (10) Jean Clarke 'Forest side', Belgrave, Melbourne, Victoria, Austra lia—16, stamps, sports, dancing, (11) Rhonda Terra ce, 13 Hamilton Street, Launceston, Tasmania, Aus tralia—19, stamps, sports, dancing, (12) Eva Batty, Usman street, Blayney, New South wales Australia 16, stamps, sports, films (ઉતારનાર હસમુખ મોદી)

## હિંદી પત્રમિત્રોનાં સરનામાં

(૪૩૪) ગુણવંતરાય ચીમનલાલ સુતરીઆ, નાગરવાડા, આમલી-ફળીઆ, વડોદરા–૧૯, રસાયણશાસ્ત્ર, ટિકિટસંગ્રહ, દૃશ્યચિત્રસંગ્રહ, (૪૩૫) કનુભાઈ ભાઈલાલભાઈ પટેલ, ઠે લોકવાણી, દાંડિયા બજાર, વડોદરા–૧૭, ટિકિટસંગ્રહ, ફોટોગ્રાફી, (૪૩૬) પ્રતાપરાય દમનજી પરમાર, દરબાર બજાર, સીહોર (કાઠિયાવાડ)–૨૧, સંગીત, પ્રાચીન કળાનું સંશોધન, (૪૩૭) વસંતકુમાર દેસાઈ, ઠે કેર પ્લોટ નં ૫૮૮, ન્યુ માણેકવાડી, ભાવનગર—૧૬ [illegible] ગીત, શિકાર, યાંત્રિક કામ, (૪૩૮) મોહનલાલ મ. નેપાળી [illegible] એ કે મેઘાણી, ૭૪/૧૩ માનકુંડી, કાનપુર (યુ પી) ટિકિટસંગ્રહ, અવતરણસંગ્રહ (૪૩૯) સુબોધચંદ્ર નાનુભાઈ ૬૦૯ લાખા પટેલની પોળ, દેવશેરી, અમદાવાદ—૧૮ ટિકિટ સિક્કાસંગ્રહ, રસાયનશાસ્ત્ર, (૪૪૦) ધીરુભાઈ નારણજી મુ પો એરવાવસા, વાયા નવસારી—સાહિત્ય, (૪૪૧) [illegible] હરિદાસ ભાટીઆ, ૪૫ બાણગંગા રોડ, વાલકેશ્વર, મુંબઈ ૬–૧૮, સંગીત, ફોટોગ્રાફી, તરવું, (૪૪૨) વિનોદ મગનલાલ દેસાઈ, ઠે નવલ ડાહ્યાભાઈ મહેતા, કિરપારામ મહેતાનો ખાંચો, ગોપીપુરા, સુરત—૨૦, સીનેમા, ફોટોગ્રાફી, (૪૪૩) હર્ષદરાય હ. [illegible] 'પ્રતાપ' કાર્યાલય, કણપીઠ, સુરત—૧૮, પત્રકારત્વ, વિજ્ઞાન [illegible] ભાષા શિખવાનો, (૪૪૪) જીવણજી ડાહ્યાભાઈ પટેલ વાપરડા વાયા પારડી (સુરત)—૨૨, ચિત્રસંગ્રહ આધ્યાત્મ જ્ઞાન (૪૪૫) વસંતકુમાર સી શાહ, ડોશીવાડાની પોળ સુરતી નિવાસ, ઇન્દ્રો અમદાવાદ —૧૯, ફોટોગ્રાફી, (૪૪૬) ચંદુલાલ અર્જુનલાલ પાવ ખોડી આંબલી, સ્વામીનારાયણના મંદિર પાસે, અમદાવાદ–આધ્યાત્મશાસ્ત્ર, વૈદક, સાહિત્ય, (૪૪૭) સુર્યકાન્ત વાડીલાલ ઘવી, દરબાર ગઢ પાસે, લીમડી—૧૬ ફોટોગ્રાફી કૉરસ્પૉન્ડન્સ વ્યાયામ, (૪૪૮) કાન્તિલાલ ત્રિભોવનદાસ શ્રોફ, દાણાપીઠ [illegible] મણીઆરશેરી, ભાવનગર—૨૩, ટિકિટસંગ્રહ, (૪૪૯) દેવેન્દ્ર ચંદુલાલ નાળિયેરવાળા, સુથાર ફળિયા બાગ—૧૫, ફોટોગ્રાફી ક્રિકેટ, વ્યાયામ, (૪૫૦) પ્રવીણ એ શો ઠે રમણિકલાલ અંબારામ શેઠ, બ્રાહ્મણની ભોજનશાળા સામે વાંકાનેર (કાઠિયાવાડ)—૧૭, ટિકિટસંગ્રહ, ચિત્રકલા, દેશનેતાઓના ફોટાસંગ્રહ (૪૫૧) હર્ષદ હ શેઠ, હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ, નવ ગુજરાત અંધેરી, મુંબઈ—૧૭, ચિત્રકળા, ચિત્રસંગ્રહ, બૅડમિન્ટન (૪૫૨) લક્ષ્મીદાસ, ઠે પરશોતમ બાલાભાઈ, દેવકાબાઈ નિવાસ ભાયખલા રોડ રોડ, મુંબઈ—૧૯, ટિકિટસંગ્રહ ચિત્રકળા, (૪૫૩) [illegible] મહેતા, ઠે આર એમ મહેતા, નાગરશેરી, મોરબી (કાઠિયાવાડ) —૧૬, સાહિત્ય, (૪૫૪) આશાચંદ્ર મુળચંદ ઝવેરી, ઠે મહાસુખલાલ બાલચંદ્ર શાહ, ૧૯૫ ખેતવાડી, મેઈન રોડ, મુંબઈ ૪—૧૪ ફોટોગ્રાફી, ક્રિકેટ, સિક્કાસંગ્રહ, (૪૫૫) ભગવતપ્રસાદ પી [illegible] બજાર, ઊંઝા (ઉ ગુજરાત)—૨૨ ટિકિટસંગ્રહ, ફોટોગ્રાફી (૪૫૬) ઇશ્વરલાલ એસ મેકવાન, ૯૯૪ નારીઆવાડની પોળ [illegible] દરિયાપુર, અમદાવાદ—૧૯, ચિત્રકળા, ટિકિટસંગ્રહ વિજ્ઞાન (૪૫૭) હરસુખલાલ જી ગાડલિયા, ચત્રભુજ નિવાસ, વડગાદી, મુંબઈ ૩ —૧૫, સંગીત, ચિત્રકળા, ટિકિટસંગ્રહ, (૪૫૮) ગજેન્દ્રરાય [illegible] વલાલ વકાણી, વૈદનો ઉતારો, વઢવાણ કેમ્પ —૧૭ ફોટોગ્રાફી, ચિત્રકળા, (૪૫૯) જયંત શાહ, ૬/એસ એન ગી રોડ [illegible] ૨૦—૧૮, ફોટોગ્રાફી, વિજ્ઞાન સાહિત્ય, (૪૬૦) ઉપેન્દ્ર [illegible] કાપડીઆ, ૩૭ લક્ષ્મી નિવાસ નેપિયન સી રોડ, મુંબઈ ૬—૧૬ ટિકિટસંગ્રહ (૪૬૧) શાહ પ્રફુલ્લચંદ્ર કચરાભાઈ, ઠે કચરાભાઈ વ તચંદ, ૧૫ જૈન મરચન્ટ સોસાઈટી, એલિસબ્રિજ અમદાવાદ—૧૭, ટેનિસ, ટિકિટસંગ્રહ, (૪૬૨) જીવણજી માધવજી કરિમુવા, કાલિયા વાડી, વાયા નવસારી—૨૪, પ્રવાસ, કુદરતી સૌંદર્ય, સાહિત્ય, (૪૬૩) ચંદુલાલ જીવરાજ એન્જિનીઅર, ૧૭૭૪ નવી પોળ, સારંગપુર, અમદાવાદ—૨૪, સંગીત, એન્જિનીઅરિંગ (ચાલુ)

જમણી બાજુ 'હિમાલયનું ચા-ધર' ચિત્રકાર નારાયણ શ્રીધર બેંદ્રે જેમનો પરિચય ગયા અંકમાં આવી ગયો, એ કલાકારની, એક વિશિષ્ટ અને રમણીય ચિત્રસંયોજનવાળી કૃતિ. નીચે 'તેજી તોખાર' ફોટો. મનતલાલ ડુધિયા બેંગલોરના અખિલ હિંદ ફોટોગ્રાફિક પ્રદર્શનમાં રૌપ્યચન્દ્રક મેળવનારી આ કૃતિ ગયા અંકમાં રજૂ થએલી, એ જ પ્રદર્શનમાં સુવર્ણચન્દ્રક મેળવનારી કૃતિની માફક, અમદાવાદના 'નિહારિકા' મંડળના સભ્યનું સર્જન છે. આમાં પણ ગાડાના ચીલાઓની વચ્ચે ધૂળ ઉડાડતા, સગરામના ઘોડાના પગ જેવો મામૂલી વિષય લઈને વિશિષ્ટ કોણની ફોટોગ્રાફી વડે ધ્વનિચિત્ર ઉપજાવ્યું છે.





# ચરખાની શોધ

તકલીથી ૩ કાતવાની રીત એ સૌથી જુની જાણમા આવેલી પદ્ધતિ છે આ ઇસવી સન પૂર્વે ૩૦૦૦ વર્ષ પહેલાથી ચાલતી આવેલી છે, અને આજે પણ હિંદમા બહોળા પ્રમાણમા પ્રચલીત રહી છે. માનો કે ન માનો આજે યંત્રથી ચાલતી બધીજ કાતણની રીતો એજ સિધ્ધાંતને અનુસરે છે, અને તારની ધ્રુજારીને નિયમીત કરતી તકલીને કોઇ સપાટી અગર પાયા ઉપર સ્થિર રાખે છે.

ચરખો કે જે જાણમા આવેલુ કાતવાનુ સૌથી જુનું ચક્ર છે, તે ૨૦૦૦ વર્ષ પહેલા હિંદમા પહેલી વાર વપરાવા લાગ્યો, તે વખતની મહેનત બચાવવાની એ એક નોંધપાત્ર શોધ હતી અને જે હાથ-કાતણની રીત ઉપર તેણે સરસાઈ મેળવી લીધી તેના કરતા લગભગ આઠગણી ઉત્પાદન શક્તિ વધારી દીધી !



૧૮૮૬ મા સ્થપાએલી કેલીકો મીલ્સ હિંદની એકમ તરીકે સૌથી મોટી મીલ છે. અને જ્યુબિલી મીલ્સ સાથે તે દરરોજ ૧,૭૫,૦૦૦ વાર ઉપરાંત કાપડ ઉત્પન્ન કરે છે. આજે, પહેલા કરતા પણ વિશેષે, તેણે કરી આપેલી સગવડો રાષ્ટ્રના કાપડની તંગીને પહોંચી વળવાના પ્રયત્નોમા મદદ કરે છે.

સાડી, ધોતી, મલમલ, છીટ, મચ્છરદાની,

શીવણના દોરા, સુશોભનનુ કાપડ.

# કેલીકો મીલ્સ

રાષ્ટ્રને પગભર રાખવા માટે મદદરૂપ

SHILPI CA. 5 Guj

મેનેજીંગ એજન્ટ્સ: ... કરમચંદ ... પ્રેમચંદ ... લીમીટેડ ... પો. બો. નં. ૨૮, અમદાવાદ





**ચિત્રો**

નૃત્યમૂર્તિ — શિલ્પી શકુન્તલા દીવાનજી પૂઠું
તુલસીવિવાહ — ચિત્રકાર વિનયચંદ્ર પ્ર ત્રિવેદી ત્રિરંગી મુખચિત્ર
આર્ચીબાલ્ડ કૉફર્ડ — ફોટો ડૉ એમ બી કૂપર,
એ આર પી ગેમ — પાછલા પૂઠાંમાં

**કાવ્યો**

મોડી રાતે ગયુર — બાલમુકુન્દ દવે ૩૨૨
મીઠાં પાણી — પ્રજારામ રાવળ ૩૨૨

**ચરિત્ર**

કૃષ્ણાજી પ્રભાકર ખાડિલકર ૩૨૫

**લેખો**

દ્રૌટોગ્રાફીનું સ્વાતંત્ર્ય — રવિશંકર રાવળ ૩૨૨
સાહિત્ય અને શીલ [મનન] — બળવન્તરાય કલ્યાણરાય ઠાકોર ૩૨૩
ક્રીડા [આ પણી વનસ્પતિ ૨૨] — નો જયંતીલાલ દે ઓઝા ૩૨૮
ઍન્ટાર્કટિક ૩૨૯
લોહ ૩૩૨
કલાપ્રકાર ૩૩૫
આસનો તથા શયનપ્રકાર [પ્રાચીન નાટ્યકલા ૨૭]
— યોગેન્દ્ર ત્રિપદગી ૩૩૮

**વિભાગો**

લોહ બીડ તથા પોલાદની વિવિધ બનાવટો [ચિત્રગોષ્ઠ] ૩૨૧
નવાં પુસ્તકો ૩૩૧
વિકસતું વિજ્ઞાન ૩૩૩
પરદેશી પત્રમિત્રો ૩૪૩
માધુકરી [ગોમઝારનાથ, માલદીવ, અમેરિકાના છાપા, એક વિમાની પ્રવાસ] ૩૪૪
ચિત્રો [ગાસગાસના પંખી ૩૫] ૩૪૪
દેવદીવાળી [માસમાસના તહેવારો ૧૧] ૩૪૬
આ માસ ઇતિહાસમાં [વ્યક્તિવિશેષ મહેન્દ્રલાલ સરકાર] ૩૪૭
ઉઘડતું પાનું ૩૪૮


**ગ્રાહકોને**

કોઈ આકસ્મિક કારણે અંક મોડો ન મળ્યો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે, એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અઠવાડિયા પછી ગુમ થએલા અંકોની ફરિયાદોને અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ પરંતુ એવા ગુમ થએલા કોઈ પણ અંકો ભરપાઈ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂ. ... પરદેશમાં ... છુટક નકલ બાર આના




# લોઢું અને પોલાદના વિવિધ ઉપયોગો

## બીડ લોખંડ અને પોલાદમાં રહેલા કાર્બનના અંશ અનુસાર તેની સખ્તાઈ ચિકાશ આદિના પ્રમાણમાં બનતી રોજિંદા વપરાશની ચીજોનો આલેખ

આપણે રોજના વ્યવહારમાં લોઢાની બનેલી જે અસંખ્ય વસ્તુઓ જોઈએ છીએ તે બધી એક જ જાતના લોખંડમાંથી બનાવવામાં આવતી નથી. તે દરેકમાં વિવિધ પ્રકારનું લોઢું ઉપયોગમાં લેવાય છે. લોઢામાં અતિ અલ્પ પ્રમાણમાં કાર્બન(કોલસો) હોય છે જ. પરંતુ તે કાર્બનના એટલા અલ્પ પ્રમાણમાં યે રહેજસાજ વધારો થતા પણ લોઢાના ગુણધર્મમાં ફરક પડી જાય છે એ એક આશ્ચર્યની વાત છે. ૧૦૦ ટકા પરિશુદ્ધ લોઢું બનાવવામાં તો વૈજ્ઞાનિકો હજી સુધી સફળ બન્યા નથી

લોખંડમાંથી બનાવવામાં આવતી અસંખ્યાત ચીજોમાં, તેના માટે જરૂરી ચિકાશ, મજબૂતાઈ, ટકાઉપણું, મુલાયમતા, કાટ-રહિતતા આદિ ગુણો જે જે પ્રમાણમાં જોઈએ તે તે પ્રમાણમાં તેમાંનું કાર્બનનું તત્ત્વ વધુ-ઓછું હોવું જોઈએ છે બીજા શબ્દોમાં કહીએ તો, લોખંડમાં રહેલા કાર્બનના અંશના પ્રમાણની વધઘટ અનુસાર જ નાના પ્રકારના ઘસારાવાળી ચીજો બનાવી શકાય છે તેનો જે માર્ગદર્શક આલેખ ઉપર આપ્યો છે તેમાં ડાબી બાજુને માથાળેથી ઊતરતા અને જમણી તરફને માથાળે ચડતા કુંડાળામાં કાર્બનના ટકાનું પ્રમાણ દર્શાવતા આંક છે, અને તે તે પ્રમાણવાળા કાર્બનયુક્ત લોખંડમાંથી કઈ કઈ ચીજો બને છે તેની આકૃતિઓ તરફ તીરવાળી લીટીઓ એ આંકમાંથી દોરી બતાવી છે. ડાબી તરફને માથાળે પહેલું કુંડાળું શૂન્ય અંશનું છે અને પછી તે $\frac{1}{10}$, $\frac{2}{10}$, $\frac{3}{10}$ એમ ક્રમશઃ વધતું જઈ $\frac{9}{10}$ ટકા સુધી નીચે પહોંચે છે અને ૧ ટકાથી જમણી તરફ ચડવું શરૂ કરી ૪ ટકાના આંકે ટોચે પહોંચે છે. જ્યાં એ ટકા અપૂર્ણાંક રૂપે હોય છે ત્યાં તીરની લીટી બે આંકોની વચ્ચે દર્શાવી છે દાખલા તરીકે સાંકળો માટેનું પ્રમાણ ૦·૦ અને ૦·૧ની અધવચ્ચે છે, એટલે તે ·૧થી અર્ધું એટલે કે ·૦૫ જ ($\frac{5}{100}$=$\frac{1}{20}$) સમજવાનું છે એ જ પ્રમાણે રેલના સલેપાટ માટેનો આંક $\frac{2}{10}$ અને $\frac{3}{10}$ની વચ્ચે હોઈ $\frac{25}{100}$ ટકા દર્શાવે છે, અને તેના પકડ માટેનો આંક ૩ અને ૪ ટકાની વચ્ચે એટલે કે ૩$\frac{1}{2}$ ટકા દર્શાવે છે એ બધા આંક હવે ક્રમવાર જોઈએ: ડાબી બાજુને માથાળેથી શરૂ કરતા ·૦૫ ($\frac{5}{100}$) ટકા કાર્બનવાળા લોઢામાંથી સાંકળ જેવી (વાળવી પડે તેવી અને ખૂબ ઘસારો તથા તાણ સહન કરી શકે એવી) ચીકણી વસ્તુઓ બનાવાય છે તે જ રીતે ·૧ ટકા કાર્બનવાળા લોઢામાંથી ત્યાલા આદિ વસ્તુઓ અને ·૨ ટકા કાર્બનવાળા લોઢામાંથી આગબોટોનું બહારનું પડ બનાવાય છે. ·૨૫ ટકા કાર્બન-પૂલ માટેના ગર્ડરો, ·૪ કાર્બન રોલર-પૈડાં આદિ; ·૫૫ ટકા કાર્બન-રેલવેના પાટા; ·૭ ટકા કાર્બન-ફરસી, રંદા આદિ સુથારી ઓજારો; ·૮ ટકા કાર્બન-ત્રીકમ, પાવડા, કોદાળી તથા સોય જેવા પદાર્થો; ·૯ ટકા કાર્બન-કરવત આદિ તીક્ષ્ણ પદાર્થો; ૧ ટકો કાર્બન-કુહાડી વગેરે; ૧·૩ ટકા કાર્બન-કાનસ જેવા સખત પદાર્થો; ૧·૪ ટકા કાર્બન-કાતર, ચપ્પુ આદિ, ૩·૫ ટકા કાર્બનઃ રેલવેના પાટાના મજબૂત ગ્રિપર (પકડ), ને ૪ ટકા કાર્બનયુક્ત લોઢા યા બીડમાંથી તાર ટપાલ તથા વીજળીના થાંભલાઓ બનાવી શકાય છે

# કુમાર

આવતી કાલનાં નાગરિકોનું માસિક

નવેમ્બર · ૧૯૪૮


## મોડી રાતે મયૂર

· પૃથ્વી ·

સ્વાધ જગ પે હતી ધવલ રાતની રાવટી.
પડી ઉપડતો ઘડી પવન પાછલા પ્હોરનો
સુમંદ, અતિ મંદમંદ ફરકી રહ્યો શીતલ.
ગુલાલમય ઘેનના પડ પરે પડો જામતા:

એકેક પડ ઘેનનું, સપનનું વળી એક, ને
મુલાયમ વીંટાય વેષ્ટન શરીરને સામટા.
અજંપ ઉગ્ના દબાઈ તળિયે જતા છેક જ,
બધુ ય કબજે પડે સુખદ વિસ્મૃતિ–દાબડે.'

સમગ્ર અવકાશનુ સ્થિર બન્યુ છ ચાંચલ્ય શુ '
કણેકણ ધગ તણો ય વળી સ્થૈર્ય ધારી રહ્યો.
સુધટ્ટ સુઘટુ સુવૈદ્ય જ્યમ બાંધતો પારદ.
અચાનક કયહીંયથી, મધુર દૂરની કુંજથી
ઘુંટાયલ ગળે ગહેકીં ઉઠતો જ કો મોરલો–
પ્રસુપ્તિ મહીં શું પ્રજાગ્રંત ટહૂકતી ચેતના?

બાલમુકુન્દ દવે

## મીઠાં પાણી

· મહાકાન્તા ·

"રે, થંભી જા સરિત મધુરી! નિર્મળાં નીર તારાં
વ્હેતા જતાં કલકલ થતાં, લાગતાં શા જ પ્યારાં'
ને, આ તારી લલિત વહતી, પાતળી, સ્વચ્છ કાયા:
—બન્ને તીરે તરુવર કશા ઢાળતા સ્નિગ્ધ છાયા'—
સીધી જાતી સમદર ભણી! સિન્ધુનાં ક્ષારવારિ
વ્હેળાંમાહીં કયહિં શમી જશે મીઠડી સેર તારી'
ડૂબી જાશે ગરજનમહીં મંજુ મંજુ સિતારી!
રે, થંભી જા મધુરી, ઘડીમાં સિન્ધુ ખારો થનારી!"

"મારા મીઠા તટજન, કશી વાત રે, થોભવાની!
આવે વેળા વળી જ વળી, આગે જ આગે જવાની!
ને, થાવાનું ઉદધિમય!—શી વાત તારી રૂપાળી!
દહાડે—રાતે, પલ પલ રહી વાટ એની નિહાળી!"

સિન્ધુહૈયે શમી, નભ ચડી, વર્ષી, પાછા વહેતા,
મીઠાં પાણી કલબલ વહે ગૂઢ કૈં વાત કહેતા'

મૂળશંકર રાવળ

## ફોટોગ્રાફીનું કલાતત્ત્વ

[રવિશંકર રાવળ]

મૂલ્યવાન કલાકૃતિઓનો સર્જનાર જાણે છે કે કલાદેવી, ભાગ્યદેવીની જેમ, સહેજમા અકસ્માત દર્શન આપી વરદાન દેતી નથી. સતત પ્રયત્ન, નિષ્ફળતાઓ અને કસોટી-ભર્યા પ્રયોગોથી જ કલાકારો પોતાના મનોભાવો ને સ્વરૂપોને ચિત્ર ઉપર ઉતારી શકયા છે. ફોટો–ચિત્રકળા પણ વ્યક્તિનાં એવા વિશેષ સર્જનનું એક અંગ બની છે.

ફોટોગ્રાફીનો જન્મ ઇ. ૧૮૩૯મા થયો, એટલે આજે એને સો વર્ષ પૂરા થઈ ગયા એમ તો બીજી ઘણી શોધોથી તેનુ વય નાનું છે, છતાં તેણે માનવજાતની પાર વિનાની સેવા કરી છે. ગમે તેની અટપટી રચના કે દૃશ્યને અથવા આખુ પ્રસંગને એક જ ચમકારે ઝડપી લેવાનુ તે અજબ સાધન બન્યુ છે. અને દુનિયાની દરેક પ્રવૃત્તિમાં આજે અનિવાર્ય ઉપયોગી અંગ બની ગયુ છે કેમેરાએ સંસારની આપ લેના સાર્વજનિક વ્યવહારમા ખૂબ જ અગત્યનો ફાળો આપ્યો છે.

બીજી તરફ તેણે માનવીના મનોભાવો: પ્રત્યક્ષ અનુભવોને, શબ્દથી અશક્ય પણ ચક્ષુને શક્ય હોય એવા રૂપોમા ઉતારવાની તક આપી છે અને આજે બીજી કળા જેવી જ કક્ષાએ તેની ગણત્રી થવા લાગી છે

ફોટોગ્રાફીમા ચિત્રનીવ્યાખ્યા જુદાજુદા માણસો જુદીજુદી કરે છે પણ એક વાત નક્કી છે કે બીજાને રસપૂર્વક જોવાનું મન થાય તેવું કાંઈક તેમા હોય ત્યારે જ ફોટોગ્રાફ 'ચિત્ર' બને છે. કોઇ ને કોઈ સારા ચિત્રને જોવા ઊભું રહે એવી આશા ચિત્ર બનાવનારની હોય જ. પણ એવું ચિત્ર તો કોઇક જ પાર થાય કે જે આજ અને ભવિષ્યમા સૌને જોવાલાયક બને સેંકડો નાસિપાસી પછી જ એવું એકાદ ચિત્ર હાથમા આવે, જે ઘણાંમા ઘણુ આકર્ષણ ધરાવતુ હોય, ને પરીક્ષકોનો પણ તે પર વિવાદ થાય. જે ચિત્રો કાળનો ઝપાટો સહન કરી ટકી રહ્યાં છે તે બધામા એવું કોઇ સર્વદેશીય આકર્ષણ અને ખૂબી રહેલાં હોય છે, જેથી તે કીર્તિ પામે છે.

પણ તેથી કલા માટે કોઇ મર્યાદા આંકી ન શકાય. કલાનું કામ છે નિત્ય નવીનતાઓ ઉપજાવવાનું. પ્રત્યેક નવો કલાકાર નવીનવી શૈલીમા કલાસર્જન કરે છે, ને તેવા દરેક પ્રસંગે કલાસ્વરૂપની વ્યાખ્યા બદલાતી રહે છે પણ આપણે કેટલાક સામાન્ય (જુઓ પૃ. ૩૩૪)

## અનુભવવૃદ્ધ વિદ્વાન બ. ક. ઠાકોરનું



# સાહિત્ય અને શીલ

બલવન્તરાય
કલ્યાણરાય
ઠાકોર

માણસના જીવનપ્રવાહ વિપુલ બને છે કે કુંઠિત લાંબા કાળ લગી ચાલ્યા કરે છે કે અલ્પ, વહે છે તે દરમિયાન પણ તેના રૂપ રંગ ઉપયોગિતા લોકોપકારકતા કેવા રહે છે તેમ નાયકને પોતાને તે પ્રધાનપણે સુખદ હોય છે કે દુ ખરૂપ, વગેરેનો આધાર મોટે ભાગે માણસના શીલ પર રહે છે જીવનપ્રવાહના નિર્ણાયક કારણોમા મુખ્ય તેનુ પોતાનુ શીલ હોય છે

The style is the man The man himself is no other than his character વગેરે કહેવત જેવા થઈ ગયેલ સૂત્રો, લોકોના ઘણા મોટા ભાગની સાદી સમજે આ બાબત વિશે શી ગાઠ વાળી છે તે દર્શાવે છે Style manner એટલે રીતભાત, ચલન વલન, સક્રિયતા નિષ્ક્રિયતા (activity inactivity) રુચિઅરુચિ, રાગદ્વેષ (likes and dislikes) અટલે એક જ શબ્દે કહીએ તો તેનું ચારિત્ર, શીલ, તેની પ્રકૃતિ, તેના વિશિષ્ટ લક્ષણો, તેના વ્યાવર્તક ગુણદોષ ન્યાયની પરિભાષામા તેનો મ્હેરોમ્હોરો તેના આકારડોળ એ જેનો બાહ્ય differentia, તેવો એનુ ચારિત્ર એનો અંતરસ્થ differentia

ઘણા માણસો અનુભવે તારવી આપેલી આ વ્યાપ્તિ (generalization) સામે વારવાર આખડેબાખડે છે ને એ હકીકત એટલી તો મહત્ત્વની ને આપણા વિષયમા એવી તો વ્યાપક છે, કે તેના કેટલાક દાખલા પ્રથમ જ લેઇ લેવા પ્રાપ્ત થાય છે

ઘણા માણસો ઢચુપચુ મનના અને ભિન્નભિન્ન લાગણીઓથી ઘડી એક બાજુ તો ઘડી બીજી બાજુ ને વળી થોડીવારે ત્રીજી બાજુએ ઠેલાતા હોય છે આચારમા તેઓ એક મહાપુરુષનુ અનુકરણ કરતા વળી બીજા કોઈ મહાપુરુષના મોહમા પડી તેનુ અનુકરણ આદરે, અને કોઈક મોટા બનાવ બની જતા વળી કોઈ ત્રીજાને મહાપુરુષપદે સ્થાપી તેની ગુણીઓ સેવવા જાય, એમ જોવામા આવે છે જ્ઞાન મેળવવાની ક્રિયામા પણ કોઇક વિષય પાછળ એકાગ્રતા ન થતા એકને મૂકી બીજા વિષય ભણી ને ત્યાથી વળી ત્રીજાની દિશામા વળે છે આવાવલખાને પરિણામે તે બધામા જ કાચો રહી જાય છે, કોઈ વિષયમા તલસ્પર્શી દૃષ્ટિપરિપાક એને સાંપડતો નથી, બહુશ્રુતનો (એટલે કે બુદ્ધિ ને સ્મૃતિ સારા હોય તો જ) માત્ર બહુશ્રુત બની રહે છે આવો માણસ ફૂલણજી હોય તો વળી પોતાની મર્યાદાઓનુ ભાન ખોઈ બેસે છે, પોતે અનેક વિદ્યાઓમા વિશારદ છે એમ જ માની બેસે છે અને પોતાના જ ફૂલણજીવેડાને પોતે જ પોષતો રહે છે આવા માણસ પોતાના જ એવા તો ખુશામતિયા અને પીઠ થાબડિયા બની જાય છે કે એ કાર્ય માટે એમના જીવનમા બીજા માણસોની જરૂર જ પડતી નથી દંભવાળા જ કે સ્વાર્થસાધુ ગણી જાય, તો આ જે નાતે ફુલ્યો છે તે ઘડીના છઠ્ઠા ભાગમા પણ ફાટી પડે છે અને આવાઆવા દાખલા આપણે ઘણાઘણા પ્રત્યક્ષ કરીએ છીએ, તેથી સુસ્પષ્ટ થઇ જાય છે કે અત્યારની દુનિયામા ફૂલણજીવેડા અને આપવડાઈ (vanity)નો સડો સારી પેઠે ફેલાઇ ગયો છે

સુભાગ્યે આપણામા સમાજના દરેક પગથિયે નરી નિખાલસતા અને નિર્ભેળ ભોળપણના નમૂના પણ પાકયા કરે છે આસપાસના લોકો આમને જ ટલા તો અવગણે છે કે તેમને મૂર્ખા જ ગણે છે પણ આ બાળક જેવા ભોળિયા નિખાલસોને તે કશું ખૂચતુ પણ નથી પોતાની જન્મસિદ્ધ ભોળી અને એકમાર્ગી પ્રકૃતિમા જ તેઓ મગ્ન રહે છે, પોતાનો લીલામય જીવનપ્રવાહ વહાવ્યે જાય છે, હડસેલાય ત્યાથી ખસી જાય છે, આક્ષેપ ત્યા પોતાનો સમાસ કરી લે છે, અને પ્રવાહપ્રાપ્ત જે કઈ ઉપર પોતાની આખ પડે, તેનાથી

“ સદા રાજી રાજી હૃદયમા રહે છે ”

એમની જન્મસિદ્ધ લીલામયતા જ એમનુ શીલ છે અને એ શીલની દૃઢતા પણ અવિકારી ને અભેદ છે તેમને નથી મહત્ત્વાકાંક્ષા, નથી ખેદ, નથી આશાનિરાશા, નથી અગમચેતી કે તેની અછતનુ દુ ખ નથી ભૂતમાથી વળગેલ રૂપ કોઇ પશ્ચાત્તાપ કે આત્મસતોષ કેવળ વર્તમાન ફલક પર જીવન ગુજારી રહેતા આ બુદ્બુદો વિષે શીલ કે તેની દૃઢતા શિથિલતાને લગતા કોઈ પણ સવાલ અસ્થાને છે અને આમને પશુ ગણવા કે માનવી એવાએવા પ્રકારના સવાલ પણ વ્યર્થ છે કેમ કે કુદરત આપણી યોનિના જ આવા બુદ્બુદોની પેઢીપેઢીએ ઉપજ બની રહે છે સાહિત્ય આ ભોળી નિખાલસતાને આલેખવાનુ સાહસ ખેડે, તો તે એણે સમભાવની વૃત્તિએ કરવુ ઘટે, કેમકે આ વ્યક્તિઓ બીજાઓને ઓછામા ઓછી ભારરૂપ બને છે, એટલુ જ નહિ પણ જાણ્યેઅજાણ્યે ઘણાની સેવા બજાવે છે, ઘણાને સુખ વિતરે છે

પણ આપણામાના ઘણા શીલની દૃષ્ટિએ મોટે ભાગે અફુદકુદિયા, કે બેસણી વિનાના દડિયા, કે લબગોળ ઘડા જેવા નીવડીએ છીએ એ વિષે કોઇને પણ શકા હોવી ના જોઇએ જે ભાવનાવાદી આ હકીકતને જોતાજોતા પણ તેના આખાડા કરી પોતાના ભાવનાવાદને વળગ્યા રહે છે તેને ભાવનાવાદી (idealist) નથુરવું જ નહિ એ તો છે મોહ, એના મત, એની વાણી એની વાકછટા, એની વિતડા (sophistry)ને વજન જ દેવું ના હોય

બાળક છટી તો આવે, મોટુ તો થઈ જાય, પણ શીલમા યથાસનસ્થ યોગીના જેવી દૃઢતાવાળું બને નહીં તથાપિ કઈનું કઈ થે દૃઢતા વિનાનુ રહે, મોટપણે ય બેસણી વિનાનો દડિયો કે લબગોળ ઘડુ જ હોય, એ તો મહામોટો પરાજય ગણાવાને પાત્ર શિથિલ ચારિત્ર તે એ વ્યક્તિનો પોતાનો પરાજય એના કુટુબી વડીલો-સબધી શોખનીઓનો પરાજય એની કેળવણીનો પરાજય, જે વાતાવરણમા જે સમાજમા એ છરીને મોટો થયો તેમનો પણ પરાજય ગણાવો ઘટે છે કેમકે બાળક નાનપણથી ઉછરીને મોટો માણસ થાય તે દરમિયાન ચારિત્ર ઘડાય છે અને તેના ઘડતરમા મુખ્ય કારણ વ્યક્તિ પોતે છે, બીજે નબરે કારણ એની કેળવણી છે જેની જવાબ

# ચારિત્ર્યઘડતરની ચર્ચા કરતું અને પુરુષાર્થને પ્રબોધતું એક પ્રવચન

દારી એના વડીલો-કુટુંબીઓ-શાળાઓ-ગોઠિયાઓની છે; ત્રીજે નંબરે કારણ જમાનાની સામાન્ય પરિસ્થિતિ, તેમાંનાં વિચારાચારવલણો, તેમાંના ધંધાઓની નીતિઅનીતિ, તેમાંથી મેળવવાના ભરણપોષણ માટે આચરવી પ્રાપ્ત થતી નીતિઅનીતિ, અને એ વ્યવહાર તથા ભરણપોષણની યાત્રાયાતનામાં એને જે સાથીસોબતી ચોતર્ફ વીંટી વળે છે તેમનાં આચરણોમાંની એવી નીતિઅનીતિ;— એટલાં કારણ આપણે એકઠાં ને એકબીજાથી અલગ ગણાવી શકીએ. સાહિત્ય એના વાંચનમાં આવે તેની કારણતા અથવા ચારિત્ર ઉપર અસર ઉપજાવવાની શક્તિ તો કેળવણી, વાતાવરણ અને સોબતસંગત રૂપ કારણોના પેટામાં ઉપકારણ રૂપે સમાવેશ પામે છે આખી બાબત જરા ગુંચવાયલી દોરીના દડા જેવી છે, પરન્તુ ધીરજ રાખીએ તો એમાં ન ઉકલે એવી ગૂંચ એકે નથી.

સોઽહં
મન એવ મનુષ્યાણાં કારણં બંધમોક્ષયો:
Man is man and master of his fate.
The mind is its own place and can make
A Heaven or Hell, a Hell or Heaven.
Not failure but low aim is crime.
Stand upright 'fore God and Man.
સમઝ સમઝ સાંઈ મેરા,
તૂ હિ કિશ્તી તૂ હિ હલેસા તેરા:
આપ તરેગા આપ હિ ડુબેગા
તારક કો ન, ન ડુબાડનારા તેરા:—સમઝ૰

વગેરે વગેરે મહાવાક્યો એક જ હાકલ સંભળાવે છે, એક જ સાદ પૂરે છે; જીવનપ્રવાહ અને કર્તવ્યબજાવણી, જનતાસેવા ને સદાચરણનો બધો આધાર દૃઢ શીલ પર છે. અને શીલની દૃઢતા સાધનાર મુખ્ય કારણ વ્યક્તિ પોતે છે શીલની દૃઢતામાં જેટલી કચાશ રહે તેટલો તે વ્યક્તિનો પોતાનો પરાભવ છે, એટલી એની પોતાની જ નામર્દાઈ— એનું જ અપુરુષાતન છે. અને જે સાહિત્ય આ વિચારસૂત્ર અને વૃત્તિવલણને પોષે છે તે જ સાહિત્ય સમુત્ક્રાન્તિસાધક અને પ્રગતિશીલ ગણાવું ઘટે; જે નર્યું ઊર્મિલ છે, કરુણતા ગ્લાનિ વિષાદ આદિને મ્હલાવવામાં શબ્દશક્તિના પ્રદર્શનો કરી આનંદે છે, અને વાચક કને વખાણ અનુકરણ આદિ સારુ હાથ લંબાવે છે, તેને રોતલ અને ભિખારચોટ ગણવું ઉચિત છે.

વ્યક્તિના જીવનપ્રવાહના જયપરાજય, વ્યક્તિના જીવનપ્રવાહથી જે સમષ્ટિનું તે અંગ હોય તેના લાભાલાભ, વગેરેનો આધાર મુખ્યત્વે શીલદૃઢતા ઉપર છે, એ આપણે જોયું. કુટુંબપરંપરા, પડોશ, કેળવણી, સોબતસાથી, વાતાવરણ આદિ આનુષંગી કારણો પ્રવર્તે છે ખરાં, પરંતુ મુકાબલે ગૌણ ગણાય એવાં જ છે. તોપણ ઘણાખરા માણસ પોતે પોતાના જય-પરાજયો, ચડ-પડો, ઉન્નતિ-અધોગતિ-આડગતિ આદિ વિષે પોતે સિંહાવલોકને ભૂતાનુભવો પર દૃષ્ટિ નાખતા હોય છે, ત્યારે એ અનુભવોને કેવા કેવા રંગે રંગવા રસી લેવા મથે છે, તે હવે જુઓ. એ અનુભવોમાંથી જે વિજયો ગણાય એવા હોય છે, તેને આપણો બંધુ, આ માનવ જંતુ, પોતાની શીલદૃઢતા અને પોતાની શક્તિઓને જમા આપી દે છે મનુષ્યમાં ગુણજ્ઞતા, અનુગ્રહસ્વીકાર (gratitude) આદિ ઓછાં જ છે તેનો માનસશાસ્ત્રીય (psychological) ખુલાસો આ છે. અરે એના વિજયમાં એના પોતાપણાનો કશો આવિર્ભાવ ના થયો હોય, શતરંજ રમનારા પ્યાદાં ચલાવે છે તેમ જ એનું બીજી કોઈ વ્યક્તિ કે મંડળી કે સંસ્થાને હાથે તેની ઈચ્છાનુસાર તથા તેના આશયો પ્રમાણે ચલનવલન થયું હોય અને એ વિજય પોતાને પ્રાપ્ત થઈ ગયો હોય, ઝાડ પરનું પરિપક્વ ફળ વાયુએ હાલતા કે પંખીએ ટોચતાં ડાળી પરથી ખરીને ખોળામાં આવી પડ્યું હોય, તો પણ આપણો જંતુ તો વિજયનો બધો જશ પોતાને ફાળે નોંધે છે; ઉપલી પરિસ્થિતિ તેના મગજમાં ઝાંખી થતીથતી ભુલાઈ પણ જાય છે, એમ એની સ્મૃતિ સત્યસેવિકા લેખે નહિ પણ એના ગુમાનની લોંડી હોય તેમ હાજીહા ભણે છે.

પણ સામી બાજુએ, પરાજયના અનુભવોને વાગોળતા આપણો જંતુ શું કરે છે? તેમાં પણ પોતાની શિથિલતા, અનાવડત, શરતચૂક આદિને કારણ ગણીને પશ્ચાત્તાપે તપતો તપતો એ પોતાની નબળાઈઓને ઓછી કરવાને પ્રયત્નશીલ બને છે ખરો? છેક અસંભવિત નથી મનુષ્યજાતિના બહોળા સમુદાયને સમગ્રે લેતાં, થોડાએક એવા દાખલા પણ મળી આવે છે ખરા, જેઓ ઘણું ખરું ભૂતકાળ આ રીતે વાગોળતા રહે છે, જેમના અંતરમાં પશ્ચાત્તાપની સગડી બુઝાતી જ નથી, અરે વારંવાર વારંવાર ભડકા પર ભડકા ઉછાળે છે, ને આસપાસના સંબંધી આદિને દેખાય છે એટલું જ નહિ, ઓછાવત્તા પ્રજાળે પણ છે. અને આ જંતુઓ, આપણા આ બંધુઓ જ આગળ ચાલતા શીલદૃઢતા ખાટે છે, શક્તિઓ સાધે છે, સેવાપ્રસંગો અનાયાસે મેળવી લે છે, અને જાતે આત્મશ્રદ્ધા (Self-confidence) રળે છે તથા સમાજમાં મોખરે તરી આવે છે (જે સાહિત્ય—જીવનચરિત, નવલ, નાટકનાટિકા,—આવા પાત્રોના બાહ્યાભ્યંતર અનુભવોને સમભાવે આલેખે છે તે શીલપોષક સાહિત્યમાં ઉચ્ચ ગણનાને પાત્ર છે.) પરંતુ આવી વ્યક્તિઓ તો બહુ જ ઓછી. આપણે ઘણાખરા આપણી પોતાની ગઈગુજરીને સંભારતા સંભારતાં જુદે માર્ગે જ ચાલીએ છીએ એક તો એ પરાભવની માત્રા આપણે બનતા લગી ઓછી આંકવા મથીએ છીએ; ને બની શકે તો એ બનાવને, નહિ પરાજય ને નહિ વિજયમાં, અથવા તો વિગતોને જરાતરા મચડીમરડીને આપણા વિજયોમાં જ ગણી લઈએ છીએ. વારુ; એવા યત્નમાં ના જ ફાવીએ, એને તો આપણે પરાજય લેખે સ્વીકારવો જ પડે છે, તો તેને આપણે બનતા લગી નાનો નજીવો ન જેવો બનાવી લઈએ છીએ. ખરેખાત ઊંટ હોય તેને શ્રી ગજાનનના વાહન (mount) જેવો ગણી લઈએ છ. અને એ માટે પણ જવાબદાર આપણે કોને ગણીશું? આપણા શીલાભાવને? આપણી કોઈ અશક્તિને કે ભૂલને? ના રે ના. આપણે તો એ પરાભવની ગાંસડી કોઈ બીજાને જ ભળાવી દેવા મથવાના. કોઈ વ્યક્તિની મહેચ્છા, કોઈની અદેખાઈ, કોઈનું છલકપટ, કોઈની નીચતા, એવુંએવું કારણ આપણે શોધી લઈશું; વસ્તુસ્થિતિમાં ન જડે તો તેવું કંઈક કલ્પવા-જોડી કહાડવામાં પણ આપણને મુશ્કેલી નથી પડતી. અને વળી ધારો કે આ બીજા પ્રકારે આપણા મનને ભરમાવવા આપણે ન ફાવીએ, તો આપણી હિંદુ સંસ્કૃતિમાં આપણને વારસે મળેલા, સૈંકડો વર્ષના પરિશીલનથી આપણે કોઠે જરી ગએલા ત્રીજા ચોથા પ્રકાર પણ ક્યાં સુલભ નથી? આપણી ચડતીપડતી, સુખદુ:ખ આદિના કારણ રૂપ આપણે આકાશમાંના કે ન જાને ક્યાંના એક બે નહિ બારસો નવ 'ગ્રહો' ને આપણે ક્યાં શોધવા કે ઓળખવા પડે, એમ છે? ખમ્મા આપણા જોષી મહારાજોને, (અનુસંધાન પૃષ્ઠ ૩૩૯મે)

## તલવારની ધાર જેવી તેજ કલમથી સરકારના અન્યાયો પર નિર્ભય પ્રહારો કરી લોકજાગૃતિ આણનાર યુયુત્સુ પત્રકાર, ઉગ્ર દેશસેવક અને કર્તવ્યનિષ્ઠ ત્યાગતત્પર તથા નિષ્કલંક ચારિત્ર્યશીલ પુરુષ

વખતે એક વ્રત ગણાતુ અને તે પણ અક્ષરશઃ પેટે પાટા બાંધીને ચલાવવાનુ અસિધારાવ્રત હતુ એમા વળી સરકારની અવકૃપાની તલવાર માથા પર લટકતી જ હોય અને એવા વિકટ સમયમા વળી લો૦ ટિળકની પાસે રહીને કામ કરવામા તો ઘણા ધૈર્ય અને હિંમતની જરૂર રહેતી ઢીલોપોચો માણસ તો ત્યા નભી જ ન શકે પણ કૃષ્ણાજીએ તો દેશહિત માટે ઉઘાડી આંખે આ જોખમકારક માર્ગ લીધો હતો લો૦ ટિળકે પણ એ હીરાને પારખી વધુ જવાબદારીભર્યાં કાર્યો સોંપવા માંડયા અને પોતાની યોગ્યતાને કારણે થોડા જ વખતમા તે ટિળકના અગ્રગણ્ય સહાયક બની ગયા તે કાળે સ્વ ન ચિં કેળકર પણ 'કેસરી'માં ઉપસંપાદક હતા એ કેળકર અને ખાડિલકર ટિળકના ડાબા-જમણા હાથ ગણાતા લો૦ ટિળકના સહવાસમા તે સાર્વજનિક કાર્યોમા ભાગ લઇ, લોકોમાં ભળી તેમનુ હૃદય સમજી લેતા અને એમ અનુભવો મેળવી દેશકાર્યનુ ગાડુ આગળ ધપાવતા. ૧૮૯૬મા મહારાષ્ટ્રમાં પડેલા ભયંકર દુકાળ વખતે તેમણે જાતે તે વિભાગમા ફરીને લોકસેવા કરલી

પણ ખાડિલકરની કલમનુ ખરૂ તેજ તો પૂનાના પ્લેગ વખતે થએલા રૅન્ડના ખૂન વેળા પ્રગટયુ એ વખતે 'કેસરી'એ મોટી હિંમત અને કુશળતાથી લોકોનો પક્ષ રજૂ કર્યો. એ વખતના ઘણાખરા તેજસ્વી લેખો ખાડિલકરના જ લખેલા છે ઘણાને ખબર નહિ હોય કે જે લેખ માટે લો૦ ટિળક પર કેસ ચાલીને તેમને ૧॥ વર્ષ સખત મજૂરીની સજા થઈ હતી તે લેખ મૂળ તો ખાડિલકરનો જ લખેલો હતો. ટિળક જેલ જતા 'કેસરી'ની બધી જવાબદારી ખાડિલકર પર આવી પડી. સરકારી દમનશાહીના એ કાળમા 'કેસરી'નુ તેજ રજમાત્ર ઓછુ ન થવા દેતા ચલાવવુ એ કંઈ જેવીતેવી વાત નહોતી પણ ખાડિલકરે કુશળતાથી એ જવાબદારી પાર પાડીને ઘણી લોકપ્રિયતા પ્રાપ્ત કરી ટિળકની ગેરહાજરીમા પણ એ જ નિર્ભયતાથી 'કેસરી' ચાલી શકે છે એ તેમણે બતાવી આપ્યુ

ખાડિલકરના જીવનમા જો કોઇ અદ્ભુત પ્રકરણ હોય તો તે નેપાળમા તેમણે શસ્ત્રાસ્ત્રો બનાવવાનુ કારખાનુ કાઢવાનો કરેલો સાહસિક પ્રયત્ન. નેપાળ તે વખતે સ્વતંત્ર રાજ્ય હતુ તેથી ત્યા જઇ ત્યાની સરકાર અને ગુરખાઓની મૈત્રી સંપાદન કરીને બંદૂકો ને દારૂગોળાનુ કારખાનુ શરૂ કરવુ તથા જાપાન જોડે સંબંધ બાંધવો એવો તેમનો વિચાર હતો આ માટે તે ૧૯૦૧મા ખટમંડુ ગયા અને એક મંદિરના પૂજારીને ત્યા રહી, કૃષ્ણરાવ ભટજી નામ ધારણ કરી, પોતાનુ આ વિકટ કાર્ય આરંભ્યુ ત્યાના રાજા, પ્રધાન તથા એન્જિનિયર સાથે તેમણે સંબંધ બાંધ્યા આ કામમા શ્રી હણમંતરાવ કુળકર્ણી નામના એક બીજા દેશપ્રેમી ગૃહસ્થ પણ શામેલ હતા પ્રથમ તેમણે મૅંગલોરી નળિયા બનાવવાનુ કારખાનુ કાઢવાનુ ઠરાવ્યુ અને તે માટેની પરવાનગી મેળવીને યુરોપથી યંત્રો મગાવ્યા નળિયા બનાવવાના એ યંત્રો સાથે બંદૂકો બનાવવાના યંત્રો પણ લાવવાનો આમાં તેમનો હેતુ હતો વળી નેપાળ દ્વારા જાપાન સાથે સંબંધ સ્થાપવા માટે તેમણે કેટલાક વિદ્યાર્થીઓને ત્યા મોકલવાનુ ઠરાવ્યુ. નેપાળ સરકારે ૧૭ જણને પસંદ કર્યાં જેમા ખાડિલકર પણ એક હતા પણ તે ગયા નહોતા દરમ્યાન પેલી યંત્રસામગ્રી કલકત્તા આવી પહોંચી તે લેવા માટે ખાડિલકર કલકત્તા ગયા પણ દૈવવશાત્ આ બધાં કારસ્થાનની સરકારને ગંધ આવવાથી



તેણે તપાસ શરૂ કરી અને નેપાળ સરકારને તે બાબત લખ્યુ આમ આ સાહસિક પ્રયત્ન નિષ્ફળ ગયો તે કાર્ય ખાડિલકરની હિંમત, દૂરદૃષ્ટિ તથા નિર્ભયતા બતાવી આપે છે ત્યાંથી ખાડિલકર પાછા ફરી પૂના આવીને 'કેસરી'માનુ પોતાનુ સ્થાન સંભાળી લીધુ

એવામા બંગભંગની લડત આવી પહોંચી એથી ખાડિલકરની લડાયક કલમને ઓર તેજ ચઢયુ સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ અને સ્વરાજ્ય, એ લોકમાન્યની ચતુઃસૂત્રી પર તેમણે પ્રભાવશાળી લેખો લખવા માંડયા હાથવણાટની ખાદી પર તેમણે ઋગ્વેદના આધારે એક વિદ્વત્તાપૂર્ણ લેખ લખેલો, એટલી જૂની ખાદી પરની તેમની ભક્તિ હતી બંગભંગ વેળાના સરકારના દમન વિરુદ્ધ તો 'કેસરી'એ વિરોધનો મોટો વંટોળ ઊભો કર્યો એ વખતના ઘણાખરા લેખો ખાડિલકરની જ કલમે લખાયેલા છે ૧૯૦૮મા લો૦ ટિળક ઉપર રાજદ્રોહનો બીજો મુકદ્દમો જે લેખ માટે ચલાવવામાં આવેલો તે પણ ખાડિલકરનો જ લખેલો હતો ટિળક સાથે તે એવા તો સમરસ થઇ ગયા હતા કે ટિળકે પણ એ લેખ પોતે જ લખ્યો હોય એ રીતે ઉત્સાહથી એ લેખનો બચાવ કરેલો પણ છેવટે તેમને ૬ વર્ષ કાળાપાણીની સજા થઈ ટિળક પછી 'કેસરી' ચલાવવાની સર્વ જવાબદારી ખાડિલકર પર આવી અને સંપાદક તરીકે તેમનુ નામ 'કેસરી' પર આવવા લાગ્યુ હવે તો ટિળક હતા તે કરતાં પણ વધુ ઉગ્રતાથી 'કેસરી' ચાલવા લાગ્યુ ખાડિલકરની કલમનો આ પ્રતાપ નોકરશાહીથી જીરવાય તેમ ન હતુ આખરે સરકારે ખાડિલકર પર પણ પોતાનુ શસ્ત્ર ઉગામવાનુ નક્કી કર્યું આ વાતની જાણ થતા 'કેસરી'ને બચાવવા માટે તેનુ ડેકલેરેશન બદલી

કેળકરને નામે કરવામાં આવ્યું. પણ ત્યાર પછી માનધન ખાડિલકર કેળકરના હાથ નીચે ઉપસંપાદક તરીકે કામ કરવા તૈયાર થાય એ અશક્ય હતું, તેથી આખરે તેમણે 'કેસરી' છોડ્યું.

પણ 'કેસરી' છોડવા છતાં તેમની પ્રિય લેખનપ્રવૃત્તિ બંધ થાય તેમ ન હતું. તે વખતે નવું છાપું શરૂ કરવું પણ અશક્ય હતું. એટલે તેમણે પોતાનું મન નાટકો લખવા પર કેન્દ્રિત કર્યું. નાટ્યસૃષ્ટિમાં તો તેમણે આ પહેલાં જ પ્રવેશ કરેલો હતો અને નવી ભાત પાડતાં તેમનાં નાટકો લોકોમાં ઘણાં પ્રિય થઈ પડ્યાં હતાં. કૉલેજમાં ભણતા ત્યારે 'વિવિધજ્ઞાનવિસ્તાર' માસિકમાં પ્રકટ થયેલા 'સવાઈ માધવરાવનું મૃત્યુ' નામના પહેલા નાટક પછી તો એક પછી એક ચડિયાતાં ઘણાં નાટકો તેમણે લખેલાં. ૧૮૯૮માં 'કાંચનગઢની મોહના' તથા ૧૯૦૭માં લખાયેલાં 'બાયકાંચે બંડ' અને 'કીચકવધ' પૈકી 'કીચકવધ' તો તેમની અનોખી નાટ્યપ્રતિભા સાથે નિ:સીમ દેશભક્તિનું દ્યોતક છે. તેમાં તેમણે પૌરાણિક પ્રસંગનો આધાર લઈ તત્કાલીન રાજકીય પરિસ્થિતિ આલેખીને જનતાને જાગૃત કરવાનો પ્રયત્ન કરેલો. કર્ઝનશાહી વિરુદ્ધ જ લોકોએ કરેલા આક્રોશનું તેમાં ચિત્રણ છે. આવું ક્રાંતિકારી નાટક સરકારની નજરે ચડ્યા વગર રહે એ અશક્ય હતું. સરકારે તે જપ્ત કર્યું. ૧૯૦૯માં 'ભાઉબંદકી' લખાયું. આમ કુલ પાંચ નાટકો ગદ્યમાં લખ્યા બાદ નાટકને વધુ આકર્ષક બનાવવા તે સંગીતમય નાટકો લખવા લાગ્યા. તેમાં 'માનાપમાન', 'વિદ્યાહરણ', 'સત્વપરીક્ષા', 'સ્વયંવર', 'દ્રૌપદી', 'મેનકા', 'સવતી મત્સર', 'સાવિત્રી' આદિ મુખ્ય છે. તેમણે લખેલાં કુલ ૧૪ નાટકોમાં ૯ પૌરાણિક, ૩ ઐતિહાસિક, ૧ કાલ્પનિક અને ૧ રૂપાંતરિત છે.

પત્રકારત્વને તેમણે જેમ દેશસેવાના સાધન તરીકે અપનાવ્યું તેમ નાટ્યલેખન પણ પરદેશી શાસન તળે પીસાતી પ્રજામાં દેશપ્રેમની ભાવના જાગૃત કરવા જ તેમણે સ્વીકારેલું. ઇતિહાસ ને પુરાણના વિશિષ્ટ પ્રસંગો લઈ તેને જરા પણ હાનિ પહોંચાડ્યા વિના તેમાં દેશભક્તિની જે ભાવના તેમણે ગૂંથી તેથી તેમનાં નાટકો ખૂબ લોકપ્રિય થયાં. સ્વરાજ્ય ન હોવાનું દર્દ અને તે પ્રાપ્ત કરવા માટે પ્રયત્નવાદનો તરવરાટ એ તેમનાં નાટકોની પ્રેરક શક્તિ હતી.

અને તે માત્ર નાટક લખીને બેસી રહેતા નહિ, પણ તેને રંગભૂમિ પર યોગ્ય રીતે રજૂ કરવા માટે તાલીમ પણ આપતા ને સજાવટ પણ કરતા. અને તેથી જ મરાઠી રંગભૂમિને નવું સ્વરૂપ આપવામાં ખાડિલકરનો મોટો ફાળો ગણાય છે. 'પહેલો હું નાટકકાર છું, અને પછી પત્રકાર' એમ ગૌરવથી કહેનાર ખાડિલકરે મરાઠી નાટ્યસાહિત્યમાં એવું ચિરંજીવ ને સમૃદ્ધ સાહિત્ય નિર્માણ કર્યું કે તેમને 'નાટ્યાચાર્ય'ની પદવી આપવામાં આવેલી. ૧૯૦૭ ને ૧૯૧૭માં તે મરાઠી નાટ્યસંમેલનના પ્રમુખ ચૂંટાયા હતા. મરાઠી નાટ્યસૃષ્ટિમાં આ સન્માન સૌથી મોટું ગણાય છે. ૧૯૩૩માં તો સમસ્ત મરાઠી સાહિત્યસંમેલનના પણ તે અધ્યક્ષ તરીકે વરાયા હતા.

માંડાલેથી ૧૯૧૪માં લો૦ ટિળક છૂટીને આવતાં ફરી ખાડિલકર 'કેસરી'માં જોડાયા. લોકમાન્યે શરૂ કરેલી હોમરૂલની ચળવળમાં પણ એ પૂરા ઉત્સાહથી કૂદી પડ્યા અને તેમાં ઘણું મહત્ત્વનું કાર્ય કરી બતાવ્યું. ૧૯૧૮માં વેલેન્ટાઇન શિરોલના કેસ નિમિત્તે લોકમાન્ય અને કેળકર બંને વિલાયત ગયા ત્યારે ફરી ખાડિલકર 'કેસરી'ના સંપાદક નિમાયા. ૧૯૧૮થી ૧૯૨૦ના આ ગાળામાં હિંદના ઇતિહાસમાં ઘણા શકવર્તી બનાવો બની ગયા. એવા મહત્ત્વના કાળમાં ખાડિલકરની કલમે પણ જે પ્રતિભાયુક્ત સચોટ માર્ગદર્શન તથા ઠોસ વિચારસરણી રજૂ કર્યાં તેથી તેમની ઘણી પ્રશંસા થઈ. તેમની પ્રખર કલમના પ્રહારો પ્રતિપક્ષને હેરાનહેરાન કરી મૂકતા. રૉલેટ ઍક્ટ, તેની વિરુદ્ધનો સત્યાગ્રહ, જલિયાંવાલા બાગ હત્યાદિ પ્રસંગો એ ગાળામાં જ બનેલા. તે જ સમયે ઉગ્ર વૃત્તિવાળા ખાડિલકરે જોઈ લીધું કે હવે ભવિષ્યનું હથિયાર ગાંધીજીનો સત્યાગ્રહ જ બનશે.

લોકમાન્ય ઇંગ્લંડથી પાછા આવીને થોડા દિવસોમાં અવસાન પામ્યા ને મૃત્યુ પહેલાં તે 'કેસરી'ના સંપાદક તરીકે કેળકરને નીમતા ગયા. એ જ અરસામાં મુંબઈમાં 'લોકમાન્ય' નામનું દૈનિક કાઢવાનું ઠરાવીને એક લિમિટેડ સંસ્થા ઊભી કરવામાં આવી અને તેના તંત્રી ખાડિલકરને નીમવામાં આવ્યા. પૂનામાં ૨૫ વર્ષ પત્રકારત્વના ક્ષેત્રમાં પોતાનું હીર ઝળકાવીને ખાડિલકર મુંબઈ આવ્યા અને બે વર્ષ તેમણે એ પત્રનું સમર્થરીતે સંચાલન કર્યું. પણ પછી કંપનીના મૅનેજિંગ એજન્ટ સાથે પત્રની નીતિ બાબતમાં મતભેદ થતાં સ્વાભિમાની સ્વભાવના ખાડિલકરે રાજીનામું આપી દીધું.

હવે તેમણે પોતાની જ હિંમત અને જવાબદારી ઉપર એક નવું દૈનિક કાઢવાનું ઠરાવીને ૧૯૨૩ની છઠ્ઠી માર્ચે 'નવા કાળ' દૈનિક શરૂ કર્યું. આ પત્ર પર પણ ઘણી આપત્તિઓ આવી, પણ તે સર્વ સફળરીતે પાર કરીને ખાડિલકરે ૧૦ વર્ષમાં તો એને એવું સમૃદ્ધ અને લોકપ્રિય બનાવ્યું કે તે કૉંગ્રેસનું મુખપત્ર ગણાવા લાગ્યું. લો૦ ટિળકના મૃત્યુ પછી તેમણે જોઈ લીધું કે દેશને કોઈ સમર્થ રીતે દોરી શકે એમ હોય તો તે ગાંધીજી જ છે, એટલે તેમણે હૃદયપૂર્વક ગાંધીવાદનો સ્વીકાર કર્યો અને પોતાની સમર્થ કલમ વડે ગાંધીવાદનો પ્રખરરીતે પુરસ્કાર કર્યો. ખાદીભક્તિના તો શરૂથી જ તે પુરસ્કારક હતા. રોજ નિયમિતરીતે કાંતવાનું પણ તેમણે શરૂ કર્યું. ૧૯૨૬માં સોલાપુરના ડી. એસ. પી. મૅકડોનલ્ડે બદનક્ષીની ફરિયાદ તેમના પર માંડેલી, જેને પરિણામે તેમને ૧૦૦૦ રૂપિયા દંડ થયેલો. ૧૯૨૯માં બીજા એક લેખ માટે સરકારે તેમના પર કેસ કરીને એક વર્ષની કેદની સજા કરી. આમાં યોગાનુયોગ એ હતો કે જે લેખ માટે તેમને સજા થઈ તે તેમનો પોતાનો લખેલો નહોતો. પણ તેમના સહ સંપાદકનો હતો! પોતાના એ લેખને માટે અગાઉ લોકમાન્યને સજા થયેલી અને હવે પોતાને બીજાના લેખ માટે સજા થાય છે એ પરથી ખાડિલકર વિનોદમાં કહેતા કે એ અગાઉના પાપનું પ્રાયશ્ચિત્ત મળ્યું! તેમના જેલનિવાસ દરમ્યાન તેમના પુત્ર યશવંતરાવે 'નવાકાળ'નાં સૂત્રો સંભાળેલાં. છૂટીને આવ્યા પછી તેમણે 'નવા કાળ'ની બધી વ્યવસ્થા પાકી કરી અને દરેક ખાતા પર જાતે દેખરેખ રાખવા લાગ્યા. તેમનું આ કાર્ય છેક મૃત્યુ સુધી ચાલેલું.

ખાડિલકરનાં પાછલાં વર્ષો વાનપ્રસ્થાશ્રમમાં વેદાન્તના ચિંતનમાં ગયેલાં. તેમણે રાજકારણમાં ઘણાં વર્ષો કાઢેલાં, પણ તેમનો પિંડ તો અધ્યાત્મવાદનો જ બનેલો હતો, તેથી જિંદગીનાં છેલ્લાં વર્ષોમાં તેમણે વેદાન્તનું વાચન અને લેખન હાથમાં લીધું. અને કોઈ પણ વિષય એકવાર હાથમાં લીધો એટલે પછી તેને આત્મસાત્ કરી નાખવાની તીવ્ર બુદ્ધિમત્તા અને મનની દૃઢતા તો ઈશ્વરે તેમને બક્ષેલાં જ હતાં. સાંખ્ય, પુરુષસૂક્ત, રુદ્ર, ઈશાવાસ્યોપનિષદ, ઐતરેય ઉપનિષદ, જ્ઞાનેશ્વરી, એમ એક પછી એક વિષયો લઈ તેનો અભ્યાસ કર્યો, તેના પર પ્રવચનો આપ્યાં અને છાપીને પુસ્તકરૂપે પણ પ્રકટ કર્યાં. સાંગલી પાસે એક દત્તમંદિર સ્થાપી ત્યાં તે યોગાભ્યાસ પણ કરતા. 'ઓંકારની ઉપાસના' એ પુસ્તકમાંના તેમના લેખોના વિચાર પરથી તેમનું આ પરિવર્તન જણાઈ આવશે.

'શત્રુથી ડર્યા વગર રણભૂમિ ઉપર પ્રાણ પણ અર્પણ કરવા તૈયાર થવું જોઈએ અને એ વસ્તુ રાષ્ટ્રીય ભાવનાથી થઈ શકે છે એ કબૂલ કરવું જોઈએ પણ મૂળથી જ જો માણસ દુષ્ટ હશે તો બીજા દેશના લોકો સાથે વર્તતી વખતે તેના લોભને થોભ નહિ રહે આથી માનવજાતનું અપરંપાર નુકસાન થયાના દાખલાઓ ઇતિહાસમાં મળી આવે છે જિત લોકો સાથે સંબંધ આવતા જ સત્તાધારી સાધુ-પુરુષ પણ પોતાના શીલથી ચ્યુત થાય છે સ્વરાજ્યમાં પણ જો સત્તાધારી લોકો શીલવંત એટલે કે નિષ્પાપ નહિ હોય તો પ્રજાજન ઉપર જુલમ જ થશે અને પ્રજા દુ:ખી દુ:ખી થએલી દેખાશે સ્વ-રાજ્ય હોય કે પરરાજ્ય હોય, લોકોનું કલ્યાણ થાય એ હેતુથી વર્તનારા સત્તાધારી જ જોઈએ આવા શીલવાન—નિષ્પાપ સત્તા-ધારી નિર્માણ કરવાનો કયો માર્ગ છે? પરમેશ્વરનો ભય જેને લાગે છે તેના હાથથી બનતાં સુધી ગેરઆજબી કાર્ય થતુ નથી... આત્મ-શુદ્ધિની જરૂર છે તે આ માટે જ જે લોકો સ્વભાવથી દુષ્ટ છે તેમનું દુષ્ટપણું ઓછું કરવાની તાકાત એકલા દેશાભિમાનમાં નથી. તે દેશા-ભિમાની હશે તો રાષ્ટ્રનો બચાવ કરવા લડશે ખરો પણ આપણા રાષ્ટ્રની બહાર બીજાઓ સાથે વર્તતી વખતે તેમની અકડાઈ જ જણાઈ આવશે પરમેશ્વરની ભક્તિ અને દેશાભિમાન એ બેમાં આ મોટો ફરક છે.' એક કાળે સશસ્ત્ર ક્રાંતિની તૈયારી કરવા નેપાળ ગએલા ખાડિલકર પાછળથી સત્ય અને અહિંસાના નિસ્સીમ ઉપાસક કેમ બન્યા તે પર ઉપરની તેમની મનોવૃત્તિ સારો પ્રકાશ ફેંકે છે.

ખાડિલકરના અંતના વર્ષો સાંસારિક દૃષ્ટિએ દુ:ખમાં વીત્યા. પત્નીની માંદગી, મોટા પુત્રની પત્નીનું મૃત્યુ, નાના પુત્રનું મૃત્યુ ઈત્યાદિ આપત્તિઓ સાથે તેમને અધાંગ વાયુનો રોગ થયો અને આંખો પણ નબળી પડી પણ જાતે ઈશ્વરપરાયણ અને કર્મયોગી હોવાથી તેમને કશું જ મનદુ:ખ થયું નહિ અને ગયા ઑગસ્ટની ૨૬મી તારીખે, કૃષ્ણજન્માષ્ટમીને દિવસે, ચિત્તની પરમ શાંતિમાં, તેમના શૌર્ય ને શીલભર્યા આત્માએ દેહનો ત્યાગ કર્યો

---

માસમાસના વૃક્ષવિશેષનો પરિચય આપતી લેખમાળા 'આપણી વનસ્પતિ'નો ૨૧મો હપતો

# અરીઠા

લેખક: જયતીલાલ હેરશંકર ઓઝા એમ એસસી.



ઘરગથ્થુ ઉપયોગની આ વનસ્પતિને હિંદભરમાં કોણ નહિ જાણતું હોય? તેને સંસ્કૃતમાં અરિષ્ટક અને હિંદી તેમજ મરાઠીમાં 'રીઠા' કહે છે. અંગ્રેજીમાં તે Soap nut Tree અગર Soap-Berry Tree નામથી ઓળખાય છે. તેનું શાસ્ત્રીય નામ 'સૅપિન્ડસ ટ્રાઈફૉલીએટસ્'. (Sapindus trifoliatus Linn.)

અરીઠાનું વૃક્ષ હિંદનું વતની છે અને તે મધ્ય, પશ્ચિમ તથા ખાસ કરીને દક્ષિણ હિંદમાં સારા પ્રમાણમાં ઉગાડવામાં આવે છે.

આ સુંદર વૃક્ષ મધ્યમ કદનું થાય છે. તેનાં પાન સંયુક્ત અને દાંડીવાળાં હોય છે દરેક સંયુક્ત પાન ૪ થી ૬ નાનાં પાનનું બનેલું હોય છે. આ નાના પાન સામસામાં ગોઠવાએલા, ૩ થી ૯ ઈંચ લાંબા, અને ૧ થી ૪ ઈંચ પહોળાં, તળિયે તેમજ ટોચે સાંકડાં થતાં, ઉપરની બાજુએ લીસાં અને નીચેની બાજુએ નરમ રૂંવાટીવાળા હોય છે

આ નવેમ્બર–ડીસેમ્બર માસમાં તેને ફૂલ બેસે છે. તે બહુ નાના, આછાં સફેદ, ભૂરી રૂંવાટીવાળા ને શાખાઓના છેડે સમૂહમાં આવેલા હોય છે (જુઓ ચિત્ર) તેના ફળ ગર્ભવાળા, ૨ અગર (સામાન્ય રીતે) ૩ ભાગવાળા, અને તાજાં હોય ત્યારે રૂંવાટીવાળા પરંતુ પાકાં થતાં લીસાં અને કરચલીવાળા થાય છે માર્ચ માસમાં તે ફળ પાકે છે અને તેના દરેક ભાગમાં એક બીજ હોય છે આ બીજ કાળા, લીસા, કઠણ, ગોળ અને મોટા વટાણા જેવડા હોય છે અરીઠાનું વૃક્ષ બીજ વડે તેમજ કાપકલમથી પણ ઊગે છે.

અરીઠાના ફળમાં 'સેપોનિન' નામનું રાસાયનિક તત્ત્વ હોય છે, તેથી તે ધોવાના કામમાં બહુ ઉપયોગમાં લેવાય છે તાજાં કે સૂકાં ફળમાંથી બીજ કાઢી, બાકીની છાલ તથા ગર્ભને પાણીમાં થોડો વખત ભીંજવી તેને મસળવાથી સાબુની જેમ ફીણ વળે છે. આ પાણીથી રેશમી તથા ગરમ કપડાં તેમજ માથાના વાળ ધોવાય છે, ને ધોવાના સાબુ કરતા તે અનેકગણું વધારે કામ આપે છે. અરીઠાથી ધોએલા રેશમી કપડા પર રંગ ચડાવતા રંગ તેજદાર બને છે.

અરીઠાનું લાકડું કઠણ હોઈ તેનો ઉપયોગ ગાડા તેમજ બીજા ઉપયોગી સાધનો બનાવવામાં થાય છે.

આયુર્વેદ તેમજ યુનાની દવામાં પણ અરીઠાનો ઉપયોગ થાય છે. તેનું ફળ તીક્ષ્ણ, ઉષ્ણ, વિષઘ્ન (ઝેરને મારનારૂં) અને વામક (ઊલટી કરાવનારૂં) ગણાય છે. તે ત્રિદોષને મટાડે છે અને સ્ત્રીઓની યોનિ માટે ઉત્તેજક ગણાય છે મરડો, કૉલેરા, પક્ષઘાત, હિસ્ટીરિયા, બાળકોના વાઈના દર્દ, સ્ત્રીઓની યોનિના દુખાવા વગેરેમાં અરીઠાના ફળનો ઉપયોગ થાય છે. તેનું બીજ સ્વાદિષ્ટ હોય છે અને તે બાળકના જન્મ સમયે યોનિને ઉત્તેજવા માટે તેમજ સ્ત્રીઓને ઋતુ સાફ આવે તે માટે વાપરવામાં આવે છે અરીઠાનું ફળ પૌષ્ટિક ગણાય છે અને દમ, શ્વાસ તેમજ ખાંસીમાં તેનો ઉપયોગ થાય છે. 'નિઘંટરત્નાકર'માં જણાવ્યા પ્રમાણે અરીઠાનું ફળ પાણીમાં વાટી સર્પદંશ પર વપરાય છે વળી 'સુબોધવૈદક'માં જણાવ્યા પ્રમાણે વીંછીના દંશ પર અરીઠાના ફળનો ભૂકો ભભરાવાય છે અને તેના બીજને બાળીને તેના ધુમાડાનો શ્વાસ લેવાય છે પરંતુ આધુનિક નિષ્ણાતો કાયસ અને મહસ્કરના મત પ્રમાણે અરીઠાના ફળ સર્પદંશ તેમજ વીંછીના દંશ ઉપર બીનઅસરકારક છે.

અરીઠાના બીજમાંથી ચરબી જેવું તેલ નીકળે છે અને તે સાબુ બનાવવામાં વપરાય છે. તેના વૃક્ષના મૂળની તેમજ થડની છાલમાં પણ રાસાયનિક તત્ત્વ 'સેપોનિન' હોય છે, અને તેમાં પણ ફળમાં રહેલા તત્ત્વ જેવા જ ગુણ રહેલા છે

# જેને ખેડવા આજે જગતની મહાસત્તાઓ પરસ્પરની હોડે ચડી છે તે

## ભાવી મહત્ત્વાકાંક્ષાઓનો મુલક




હિંદ કરતા ત્રણેક ગણા મોટા ઍન્ટાર્કટિકના કદનો ખ્યાલ આવવા તેના આ નકશામાં ઝીણા રૂપમાંથી હિંદનો નકશો મૂકી બતાવ્યો છે

# ઍન્ટાર્કટિક

દક્ષિણ ધ્રુવ ની આસપાસના એ નામે ઓળખાતા આ પ્રદેશ વિષે સાધારણ માહિતી તો શું પણ તેનું નામ પણ ઘણાના સાંભળવામાં નહિ આવ્યું હોય પૃથ્વીના છેક દક્ષિણ છેડે આવેલા આ વિશાળ અજ્ઞાત પ્રદેશના સ્વામિત્વ માટે આજે ઇંગ્લંડ, અમેરિકા, રશિયા, ચિલી નૉર્વે આર્જેન્ટિના આદિ તેરતેર દેશો વચ્ચે સ્પર્ધા શરૂ થઈ છે, હમણાં અમેરિકાએ એક જંગી કાફલો ત્યાં સંશોધન માટે મોકલવાથી જગત સમસ્તનું લક્ષ્ય તે અટૂલા પ્રદેશ પર કેન્દ્રિત થયું છે

અને એ પ્રદેશ નાનોસૂનો પણ નથી તેનું કુલ ક્ષેત્રફળ ૬૦ લાખ ચોરસ માઇલ છે જે આખા અમેરિકા (U S A) ને તથા રશિયા સિવાયના આખા યુરોપ ખંડને સહેલાઈથી સમાવી શકે હિંદ કરતા લગભગ ત્રણ ગણો મોટો એ આખો પ્રદેશ સમુદ્રની સપાટીથી ૬ હજાર ફૂટ ઊંચે આવેલો છે તથા તેમાં ઠેકઠેકાણે ૧૨,૦૦૦ ફૂટ જેટલા ઊંચા સો પર્વતો છે વળી ખુદ દક્ષિણ ધ્રુવ આગળનો પ્રદેશ તો ૧૦ હજાર ફૂટ ઊંચાઇએ આવેલો છે એ આખો પ્રદેશ બરફના જાડા થરથી છવાયેલો હોવાથી ત્યાં મનુષ્યપ્રાણી તો શું પણ ઝાડપાન પણ ગભરુ સુરક્ષિત છે બરફના એ થર કેટલેક ઠેકાણે તો ૪૦૦૦ ફૂટ જેટલે ઊંડે સુધી જામેલા હોવાથી પ્રખર ઉનાળામાં પણ થોડાક સો ચોરસ માઇલ પ્રદેશ સિવાય ક્યાંયે એ બરફ પીગળી શકતો નથી આવા આ બરફમય પ્રદેશનું ઉષ્ણતામાન શૂન્યની નીચે ૭૭ ડિગ્રી હોય છે અને ક્યારેક તો ૯૦ ડિગ્રી સુધી પહોંચી જાય છે વળી અહીં કડકડતી ભયંકર ઝંઝાવાત તથા તોફાનો થાય છે અને કલાકના ૫૦થી ૨૦૦ માઈલના વેગે પવન ફુંકાય છે અને આ વિશાળ ખંડની સરહદ પર એવા તો વિરાટ તરતા હિમખંડ (બરફના જંગી ટુકડા) આવેલા છે કે જેના ક્ષેત્રફળ નાના રાજ્યો જેવડા છે રૉસબૅરિયર નામના હિમખંડનું ક્ષેત્રફળ તો ફ્રાન્સ દેશ કરતા પણ મોટું છે!

આવા આ વેરાન પ્રદેશમાં કેવી ભયંકર ઠંડી પડે છે તે તો એ ઉપરથી જ સમજાય જાય છે કે પ્રખર ઉનાળાના દિવસોમાં પણ ત્યાંનું ઉષ્ણતામાન ભાગ્યે જ શૂન્ય ડિગ્રીથી ઉપર જાય છે ત્યાંની જમીન પરનું સૌથી મોટું પ્રાણી ફક્ત ૫ મિલિમીટર (બે ઇંચથી પણ ઓછું) લાંબુ અને પાંખ વગરનું એક જંતુ છે! જંતુઓથી ઉત્પન્ન થતા કોઇ રોગોનું ઍન્ટાર્કટિક પર અસ્તિત્વ જ નથી પણ એ ટાપુકિનારાની આસપાસના જળમાં સૂક્ષ્મ કરચલાથી માંડી ૧૦૦ ફૂટ લાંબી વ્હેલ માછલી મળી આવે છે વળી આ વિશાળ ખંડમાં કેટલેક ઠેકાણે ખનીજ તત્ત્વોથી સભર એવા ગરમ પાણીના ઝરા પણ નીકળે છે આ ખંડમાંથી બરફના જે વિશાળ ચોસલા (Icebergs હિમપર્વતો) છૂટા પડીને ઉત્તર તરફ ખેંચાઈ જાય છે તે આગબોટો માટે અકસ્માતના સતત ભયરૂપ હોય છે ઍન્ટાર્કટિક અને પૃથ્વીના બીજા ખંડોની લગભગ મધ્યમાં ૬૦ રેખાંશ પર આ ખંડની ચોમેર ફરતી એક કુદરતી સીમા નિર્માણ થઈ છે જે ઍન્ટાર્કટિક કૉન્વર્જન્સ કહેવાય છે ૧૯૨૩માં મીનાર્ડસે (Meinardus) શોધેલી આ સીમારેખા આગળ હવામાનમાં અદ્દભુત મોટો ફરક પડે છે અને તે એવો સ્પષ્ટ છે કે પાણીનાં કેટલાંક જંતુઓ તથા માછલીઓ આ સીમા ઓળંગીને ઍન્ટાર્કટિકના પ્રદેશમાં જઈ શકતા નથી

જોકે આખા ઍન્ટાર્કટિક પર બરફનું અભેદ્ય પડ પથરાયેલું છે તોપણ વિજ્ઞાનીઓ સંશોધન કરી શકે એવો કેટલોક બરફ વગરનો થોડોઘણો ખડકાળ પ્રદેશ ત્યાં છે ખરો આ પ્રદેશ જ્વાળામુખીના લાવાનો બનેલો હોય એમ લાગે છે ત્યાં રૉસ આઇલૅંડ પર એક માઉન્ટ ઇરેબસ (Erebus) નામનો જ્વાળામુખી પણ છે, જે રાત દિવસ ધુમાડાના ગોટેગોટ હવામાં છોડે છે

ભૌતિકરીતે જોઇએ તો ઍન્ટાર્કટિક એ એક બરફનું રણ છે, ત્યાં હવા તદ્દન સૂકી છે અને જમીન ઠરી ગયેલી છે ત્યાંના બરફની ઘનતા ઊંડાણના પ્રમાણમાં વધતી જાય છે પાંચ ફૂટ ઊંડે સુધીનો બરફ પાવડાથી ખોદી શકાય છે, પણ તેથી ઊંડેનો ખોદવો હોય તો સુરંગનો જ ઉપયોગ કરવો પડે છે વળી જેમ ઉષ્ણતામાન નીચું જાય છે તેમતેમ બરફનું કઠણપણું વધતું જાય છે આમ છતાં જ્યાં જ્યાં બરફ પીગળીને પાણીનું ખાબોચિયું થાય છે ત્યાં ત્યાં તરત જ વનસ્પતિ ઉત્પન્ન થવા માંડે છે ને નાનાંનાનાં જંતુઓ દેખાય છે

આવા આ હિમપ્રદેશ પર પક્ષીઓ ઘણા પ્રમાણમાં દેખાય છે એ એક કુદરતની અદ્દભુત લીલા ગણાય પૅંગ્વિન ને પેટ્રલ એ પક્ષીઓ ઉપરાંત સીલ નામનું જળચર પ્રાણી પણ ત્યાં છે આ પક્ષી તથા પ્રાણીઓની વિશિષ્ટતા એ છે કે તે માણસથી રજમાત્ર ડરતા નથી તેમનાં જાતભાઈઓ પૈકી કેટલાકને તેમની સમક્ષ મારી નાખવા છતાં બાકીનાઓ એ જ તટસ્થવૃત્તિથી ત્યાં ઊભા રહે છે અને નાસી જતા નથી ઍન્ટાર્કટિકના સીલ પ્રાણીઓ વિષે આશ્ચર્યની વાત એ છે કે જ્યારે તેમાનું કોઈ ઘાયલ થાય છે અથવા તેનો મૃત્યુકાળ પાસે આવે છે ત્યારે તે એ વિશાળ ખંડના અંતરાળમાં ૩૦ માઈલ જેટલું અથવા ૨૦૦૦ ફૂટ ઊંચા કોઈ પર્વત પર ચાલ્યું જઈ એકાંતમાં



રૉસ સમુદ્રમાં બરફનો વિકાટ વિસ્તાર 'આઈસબ્રેકર' સ્ટીમરોએ બરફનું પડ તોડીને પાડેલા ચીલા ઉપર આગળ જતી સ્ટીમરો

ગૌરવપૂર્વક મૃત્યુ પામે છે. પેટ્રેલ નામના પખીઓ તો ખાસ ઈંડા મૂકવા જ અહીં આવે છે ને એપ્રિલમાં પાછા ઉત્તરમાં દૂરદૂર ચાલ્યા જાય છે. માત્ર પેંગ્વીન અહીંનું કાયમી પખી. તે વસંતઋતુ આથવા ઉનાળામાં ઇંડા મૂકે છે. પણ તેની કિંગ પેંગ્વીન નામની જાત તો ખરા શિયાળામાં ઇંડા મૂકે છે. તેના ઇંડા મેળવવા માટે તો ત્રણ વૈજ્ઞાનિકો—વિલ્સન, બોવર્સ તથા ચેરીગેરાડે એ પોતાના જાન કુરબાન કરેલા, કારણ કે તેમની એવી માન્યતા હતી કે પખીઓ અને જમીન પર સરક્નાર સાપ જેવા પ્રાણીઓ વચ્ચેની જાતના ખૂટતો અંકોડો પેંગ્વિનના ઇંડામાંના અવિકસિત જીવમાંથી મળી આવે. તે મેળવવા માટે તદ્દન અંધારામાં, શૂન્યની નીચે ૬૦થી ૭૭ ડિગ્રી ઉષ્ણતામાનમાં પાંચ અઠવાડિયાં સુધી તેમને રહેવું પડેલું. પણ બરફના ભયંકર ઝંઝાવાતે તેમના તંબુઓ ઉડાવી દેવાથી તેમનો અંત આવ્યો.

આવા આ પ્રદેશ પર સંશોધન કરવું એ કંઈ જેવીતેવી વાત નથી. ભયંકર ઠંડી, મોટા તોફાનો અને સતત જોરદારરીતે ફૂંકાતો પવન, એ બધાથી રક્ષણ કરીને સંશોધન કરવાનું હોય છે. કો'ક દિવસ પવન ઓછો હોય તો વાદળાં અને ધુમ્મસ એવાં હોય કે કંઈ જ દેખાય નહિ. જ્યારે વાદળાં ન હોય ત્યારે પવન એવો સખત ફૂંકાતો હોય કે બહાર જઈ પણ શકાય નહિ. આમ કામ કરવા તથા વિમાન મારફત નિરીક્ષણ કરવા ઘણો જ ટૂંકો ગાળો રહે છે. મિનિટના બે માઈલની ગતિથી ફૂંકાતો પવન તો ઠંડી કરતાં પણ વધારે ત્રાસદાયક હોય છે. જો ભોગજોગે ત્યાંનો બરફ તમારા શરીરના કોઈ ઉઘાડા અંગ પર પડ્યો તો જાણે ચામડીને બાળી નાખતો હોય એવો અનુભવ થાય છે. ઉષ્ણકટિબંધમાં શ્વાસોચ્છ્વાસ લેતી વખતે દિવસની ૫૪ કૅલરી ગરમી વપરાય છે, પણ અહીં તો તે ૭૭ કૅલરી જેટલી વપરાય છે, કારણ અહીંની હિમશીતળ હવા શરીરમાં લેતાં પહેલાં તેને ૩૦થી ૪૦ ડિગ્રી ગરમ કરવી પડે છે, એટલું જ નહિ પણ તેને થોડી ભેજવાળી પણ બનાવવી પડે છે.

શરીરની ગરમી સચવાઈ રહે એ રીતે ત્યાં કપડાં પહેરવાનું તથા તંબૂઓ બાંધવાનું રાખવું પડે છે. તંબૂઓની દીવાલ કાપડના બે પડોની બનાવેલી હોય છે, જેની વચ્ચે ઇંચ હવાનું પડ હોય છે. હવા ઉષ્ણતાની મંદવાહક હોવાથી તંબૂને બહારની ઠંડી બચાવે છે અને અંદરની ગરમી સાચવી રાખે છે. ત્યાંના સખત પવન સામે ગરમ કપડાં તો કંઈ જ રક્ષણ આપી શકતા નથી. તેને માટે ખાસ પદ્ધતિએ વણેલું કાપડ તૈયાર કરવામાં આવે છે જે પવનને અટકાવવા સાથે શરીરમાંના પરસેવાની વરાળ બહાર કાઢી શકે છે. કપડાં તથા બીજાં સાધનો તદ્દન સૂકાં વાપરવાનાં હોય છે, કારણ અંદર શરીરમાંના પાણીના દરેક બિંદુનું તત્કાળ બરફમાં રૂપાંતર થાય છે. આ કારણસર રાતના સૂતી વખતે ખાસ જાતની બનાવેલી કોથળીમાં ભરાઈને સૂવાનું હોય છે. આમાં માથું એક વિશિષ્ટ જગ્યાએ ગોઠવવાનું હોય છે, જેથી નાકમાંથી નીકળેલા ઉચ્છ્વાસ પણ વાગે સુધી નીકળ્યા પછી જ બરફમાં રૂપાંતર પામે. ખોરાક પણ એવો લેવાના હોય છે જે શરીરને ખૂબ ગરમી આપે અને બધો જ પચી જાય.

આજથી ૧૦ ક્રોડ વર્ષ ઉપર આ પ્રદેશ હિમમય બન્યો તે અગાઉ ત્યાં ગરમી હોવી જોઈએ એમ શાસ્ત્રજ્ઞો માને છે. જો એમ હોય તો તે કાળની વનસ્પતિ તથા ખનીજ આદિ વસ્તુઓ બરફના તે પડની નીચે ઢંકાઈ રહી હોવી જોઈએ.

આવા આ નિર્મનુષ્ય પ્રદેશ પર પહોંચવાનો એક પ્રયત્ન બહુ પ્રાચીન કાળમાં થયો હતો. બીજો પ્રયત્ન ૧૬મી સદીમાં થએલો. પણ પ્રત્યક્ષ મનુષ્યે તે પ્રદેશ ઉપર પગ મૂક્યો હોય તો તે ૧૮મી સદીમાં. તે મનુષ્ય એટલે ઇંગ્લંડનો વિખ્યાત શોધક કૅપ્ટન કૂક. ઈ. ૧૭૭૩ની ૧૭મી જાન્યુઆરીએ એ ત્યાં પહોંચ્યો. ત્યાર બાદ બેલિંગ્શૉસન, વૉનબેલિંગ શૉગેન ત્યા ગએલા ઈ. ૧૮૩૩માં લેફ્ટેનન્ટ

ચાર્લ્સ વિલ્ક્સ ત્યાં પહોંચ્યો. પછી તો કૅપ્ટન રૉસે ત્યાં જઈ ત્યાંના કેટલાક ભૂપ્રદેશનું નિરીક્ષણ કરી આવી તેને પોતાના 'વિક્ટોરિયા આઈલૅન્ડ'નું નામ પણ આપી દીધું. ત્યાર બાદ આવ્યો સ્કૉટ, શૅકલ્ટન અને આમુંડસેનનો યુગ. સ્કૉટ અને શૅકલ્ટન તો બ્રિટનની રૉયલ નેવીના માણસો હતા. તેઓ આ ચડાઈ માટે ખાસ જહાજ બાંધીને ૧૯૦૦ની સાલમાં ઊપડેલા. ફરી ઈ. ૧૯૦૮માં શૅકલ્ટન અને ૧૯૧૦માં સ્કૉટ જુદા જુદા ત્યાં ગયેલા. ઈ. ૧૯૧૨માં આમુંડસન પણ ત્યાં જઈ આવેલો. (એની અત્યંત રસિક કથા તથા ચરિત્ર માટે જુઓ 'કુમાર' અંક ૫૭) પણ હવે તે યુગ પૂરો થયો છે. હવે તો વિમાનોનો યુગ આવ્યો છે. આ વિશાળ ખંડ શોધાયો ત્યારથી આજ સુધી કેવળ ૬૦૦ જ માણસોએ તેના કિનારે પગ મૂકેલો.

આવા આ પ્રદેશનું ભવિષ્યનું મહત્ત્વ ધ્યાનમાં લઈને દરેક દેશ ત્યાં સંશોધકો મોકલવાનું શરૂ કરે છે. આર્જેન્ટિનાએ દક્ષિણ અમેરિકાથી દક્ષિણ ધ્રુવ સુધી આવતા આ ખંડના પ્રદેશ પર પોતાનું સ્વામિત્વ જાહેર કર્યું છે. ચીલીનું પણ એમ જ કહેવું છે અને તે માટે તે મોટી તૈયારી પણ કરી રહ્યું છે. પ્રો. હૅન્સ ઑલ્મૅનના નેતૃત્વ નીચે સ્વીડન પણ પોતાના શાસ્ત્રજ્ઞો ત્યાં મોકલાવી રહ્યું છે. ઑસ્ટ્રેલિયાએ એક કાયમી વેધશાળા ક્યારની ય તે પ્રદેશ પર શરૂ કરી દીધી છે. રશિયાએ તો ત્યાં માછલાં પકડવાની પ્રવૃત્તિ પણ આરંભી દીધી છે. ૧૯૪૩માં ઇંગ્લૅન્ડે એક મોટી બ્રિટિશ સંશોધકોની ટુકડી ત્યાં મોકલેલી. તેમણે ગ્રેહામલૅન્ડ બેટ ઉપર રહી પાંચ ઠેકાણે સંશોધન કરેલું.

પણ ત્યાં વિશાળ પાયા પર સંશોધન અને ખેડાણ કરવાનું કાર્ય તો અમેરિકાએ કર્યું. ગયા વર્ષે ઍડમિરલ બાયર્ડના નેતૃત્વ નીચે ૧૩ મોટાં વહાણો સાથે ૪૦૦૦ માણસોની એક ટુકડી ત્યાં ઊપડી હતી. જેમાં ૩૦૦ તો વૈજ્ઞાનિકો હતા. (એ બાયર્ડના પ્રેરક ચરિત્ર માટે જુઓ 'કુમાર' ૨૪૮) આ ટુકડીએ આજ સુધી ત્યાં ઘણું મહત્ત્વનું સંશોધન કર્યું છે. વિમાનદ્વારા તેમણે હિંદુસ્તાનના કદના આજ સુધી અજાણ્યા પ્રદેશનું બારીક નિરીક્ષણ કર્યું છે, ૧૪૦૦ માઈલ લાંબો દરિયાકિનારો ખૂંદી વળી તેની સીમાઓ ઠરાવી છે, ને ૧૦ મોટી પર્વતમાળાઓ શોધી છે જેમાંની કેટલીક તો દુનિયામાં ઊંચામાં ઊંચી છે!

પણ આ નિર્જન બરફમય પ્રદેશ માટે જુદા જુદા દેશો આટલી દોડધામ શા માટે કરી રહ્યા છે? શું કેવળ શુદ્ધ સંશોધન કરવું એ જ એમનો હેતુ છે? ના. સ્વાર્થ વગર મૂર્ખ પણ પ્રવૃત્તિ કરતો નથી એવું એક શાસ્ત્રવચન છે. તે અનુસાર તે પ્રવૃત્તિ પાછળ તેમનો અનેક દૃષ્ટિથી સ્વાર્થ રહેલો છે. પહેલો તો એ, કે જેમ ઉત્તર ધ્રુવના પ્રદેશની શોધથી એક મહત્ત્વના લશ્કરી તેમજ બીજી દૃષ્ટિએ મોકાના સ્થળની શોધ થઈ, તેમ આ ઍન્ટાર્કટિકની શોધથી પણ એવું જ મહત્ત્વનું સ્થળ જગતના નકશા પર નિર્માણ થાય તો નવાઈ નહિ. એ દૃષ્ટિથી તેના પર જેમ બને તેમ વહેલા સ્વામિત્વ મેળવી લઈ પગ જમાવવાનો ઉદ્દેશ દરેક દેશનો હોય એ સ્વાભાવિક છે. બીજું કારણ છે ત્યાં મળી આવતી વ્હેલ માછલી. આ જંગી માછલીના શિકારમાંથી ઘણી મોટી આવક થાય છે. ગયે વર્ષે તેના તેલમાંથી જ ૬ કરોડ ડૉલર ઊપજેલા!

વળી ત્યાં કોલસો, લોઢું, તાંબું, સોનું આદિ ખનીજ દ્રવ્યોના પણ મોટમોટા ભંડાર હાથ લાગવાનો સંભવ છે. પણ તેમાં યે, જેને કારણે બીજા મહાયુદ્ધનો અંત આવ્યો અને ત્રીજું મહાયુદ્ધ જાગવાનો સંભવ છે તે ઍટમબૉંબ બનાવવામાં જરૂરી એવું જે યુરેનિયમ મેળવવાને દરેક દેશ આજે પ્રયત્ન કરી રહ્યો છે, તે યુરેનિયમ મોટા પ્રમાણમાં ત્યાં મળવાનો સંભવ હોવાથી દરેક દેશ તે માટે દોડાદોડી કરે એમાં આશ્ચર્ય શું? પણ ત્યાંથી યુરેનિયમ મળવું ઘણું મુશ્કેલ છે. એમ ધ્રુવપ્રદેશ સંશોધક સંસ્થાના સ્થાપક પ્રો. ફ્રૅન્ક ડેબેનહામનું કહેવું છે, કારણ ત્યાં બરફનું પડ જ એટલું જાડું છે કે ઍટમ બૉંબનો ત્યાં વરસાદ વરસાવવામાં આવે તો પણ તે ૧ માઈલ જાડું પડ ભેદી શકાય નહિ! આમ ત્યાં કોઈ પણ ખનીજ માટે ખાણ ખોદવી કેવી રીતે એ એક મોટો પ્રશ્ન છે.

પણ કેવળ સંશોધનની દૃષ્ટિથી તે બરફાચ્છાદિત પ્રદેશનું ઘણું મહત્ત્વ છે. પૃથ્વીની ઉત્પત્તિ કેવી રીતે અને ક્યારે થઈ, તેના પર જીવન કેમ પાંગર્યું ઇત્યાદિ અનેક મહત્ત્વની બાબત પર આ પ્રદેશ પ્રકાશ નાખી શકશે. ત્યાંના બરફના જાડા પ્રદેશ નીચે કરોડો વર્ષોથી દટાઈ રહેલો પ્રદેશ ભૂસ્તરશાસ્ત્રીઓને ઘણુંઘણું કહી શકશે અને તેમને માટે ભૂતકાળનું અવલોકન કરનાર એક દૂરદર્શક યંત્ર (*Telescope*)ની ગરજ તે સારશે.

આમ આજસુધી મનુષ્યજાતિને માટે અજ્ઞાત એવા આ પ્રદેશની સહાયથી ભૂતકાળના અનંત વર્ષોનો ભેદ ઉકેલાય તો નવાઈ નહિ.

૩૦૦મા અંકની તમારી નકલ સલામત મેળવવા માટેની યોજના પૃ. ૩૪૨ ઉપર વાંચો

# નવાં પુસ્તકો

**ચન્દ્ર** અનેક ચિત્રો તથા આકૃતિઓની સહાયથી ચન્દ્રને લગતી અભ્યાસપૂર્ણ વિસ્તૃત માહિતી આપવા સાથે અંતમાં ચન્દ્રલોકની કાલ્પનિક રોમાંચક મુસાફરી આપી ગુજરાતના ખગોળ સાહિત્યમાં એક અગત્યનો અને મહત્ત્વનો ઉમેરો કરતું ઉપયોગી પુસ્તક લે૦ છોટુભાઈ સુથાર. પ્ર૦ ખગોળવિદ્યાના પ્રચારનો સ્તુત્ય પ્રયાસ કરતું ગુજરાતનું એકમાત્ર તારકમંડળ ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, રૂ. ૩. **ગગનરાજ** કલ્પનાપ્રિય કિશોરોના પ્રિય લેખક જુલે વર્નના 'Clipper of the Cloud' નામના રસિક પુસ્તકનો અનુવાદ, કરનાર મૂળશંકર મો. ભટ્ટ પ્ર૦ ગ્રામ દક્ષિણામૂર્તિ આંબલા, સોનગઢ, મુખ્ય વિક્રેતા ભારતી સાહિત્ય સંઘ લિ. ૨.૦૦, **ભાલણનાં પદ** વાત્સલ્યરસમાં હિંદભરમાં અજોડ ગણાતા ગુજરાતના આદિ કવિ સમા ભાલણ [illegible] રામ તથા કૃષ્ણની બાળલીલાને લગતાં, વાત્સલ્યથી છલકાતાં પદો ટિપ્પણ તથા ભાલણના જીવન અને કવન પર ઉપયોગી નોંધ સાથે સંપાદક જેઠાલાલ નારાયણ ત્રિવેદી, પ્ર૦ જીવનલાલ અમરશી મહેતા, પીરમશા રોડ, અમદાવાદ, ૩.૦૦, **લૂઈ પાશ્ચર** ફ્રાન્સના જગવિખ્યાત વિજ્ઞાનીનું વાર્તારૂપે લખાયેલું રસમય ને પ્રેરક ચરિત્ર લે૦ ડૉ. નરસિંહ મૂ. શાહ, પ્ર૦ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૨.૦૦, **પરદેશીના પગલે** એક દ્વિઅંકી નાટક લે૦ કિશોર વેદ પ્ર૦ મોરબી સાહિત્ય કલા મંદિર, મોરબી, ૧.૪૦, **કાનન-કલ્લોલ** શેક્સપિયરના વિખ્યાત નાટક 'ઍઝ યૂ લાઇક ઇટ'નું ગુજરાતી વાતાવરણમાં રૂપાંતર, પશ્ચિમના નાટકોના વિકાસ તથા શેક્સપિયરની નાટ્યપ્રવૃત્તિને લગતા અભ્યાસપૂર્ણ લેખ સાથે નિયોજક આપાભાઈ મોતીભાઈ પટેલ, પ્ર૦ એમ. સી. કોઠારી બુકસેલર્સ ઍન્ડ પબ્લિશર્સ કોઠી-વડોદરા, ૨.૪૦, **ગીતા ગુંજરી** શ્રીમદ્ ભગવદ્ગીતાનો સમશ્લોકી સરળ અનુવાદ લે૦ શ્રી ચરણતીર્થ મહારાજ, પ્ર૦ રસશાળા ઔષધાશ્રમ ગોંડલ, કાઠિયાવાડ

# માનવજાતની આજની જીવનધારક ને પ્રગતિસાધક ધાતુ લોઢું

આજે ઉદ્યોગોના દરેક ક્ષેત્રમાં લોઢાનો ઉપયોગ એટલો તો સર્વવ્યાપી છે કે જો ભગવાન શ્રીકૃષ્ણ ફરી ગીતા બોલે તો તેમાં 'ધાતુઓમાં હું લોઢું છું' એમ કહે તો ખોટું નહિ! દુનિયાનો એક પણ ઉદ્યોગ એક પણ ક્ષેત્ર અને એક પણ વસ્તુ એવી નહિ હોય કે જેમાં સીધી યા આડકતરી રીતે લોઢાનો ઉપયોગ નહિ થતો હોય. આજની ભૌતિક સંસ્કૃતિનો પાયો જ લોઢું છે. હળ, પંપ ને ટ્રૅક્ટર ઇત્યાદિ ખેતીના સાધનો, મોટર, એરોપ્લેન ને આગબોટ વગેરે વાહનવ્યવહારના સાધનો, સોય, સીવવાનો સંચો ને ચપ્પુ જેવી રોજિંદી જરૂરિયાતની વસ્તુઓ, અને જેના વિવિધ ઉપયોગને લીધે આ વીજળીયુગ કહેવાય છે તે વીજળીના સાધનો વગેરે માનવજાતના જે કાંઈ સૈભવ ગણાય છે તે સર્વે લોઢાને આભારી છે.

માનવજાતે લોઢાનો ઉપયોગ ક્યારથી કરવા માંડ્યો એ હજુ ચોક્કસ નથી. પણ એટલું ખરૂં કે જ્યારે મનુષ્યો જંગલી અવસ્થામાં હતા ત્યારે પહેલાં પથ્થરના ઓજારો વાપરતા. ત્યાર પછી તેમણે જે ધાતુ ઉપયોગમાં આણી તે લોઢું. પણ લોઢનો સહુ પહેલો વિપુલ ઉપયોગ જો ક્યાંય થયો હોય તો તે હિંદુસ્તાનમાં. પ્રાચીન કાળમાં વિજ્ઞાનની શાખા-ઉપશાખામાં હિંદ જ મોખરે હતું. આ બીના તો અનેક વિદ્વાનોએ હવે સપ્રમાણ સિદ્ધ કરી છે. ઇજિપ્તના પીરામીડમાંથી મળી આવેલી તલવારો પણ હિંદની જ બનાવટની છે એ જ સાબિત કરે છે કે આજથી ૫૦૦૦ વર્ષ પહેલાં પણ હિંદમાં લોઢાનો ઉદ્યોગ પૂર્ણપણે ખીલ્યા હતો. દમાસ્કસની વિખ્યાત તલવારો પણ હિંદુસ્તાનમાં જ તૈયાર થએલા લોઢામાંથી બનાવવામાં આવતી. કુતુબમિનાર પાસેનો ઇ. ૩૩૦ની સાલમાં બનાવવામાં આવેલો, ૨૩ ફૂટ ૮ ઇંચ ઊંચો જાણીતો લોહસ્તંભ પણ હિંદના લોહઉદ્યોગની જ્વલંત સિદ્ધિનો સૂચક છે.

લોઢું શુદ્ધ રૂપમાં કુદરતમાં નથી મળી આવતું નથી એ જાણીને ઘણાને આશ્ચર્ય થશે. માત્ર આકાશમાંથી જે તારા આ પૃથ્વી પર ખરી પડે છે તેમનામાં થોડું શુદ્ધ લોઢું મળી આવે છે. બાકી તો તે બીજા પદાર્થો જેવા કે ગંધક, કાર્બન, પ્રાણવાયુ ઇત્યાદિ સાથે સંયુક્ત અવસ્થામાં જ મળી આવે છે. આથી જે માટીમાં યા ખનીજ પદાર્થમાં લગભગ ૫૦ ટકા જેટલું લોઢું મળેલું હોય તેની માટી ખોદી કાઢીને તેમાંથી લોઢું જુદું પાડવામાં આવે છે. શરૂઆતમાં આ ક્રિયા માટેના સાધનો અધૂરા અને અવિકસિત હોવાથી લોઢાનું ઉત્પાદન ઘણું મોંઘું થતું. પણ હાલ તો વિજ્ઞાને લોઢાના ઉત્પાદનના એવા તો અદ્યયાવત્ સાધનો શોધ્યા છે કે આજે રોજનું લાખો ટન લોઢું ઉત્પન્ન કરી શકાય છે. પૃથ્વી પર લોઢું વિપુલ પ્રમાણમાં મળી આવે છે તેનું કારણ એ છે કે પૃથ્વી જે પદાર્થોની બનેલી છે તેમાં લોઢાનો નંબર ચોથો આવે છે. પૃથ્વીમાં ૫.૦૬ ટકા લોઢું રહેલું છે.

લોહમિશ્રિત પદાર્થ (Iron oxide ore)માં પ્રાણવાયુ અશુદ્ધિરૂપે રહેલો હોય છે. તેને દૂર કરવા પ્રથમ તો અશુદ્ધ લોઢાને કોલસા (coke)ની સાથે ગરમ કરવામાં આવે છે. આ ક્રિયા ૧૦૦ ફૂટ ઊંચી એક મોટી ભઠ્ઠી (Blast furnace)માં થાય છે. તે ભઠ્ઠીમાં અશુદ્ધ લોઢું (Iron ore), કોલસો (coke) અને ચૂનો નાખી ગરમ કરવામાં આવે છે. જ્યારે તે બધું ગરમ થતું હોય છે તે વખતે ભઠ્ઠીમાં ખૂબ જોસથી ગરમ હવા છોડવામાં આવે છે. આ ક્રિયાથી અશુદ્ધ લોઢામાં રહેલો પ્રાણવાયુ જુદો પડે છે, જ્યારે બીજી અશુદ્ધિઓને ચૂનો જુદી પાડે છે, ને સ્લૅગ નામનો પદાર્થ ઉત્પન્ન થાય છે. આ ક્રિયા વખતે ભઠ્ઠીમાં ૧૮૦૦ ડિગ્રી સેન્ટિગ્રેડ જેટલી ભયંકર ગરમી ઉત્પન્ન થતી હોવાથી લોઢું પ્રવાહી થઈ ને નીચેની બાજુએ ભેગું થાય છે, જ્યાંથી એક જુદી નળી દ્વારા તેને કાઢી લઈ તેના લંબચોરસ ગઠ્ઠા ઢાળવામાં આવે છે. આ કાચું લોઢું (pig iron) હજુ પૂરેપૂરું શુદ્ધ નથી હોતું. તેમાં ૩થી૪ ટકા જેટલી કાર્બનની અશુદ્ધિ હોય છે. એક ભઠ્ઠી આખું રોજનું ૧૦૦૦ ટન લોઢું ઉત્પન્ન કરી શકે છે. તે માટે સામાન્યરીતે ૨૦૦૦ ટન અશુદ્ધ લોઢાની માટી (Iron ore), ૮૦૦ ટન કોલસો, ૫૦૦ ટન ચૂનો ને ૪૦૦૦ ટન હવાની જરૂર પડે છે.

પણ આ કાચું લોઢું તેમાં રહેલી કાર્બનની અશુદ્ધિને લીધે ખૂબ બરડ હોય છે. તેથી આપણા ઉપયોગમાં આવી શકે તેમ હોતું નથી. તેની અશુદ્ધિ ઓછી કરવા માટે લોઢાના તે ગઠ્ઠાઓને ફરીથી ઓગાળવામાં આવે છે. આમ કરવાથી તેમાંની અશુદ્ધિ બળી જઈ માત્ર ૨ ટકા જેટલી અશુદ્ધિ રહે છે. આ સાફ કરેલા લોઢાને ઘડતર લોઢું (Cast iron) કહે છે. તેમાંથી જ મોટા બીમ તથા એંજિનોના સીલિન્ડર, વીજળીના થાંભલા, પાણીના નળ વગેરે બનાવાય છે.

પણ આપણા ઉદ્યોગો તથા રોજિંદા જીવનમાં જે વધુ મોટા પ્રમાણમાં વપરાય છે તે તો આ ઘડતર લોઢું નહિ પણ ગજવેલ કે પોલાદ. એ બનાવવા માટે ઘડતર લોઢામાં જે ૨ ટકા જેટલી કાર્બનની અશુદ્ધિ હોય છે તે પણ દૂર કરવાની હોય છે. આ ક્રિયા માટે બે પદ્ધતિઓ પ્રચલિત છે: (૧) બેસેમર કન્વર્ટર પ્રોસેસ—Bessemer Converter Process, (૨) ઓપન હાર્થ પ્રોસેસ—Open Hearth Process. પહેલી પદ્ધતિમાં એક મોટા વાસણમાં ઘડતર લોઢાને ૧૬૦૦ ડિગ્રી ગરમીએ ગરમ કરી તેમાંથી પૂર જોસમાં હવા પસાર કરવામાં આવે છે. આથી લોઢામાંનો રહ્યોસહ્યો કાર્બન બળી જાય છે અને શુદ્ધ ગજવેલ (Steel) નિપજે છે. આ ગજવેલ પણ સંપૂર્ણરીતે શુદ્ધ નથી હોતી, તેમાં ½ ટકા જેટલી કાર્બનની અશુદ્ધિ રહે છે જ. બીજી પદ્ધતિમાં મોટા તાવડામાં ઘડતર લોઢાને લોઢાના કાટ (આયર્ન ઑક્સાઈડ) સાથે ગરમ વાયુઓ દ્વારા તપાવવામાં આવે છે. આ ક્રિયાથી પણ આયર્ન ઑક્સાઇડ ઘડતર-લોઢામાંના કાર્બનને દૂર કરે છે.

ગજવેલમાં પણ જે ½ ટકા જેટલી કાર્બનની અશુદ્ધિ હોય છે તેને પણ જો ઓછી કરવામાં આવે તો તેથી વધુ નરમ પ્રકારનું લોઢું wrought iron બને છે. હજી યે ૧૦૦ ટકા શુદ્ધ લોઢું બનાવવામાં તો વૈજ્ઞાનિકો સફળ થયા નથી. જો કે ૯૯.૯૯ ટકા જેટલું શુદ્ધ લોઢું તો તેમણે તૈયાર કર્યું છે. લોઢામાં કાર્બનની અશુદ્ધિ ૧ થી ૪ ટકા જેટલી અત્યંત અલ્પ પ્રમાણમાં હોવા છતાં પણ તે લોઢાના ગુણધર્મમાં ફેરફાર કરવામાં ખૂબ મોટો ભાગ ભજવે છે.

લોઢામાં સખતપણું ચિકાશ વગેરે આણવા તેમાં બીજી ધાતુઓનું મિશ્રણ મેળવવામાં આવે છે. તેને ખૂબ ચિકટ ને ટકાઉ બનાવવા તેમાં નિકલ અને ક્રોમિયમ ઉમેરવામાં આવે છે. આવું મિશ્ર લોઢું લશ્કરી જહાજોને બખ્તરનું પડ ચડાવવામાં ઉપયોગી છે. લોઢામાં ૧૩ ટકા મૅંગેનીઝ ઉમેરવાથી એવી સખત મિશ્ર ધાતુ તૈયાર થાય છે કે

# આસન તથા શયનના પ્રકાર



ગયા હપતાઓમાં આપણે આપણાં ભારતીય નૃત્યોમાં રચાતી મુદ્રાઓ પાછળના સંકેતો તથા તેમાંના પાત્રોની ગતિ(ચાલ) ની પાછળ રહેલી અર્થસભર ગૂઢ આકૃતિઓ સમજ્યા તે રીતે પાત્રોની બેસવા-સૂવાની વિવિધ પદ્ધતિમાં તથા પ્રકાર પણ યોજાયા છે તે હવે જોઈએ

લેખક
યોગેન્દ્ર
પ્રિયદર્શી



નાટ્યશાસ્ત્રમાં વિવિધ આસનો (બેઠકો) તથા શયન પ્રકારો કે સુપ્ત સ્થાનો પણ દર્શાવ્યા છે, જે જુદાજુદા અભિનયોમાં યોજાય છે

આમનો આસનો આઠ છે (૧) સ્વસ્થ (૨) મદાલસ (૩) ક્રાન્ત (૪) આકુંચિત (૫) સ્રસ્ત લગ્ન (૬) ઉત્કટ (૭) વિષ્કમ્ભિત (૮) અનુગત આ બધાના નામ નાટ્યશાસ્ત્રમાં આપ્યા નથી એટલે બૂરના નામ અન્ય ગ્રંથો આધારે તથા તેના લક્ષણો પરથી યોજીને લીધેલાં છે તેનાં લક્ષણ તથા વિનિયોગ નીચે મુજબ છે

સ્વસ્થ એક હાથ કમર ને એક હાથ સાથળ પર રાખી સ્હેજ વળેલા પગ પર બેસવું તે સ્વસ્થતા પૂર્વક બેસવામાં તે યોજાય છે

મદાલસ એક પગ સહેજ પ્રસારીને તેમજ માથું એક બાજુએ ઢાળી બેસવું તે તે ચિન્તન (વિચાર) વગેરેમાં યોજાય છે

ક્રાન્ત બને હાથ પર દાઢી ટેકવી માથું એક તરફ ઢાળી બેસવું તે આથી મન તથા ઇંદ્રિયોની ગ્લાનિ શોક પરાજય વગેરે દર્શાવાય છે

આકુંચિત ગોઠણો છાતીને અડે તેમ સર્વ અંગ સંકુચિત કરી દ્રષ્ટિ નીચી રાખી બેસવું તે વ્યાધિ પીડા અતિનિદ્રા વગેરેમાં યોજાય છે

સ્રસ્તાલસ બન્ને હાથ શિથિલ પ્રસારિત રાખી પલંગને ટેકો દઈ બેસવું તે એ મોહ મૂર્છા મદ (કેફ) ગ્લાનિ તથા વિષાદમાં યોજાય છે મહાભારત યુદ્ધના પ્રારંભમાં અર્જુનને વિષાદ થઈ આવ્યો ત્યારે તે આ આસનથી રથમાં બેસી ગયો હતો

ઉત્કટ બને પાની નિતંબને અડે તેમ બેસવું તે પિતૃઓને નિવાપાંજલિ અર્પવામાં જપ સંધ્યા આચમન વગેરેમાં તે યોજાય છે

વિષ્કમ્ભિત ઉત્કટ આસનનો એક ગોઠણ ઊભો રાખી બેસવું તે હોમ આદિ કર્મોમાં તથા પ્રિયને પ્રસન્ન કરવામાં એ યોજાય છે

અનુગત બને ગોઠણ જમીનને અડકી મસ્તક નીચું રાખી બેસવું તે દેવવંદન તથા યજ્ઞાદિ ક્રિયાઓમાં ક્રોધ પામેલાને પ્રસન્ન કરવામાં અને શોક આક્રંદ ત્રાસ યાચના વગેરેમાં યોજાય છે મુનિઓના યમનિયમ વગેરે કર્મોમાં પણ આનો પ્રયોગ થાય છે

આ ઉપરાંત અન્ય ગ્રંથોમાં મુક્તજાનુ અને વિમુક્ત નામ બે વધારાનાં નામો મળે છે પરંતુ તે વિષ્કમ્ભિત તથા અનુગતના જ પૂરક હોવાથી ઉપરનામાં તેનો સમાવેશ થઈ જાય છે

**આસનવિધિ** વળી નાટકમાં જુદાજુદાં પાત્રોને તેમના સ્થાન તથા મોભા પ્રમાણે જુદીજુદી કક્ષાના આસનો (બેઠકો) આપવામાં આવે છે તેમાં કયા પાત્રને કયું આસન આપવું તેના પ્રકાર તથા વિધિ પણ નાટ્યશાસ્ત્રમાં જણાવેલા છે એવા આસનો અનેક પ્રકારના છે જેમકે સિંહાસન, કાષ્ઠાસન મુંડાસન વેત્રાસન કુશાસન વગેરે આ આસનો મુખ્યત્વે રાજ્યસભામાં યોજાય છે

સિંહાસન દેવ તથા રાજા યા રાણી માટે સિંહાસન યોજાય છે તે સુવર્ણજડિત અને રત્નો વગેરેથી આભૂષિત હોય છે અને તેના પાયા સિંહાકારના હોય છે

મુંડાસન સેનાપતિ યુવરાજ વગેરે પાત્રો માટે આ આસન યોજાય છે તે પાછળ કશા આધાર કે ટેકા વગરનું હોય છે

કાષ્ઠાસન બ્રાહ્મણો તેમજ રાજ્યગુરુ માટે લાકડાનું બનેલી આ બેઠક યોજાય છે હાથના બાજઠ પાટલો વગેરે તેના જ પ્રકારો છે

વેત્રાસન પ્રધાન પુરોહિત વગેરે માટે નેતરની બનેલી બેઠક

મુંડાસન સ્ત્રીઓ, રાજકુમાર રાજકુમારિકાઓ વગેરેને સાદડીનું આસન અપાય છે

ભૂમ્યાસન ચાકર કે નીચી કક્ષાના પાત્રોને ભૂમિનું જ આસન આપવું અર્થાત્ તેમને જમીન પર બેસાડવા એમ કહ્યું છે

ઉપરનો ક્રમ રાજ્યસભાનો છે આ ઉપરાંત દિવ્યાસન, મયૂરાસન ગરુડાસન, પદ્માસન વગેરે આસનો પણ દર્શાવેલા છે તેમાં—

દિવ્યાસન દેવી કે દિવ્ય સ્ત્રીઓ માટે યોજાય છે આ આસન અલૌકિક પ્રકારનું વિસ્મયયુક્ત રચનાવાળું હોય છે

મયૂરાસન રાજપુત્રી કે ધનાઢ્ય વૈભવશાળી યૌવનાના આવાસમાં તેની યોજના કરાય છે તે મયૂરકલાપ(મોરની કળા)ના આકારનું તથા કોતરણીથી સુશોભિત હોય છે

ગરુડાસન તે ઉત્તમ સ્ત્રીઓ માટે યોજાય છે ને ગોળાકાર હોય છે

પદ્માસન બ્રાહ્મણ સ્ત્રીઓ વગેરે પાત્રોને તે અપાય છે

ઉપરના આસનો સામાન્યરીતે સ્ત્રીઓમાં યોજાતા હોય એમ લાગે છે પણ તેનો ખાસ દૃઢ નિયમ હોવાનું જણાતું નથી આ આસનો ઉપરાંત વળી ચર્માસન દર્ભાસન વગેરે અનેક આસનો છે

ચર્માસન તેમાં વ્યાઘ્ર-ચર્માસન' મૃગ ચર્માસન' વગેરે પ્રકારો છે અને તેનો ઉપયોગ યોગી તથા તપસ્વીઓમાં જોવામાં આવે છે

દર્ભાસન ઋષિમુનિઓનું આસન છે અને દર્ભ(એક પ્રકારના ઘાસ)માંથી તે બનાવેલું હોય છે આ સિવાય પદ્માસન ભદ્રાસન વગેરે દેવોના આસનોનાં નામ તો જાણીતા છે તે પણ અમુક ખાસ પ્રકારના કે વિશિષ્ટ રચનાવાળા હોય છે

યોગમાં જે પદ્માસન વગેરે આસનો કહ્યાં છે તે આ આસનોથી સદંતર ભિન્ન છે તે તો શરીરની અમુક રચનાઓ છે અને યોગમાં આવશ્યક શારીરિક તથા માનસિક શુદ્ધિ ને સ્વાસ્થ્ય મેળવવા માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે *

અહીં દર્શાવેલા આસનોનો નિયમ અન્ય સ્થળોએ જ જાણવો માત્ર પોતાના ઘરમાં તો મરજી મુજબ ગમે ત્યાં બેસે તેમાં કશો દોષ નથી પરંતુ મુનિઓનું આસન તે ઘરમાં તેમજ બહાર તેમના નિયમ મુજબ એક જ પ્રકારનું રાખવું (અનુસંધાન સામેના પાને)

* આ યોગાસનો વિષે એવું વિધાન છે કે તે વિવિધ પશુપક્ષીઓની બેઠકો કે તેમના અમુક હલનચલનમાંથી નિપજેલા છે સર્પાસન મત્સ્યાસન મયૂરાસન વગેરે નામો પણ તે જ સૂચવે છે આપણા પ્રાચીન પુરુષોએ એક પણ વિષયને—ગૂઢમાં ગૂઢ વિષયને પણ છોડ્યો નથી તેનું તત્ત્વ પામીને જ તેઓ જંપ્યા છે અને તેનો નિચોડ મૂકતા ગયા છે આ યોગાસનો પણ તેમની એ તત્ત્વાલોચક દૃષ્ટિનું જ પરિણામ છે પશુ પક્ષીઓ પોતાની તમામ સ્ફૂર્તિ અને તાજગી તેમની અમુક બેઠકોમાંથી જ મેળવી લેતા હોવાનું એમને જણાયું, એટલે તેમણે એ બેઠકોને માનવહિત માટે વિવિધ આસનો રૂપે પ્રચલિત કરી સ્વાસ્થ્ય રક્ષાના આ અજોડ સાધનની ઉમદા બક્ષિસ દ્વારા તેઓએ માનવજાતિની અપૂર્વ સેવા બજાવી છે

એ જુદી વાત, પરંતુ ના પણ ગમે જે અણિશુદ્ધ અને સંપૂર્ણ સત્ય બુદ્ધિ જોઈ શકે નહિ, તેમાં તે એવું છે એ પ્રકારની શ્રદ્ધા શક્ય જ નથી માટે સત્ય, સંપૂર્ણ અણિશુદ્ધ સત્ય, બુદ્ધિને એવું પ્રતીત થઇ જાય ત્યાં લગી શોધ્યા કરવાનો પુરુષાર્થ, તે જ સૌથી મોટો પુરુષાર્થ છે અને તથાપિ એ જડતા જન્મારો જાય, અનેક જન્મારા વહી જાય, શોધાતું આવતાં સત્યનો પ્રકાશ ધીરે ધીરે સૈકાઓ લગી પ્રાપ્તની દશા ન પણ મેળવે, પ્રાપ્તવ્યની દશા જ ચાલ્યા કરે, તો એ સૈકાઓ કે એથી પણ લાંબા મહાખંડ દરમિયાન, સત્યના જે સ્વરૂપને બુદ્ધિ ઓછામાં ઓછું અપૂર્ણ અને અશુદ્ધ ગણી શકે તેનું પાલન પણ આપણો તે તે કાળે મોટામાં મોટો ધર્મ વા પુરુષાર્થ ગણાવો ઘટે. એથી ઊતરતાં હોય તે સત્યના સ્વરૂપોને ભોગે પણ આ ચડિયાતાં સ્વરૂપનું પાલન અને તેની સ્થાપના જ આપણો મોટામાં મોટો પુરુષાર્થ છે; જ્યાં લગી આપણી બુદ્ધિ એથી પણ ચડિયાતા સ્વરૂપને શોધી ના શકી હોય ત્યાં લગી.

વિવરણ જરા સંકુલ અને દુર્બોધ અને તેથી અપ્રતીતિકર થઈ જાય છે એ જાણું છું પરંતુ (આવી સભાઓમાં લોકો આપણી મહાભારતની કથાઓ સાંભળતા અને એ આખ્યાનો કલાકો ઉપર કલાકો લગી સાંભળ્યા કરતા એ જમાના વહી ગયા છે) વિષય ગમે તેવો રસિક કે આવશ્યક હોય તથાપિ આપણે અમુક કાળમર્યાદા સાચવવી જ પડે છે અને એમ કરતાં આ વિવરણમાં કેટલાક અંકોડા છોડી દેવા પડે છે, તે અધિકારી (શ્રોતા કે) વાચક પોતપોતાની સ્વતંત્ર વિચારણાએ પોતાની મેળે સાંધી લેશે એમ રાખવું પ્રાપ્ત થાય છે.

વિષયને જરા જુદી રીતે મૂકું વિષાદગ્રસ્ત અર્જુન તમામ ધર્મોનો પાયો કુલધર્મોમાં જુવે છે પિતૃઓની પોતાના લોકમાં સ્થિતિ, જાતિધર્મો, બધા જ ધર્મોનો પાયો કુલધર્મો, આ યુદ્ધ તે ધર્મોને ઉચ્છેદે છે, અને કુલધર્મોચ્છેદ ઉપરઉપરને પગથિયે છે તે તમામ કોટિના ધર્મોને પણ ઉચ્છેદે છે, આવો ઘોરાતિઘોર અધર્મ કેમ કરું? લડીશ જ નહિ. પાયો ટકતાં તે ઉપરની આખી ઇમારત રહેશે, અથવા ના પણ રહે; તથાપિ તે પાડવાના મહાપાતકનો ભાગી હું તો નહિ જ બનું

જવાબમાં ગીતા નિરૂપે છે કે શ્રીકૃષ્ણ પોતે પરમાત્મા જ છે, પોતે અર્જુનને દિવ્ય દૃષ્ટિ આપે છે જે વડે તેને શ્રીકૃષ્ણના પોતા માટેના દાવાની સત્યતામાં શ્રદ્ધા બેસે છે ને એટલે શ્રીકૃષ્ણ જે જે બીજું કહે છે તે તમામ અર્જુન સ્વીકારી શકે છે, ગીતાનો આ શ્રદ્ધાવાદ જે ગળી શકે છે તેને તો ઉપર કહેવાઈ ગયું તેમ સત્યની શોધનો પુરુષાર્થ સમાપ્ત થઈ જાય છે, ને જે પરમ સત્ય હોવા વિશે શ્રદ્ધા જામે છે તેના પાલન સ્થાપનનો પરમ પુરુષાર્થ જ ખેડવાનો રહે છે.

પરંતુ જેને આવી શ્રદ્ધા અશક્ય રહે છે, તેને ગીતા શું શું કહે છે તે જોઈએ. પ્રથમ કહે છે—વારંવાર કહે છે 'યુદ્ધસ્વ, ભારત!' હે ભારત, લડી લે બીજું કહે છે, વહેતા સંસારમાંનો સંસારી વહ્યા વિના રહી જ ના શકે શ્વાસોચ્છ્વાસ પણ કર્મ જ છે ને? કર્મ કરવાં જ પડશે. પણ કુશળતા મેળવીને કર્મો કર! યોગી બન ત્રીજું ચોથું જે કહે છે તે ઉપર આવી ગયું કહે છે, હું શ્રીકૃષ્ણ જ પરમ સત્ય પરમાત્મા છું. લે આ દિવ્ય દૃષ્ટિ. તે વડે જો ખાતરી થશે અને શ્રદ્ધા બેસશે. અને શ્રદ્ધા બેસી ગઇ એટલે ચોથું કહે છે, મેં નિર્માણ કરી જ રાખેલું બનવાનું છે, એમાં મીનમેખ ફરનાર નથી, તારે માત્ર નિમિત્ત બનવાનું છે, મેં ઉપજાવેલ કોઇ પણ જીવને નિમિત્ત જ બનવાનું છે; તો મારા ભક્ત, મારા વહાલા ભક્ત, મને ભજ. એ જ તારો મોટામાં મોટો પુરુષાર્થ. અને અર્જુન તે સ્વીકારી લે છે નષ્ટો મોહઃ; કરિષ્યે વચનં તવ, મેં તને મારા જેવો જ દીઠો. મારો સખા જ ગણ્યો એ ભૂલ માટે જો આ ગાલે તમાચા પર તમાચા મારું છું,—અને ગીતા પૂરી થાય છે

માનવ બુદ્ધિને દિવ્ય દૃષ્ટિ—અગમનિગમની (મિસ્ટિકલ) બુદ્ધિ તો છે નહિ, એને તો ચર્મચક્ષુ જ છે; એટલે ઉપલી બે વાત પ્રતીતિકર નથી, પરાણે ઉપજાવેલી શ્રદ્ધા અને તેની સાથે એ બધું આળપંપાળ છે એટલે ગીતાના શબ્દો અને પંક્તિઓ જે વાચ્યાર્થ કહે છે તે બુદ્ધિને જ તરણોપાય ગણનારને પ્રતીતિકર નથી

પરંતુ ગીતાનું મનન કરતાં આ ઉપરાંત એમાંથી એક બીજો ધ્વનિ પણ સંભળાવા માંડે છે કોઇ વાચકને તે સ્પષ્ટ સંભળાય છે, કોઇને એટલો સ્પષ્ટ સંભળાતો નથી પણ વત્તોઓછો સૌ સાંભળે એવો એમાં ધ્વનિ છે અને ગીતાની અમરતા એ ધ્વનિ વડે જ છે. વૈષ્ણવ પંથના કે શ્રદ્ધાના કે અગમનિગમના કોઇ પણ રૂપના પ્રચારગ્રંથ લેખે બીજા એવા પ્રચારગ્રંથો કરતાં એની વિશેષતા નથી.

સત્ય શોધવું, આ બ્રહ્માંડને સમજવું. એના ગર્ભમાં એના ઊંડાણોમાં શું તત્ત્વ છે તે પકડવું, એ જ મોટામાં મોટો પુરુષાર્થ છે. પરંતુ આ શોધ તો લાંબી લાંબી ચલાવ્યા જ કરવી પડે એવી છે. અને આપણે તો એમાં અમુક ક્ષણે અમુક પેઢીએ અમુક સ્થળકાળે જ છીએ, થોડો વખત જ હોઇએ છીએ, તથાપિ તે સમય દરમિયાન અને આપણા હજી અપૂર્ણ અશુદ્ધ જ્ઞાને પણ આપણને આચરવું તો પડે જ સંસારનો ભાર, પ્રવાહમાં વહીએ છીએ તેનો ધક્કો આપણે માથે પડે જ, આપણને વાગે જ; તેની બરદાસ્ત કર્યે જ છુટકો. તેનાથી વિમુખતા મનુષ્ય માટે અશક્ય છે સત્યશોધ અધૂરી રહે છે તે દશામાં પણ આગ્રહી સત્યપાલન અને સત્યસ્થાપન આપણો મોટામાં મોટો પુરુષાર્થ છે

વેદોક્ત આચારો જૂનવાણી થઇ ગયા છે જૂનવાણી આચારવિચારવ્યૂહ અને નવા ફૂટતા પયગંબર થવા ને સર્વોપરિ થવાની મહેચ્છાવાળા આચારવિચારવ્યૂહ વચ્ચે આ આસુરી સંપત ને દૈવી સંપત વચ્ચેના જેવો ધર્મવિગ્રહ છે આ કુરુક્ષેત્ર ચાલી રહ્યો છે, ચાલ્યા કરશે. આમાં કોઇ પણ વ્યક્તિએ કઈ બાજુ અપનાવવી કોના સંગે અને કોની સામે ઝગડવું એ જ સવાલોનો સવાલ છે

સિંહાસનારૂઢ છે તે દેવો પડે છે, નવા દેવો ઊગે છે, સર્વોપરિ થવા મથે છે, સર્વોપરિ થનારા છે રુદ્રો મરુતો, વસુઓ, આદિત્યો, નરમેધ, પશુમેધ આદિ અસ્તાચલે ઊતરી રહ્યા છે ત્રિમૂર્તિ અને પરમાત્મા રક્તપાતશૂન્ય ઉપહારો, પ્રસાદો અને સ્થૂલ બાહ્યાચારોની પૂજાસેવાને બદલે સૂક્ષ્મ માનસિક ભક્તિ વગેરે વગેરેનો ઉદય થઇ રહ્યો છે. જોતજોતામાં એ મંથાકાશે તપશે એમ બુદ્ધિ પણ જોઇ શકે. એ નવાને સનાતન ગણવા, કે એ પણ જૂનાની જ જેમ ખરશે, અને એ બીજા સટની જગા ત્રીજો સટ લેશે, તે બુદ્ધિને અગમ્ય છે આ આદિ અવ્યક્ત અંત અવ્યક્ત માત્ર મધ્ય વ્યક્ત, એવા વિરાટ પ્રવાહ વચ્ચે માનવી ઊભો છે અને પૂરેપૂરી વ્યક્તિ થતાં પહેલાં તો એ પણ અવ્યક્તમાંથી જ આવેલો પાછો અવ્યક્તે વહી જશે. આવા માનવી માટે એ અહીં છે, તે દરમિયાન મોટામાં મોટો પુરુષાર્થ કયો? સ્થિત પરિપાલયેત્ (અમે જી કાયદાની પરિભાષામાં fictum valet,) એ એનો મોટામાં મોટો પુરુષાર્થ?—કે તમામ શક્તિઓ સંયોજીને એ સત્યશોધ કરી રહ્યો છે તેમાં એને જે નવાં સત્ય સ્વરૂપો દેખાવા માંડ્યાં છે, અમુક અંગોપાંગ સ્પષ્ટ, બાકીના માત્ર ઝાંખી રૂપે, તેમને વળગવું, તેમના પક્ષે વળગવું, બે વચ્ચે વિરોધ ઉગ્રતા ધારણ કરે, એકબીજાના સદંતર સંહાર માટે તરવાર પણ નીકળે તો (લડવું

# ૩૦૦મો અંક સલામત મેળવવા માટેની યોજના

દરેક અંક બહાર પડે કે તરત જ ગ્રાહકો તરફથી અંકો ગુમ થવાની ફરિયાદો આવવા માંડે છે; અને તે સતત ચાલુ છે.

સામાન્યતઃ અંકો ગેરવલ્લે થવાનાં જે કારણો હોઈ શકે તે દૂર કરવાની તો સંપૂર્ણ તકેદારી અમે રાખીએ છીએ: (૧) બધા જ ગ્રાહકોનાં નિઃશેષ સરનામાં દર મહીને, બે માણસો સામસામા બેસીને રજિસ્ટર ઉપરથી ચેક કરી જાય છે, અને કોઇના સરનામામાં ફેરફાર હોય તો તે સુધારી લેવામાં આવે છે; (૨) અંક પૅક થયા પછી, પોસ્ટ ઑફિસે નાખવા જતાં પહેલાં બધી રવાનગી ગણીને ગ્રાહકવાર અંકની સંખ્યા ટિકિટના હિસાબ સાથે ફરીથી ચેક કરી લેવામાં આવે છે.

અને આમ છતાં અંકો ગુમ થયાની ફરિયાદો તો આવ્યા જ કરે છે. કોઈ અંક એવો નથી ગયો કે જેને વિષે ફરિયાદ ન આવી હોય. તો પછી ૩૦૦મો ખાસ અંક તો એમાંથી શાનો મુક્ત રહી શકે ?

ટપાલ ખાતુ આ બાબતમાં કાંઈ કરી શકતું નથી; કરી શકે નહિ. રજિસ્ટર્ડ ન થઈ હોય તેવી વસ્તુઓ માલિકને પહોંચાડવાની સાબિતી આપવાની કાયદેસરની જવાબદારી તેની હોતી નથી. એટલે આવી કોઇ પણ ફરિયાદનો તેના તરફથી એક જ વ્યાજબી ઉત્તર મળે છે કે 'વસ્તુ પોસ્ટ થઈ હશે તો તે તેના માલિકને યથાસમય પહોંચાડવામાં આવી હશે.'

અમારે પક્ષે તો, અમારી પાસે જ્યાં સુધી અંકો સિલિક હોય છે ત્યાં સુધી ગ્રાહકોને ફરી મોકલવા યત્ન કરીએ છીએ; પણ કાગળ-કરકસરને કારણે અંકોની વધારે નકલો કાઢી શકાતી નથી. આથી, નકલો ખૂટી ગયા પછી ગુમ થએલા અંકો અમે ભરપાઈ કરી શકતા નથી. અને ૩૦૦મા અંક માટે તો એ પણ શક્ય નહિ રહે; કેમકે કાગળના પ્રશ્નને લીધે એ અંકની સંખ્યાની મર્યાદા પરિમિત છે; એટલે ગુમ થએલો એ અંક તો બીલકુલ ભરપાઇ કરી આપવાનું અમે માથે લઈ શકીએ તેમ નથી.

તો પછી તમારા ૩૦૦મા અંકની સલામતી માટે તમે શું કરશો ?

**અમને એક રસ્તો સૂઝે છે:**

તમારામાંના મોટા ભાગના ગ્રાહકોનાં લવાજમો ડિસેમ્બર આખરે એટલે કે એ ૩૦૦મા અંક સાથે જ પૂરાં થતાં હશે; અને તમે જાન્યુઆરીનો અંક વી. પી. થી મંગાવીને લવાજમ ચાલુ રાખવાના જ હશો. હવે, રજિસ્ટર્ડ કર્યા વિના તો અંક વી. પી. થઈ શકતો નથી, એટલે જાન્યુઆરી અંક ઉપર તો તમે રજિસ્ટરનો ખર્ચ કરવાના જ છો. તો પછી એ જ ખર્ચ ડિસેમ્બર અંક (૩૦૦મા અંક) ઉપર કરી તેની સલામતી સાધી લો તો ?

**એટલે અમે એમ સૂચવીએ છીએ કે—**

(૧) આવતા વરસના લવાજમ માટે જાન્યુઆરીને બદલે તમારે ડિસેમ્બરનો ૩૦૦મો અંક વી પી.થી મંગાવવો. એ અંક વી. પી. હોવાથી તમને તે સલામત પહોંચાડવાની કાળજી પોસ્ટ ઑફિસ રાખવાની જ; કેમકે એનાં નાણાં એને તમારી પાસેથી મેળવવાનાં હશે; જ્યારે તમારે પક્ષે તો માત્ર વી. પી. એક માસ વહેલું મંગાવવાનું થાય એટલું જ.

(૨) જેઓ એજન્ટો મારફત કે મનીઑર્ડરથી લવાજમ મોકલે છે, તેઓ પણ આ વખતે તો અંક સલામત મેળવવા માટે વી. પી ના આ ચાર આના વધુ ખર્ચ કરે એવી અમારી ભલામણ છે એ ખર્ચ ખરેખર લેખે લાગ્યો ગણાશે; કેમકે અંક એથી સલામત તમારા હાથમાં આવશે. નહિતર એ મોટો અંક ફરી ભરપાઈ કરી આપવાનું અમારે માટે શક્ય નથી.

(૩) જેમના લવાજમ ડિસેમ્બર અંક સાથે પૂરાં થતા નથી, પણ આવતા વરસના કોઈ વચગાળાને મહીને પૂરાં થાય છે તેમને ય અમારી ભલામણ છે કે તેઓ પણ આવતા વરસના બાકી રહેતા મહીનાઓનું ફાળે પડતું લવાજમ ભરપાઇ કરવી તેટલી રકમના વી પી.થી જ આ ૩૦૦મો અંક મંગાવી લે અને તેની સલામતી સાધી લે

(૪) હિંદ બહાર વી. પી. થઇ શકતાં ન હોવાથી જે પરદેશના ગ્રાહકો રજિસ્ટર્ડથી મંગાવવા ઇચ્છતા હોય તેઓ ૬ પેન્સનો પોસ્ટલ ઑર્ડર મોકલે.

૩૦૦મા અંકની તમારી નકલ ચોક્કસાઇપૂર્વક તમારા જ હાથમાં આવે એ માટેનો અમને સૂઝ્યો તે ઓછામાં ઓછો ખર્ચાળ અને વધુમાં વધુ સરળ માર્ગ અમે તમને બતાવ્યો છે. તમારે માત્ર કરવાનું એટલું જ કે **આ અંક મળ્યે તરતજ એક પોસ્ટ કાર્ડ લખીને આવતો અંક તમારા નીકળતા હિસાબે વી. પી. કરવાનું અમને લખી જણાવવું.**

પંદરમી ડિસેમ્બરે ૩૦૦મો અંક બહાર પડશે. અમે ૧૪મી ડિસેમ્બરની છેલ્લી ટપાલ સુધી તમારા પત્રની રાહ જોઇશું. અને જો કાંઇ ખબર નહિ આવ્યા હોય તો પછી ઈશ્વરને ભરોસે તમારો અંક સાદી ટપાલથી તમને પોસ્ટ કરી દઈશું.

ફરી કહીએ છીએ કે આ ઓછામાં ઓછા ખર્ચાળ અને વધુમાં વધુ સલામત માર્ગ પર વિચાર કરીને તરત નિર્ણય કરશો.

# Our Friends Abroad

## પત્રમિત્રોની સંસ્થાઓ

આજકાલ પત્રમિત્રોને લગતી ઘણી સંસ્થાઓ નીકળી છે અને રોજ નવી નવી નીકળતી જ જાય છે. આ સંસ્થાઓ તેના સભ્યો પાસેથી વાર્ષિક કે માસિક અમુક ફી લઈ તેમનો પરદેશના પત્રમિત્રો સાથે પરસ્પર સંબંધ બાંધી આપે છે તથા કેટલીક તો વિશિષ્ટ દેશોના પત્રમિત્રોના સરનામાં તથા તેમના શોખની માહિતી પૂરી પાડે છે. આવી ઘણી સંસ્થાઓ તરફથી પોતાની જાહેરાત 'કુમાર'ના પત્રમિત્ર-વિભાગમાં કરવાની વિનંતિ કરતા પત્રો અમારી પર આવે છે.

પરંતુ શરૂથી જ અમે સામુદાયિક પાયા પર આવું કાર્ય કરતી કોઈ પણ સંસ્થા, કલબ, મંડળ કે વ્યક્તિની આવી જાહેરાત 'કુમાર'માં નહિ કરવાની નીતિ રાખી છે. તેનાં બે કારણો છે: એક એ કે આ વિભાગનો ઉદ્દેશ પત્રમિત્રોને કેવળ વ્યક્તિગત સહાય કે માર્ગદર્શન આપવાનો છે; અને બીજું એ કે એવી જાહેરાત કરવા પાછળ મોટું ભયસ્થાન એ રહેલું હોય છે કે કેટલીક સારી સંસ્થાઓ સાથે માત્ર પૈસા કે પ્રસિદ્ધિ મેળવવા સારુ જ ને તેવી ધોરણે કાર્ય કરતી લેભાગુ સંસ્થાની પણ જાહેરાત થવાનો સંભવ રહેલો હોય છે. કોઈ પણ સંસ્થાની પ્રામાણિકતા કે સચ્ચાઈ ચકાસી જોવાનું અમારી પાસે કોઈ સાધન નહિ હોવાથી અમે કોઈ સંસ્થાની 'કુમાર'માં જાહેરાત નહિ કરવાનું ધોરણ શરૂઆતથી જ રાખ્યું છે. આ માટે અમારે કેટલાક અમારા અંગત મિત્રો તથા પરિચિતોને પણ નાખુશ કરવા પડ્યા છે.

અને અમે સેવેલો આ ભય સાચો પાડતા કેટલાક કિસ્સાઓ અમને જાણવા પણ મળે છે. કેટલીક સંસ્થાઓ અગાઉથી અમુક ફી લઈ પછી કંઈ જવાબ જ આપતી નથી એવી ફરિયાદ અમને મળી છે. બીજા પણ ઘણાને એવા અનુભવ થયા હશે. આ કારણે આજે જ્યારે પત્રમૈત્રીનો રસ પ્રજામાં વધુ ને વધુ કેળવાતો અને ફેલાતો જાય છે તે વખતે ઉત્સાહી પત્રમિત્રો આગળ અમે લાલ બત્તી ધરવાની ફરજ માનીએ છીએ. અનેક પત્રમિત્રો મેળવવાની ઇચ્છાથી ફી ભરીને કોઈ પણ સંસ્થા કે ક્લબમાં જોડાતા પહેલાં તેમણે તે સંસ્થા વિષે પૂરી ખાત્રી તથા ચોકસાઈ કરી લેવી આવશ્યક છે. તેમ કરી જો પૂરો વિશ્વાસ પડે તો જ તેવી સંસ્થામાં જોડાવું સલાહભર્યું છે, જેથી પાછળથી અસંતોષ કે કચવાટનું કોઈ કારણ ન રહે.

## જર્મનીનાં વધુ સરનામાં

*નીચે આપેલાં બધાં સરનામાં જર્મનીના શિક્ષકોનાં છે. તેમનો* મુખ્ય રસ કેળવણી તથા તેને લગતા વિષયો છે.

(1) Paul Sander, 3 Tischenderfstrasse, (1 ob) Lengen/Vogtl Germany-Russian Zone-Age 32, (2) Eva Marie France, 10 Grobroigtsberg/Sachsen, Uber Frieberg/Schule, Germany-Russian Zone—Girl, 22, (3) Gerhard Ehnert, 10 Rosswein/Sa, Markt 13, Germany-Russian Zone-34, (4) Inge Woyack, Dresdan No. 32, Gleinaer Str 58, Germany-Russian Zone-Girl 25, (5) Christa Gebhardt, 19 Stahfurt, Al exand rastr 13 Sachsen, Germany—Russian Zone, 21, (6) Gorhard Sdrandlev, (1 ob) *Neusornaig Kr aschatz* Germany-Russian Zone, (7) Ruth Heymlt, 1 ob Glaughau, *Saxony, Hoffnung* 73, Germany-Russian Zone-Girl, 22 (8) Horse Lampe, Hsl eb dn/Saale, Burstr 32 (19) Land Sachsen Anhalt, *Deutschland Germany* -Russian Zone-21 (9) Ed tha Feix, (101) Wilsdruff /*Sa Ander Schule 1/1 Germany—Russian* Zone Girl, 22, (10) Helmut Rodel (1 Oa) Krummenhenneursdort, b Freiberg in Sadisen, Germany Russian Zone-22, (11) Kate Leonuardis, Seltsenstrasse 13 Leipsig C I, Germany-Russian Zone, (12) Heina Sansiel, *Harfe* rd/Westf, Salzuferstr, 109 b, Germany-British Zone, (13) Diddy *Kessler, Lessing/Krs* Weissenfels Am Anger 13, Germany-British Zone Girl 28 (14) Ursul a Lichtenstein, (24b) Mubel/Mrs. Schleswig, Schleswig Holstein, Germany British Zone Girl, 21, (15) Ursul a Heuer, Krell der Str 18, Berlin N W 21, Germany—Girl, 23 (16) Erna Hoffmann, Lehrerin, 13b Wengen/Kr Neuburg a d Germany U S Zone Girl, 25 (17) Gerhard Mayer, stuttgart O Metzstr 62, Deustehiand/Wurttemberg, Germany U S Zone 30.

(ઉકેલ: બાલુક નાયક, સૂરત)

આ વિભાગમાં નામ નોંધાવવા ઇચ્છનારે એક પોસ્ટકાર્ડ પર (અંગ્રેજી મોટી એબીસીડીમાં જ) પોતાનું પૂરું નામ, પૂરું સરનામું, ઉંમર, શોખ તથા ક્યાં સુધી ભણેલા છે તે સર્વ વિગત જણાવી નીચે પોતાના વાલીની સહી કરાવી પછી જ તે કાર્ડ અમારી પર મોકલવું. ઉપરની કોઈ પણ વિગત જણાવવી રહી ગઈ હશે તેવા પત્ર પર ધ્યાન અપાતું નથી.

## INDIAN PEN FRIENDS

(144) Jayakant S Saiyadh, 1001, Vagheshwari's Pol, Raipur, Ahmedabad—18 Stamps, travelling (145) Chandrakant H Parekh c/o Indarchand Johrumal, 541 Burtoll Street, Burrach Bazar, Calcutta-7—21, stamps, photography, (146) Jashavant Pandya, c/o Dr R K Pandya, Station Plot, Gondal (Saurashtra)—16, Astronomy, swimming, Foot ball, (147) Rohitkumar Chunilal Desai c/o Chunilal U Desai, *Bardoli House, 168 D, Vincent Road Dadar, Bom*day 14—19, Photography, touring, reeding, (148) Dipendra Ratilal Thakore, Bhutnath Falia, Broach, B B C.I—20 Dancing music, photography, economics (149) Mohanlal Raghubhai Patel Chotru Falia, P O Vesma, via Maroli—17, Drawing, photography, sports, (150) Pravinkumar V Shah, Rughnathji Mandir Rd Vankaner (saurashtra)—18 Science, politics (151) Rasiklal Mohanlal Sheth, 370 sandhurst Rd, Bombay 4—20, Stamps, touring, swimming; (152) Ambalal Desaibhai Patel, P O Kosindar Ta Sankheda, Baroda State—15 Touring, photography, stamps, (153) Chandrakant Memtora, c/o Dr Jayant Khatri, *Opp Moti Haveli, Mandvi, Cutch*—18, Coins



# મધુકરી



જેની વહે શરદની સુપ્રસન્ન ગંગા,
બન્ને તટે સભર ગંભીર, નિરંતરંગા,
એવી સમૃદ્ધ, ઊજળી પુરુષાર્થધારા,
વ્હેતી ભરી જીવનની બની કિનારા
જાગ્રત પ્રજ્ઞ દૃઢ ખંતિલ પ્રફુલ્લ યૌવને,
શોભાવજો પુનિત ભારતના તપોવને —નાથાલાલ દવે

## સંગીત મહામહોદય પં૦ ઓમ્કારનાથજી ઠાકુર

ગુજરાત બહાર ગુજરાત વિષે એવી છાપ છે કે એ સંગીતશત્રુ છે પેલું બાવરા, તાના રીરી ઉત્કંભર્યાં લોકગીતો ને પરપ્રાન્તીયોને મુગ્ધ કરનાર ગરબાનો રાસનૃત્યનો પ્રકાર એ બધાનું નામ દઈદઈ એ આપણી સંગીતપ્રિયતા પુરવાર કરવા મથીએ તોપણ એટલું સાચું છે કે દેશના પૂર્વ ઉત્તર ને દક્ષિણ ભાગમાં જેવી સંગીતની ઉપાસના ને ઘરાણાની પરંપરા છે તેવી ગુજરાતમાં નથી ગાંધીજી સરખા સમગ્ર જીવનના વિધાયક નેતાની પ્રેરણાથી જીવનના બીજાં ક્ષેત્રોની જેમ આ ક્ષેત્રે કદાચિત્ પણ થયા હોય છતાં આ ક્ષેત્રે ઊજળાં તો અમુક અમુક વ્યક્તિઓના પુરુષાર્થ વડે જ છીએ સંગીતની દિશામાં આ ક્ષેત્રે ઊજળા ભાગ્યે તે પંડિત શ્રી ઓમ્કારનાથજી ઠાકુરની પ્રતિભા અને પુરુષાર્થ વડે

પંડિતજીના આખા જીવનમાંથી આ બે શબ્દો ઝટ સ્ફૂરી રહે છે પ્રતિભા અને પુરુષાર્થ ગરીબ ઘરમાં એ જન્મ્યા હતા કે નહિ એ સવાલ અલગ છે, પણ ઊછર્યાં હતા તો પિતાની સ્વેચ્છાએ વ્હોરેલી નિર્ધનતામાં જ આણંદ તાલુકાના જહાજ ગામમાં પ્રણવોપાસક શ્રી ગૌરીશંકર ઠાકુરને ત્યાં ૧૮૯૭ના જૂનની ૨૪મીએ પંડિતજીનો જન્મ થયો એમના માતુશ્રી ઝવેરબા રાશિ ને પિતાની પ્રણવોપાસનાનો મેળ સરસરીતે ગાળી રહેતા અંગનું નામ ઓમ્કારનાથ પાડ્યું ભરૂચમાં નર્મદાતટે પિતાએ બાંધેલી મઢૂલીમાં એ ઊછર્યાં, બન્ધ્યા ને પિતૃસેવા કરી એમની તેજસ્વી આકૃતિથી મોહીને અકિંચન પિતાને એક ધનવાને



પં૦ ઓમ્કારનાથજી (સ્કેચ ર૦ મ૦ રાવળ)

તેમને દત્તક તરીકે આપી દેવા કહ્યું ત્યારે પિતાએ ગૌરવયુક્ત જવાબ આપેલો કે 'એ કોઈ ધનવાનનો દત્તક નહિ બને પણ કળાધર થઈ ધનવાનોને નમાવશે પિતાની એ ભાવના યશસ્વી પુત્રે ચરિતાર્થ કરી

બાળપણથી જ ઓમ્કારનાથજી સંગીત પાછળ ઘેલા હતા કંઠ તો સૌને મુગ્ધ કરે તેવો હતો જ, ને આસપાસમાં કોઈ ગાયક આવી ચડે તો તે એની પાસે જઈ પણ પહોંચ્યા હોય જ છતાં રીતસરની સાધનાનો યોગ પંડિતજીને અગાઉની પંદર વર્ષની ઉંમરે જ મળી શક્યો શ્રી ડુંગાજી નામના એક પારસી સદ્ગૃહસ્થે એમના ગાનથી મુગ્ધ થઈ એમને મહાન સંગીતાચાર્ય શ્રી વિષ્ણુ દિગંબરજીના મુંબાઈના ગાંધર્વ મહાવિદ્યાલયમાં સંગીતનો અભ્યાસ વધારવાનો પ્રબંધ કરી આપ્યો ત્યાં પણ પાંચ વર્ષનો અભ્યાસક્રમ ત્રણ વર્ષમાં પૂરો કરી દઈને એમણે ગુરુની કૃપા અને પ્રીતિ

---

આ માસનાં પંખી

## ૩૫–ચિલોત્રો

જેની પત્નીપરાયણતાનો જોટો જગમાં જડવો મુશ્કેલ છે એવું આ આજણ પંખી લોકસમાજમાં એના એક બીજા ગુણને લીધે પણ જાણીતું છે, કે એના માંસલોહીમાં સાંધાના સુવા રોગો મટાડવાનો અદ્ભુત ગુણ છે આથી એની અબાધિત હત્યા થાય છે જોકે ગાઢ વૃક્ષ ઘટાનો રહેનારો, ને આપણી પાસે થઈને ઊડી જાય છતાં પાંખનો ફફડાટ પણ ન સંભળાય એવી નીરવતા તથા રંગહીનતા ધરાવતો હોઈ એને શોધવો બહુ દુષ્કર છે

માદા ઈંડાં મૂકવાની થાય ત્યારે ઘટામાં ઊંચા ઝાડની કોઈ ઊંડી બખોલ શોધી કાઢી તેમાં માદા ચાર ઈંડાં મૂકી તે સેવવા બેસે, એટલે નર એના બાકોરાનું મોં છાણ માટી વગેરેથી પૂરી માત્ર પોતાની ચાંચ પેસી શકે એટલું છિદ્ર બાકી રાખે છે પછી એ ફળાહારી પંખી, ખોરાક શોધીશોધીને પોતાના ગળામાં સમાય તેટલો ભરી લાવી, માળાના છિદ્રમાં ચાંચ પરોવી, અંદર ચાંચ કાઢી બેઠેલી માદાને (અને બચ્ચાં સેવાતાં જાય તેમ તેમને પણ) ખવડાવતો જાય છે સવારથી સાંજ સુધી અવિરત ચાલતા તેના આ પરિશ્રમથી, બે મહીનાને અંતે બચ્ચાં ઊડવાલાયક થયે દરનું દ્વાર ચાંચથી તોડી માદા ને બચ્ચાંને બહાર કાઢે છે ત્યારે તે અરધો થઈ ગયો હોય છે

શરીર મેના ભૂખરા રંગનું, પાંખો નાની પણ પૂંછડી ૧ ફૂટ, ચાંચ ૪ ઇંચ લાંબી, પહોળી, સખત, કઠોર ને કાળી, ને તેના પર વળી ૧॥ ઇંચનો ચપટો બેઠા ઘાટનો ઢાંકણો લોચો, આવા વિચિત્ર રૂપરંગના આ પંખીની હિંદમાં થતી પંદરેક જાતોમાં મોટા મામા મોટી જાત ફૂટની, પણ આપણે ત્યાં આબુ ઈડર, રાજપીપળા, દાહોદ ગીર વગેરે વનસ્થલીઓમાં જે ફૂટની થાય છે ('વનેચર')

સમ્પાદન કર્યાં તે દિવસોમાં કાઠિયાવાડની એક નાટકકંપનીએ એમના સંગીતથી મુગ્ધ થઈને એમને મહિને ૪૦૦ રૂપિયા આપીને નોકરીએ રાખવાની ઈચ્છા દર્શાવેલી પંડિતજીના વડીલ બંધુએ પણ કુટુંબને ગરીબીના બોજમાંથી મુક્ત કરવાની દૃષ્ટિથી એ સ્વીકારી લેવાની આજ્ઞા કરેલી પણ પંડિતજી સ્વભાવે કલાકાર હતા, સોદાગર નહિ એ પોતાની પ્રતિભાનું લીલામ શાના થવા દે? એ તો પોતાની ઉપાસનાને વરેલા હતા એટલે પં. વિષ્ણુ દિગંબરજીને વાત કરી તેમની સહાયદ્વારા એ આપત્તિમાંથી છૂટ્યા આયુષ્યના વીસમા વર્ષે એમના ગુરુએ એમને લાહોરના ગાંધર્વ મહાવિદ્યાલયના આચાર્ય પદે નિયુક્ત કર્યા પછી તો એમણે ઉત્તરોત્તર પોતાની કલાનો જે ઉત્કર્ષ સાધ્યો એનો જ ઇતિહાસ કહેવાનો રહે છે રાતદિવસ પંડિતજીને હૈયે સંગીતના ઉદ્ધારની જ લગની વસતી રહેતી એમના પુરુષાર્થથી સંગીત વિષેની આદરબુદ્ધિ પ્રજામાં વધી, એટલું જ નહિ, પંજાબના પ્રતિષ્ઠિત કુટુંબોની પરદાનશીન બાનુઓમાં પણ એમણે સંગીતનો પ્રચાર કર્યો એનું એક કારણ એ પણ છે કે પંડિતજીએ જીવનનો સર્વતોમુખી વિકાસ સાધ્યો છે જોકે એ પોતે તો કહે છે કે 'હું તો દેવી સરસ્વતીના એક જ સ્તનને ધાવ્યો છું', પણ સ્વરસિદ્ધિની સાથોસાથ શબ્દોપાસના પણ એમણે ઓછી નથી કરી એ રૂવેરૂવે તરવરી છે એમના પોતાના જ ઊંચા આદરણીય સંસ્કારી વ્યક્તિત્વથી અને વાક્પ્રભાવ તથા બુદ્ધિપ્રભાવથી એમણે સંગીતકલાનું માન અનેકગણું વધાર્યું છે

'એમનો કંઠ બુલંદ છતાં કર્ણપ્રિય ને હૃદયસ્પર્શી છે એમનું ગળું એકવાર ઝીણામાં ઝીણો અને બુલંદમાં બુલંદ અવાજ કાઢી શકે છે ને ચાર સપ્તકમાં ફરી શકે છે હિંદના કોઈ પણ હયાત ગાયકની આટલી 'રેન્જ' હોય એમ જાણમાં નથી તેઓ સાધારણ રીતે પંચમથી ગાય છે કોઈ પણ મોટી સભાનો દરેક સભાજન વગર મહેનતે એમને સાંભળી શકે એવો જોરદાર અને વેધક અવાજ તેઓ ધરાવે છે. એમના ગળાનું માધુર્ય એવું છે કે એમના ઉચ્ચ સંગીતને સમજવા અશક્ત હોય તેને પણ ગાયન ન સમજવા છતાં યે તે સાંભળવાની ફરજ પાડે છે—એને મહેફિલ છોડી જવા દેતું નથી અવાજની કુદરતી બક્ષિશ અને વિદ્વત્તાનો અસાધારણ સંયોગ એમનામાં થયો છે

પંડિતજીની ગાયકીનું પુરાણું ને મશહૂર ઘરાણું હદ્દુખાં હસન ખાંનું છે પંડિતજી ખાસ કરીને ખ્યાલના ગાયક છે, જોકે ઠુમરી ટપ્પા ને ધ્રુપદ પણ તેઓ સરળ રીતે ગાઈ શકે છે દોઢ કે બે કલાક સુધી વૈવિધ્યપૂર્ણ રીતે એક જ રાગને ગાઈ તે રાગનું હૂબહૂ સ્વરૂપ ખડું કરનાર હિન્દુસ્તાનની ગણીગાંઠી વ્યક્તિઓમાં પંડિતજી એક છે બુદ્ધિને અસર કરનાર તાન કરતાં આત્માને અડકનાર 'આલાપ'ને પંડિતજી વધુ મહત્ત્વ આપે છે ભાવવાહી સંગીત સાંભળવાની જિજ્ઞાસાવાળાને મેં તો ખરે પંડિતજીનું જ નામ નિર્દેશતાં અને એકવાર એમનું ભાવપૂર્ણ સંગીત સાંભળી દિલીપકુમાર રૉયે પણ એમની પાસે અભ્યાસ કરવાની ઈંતેજારી દર્શાવી હતી '

સંગીતના પ્રચાર અર્થે એમણે ઘણી સંસ્થાઓ સ્થાપી છે, ઘણાં વ્યાખ્યાનો આપ્યાં છે, પણ એ કરતાં યે વિશેષ તો પોતાની અનવરત સાધનાથી એમણે સમર્થ દૃષ્ટાન્ત પૂરું પાડ્યું છે એમની ઉન્નત કલાનો પ્રભાવ કેવો મોટો છે એ તો એમને વિષે જે આખ્યાયિકાઓ ચાલે છે તે પરથી પણ સમજાશે નેપાળના મહારાજાએ 'સંગીત મહોદય'નો, કાશી સંસ્કૃત વિદ્યાલયે 'ગાનસમ્રાટ'નો, બંગીય સાક્ષરોએ 'સંગીત માર્તંડ'નો અને પં૦ માલવીયજીએ એમને 'સંગીત પ્રભાકર' ઈલ્કાબ આપ્યો છે એમની કલાની મહત્તા પુરવાર કરવા માટે — પૂરતું થશે પોતાના ગુરુની આજ્ઞાથી દુનિયાના બીજા દેશોને

(નવેમ્બર ૧૯૪૮)

પણ ભારતીય સંગીતકલાનો પરિચય આપવા તેમણે ૧૯૩૩માં યુરોપના દેશોની યાત્રા કરી હતી

ગુજરાત સાહિત્ય સભાએ ઈ. ૧૯૪૩માં એમને 'રણજિતરામ સુવર્ણચંદ્રક' અર્પીને ગુજરાત વતી એમનું બહુમાન કરેલું અને હમણાં મુંબઈમાં એમની સુવર્ણજયંતી પણ ઊજવાઈ આયુષ્યના પચાસ વર્ષ પૂરાં થવા છતાં પંડિતજીની સંગીતોપાસના હજી યે અખંડ ચાલુ છે વળી સંગીતશાસ્ત્રનો એક પ્રમાણભૂત ગ્રંથ નિર્માણ કરવાની પ્રવૃત્તિ પણ એમણે હમણાં હાથ ધરી છે

પંડિતજી ઘણું જીવે અને દેશમાં તેમજ ગુજરાતમાં સંગીતકલાને ઘર ઘર પહોંચતી કરે એવી અભિલાષા

## માલદીવ ટાપુઓ




હિંદના નૈઋત્ય ખૂણામાં હિંદી મહાસાગરમાં આવેલા નાના નાના અસંખ્ય ટાપુઓનો આ સમૂહ હવે આઝાદ હિંદના સંરક્ષણની દૃષ્ટિથી ઘણું અગત્યનું સ્થાન ધરાવે છે પણ તેમને વિષે આપણે બહુ ઓછું જાણીએ છીએ કુલ લગભગ ૨૦૦૦ ટાપુઓના બનેલા આ પ્રદેશની વસતિ ફક્ત ૮૦ હજારની જ છે ત્યાંના બધા જ લોકો ઇસ્લામ ધર્મ પાળે છે ને ત્યાં સુલતાનનું રાજ્ય હોઈ તેનું નામ અમીન અબ્દુલ મજિદ દીદી છે રાજ્યની રાજધાની માલે ટાપુ છે, જ્યાં સુલતાન રહે છે ત્યાંની મુખ્ય નિકાસ નારિયેળ કોપરું, દોરડાં, છીપો, કાચબાની ઢાલ વગેરે છે

વિષુવવૃત્તના પ્રદેશમાં આવેલા આ ટાપુઓમાં અપાર સૃષ્ટિસૌંદર્ય તથા સમૃદ્ધ કાચી સંપત્તિ પડી છે, અને એ ટાપુઓને હિંદ તથા સીલોન જોડે લાંબા કાળથી સંબંધ હોઈ માલદીવના ખારવાઓ જૂના સમયથી આપણે ત્યાં પ્રસિદ્ધ છે આજે તો રાજ્યની ભાષા અરેબિક અને રાજધર્મ ઇસ્લામ છે, પણ ત્યાં ઘણે ઠેકાણે મળી આવતા બૌદ્ધ સ્તૂપો અને મંદિરોના અવશેષો પરથી લાગે છે કે એક કાળે આ ટાપુ ઉપર પણ બૌદ્ધ ધર્મ પ્રવર્તતો હશે અને તે સીલોનના સિંહાલી લોકોએ જ્યારે આ ટાપુ પર પહેલો વસવાટ કરેલો ત્યારના અવશેષ રૂપ લાગે છે માલદીવની ભાષામાં સિંહાલી ભાષાનું જે પ્રાબલ્ય છે તે પણ અહીં સિંહાલી લોકોના આગમનનું સમર્થન કરે છે વળી ચૌદમી સદીની જૂની 'એવેલા આકુરુ' નામની લિપિ પણ સીલોનની જૂની લિપિ 'હળુ' સાથે મળતી આવે છે એ 'એવેલા આકુરુ'નું 'દીવ આકુરુ'માં રૂપાંતર થયું અને ત્યાંથી ૧૭મી સદીમાં ઇસ્લામની અસર પૂરી જામતાં ને 'તાના' લિપિ બની જે અરેબિયન અને ફારસીનું મિશ્રણ હોઈ તેની માફક જ જમણેથી ડાબી બાજુ લખાય છે કેળવણી માટે માલદીવવાસીઓ મીનાર જાય છે માલદીવના હાલના કાયદા અનુસાર કોઈ પણ પરદેશી ત્યાં જમીન ખરીદી શકતો નથી ત્યાંના મોટા વેપાર ધરાવતા વહોરાઓ પણ ત્યાં પરદેશી તરીકે જ રહે છે

માલદીવની ઐતિહાસિક તવારીખ ઘણા જૂના કાળથી શરૂ થાય છે પ્રાચીન કાળમાં માલદીવનો હિંદની માફક અરબસ્તાનની જોડે પણ વેપાર હતો તે કાળે ઘણા આરબો માલદીવમાં વસવાટ કરવા લાગ્યા અને તેમનું પ્રાબલ્ય વધ્યું આજ સુધી ત્યાં ૮૩ સુલતાનો થઈ ગયા હાલમાં હુરા વંશના હાથમાં રાજસત્તાનાં સૂત્રો છે ૧૯૩૪માં થએલી શાંત રાજ્યક્રાંતિમાં ત્યાંના સુલતાન મહંમદ શમ

શુદ્દીન ત્રીજાને પદભ્રષ્ટ કરીને તેના પુત્ર હસનને સુલતાન બનાવવામાં આવેલો. સુલતાન ત્યાં 'ઉત્તમ પાદ' (Noble Feet) અથવા 'સુવર્ણ પાદ' (Golden Feet) તરીકે ઓળખાય છે.

ઈ. ૧૫૧૮થી પોર્ચુગીઝોએ આ સમૃદ્ધ ટાપુઓ ઉપર હુમલા શરૂ કરીને તેને જીતી લેવાના પ્રયત્ન શરૂ કર્યા. ત્યાંના એક ખ્રિસ્તી ધર્મ સ્વીકારેલા સુલતાન નવમા હસનની મદદથી ૧૫૫૮માં માલે ટાપુ તેમણે કબજે કરી લીધો અને પોર્ચુગીઝ ગવર્નરે પોતાને ત્યાંના સુલતાન તરીકે જાહેર કર્યો. ૧૭ વર્ષ સુધી આ પોર્ટુગીઝ અમલ રહ્યો. તે દરમિયાન તેમના અત્યાચારોથી પ્રજા ત્રાહીત્રાહી પોકારી ગઈ. એ ગુલામગીરીમાંથી માલદ્વીપને મુક્ત કર્યું મહમદ નામના ઉટીમુ ટાપુ પર જન્મેલા એક મૌલવીના પુત્રે. મિકોની ટાપુ પર ઊછરેલા એ મહમદે માલદ્વીપીઓની એક ટુકડી ઊભી કરીને ગેરીલા પદ્ધતિનું યુદ્ધ શરૂ કર્યું અને ઘણાખરા ટાપુ જીતી લીધા. છેવટે ૧૫૭૩માં માલે ટાપુ પણ જીતી લઇ પોર્ચુગીઝ ગવર્નરને ઠાર કર્યો. લોકોએ મહમદને સુલતાન બનાવ્યો, જેણે ૨૪ વર્ષ રાજ્ય કર્યું આજે પણ લોકો તે મુક્તિના દિવસને રાષ્ટ્રીય તહેવાર તરીકે ઊજવે છે. પણ ત્યાર પછી એક નવી આપત્તિ શરૂ થઈ. મલબાર કાંઠાના મોપલા ચાંચિયાઓ આ ટાપુ ઉપર હુમલા કરીને લોકોને ત્રાસ આપવા લાગ્યા. આથી માલદ્વીપના સુલતાને સીલોનમાં રાજ્ય કરતા બ્રિટિશ ગવર્નર પાસે રક્ષણની માગણી કરી અને તેના ચિહ્ન તરીકે ભેટ સોગાદો મોકલવા માંડી. આમ ૧૬૪૫થી ત્યાંના સુલતાન બ્રિટિશોના ખંડિયા બન્યા. અને ૧૮૮૭માં થએલા કરાર અનુસાર સુલતાન તરફથી દર વર્ષે ભારે વિધિપૂર્વક કોલંબોમાં બ્રિટિશ ગવર્નરને ખંડણી મોકલવામાં લાગી. એ કરાર હમણાં થોડા દિવસ પર જ દૂર થઇ નવા કરારો થયા, જેનાથી માલદીવમાં નવા યુગનો પ્રારંભ થયો છે.

## અમેરિકાનાં છાપાં

છાપાંઓ અને સામયિકોની જેટલી વિપુલ સંખ્યા તથા ફેલાવો અમેરિકામાં છે તેટલો બીજે ક્યાંય નથી. ઈ. ૧૯૪૬માં અમેરિકામાં લગભગ ૧૨,૦૦૦ દૈનિકો અને ૬,૦૦૦ બીજાં સામયિકો હતાં! અમેરિકાની લોકસંખ્યા કેવળ ૧૩ કરોડ હોવા છતા ત્યાં માત્ર રવિવારનાં છાપાંઓનું કુલ વેચાણ ૪ કરોડ ઉપર છે! છાપાંઓના તાજા વધારા તો ત્યાં દિવસમાં કેટલીયે વાર નીકળતા જ હોય છે. તાજું છાપું તથા સેંકડો રંગબેરંગી માસિકો વેચનારી નાનીનાની દુકાનો તો શહેરની પ્રત્યેક શેરીને નાકે છે જે હજારો માસિકો અમેરિકામાં નીકળે છે તેમાં કેવળ એક વિશિષ્ટ વિષયને લગતાં અનેક માસિકો છે દા. ત. ટિકિટસંગ્રહ અને સિક્કાસંગ્રહને લગતાં ત્યાં ૧૨ સામયિકો છે, ધોબીના ધંધાનાં ૧૫, દૂધને લગતાં ૧૯, ચૉકલેટ તથા મિઠાઇના હલવાઇ-ધંધાના ૧૬, વિમાનવિદ્યા માટેનાં ૪૨ અને મરણોત્તર સમારંભને લગતા પણ ૧૦ સામયિકો ત્યાં નીકળે છે!

બધા દૈનિકોમા સૌથી વધુ ફેલાવો ત્યાં 'ડેઈલી ન્યૂઝ'નો છે–૪૫ લાખ! દરરોજ તેનો ૬૦ પાનાનો અંક નીકળે છે, પણ કિંમત માત્ર ૧ આનો. ખૂન, મારામારી, લૂંટફાટ, છૂટાછેડા ઇત્યાદિ ખબરો તેમાં મબલખ ફોટોગ્રાફો સહિત આપવામાં આવે છે અને આ વિશાળ છાપાંઓનો વ્યવહાર પણ કેટલો પ્રચંડ હોય છે! ૬ થી ૧૦ માળના એક એક આખા મકાનમાં તેનું કામ ચાલે છે.

એવો જ મોટો વ્યાપક ફેલાવો ધરાવનાર 'ન્યૂ યૉર્ક ટાઇમ્સ'ના માત્ર મુખ્ય સંપાદકો તરીકે જ ૧૩ માણસો છે. એ સિવાય દરેક વિભાગના સંપાદક અને લેખકો તો જુદા જ. જગતના દરેક પ્રમુખ દેશમાં 'ન્યૂ યૉર્ક ટાઇમ્સ'ના ખાસ ખબરપત્રીઓ છે. તેમાં રોજ આવતા હાસ્યવિભાગના ૧૮ લેખકો છે, વેપારવિભાગના ૨૨, રમત-

## દેવદીવાળી

કાર્તિકી પૂનમે આવતો આ તહેવાર આપણે ત્યાં તો દીવાળીની નાની આવૃત્તિ જેવો જ ઉજવાય છે. દિવસે લોકો વસ્ત્રાલંકાર પહેરી દેવદર્શને જાય છે ને રાત્રે દીવા પ્રગટાવી દારૂખાનું ફોડે છે.

પણ પુરાણમાં આ તહેવારની ઉત્પત્તિની કથા એવી છે કે પૂર્વે ત્રિપુર નામનો રાક્ષસ ઘણો ઉન્મત્ત થઈ દેવોને હેરાન કરવા લાગ્યો દેવો પોતા પર હુમલો ન કરે તે માટે તેણે પોતાની રાજધાનીની ચોતરફ ત્રણ જબરદસ્ત દીવાલો બંધાવીને તેની પાછળ સુરક્ષિત થઇ બેઠો. મૂળે જ બળવાન એવા આ ત્રિપુરોના સરદારને દીવાલોનું રક્ષણ મળતા તેના ત્રાસ વધવા લાગ્યા. ઈન્દ્રાદિ દેવોનું પણ તેની આગળ કંઈ ચાલતું નહિ આથી પોતાનું રક્ષણ કેવી રીતે કરવું એની ચિંતામાં પડેલા દેવોએ દેવર્ષિ નારદની સલાહ પૂછી. નારદે તેમને શંકરને શરણે જવા સૂચવ્યું. દેવોએ ભગવાન શંકર પાસે જઈ પોતાને બચાવવા વીનવતા, શંકરે ત્રિપુરાસુરનો નાશ કરી દેવોને ભયમુક્ત કર્યા કારતક માસની પૂનમને દિવસે આ વિજય મળવાથી તે દિવસે દેવોએ મોટો ઓચ્છવ કર્યો અને દીપોત્સવ કરી આનંદ પ્રદર્શિત કર્યો આથી જ આ તહેવાર દેવદીવાળી–દેવોની દીવાળી કહેવાય છે. તેનું બીજું નામ ત્રિપુરી પૂર્ણિમા પણ છે.

શાસ્ત્રમાં આ દિવસે સર્વ શિવાલયોમાં દીપોત્સવ કરી મૂર્તિનો વરઘોડો કાઢવાનું લખ્યું છે. સ્ત્રીઓ ત્યારે કુષ્માંડ (કોળું) ને દીપનું દાન કરે છે. કેટલેક સ્થળે આ દિવસને શિવના પુત્ર કાર્તિકેયનો જન્મદિન માની તેની મૂર્તિની પૂજા તથા દીપોત્સવ કરવાનો રિવાજ છે.

દક્ષિણ હિંદમાં તો આ દિવસે કૃતિકા-મહોત્સવ ખૂબ ઠાઠમાઠથી ઊજવવામાં આવે છે. શિવ પ્રીત્યર્થે ઊજવાતા આ તહેવારમાં રોશની, વરઘોડા અને મહાપૂજા ઉપરાંત મોટી આતશબાજી કરવામાં આવે છે. લગભગ ૨૦ હાથ ઊંચો થાંભલો દેવળ સામે ઊભો કરી કપુર આદિ ઝટ સળગી ઊઠે તેવી વસ્તુઓથી તેને સળગાવવામાં આવે છે. જ્યાં ટેકરીઓ પર દેવાલય હોય છે ત્યાં તો આખા કારતક મહિના દરમ્યાન ખડકો પર દીવા પ્રગટાવવામાં આવે છે, જેને લીધે આસપાસના પ્રદેશમાં અવર્ણનીય શોભા વ્યાપી રહે છે. તામિલ લોકોમાં કહેવત છે કે, 'કાર્તિકે કંદાપુર મળે ઈલ્લે'; એટલે કે 'કૃતિકોત્સવ પછી વરસાદ શાનો?' આથી એમ લાગે છે આ તહેવાર વર્ષાઋતુની સમાપ્તિ સૂચવનારો હશે.

પુરાણકથા પરથી પ્રચલિત થએલા લાગતા આ તહેવારનો જો તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરીએ તો જણાય છે કે અસુર અને દેવ, ત્રિપુર અને શંકર વગેરે શબ્દો માત્ર લાક્ષણિક છે. અસુર એટલે કે ક્રોધ, લોભ, મોહાદિ બળવાન થઈ દેવોને એટલે કે ઇન્દ્રિયોને હેરાન કરવા લાગ્યા ત્યારે દેવો (ઈન્દ્રિયો) શિવ(આત્મા)ને શરણે ગયા; એટલેકે ઈન્દ્રિયો તેમાં લીન થઈ ગઈ. આથી શિવે (આત્માએ) તરત જ ત્રિપુર(ત્રણ શરીરો: સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ)માં રહેલા કામાદિ અસુરોનો નાશ કર્યો. આમ, આ તહેવારનો આદેશ તો કામ ક્રોધાદિ જીતીને જિતેન્દ્રિય થાઓ એવો ઉદાત્ત છે.

અમલના ૧૭, મહિલાવિભાગના ૭, રેડિયોવિભાગના ૮ અને પુસ્તકવિભાગના ૭ દર રવિવારે ૨૫૦ પાનાનો નીકળતો તેનો દળદાર અંક પત્રકારજગતમાં વિશિષ્ટ ગણાય છે આટલો દળદાર હોવા છતાં તેની કિંમત માત્ર પાંચ આના હતી અત્યારે તે વધારીને છ આના કરવામાં આવી છે. તે અંકમાં ૧૨ તો વિવિધ વિભાગો અપાય છે.

'ટાઈમ', 'લાઈફ' અને 'ફૉર્ચ્યુન' પ્રકટ કરનારી 'ટાઇમ ઈન કૉર્પોરેટેડ' નામની સંસ્થાએ ગયા વર્ષે ૪૦ કરોડ રૂપિયાનો કુલ નફો કરેલો, અને નફા પરનો કર વગેરે બાદ કરતાં ચોખ્ખો નફો [illegible] કરોડ રૂપિયા રહેલો આવો જંગી નફો આજ સુધી કોઈ પણ સામયિકોની સંસ્થાએ મેળવ્યો નથી ત્યાંના પત્રોને જાહેરાતમાંથી ઘણી આવક થાય છે ન્યૂયૉર્ક ટાઇમ્સમાં આખું પાનું ભરીને એક જ દિવસ માટે જાહેરખબર આપવી હોય તો ૧૨ હજાર રૂપિયા ખરચ થાય! અને અઠવાડિયામાં બેત્રણ વાર તો આવી મોટી જાહેરાત ન્યૂ યૉર્ક ટાઇમ્સમાં દેખાય જ છે (હિલોલકર)

### ટિકિટ-વેચાણ માટેનો એક અજબ વિમાન-પ્રવાસ

ટિકિટસંગ્રહનો શોખ દિનપ્રતિદિન આજે ઝડપથી લોકપ્રિય થતો જાય છે કુમારો અને કુમારીઓ, જુવાનો અને વૃદ્ધો, સૌ કોઈ તેમાં અત્યંત રસ લે છે તે સૌની નવીન નવી ટિકિટો પ્રાપ્ત કરવાની ઇચ્છા પૂર્ણ કરવા તથા ટિકિટના વેચાણ માટે મોટીમોટી વેપારી સંસ્થાઓ પણ નીકળી છે તેની મારફત વૈવિધ્યવાળી ટિકિટો મેળવવા ઉપરાંત આર્થિક દૃષ્ટિએ પણ મોટો લાભ થઈ શકે છે હાલમાં જ ઇંગ્લંડના જાણીતા ટિકિટસંગ્રહના શોખીન રોબર્ટ ડારાકોટી (Robert Darracott) ટિકિટોના વેચાણ માટે જગતભરના વિમાન પ્રવાસે નીકળ્યા છે લંડનથી વિમાન મારફત ઊપડેલા આ ફિલેટલિસ્ટની યોજના તો પોતાના જંગી પ્રવાસ દરમ્યાન બે કરોડ ટિકિટોનું વેચાણ કરવાની છે તે માટે તેમણે ૫૦૦૧ વિવિધ નમૂનાઓ સાથે લીધા છે તે બધાના વેચાણમાંથી લગભગ ૮ લાખ રૂપિયા કમાવાની તેઓ આશા રાખે છે! જગતભરના મુખ્યમુખ્ય પ્રદેશોને આવરી લેતા તેમના ૩૧,૦૦૦ માઈલ લાંબા એ પ્રવાસમાં તેઓ ૧૫૦ ઠેકાણે ઊતરવાના છે, જેમાં અમેરિકા, ફીજી બેટ, ન્યૂઝીલૅન્ડ, ઑસ્ટ્રેલિયા, સિંગાપુર, બ્રહ્મદેશ, હિંદ, મિસર આદિ દેશોનો સમાવેશ થાય છે મિ ડારાકોટીની મોટી આશા ઇંગ્લંડના રાજાની લગ્નની રજતજયંતીની સ્મારક ટિકિટો છે ૫૩૦ રૂપિયે સેટ પ્રમાણે તે ટિકિટો વેચીને તેઓ ૫ થી ૬ લાખ રૂપિયા કમાવાની આશા રાખે છે ટિકિટ-સંગ્રહના શોખ પાછળ પણ જો વિશિષ્ટ દૃષ્ટિ, કુનેહ તથા સાહસ હોય તો કેવી પ્રગતિ કરી શકાય છે તેનો શ્રી ડારાકોટી એક દાખલો છે



## આ માસ (નવેમ્બર) ઇતિહાસમાં

તા. ૧ ખડકીના યુદ્ધમાં અંગ્રેજોને હાથે બાજીરાવ પેશ્વાની હાર ૧૮૧૭
તા. ૫ દેશબંધુ ચિત્તરંજન દાસનો જન્મ, ૧૮૭૦
તા. ૮ પહેલો બોલ્શેવિક બળવો પેટ્રોગ્રાડમાં શરૂ થયો, ૧૯૧૭
તા. ૧૪ પંડિત જવાહરલાલ નેહરુનો જન્મ, ૧૮૮૯
તા. ૧૭ યુરોપનો ટૂંકો જળમાર્ગ સુએઝની નહેર ખુલ્લી મુકાઈ, ૧૮૬૯
તા. ૨૪ ડચ નૌકાસફરી ટાસ્માને ટાસ્માનિયા ટાપુ શોધ્યો, ૧૬૪૨
તા. ૨૮ આલ્બેનિયા તુર્કસ્તાનથી સ્વતંત્ર થયું, ૧૯૧૨
તા. ૨૯ ભોંસલે પાસેથી અંગ્રેજોએ ગ્વાલિયર જીતી લીધું ૧૮૦૩
તા. ૩૦ 'ગુલિવર્સ ટ્રાવેલ્સ'ના લેખક જોનાથન સ્વિફ્ટનો જન્મ, ૧૬૬૭

### આ માસની વ્યક્તિવિશેષ: મહેન્દ્રલાલ સરકાર



હિંદમાં વૈજ્ઞાનિક કેળવણીનો પ્રચાર લોકપ્રિય કરનાર પહેલા હિંદી, અને સત્ય તથા શુદ્ધજ્ઞાન માટે આકરી તપસ્યા કરનાર ડૉ. મહેન્દ્રલાલનો જન્મ બંગાળના હાવરા જિલ્લાના પૈકપુરા ગામડામાં ખેડૂત કુટુંબમાં ૧૮૩૩ની બીજી નવેમ્બરે થયેલો બાળપણમાં માતપિતા ગુમાવતાં તે કલકત્તે મોસાળમાં ઊછર્યા ને પ્રાથમિક તથા અંગ્રેજી શિક્ષણમાં તેજસ્વિતા બતાવી ૧૮૪૯માં સ્કૉલરશિપ મેળવી કૉલેજમાં ગયા ત્યાં હકરલે ને ગિબનના ગ્રંથોના વાચનથી તેમને વૈજ્ઞાનિક જ્ઞાનની એવી તીવ્ર તૃષા લાગી કે એ કૉલેજની ઉજ્જ્વળ કારકિર્દી છોડી વિજ્ઞાનનું થોડુંઘણું જ્ઞાન આપતી મૅડિકલ કૉલેજમાં દાખલ થયા ત્યાં અવિરત શ્રમથી અભ્યાસ કરી એકેએક વિષયમાં ઇનામો જીતતાં જઈ તે ઉચ્ચ કક્ષાએ એમ. ડી. થયા, અને તબીબી ધંધો શરૂ કરતાંવેંત તેમાં ઝળકી ઊઠી ૩૦ વર્ષની વય તો કલકત્તામાં પ્રખ્યાત થઈ ગયા

એ સમયે બ્રિટિશ તબીબી મંડળ આગળ તેમણે હોમિયોપથી પદ્ધતિ સામે આક્રમણ કરતું એક વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન આપ્યું - પણ તે પછી 'હોમીઓપથીનું તત્ત્વજ્ઞાન' નામનું પુસ્તક એક મિત્રે એમને મોકલ્યું તે વાંચતાં તે પદ્ધતિની સત્યતાની પ્રતીતિ થતાં આ જ તબીબી મંડળની વાર્ષિક સભામાં નીડરપણે હોમીઓપથી પરની પોતાની શ્રદ્ધા જાહેર કરતું ભાષણ આપ્યું એ સમયે તેમનો ખૂબ તિરસ્કાર થયો અને પરિણામે તેમનો ધંધો પડી ભાગ્યો પણ સત્યને ખાતર લેશમાત્ર ન ડરતાં પોતાની માન્યતાને મક્કમપણે વળગી રહી તેમણે હોમીઓપથીની પ્રૅક્ટિસ જ ચાલુ રાખી, જે ધામધૂમે ફરી એવી જામી ગઈ કે હોમીઓપથીના તે ધન્વંતરી ગણાવા લાગ્યા

આ પછી એમણે 'કલકત્તા જર્નલ ઑફ મેડીસીન' નામનું પત્ર કાઢી ચુનંદા મિત્રો અને જ્ઞાનપિપાસુ વિદ્યાર્થીઓનું એક નાનું મંડળ સ્થાપ્યું, જે બીજમાંથી જતે દહાડે શુદ્ધ વિજ્ઞાનના પ્રયોગો, સંશોધન તથા વિતરણ માટે કામ કરતા 'વિજ્ઞાન વિકાસ મંડળ'નો ઉદ્ભવ થયો એ વેળા અમુક તપસાધુઓ ક્રિયાત્મક વિજ્ઞાનની વધુ અગત્ય સમજાવતા સામે પડ્યા, પણ ડૉ. સરકાર મક્કમ રહ્યા એકાદ દસકા પછી લીગ તો નાશ પામી અને વિજ્ઞાનમંડળ આજે જગતનું અગત્યનું શોધખોળ મથક થઈ પડ્યું છે

સરકાર તથા પ્રજા બંને તરફથી બહુમાન મેળવી તેમણે આખર અવસ્થા શાંત એકાંત વિજ્ઞાનસેવામાં એટલી જ ધગશથી ગાળી ને ૭૧ વર્ષનું લાંબુ આયુષ ભોગવી ઈ. ૧૯૦૩માં અવસાન પામ્યા

નથી દુઃખદ આંસુએ સભર પાત્ર આ સૃષ્ટિનું
રહ્યું જ અહીં અશ્રુમાં વિરલ એક શ્રદ્ધા-ધનુ

—ચન્દ્રવદન મહેતા

પ્રખ્યાત વૈજ્ઞાનિક સર આઈઝેક ન્યૂટનને ત્યાં એક મળવા આવેલા પરોણાએ કલાક સુધી રાહ જોવા છતાં જ્યારે ન્યૂટન ન આવ્યો ત્યારે ટેબલ પર નોકરે લાવી મૂકેલો ન્યૂટનનો નાસ્તો પોતે જ ખાઈ લઈ, નોકરને ફરી ન્યૂટન માટે બીજો બનાવવા કહ્યું પણ ભાગ્યવશાત્ ફરી નાસ્તો તૈયાર થાય તે પહેલા જ ન્યૂટન આવ્યો અને પરોણાની માફી માગી કહ્યું, ‘હું ઘણો થાકી ગયો હોવાથી વાંધો ન હોય તો હું થોડો નાસ્તો કરી લઉં’ આમ કહી ટેબલ પર પડેલા વાસણ ઉપરનું ઢાંકણું ઉઘાડ્યું અને જરા પણ આશ્ચર્ય બતાવ્યા વિના મહાસ્ય મુદ્રાથી પરોણા તરફ ફરી કહ્યું, ‘જોયું? કેવો ભુલકણો છું? મેં નાસ્તો લીધો હતો એ જ હું ભૂલી ગયો!’

કહેવતોના અર્થ ‘વાટ્યું ગોમડ ને મૂડ્યા જતિ’—ઓસડ વટાઇને ગોકરસ ભૂકો કે પ્રવાહી થઈ ગયા પછી એમાં કઈકઈ ચીજો પડી હોય છે તે જેમ પારખી શકાતી નથી તથા માણસે વૈરાગ્ય લીધા બાદ તેના પૂર્વ જન્મની ન્યાતજાત જેમ પામી શકાતી નથી, તેમ, સમાજમાની કોઈ બાબતની અગમ્યતા દર્શાવવી હોય ત્યારે આ કહેવત વપરાય છે

અનેકાર્થી શબ્દ મેર=માળાનો શરૂઆતનો મોટો મણકો, આગેવાન અથવા શિરોમણિ, મુકુટ, જેના ઉપર ચલમ રહે તે હુક્કાનો ડોયો, તાંબાનું એક મોટું વાસણ, એક જીવડું, સોરઠની એક જાતિ, મેરુ પર્વત

ગણિતગમ્મત

કુમારના ૨૯૫મા અંકમાં ૧થી૯ સુધીના બધા જ અંકને પ્રત્યેકને એકએક જ વખત વાપરીને જુદાજુદા ગણિત ચિહ્નોનો ઉપયોગ કરીને જુદીજુદી રીતે ૧૦૦ મેળવી બતાવ્યા છે તેમાં બીજી પણ કેટલીક રીતે નીચે પ્રમાણે ૧૦૦ મેળવી શકાય છે

(૧) ૯૫૬ ૮૭૩+૨૪+૧=૧૦૦

(૨) ૯૬૫−૮૭૪+૩×(૨+૧)=૧૦૦

(૩) ૯૮−૫૩+૪૬+૭+૨×૧−૧૦૦

(૪) ૧×[(૯×૮)+(૭×૬)+(૩×૨) (૪×૫)] =૧૦૦

—મ ના ખત્રી

ઉત્તર ધ્રુવ કરતા દક્ષિણ ધ્રુવનો પ્રદેશ વધુ ઠંડો છે, કારણકે તે પ્રદેશ સમુદ્રની સપાટીથી ૧૦ હજાર ફૂટ ઊંચો છે



ટીપુ સુલતાનના સમયનો મ્હૈસુર રાજ્યનો શ્રીરંગપટ્ટનનો ત્રાંબાનો સિક્કો, જેની એક તરફ હાથી અને બીજી તરફ ફારસી લિપિમાં ‘ઝર્બે પટ્ટન’ અક્ષરો લખેલા છે

દૂધ પાણીવાળું છે કે નહિ તે તપાસવાની કસોટી એ છે કે તેમા તદ્દન સ્વચ્છ સોય ડુબાડીને બહાર કાઢી જો તે તદ્દન ચોખ્ખા રૂપમાં જ બહાર આવે તો દૂધ પાણીવાળું જ સમજવું પણ જો દૂધ ચોખ્ખું હશે તો થોડુંક તો સોયને ચોંટશે વળી પાણીવાળું દૂધ વાસણને જ્યાં અડે છે તે કિનારી આગળ તેનો રંગ ભુરાશ પડતો હોય છે

શક્કરિયાં ખોદ્યા પછી જલદી બગડી જાય છે તેને સાચવવાની રીત એ છે કે એક પીપમાં નીચે રેતીનું થર પાથરી ઉપર શક્કરિયાં અને લાકડાના વહેરના થર વારાફરતી પાથરી છેક ટોચ સુધી ભરી દેવા આ રીતે ૪થી૫ માસ એક પણ શક્કરિયું બગડ્યા વિના સાચવી શકાશે

સળગતી સગડી પર મીઠું છાંટીને તેમાંથી નીકળતો વાયુ શ્વાસમાં લેવાથી સળેખમ, ખમખમા ને ઇન્ફ્લ્યુએન્ઝા મટી શકે છે




એક જાડો તાર અને કેમિસ્ટને ત્યાં મળતી ઍડહેઝિવ ટેઈપ નામની ચીકણી પટ્ટી વડે કોટ લટકાવવા માટેનો ઘરગથ્થુ હૅન્ગર ચિત્રમાં બતાવ્યા પ્રમાણે બનાવી શકાય તાર પાતળો હોય તો તેને બેવડો કરી લેવો

પોતાની અલ્પતાનું દર્શન કરવું એ મહાન થવાનો આરંભ છે વિખુટું પડેલું સમુદ્રબિંદુ પોતાને સમુદ્ર કહે તો સુકાઈ જાય, પણ પોતાની બિંદુતા સ્વીકારે તો સમુદ્રભણી પ્રયાણ કરે ને તેમાં લય પામી સમુદ્ર બને —ગાંધીજી



કલાકણિકા ઇરાનના ઈસ પૂર્વે ૫૦૦ એટલેકે અઢીહજાર વરસ પહેલાના સમયના ઘોડાના માથાની આકૃતિવાળા સોનાના એરીંગ

ચીનની ૨૦ ફૂટ ઊંચી અને ૧૫૦૦ માઈલ લાંબી વિખ્યાત દીવાલ ચીનના શહેનશાહ ચીન શિહ હુંગ ટી એ ઈ પૂ ૨૧૪માં ઉત્તર તરફના જંગલી લોકોથી બચવા બંધાવેલી

વિમાનમાંથી પક્ષીઓની ગતિ માપતા એમ જણાયું છે કે કાગડાઓ કલાકના ૩૧ થી ૩૫ માઇલની ગતિએ ઊડે છે હંસ(Ducks) ૪૪ થી ૫૦ માઈલની અને પ્લોવર્સ (Plovers) ૪૦ થી ૪૧ માઇલની ગતિએ ઊડે છે અબાબીલ કલાકના ૧૦૦ માઈલ કાપતી મનાય છે ૧૦ થી ૧૨ હજાર ફૂટ સુધી પખીઓ દેખાય છે પણ ૫૦૦૦ ફૂટથી ઊંચે તેઓ ભાગ્યે જ જણાય છે

જગતનું સૌથી ઊંચું મકાન ન્યૂયૉર્કનું એમ્પાયર સ્ટેટ બિલ્ડિંગ ૧૨૪૮ ફૂટ ઊંચું છે તેનાથી બીજા નબરે આવતું ૧૦૪૬ ફૂટ ઊંચુ ન્યૂયૉર્કનું ક્રાઇસ્લર બિલ્ડિંગ છે ત્રીજે નબરે આવતો પારીસનો એફેલ ટાવર ૯૮૪ ફૂટ ઊંચો છે

## ધુમ્મસ(Fog) હોય છે ત્યારે સૂર્ય લાલ શાથી દેખાય છે?

ધુમ્મસ સૂર્યનો પ્રકાશ પૃથ્વી પર પડતો અટકાવે છે, પણ તે બધો જ પ્રકાશ અટકાવી શકતું નથી સૂર્યમાંથી નીકળતા ‘શૉર્ટ વેવ’ કિરણો તે અટકાવીને વિખેરી નાખે છે, પણ ‘લૉંગ વેવ’ કિરણો તો તેમાંથી પણ સોંસરાં નીકળી જઈ શકે છે અને લાલ રંગના કિરણો એ સૌથી વધુ ‘લૉંગ વેવ’ કિરણો હોવાથી ધુમ્મસને વખતે આપણે ફક્ત તે જ જોવા પામીએ છીએ આથી સૂર્ય લાલ દેખાય છે

# નવાં આવી પહોંચેલાં ઈન્ટરનૅશનલ ઘડિયાળો. .

IWC

ચોક્કસાઈ એ કોઈ પણ ઘડિયાળનું અગત્યનું અંગ છે—અને 'ઈન્ટરનૅશનલ' ઘડિયાળો એ બાબતમાં હમેશા મોખરે રહ્યાં છે પણ એની આધુનિક ડિઝાઈન રૂપની ઝળકના મેળ આપવા માં તો ચતુર કારીગરોનો જીવનભરનો અનુભવ પડેલો હોવો જોઈએ એ જ કારણથી તમે 'ઈન્ટરનૅશનલ' ઘડિયાળો-ની પસંદગી કરવામાં આનંદ પામવાના



૧૮ કૅરેટ સોનાના નક્કર કેઇસમાં, સર્વ પ્રસંગોને માટે સ્ટાઇલિશ ડિઝાઇન, કાંટા ને આંકડા સોનામાં ઉપસાવેલા નં ૭૩૯૭ રૂા ૬૭૮
સાદા ચંદાવાળા એ જ મૉડેલ રૂા ૬૧૬

સ્ટેઈનલેસ સ્ટીલ કેઈસમાં લોકપ્રિય સ્ટાઇલનું પુરુષો માટેનું ઘડિયાળ
નં ૭૪૩૭ રૂા ૨૮૨



ખડતલ બનાવટનું સ્ટેઈનલેસ સ્ટીલના કેઈસવાળું ઘડિયાળ
નં ૭૪૪૩ રૂા ૩૦૦



# FAVRE-LEUBA




ફાવર-લ્યુબા ઍન્ડ કં લિ
મુંબાઈ • કલકત્તા

 KUMAR Reg No B 1808




એ કાંઇ ચમત્કાર નથી.

પણ એક સાબુજ છે.

અમે તેને માટે ખાસ પ્રમાણીક રહીશુ.
આ જાહેરખબરથી અમે ગરીબ અને તવંગર બન્નેને પોષાય તેવો ઉત્તમ પ્રકારનો સાબુ વેચવા ઇચ્છીએ છીએ
કાન્તિ સાબુથી સૌંદર્ય, પ્રેમ અને બીજી વસ્તુઓની અમે તમને આશા આપતા નથી
પણ અમે સચ્ચાઇપૂર્વક કહીશુ કે કાન્તિ સાબુ આલ્હાદકરીત સુવાસિત અને નાજુકમાં નાજુક ચામડી માટે બીનનુકશાનીકારક છે



કાન્તિ સાબુ

SPI Som 16 Gujarati

સ્વસ્તિક ઓઇલ મીલ્સ લીમીટેડ, મુંબઇ.





**ચિત્રો**

શિવપાર્વતીનું પ્રાચીન શિલ્પ (રેખાંકન) સરિતાબેન નાણાવટી પૂઠું
સંદેશ (પૂર્ણરંગી) જગન્નાથ અહિવાસી મુખચિત્ર
ગિરનાર પરથી નિહાળદૃશ્ય (ફોટો) શ્રીદાસ ભટ્ટ પાછલા પૂઠામાં

**કાવ્યો**

હે મુગ્ધ! લજ્જામયિ! રાજેન્દ્ર શાહ ૩૪
ગીત એકાદુ મકરન્દ દવે ૩૪
નયન અંધ નિરંજન ભગત ૩૪

**ચરિત્ર**

મૌલાના અબુલ કલામ આઝાદ ૩૫

**વાર્તા**

કૉલેરાના જંતુ શાંતિલાલ આલગિયા ૩૮

**લેખો**

સાંસ્કારિક પુનર્ઘટના (મનન) કનૈયાલાલ મુનશી ૩૭
હીરા [રોજિંદા જીવનમાં વિજ્ઞાન ૨૨] નરસિંહ મૂ. શાહ ૩૯
ગુજરાતનું સર્જન ૩ અમૃતલાલ વ. પંડ્યા ૪૧
પરીક્ષા અને ભણવાની કળા શિવપ્રસાદ ત્રિવેદી ૪૪
ચિત્રો [આપણી વનસ્પતિ ૨૪] જયંતીલાલ દે. ઓઝા ૪૭
પબ્લિક સ્કૂલ ૪૮
અંગ ભંગ [પ્રાચીન નાટ્યશાસ્ત્ર ૩૦] યોગેન્દ્ર પ્રિયદર્શી ૫૨
ગેટિસબર્ગ વ્યાખ્યાનદિનની સ્મારક ટિકિટ (હૃ. બૅંકરનો સંગ્રહ) ૫૩
રાષ્ટ્રલિપિ ટાઈપરાઈટરોમાં કેશવરામ કા. શાસ્ત્રી ૫૬

**વિભાગો**

ગુજરાતી ભાષાના સીમાડા [ચિત્રબોધ] ૩૩
ફોટોગ્રાફી હરીફાઈ શ્રીદાસ ભટ્ટ ૫૧
પચ્ચીસ વરસ પહેલાં ૫૪
પત્રમિત્ર વિભાગ ૫૮
માધુકરી [જગન્નાથ અહિવાસી, વર્મિક્યુલાઈટ, ગઘકોષ ૧૦] ૬૦
ગીધ [માસમાસના પંખી ૩૭] ૬૦
આ માસ ઇતિહાસમાં [વ્યક્તિવિશેષ ગોપાળરાવ હરિ દેશમુખ] ૬૩
છેલ્લું પાનું ૬૪


**ગ્રાહકોને**

કોઈ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે, એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થયેલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થયેલા કોઈપણ અંકો ભરપાઈ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી.


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂ. ૭ા. પરદેશમાં રૂ. ૯ા અથવા ૧૫ શિલિંગ. છુટક નકલના બાર આના

જાહેરખબરના સોલ એજન્ટ મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટી કંપની
ફર્નાન્ડિઝ બ્રિજ, ગાંધી રોડ, અમદાવાદ



વિજયનગરનાં ઝરૂખેરોમાંથી 'કૃષ્ણ ખત્રી'



ફેબ્રુઆરી
૧૯૪૯

## હે મુગ્ધ ! લજ્જામયિ !

• મિશ્ર •

હે મુગ્ધ' લજ્જામયિ' ભીરુ હે સખિ'
હજી ન તારે નયને પ્રવેશ
કીધો ત્યહીં પાંપણ દ્વાર સત્વર
શે બંધ કીધાં ? ઉર માહરું અરે
રહી ગયું ભીતર, ને બહાર હું
છું ક્ષુબ્ધ, છું કેવલ ચન્યશોષ

ક્ષણેક એ દ્વાર ફરી ઉઘાડશે ?
રહી ગયું અંદર તે લઈ લઉં
કદાચ હું ત્યાં સ્થિર થૈ વસી જઉં
એની ન શંકા મનમાંહિ ધારશે.

કદાચ વાતાયન કોઈ ભૂલથી
જો હોય ખુલ્લું મુખની પરિક્રમા
કરી લઉં .. લોહિ કપોલની કને
અહો રહ્યા ઓષ્ટ સુમદ ઊઘડી !



હે મુગ્ધ' લજ્જામયિ' ભીરુ હે સખિ'
અમોલ શું ઇજન ત્યાં મને દીધું '
ને ત્યાં પરિરંભનમાંહિ, નેત્રથી
નિમેષમાં જે હરી લીધ તેહને—
રે તાહરા સૌરભસિક્ત પ્રાણના
માધુર્યથી પૂર્ણ કરી—ધરી દીધું '

રાજેન્દ્ર શાહ

## ગીત એકાદું

ગીતની પ્રીત દઈ કરી પાગલ
જાય છે ક્યાં મારા મનના સ્વામી '
જાય છે ક્યાં ? તારા સૂર વિના
મારા ઉરની દુનિયા માત્ર નકામી

કામ ચૂક્યાં, ઘરબાર મૂક્યાં, મૂકી
લાજ, ન ભાળી આ રજની કાળી,
એક જ ગીતની પ્રીતને કારણે
પ્રાણ ન હાથ રહ્યા, વનમાળી

આજ હવે જ્યારે કાંઈ ન રાખ્યું
તું જાય છે ત્યારે આ દૂરની વાટે,
પ્રીત ન દે, ભલે સાથ ન લે,
પણ મેલ તું ગીત એકાદું આ ઘાટે

ગીત એકાદું, ના કાંઈ બીજું, બસ
ઉરની દુનિયા જે અજવાળે,
રાતમાં કાળી જે મળગી બોલે કે
એકદા કર્યું'તું કામણ કાળે

મકરન્દ દવે

## નયન અંધ !

હાય રે, નયન અંધ '
પાંપણની પેલી પારથી કોણે દ્વાર કીધાં છે બંધ !
હાય રે નયન અંધ '

અંતરના આકાશને જોવી
બ્હારની રંગીન કાયા,
ને તારાના તેજથી ધોવી
ઘોર અંધારની છાયા,
(ત્યારે)કાજળઘેરાં વાદળ પૂછે મૂગો તારક છંદ '
હાય રે, નયન અંધ '

કોણે રે મારે પોપચે બાંધ્યો
રંગપ્રકાશનો પ્રાણ ?
નિજથી નિજનો સંગ બાંધ્યો
તે રહી ન બ્હારની જાણ '
(એવી)શતદલોની પાંખડીઓના બંધમાં ઝૂરે ગંધ '
હાય રે, નયન અંધ '

નિરંજન ભગત



લાહોરમાં ઈ. ૧૯૦૪માં એક જંગી સભા ભરાઈ હતી. એક જાણીતા પત્રના તંત્રી ધર્મ અને બુદ્ધિના સમન્વય ઉપર વ્યાખ્યાન આપવા આવવાના હતા. શહેરના મોટામોટા પ્રતિષ્ઠિત લોકો તથા મહાકવિ મહમદ ઈકબાલ, નામાંકિત લેખક નઝીર અહમદ તથા જાણીતા કવિ હાલી આદિ વિદ્વાનો પણ તે સભામાં આવ્યા હતા. પણ કોઈએ તે વિદ્વાન તંત્રીને જોયા નહોતા. માત્ર છાપામાં તેમના ઝમકદાર અભ્યાસયુક્ત લેખો વાંચીને તેમની વિદ્વત્તા પર તેઓ મુગ્ધ બન્યા હતા. તે તંત્રી કોણ હશે અને કેવા હશે તે વિષે વિવિધ જાતની અટકળો થતી હતી. ત્યાં તો સભાનો વખત થતાં બધા શાંત થયા. વચ્ચે ૧૫-૧૬ વર્ષનો એક તેજસ્વી કુમાર વ્યાખ્યાન આપવા ઊભો થયો. જેને હજુ મૂછનો દોરો પણ ફૂટ્યો નથી એવો એક છોકરો આવા વિદ્વાન શ્રોતાવર્ગ આગળ આટલા કઠણ વિષય ઉપર ભાષણ આપવાની હિંમત કરશે એવી કલ્પના તો કોઈને સ્વપ્ને પણ નહિ આવી હોય. પેલા પ્રખ્યાત પત્રના તંત્રી તે આ જ છોકરો છે એમ જ્યારે હાજર રહેલા વિદ્વાનો તથા શ્રોતાઓએ જાણ્યું ત્યારે તેમના આશ્ચર્યને સીમા રહી નહિ. અને તે તેજસ્વી કુમારે જ્યારે આત્મવિશ્વાસથી વ્યાખ્યાનનો પ્રારંભ કરી પોતાની વિદ્વત્તાના ચમકારા ભાષણમાં બતાવવા માંડ્યા ત્યારે તો શ્રોતાવર્ગ મોરલીના નાદે સાપ ડોલે તેમ ડોલવા લાગ્યો. ભાષણ પૂરું થતાં જ સૌ તાળીઓના પ્રચંડ ગડગડાટથી તેને વધાવી લીધો. સભામાં બેઠેલા સૌ કોઈને લાગ્યું કે આ કુમાર આગળ જતાં હિંદના મુસલમાનોમાં જરૂર અગ્રસ્થાન લેશે. તે સભામાં આવેલા પ્રખ્યાત મહાકવિ હાલી તો બોલી ઊઠ્યા: 'એના ખભા ભલે બાળકના હોય પણ એનું મસ્તક તો કોઈ ચિંતનશીલ બુઝુર્ગનું છે.'

નાની વયે જ પોતાની ગાઢ વિદ્વત્તા, કુશાગ્ર બુદ્ધિમત્તા તથા તેજસ્વી લખાણથી વિદ્વાનોમાં અગ્ર માનનું સ્થાન મેળવનાર એ



# વિદ્વાન સાહિત્યકાર અને કવિ

કુમાર તે આજના મૌલાના અબુલ કલામ આઝાદ. પોતાની એ જ તેજસ્વી મેધાના ચમકારા બાલ્યકાળથી જ તેમણે બતાવવા માંડેલા અને વયે પહોંચતાંમાં તો હિંદના સાહિત્ય તેમ જ રાજકારણના ક્ષેત્રમાં તેમણે ઘણું મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરેલું.

એવા આ શક્તિશાળી વિદ્વાનનો જન્મ એક નામી અને વિદ્યાની અખંડ ઉપાસના કરનાર મુસલમાન કુટુંબમાં થયો હતો. તેમના એક પૂર્વજ શેખ જમાલુદ્દીન દહેલવી મુગલ શહેનશાહ અકબરના વખતમાં મોટા સત્પુરુષ થઈ ગયા. તેમનો લખેલો એક ગ્રંથ તો આજે પણ મુસ્લિમ ધર્મવેત્તાઓમાં પ્રમાણભૂત મનાય છે. તેમના અનેક શિષ્યોમાં અકબરના ભાઈઓ પણ સમાવેશ થતો. અકબરે તેમને ઈસ્લામ ધર્મશાસ્ત્રની વડી મદ્રેસાના આચાર્ય નીમવાની ઈચ્છા બતાવેલી, પણ નિરાડંબરી અને નિસ્પૃહ એવા એ શેખ સાહેબે તેની આદરપૂર્વક ના પાડેલી. તેમના બીજા એક પૂર્વજ શેખ સરાજુદ્દીન તેમની વિદ્વત્તાને કારણે વડા ન્યાયાધીશ નિમાયેલા. મૌલાનાના દાદા તો મુઘલ બાદશાહના 'રુકૂન ઉલ મદરસીન' (વિદ્યાના સ્તંભ) થવાનું માન પામ્યા હતા.

મૌલાનાના પિતા, મહમદ ખૈરુદ્દીન પણ મોટા વિદ્વાન, સત્પુરુષ અને સૂફી હતા. પોતાના સંયમિત આચારવિચાર, કડક સાદાઈ ને ચિંતનશીલ સ્વભાવને કારણે તેઓ તેમના પૂર્વજ શેખ જમાલુદ્દીનની યાદ દેવડાવતા. તે દિલ્હીમાં રહેતા છતાં તેમના શિષ્યો—જેમાં ઘણા હિંદુઓ પણ હતા—ગુજરાત કાઠિયાવાડથી માંડી છેક કલકત્તા સુધી હજારોની સંખ્યામાં હતા. ૧૮૫૭ના દારુણ વિપ્લવ વખતે તેમને જીવ બચાવવા દિલ્હી છોડીને મુંબઈ થઈ મક્કા ચાલ્યા જવું પડેલું. તેમની વિદ્વત્તાની ખ્યાતિ સાંભળીને તુર્કસ્તાનના સુલતાન અબ્દુલ મજીદે તેમને ઈસ્તંબુલ આવવાનું આમંત્રણ આપેલું. ઈસ્તંબુલ જઈને પાછા તે મક્કા ચાલ્યા ગયા. ત્યાં 'આઈને ઝુબેદા' નામની પ્રખ્યાત નહેર બંધાવવા તેમણે ૧૧ લાખ રૂપિયા ભેગા કરી આપેલા. મક્કામાં તેમણે શેખ મહમદ ઝહીર વેટ્રી નામના એક વિદ્વાન આલિમની પુત્રી સાથે લગ્ન કર્યાં. આમ મુસલમાનોમાં ઘણા ઊંચા મનાતા શેખ કુળમાં જન્મેલા માતાપિતાને ત્યાં મૌલાના અબુલ કલામ આઝાદનો જન્મ ઈ. ૧૮૮૮માં મક્કા જેવા પવિત્ર સ્થળે થયો. તેમનું તે વખતનું મૂળ નામ તો અહમદ અબુલ કલામ મુહિયુદ્દીન હતું. 'આઝાદ' એ તો તેમણે નાનપણથી ધારણ કરેલું તખલ્લુસ હતું.

મૌલાનાના બાળપણના દસ વર્ષ અરબસ્તાનની પાક ભૂમિ પર વીત્યાં. આખરે ૧૮૯૮માં તેમના પિતા એક શિષ્યના અતિશય આગ્રહને વશ થઈને મક્કેથી કલકત્તા આવ્યા અને ત્યાં કાયમનો વસવાટ કર્યો. મૌલાના સાહેબની માતૃભાષા અરબી હોવાથી તેનું જ્ઞાન તો તેમને ઘણું સારું હતું જ, અને પિતા પાસેથી ઉર્દૂ પણ તે શીખેલા. એટલે જ્યારે તે કલકત્તે રહેવા આવ્યા ત્યારે આ બંને ભાષા પર તેમનો ઠીકઠીક કાબૂ હતો. કલકત્તામાં કોઈ નિશાળમાં તેમનું વ્યવસ્થિત શિક્ષણ થયેલું નહિ. પિતા પાસેથી તેમ જ પિતાના વિદ્વાન મિત્રો પાસેથી તેમને પૂરતું શિક્ષણ મળી રહેતું. અને તે મેધાવિન કુમારે પણ કોઈ અજબ ઉત્સાહ તથા બુદ્ધિમત્તાથી જ્ઞાનવારિ પીવા માંડ્યું. 'દર્સે નિઝામી' નામનો અરબી અને ફારસીનો અભ્યાસક્રમ જે પૂરો કરતાં ચપળ વિદ્યાર્થીને પણ સાધારણ રીતે ૧૦ વર્ષ થાય તે એમણે ૪ જ વર્ષમાં પૂરો કરીને સર્વને

## તેજસ્વી પત્રકાર · તત્ત્વદર્શી ધર્મગુરુ અને રાષ્ટ્રવાદી રાજપુરુષ

# મૌલાના અબુલ કલામ આઝાદ

ચકિત કરી દીધા તેમની એ કુમળી વયમા તેમના પર મુખ્ય સસ્કાર તેમના પિતાના જ પડેલા પિતાની સાદાઈ, મુલાયમ સ્વભાવ તથા આચાર તેમનામા ઊતરી આવેલા છે પોતાના પિતા વિષે તેઓ કહે છે 'મારા પિતાને એકાત બહુ ગમતુ તેમના હજારો શિષ્યો હતા અને રોજ એમને મળવા ઘેર આવતા અમારા ઘરમા રહેણી કરણી બહુ સાદી હતી ફર્નિચરમા એક ચટાઈ સિવાય બીજુ કઈ ન મળે એના પર જ નાનામોટા સહુ મળવા આવનારાઓ બેસતા એમા અનેક નવાબો તથા ટીપુ સુલતાનના વશજો પણ હોય '

આમ પિતાજી પાસેથી અબુલ કલામને સાદાઈ નિવૃત્તિપરાયણતા તથા એકાતપ્રિય સ્વભાવનો કીમતી વારસો મળ્યો પણ તેમની જ્ઞાનની ભૂખ એવી પ્રખર અને સર્વવ્યાપી હતી કે કેવળ ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરી વિદ્વાન કે ધર્મવેત્તાનુ જીવન વિતાવવામા તેમને રસ પડે તેમ નહોતુ તેમણે અનેક પુસ્તકો વાચ્યા અને વર્તમાનપત્રો દ્વારા બહારના જગતની વિવિધ પ્રવૃત્તિનો સપર્ક સાધ્યો તે કાળે ચાલી રહેલા કેટલાય પ્રશ્નો પરના વાદવિવાદમા તેમણે સક્રિય રસ લેવા માડયો આ વિશાળ વાચન અને તલસ્પર્શી મનનોને પરિણામે તેમનામા રહેલો લેખક તથા પત્રકારનો આત્મા જાગી ઊઠયો જાણે જન્મથી જ પત્રકાર જન્મ્યા ન હોય એવી કુશળતા અને પ્રતિભાથી તેમણે ૧૪ વર્ષની અલ્પ વયે જ 'લિસાનુસ્સિદ્ક' (સત્યની વાણી) નામનુ પહેલુ પત્ર કાઢયુ એ પત્રના પાના પર મૌલાના સાહેબની કલમની જે ઓજસ્વિતા તથા અર્થગભીરતા ઊતરવા લાગી તે જોઈ વિદ્વાનો સુધ્ધા ખુશ થઈ ગયા કોઈ પણ વિષય તેમને માટે અગમ્ય નહોતો અને જે જે વિષય પર તે હાથ અજમાવતા તેના પર સમર્થરીતે ને નિર્ભયતાથી પોતાના વિચારો જણાવતા મોટા પ્રસિદ્ધ લેખકોના પુસ્તકોની સમાલોચના પણ તેઓ નીડરતાથી કરતા તેમનુ આ પત્ર લોકોમા એટલુ પ્રતિષ્ઠા પામ્યુ કે ઈ ૧૯૦૪મા અજુમને હિમાયતે ઈસ્લામ નામની લાહોરની સસ્થાએ પોતાને ત્યા વાર્ષિક વ્યાખ્યાન આપવા તે પત્રના તત્રી તરીકે તેમને આમત્રણ આપ્યુ એ સભામા મૌલાનાએ જે છાપ પાડેલી તેનુ બયાન આ લેખની શરૂમા જ કર્યું છે

કવિતા પર તો આ પહેલા જ તેમણે સફળરીતે હાથ અજમાવીને નામના મેળવેલી ખાસ કવિતાને માટે જ તેમણે નેરગી આલમ નામનુ પત્ર કાઢેલુ જેમા ઉર્દૂના ઊગતા કવિઓના કાવ્યો છપાતા મુશાયરા તથા કવિઓની બેઠકમા પણ તે આગળપડતો ભાગ લેતા પાદપૂર્તિ પર શીઘ્ર કાવ્ય કરવાની તેમની હથોટી અજબ હતી નાદિરખાન નામના ઉર્દૂના એક વયોવૃદ્ધ કવિ તો માની જ શકતા નહિ કે આ છોકરો આટલી ઝડપથી પોતાના જ કાવ્યો રજૂ કરતો હશે તેમને લાગતુ કે કોઈ પુસ્તકમાથી વાચી કરીને તે કાવ્યો બોલતો હોવો જોઈએ એક વખત એની પરીક્ષા કરવા રસ્તામા તેમને ઊભા રાખીને તેમણે કહ્યુ, મુશાયરામા તો તમે સીડીઓ પર સીડીઓ ગગડાવ્યે જાઓ છો, પણ આજે અહી જાઓ 'યાદ ન હો, શાદ ન હો, આબાદ ન હો ' એ ચરણની પાદપૂર્તિ કરો જોઉ ?' મૌલાનાએ તરત જ પોતાની હમેશની અદાથી સીડી પર સીડી ફેકવા માડતા નાદીરખાન તો સડક થઈ ગયા અને હર્ષાવેશમા આવી બોલ્યા, સુભાન અલ્લા ! જે છોકરાને હુ લેભાગુ માનતો હતો તે તો આજના ઘણા કવિઓને ટપી જાય તેવો છે !

પણ આવી થોડીઘણી સિદ્ધિથી એમને સતોષ ન હતો ચિંતા અને વિવેચનના માસિકો તેમને મન વિનોદના સાધનો હતા તેમને તો પ્રખર વિદ્વાન અને શ્રેષ્ઠ લેખક થવાના કોડ હતા તેમના પિતાની પણ પોતાના પુત્રને પ્રથમ પક્તિના વિદ્વાન બનાવવાની ખ્વાહેશ હતી પણ અગ્રેજી ઢબની કેળવણી આપવાની વિરુદ્ધ તે હોવાથી તેમણે ઈ ૧૯૦૫મા ઇજિપ્તમા કાહિરા (કેરો)ના પ્રખ્યાત જામે-અઝહર વિશ્વવિદ્યાલયમા અરબીનો ઉચ્ચ અભ્યાસ કરવા તેમને મોકલ્યા ત્યા બે વરસ તેમણે મન પૂર્વક અભ્યાસ કરીને ઊચી યોગ્યતા પ્રાપ્ત કરી અને કેવળ ૧૯ વર્ષની વયે અરબી તથા ફારસી ભાષા ઉપરાત ઇસ્લામ ધર્મ અને દર્શનશાસ્ત્રમા તે પારગત થયા ત્યાથી ઈરાક સીરિયા વગેરે દેશોમા થઈ જ્યારે તે હિંદ પાછા ફર્યા ત્યારે હિંદમા બગભગને કારણે એક નવી જ જાગૃતિ આવી હતી પૂર જોશમા ચાલતી એ લડતમા કૂદી પડવા જુવાન અબુલ કલામનુ દિલ થનગની રહ્યુ હતુ તેમનો કેટલાક ક્રાતિકારીઓ સાથે સબધ બધાયો અને પોલીસ પણ તેમની પાછળ ભમવા લાગી

પણ ૧૯૦૯મા તેમના પિતાજી મૃત્યુ પામ્યા જો મૌલાનાએ ધાર્યું હોત તો પિતાને પગલે ચાલી તે પણ પિતાએ શરૂ કરેલા પથના ગુરુ બની શક્યા હોત અને આગાખાનની માફક એક સમર્થ ધાર્મિક નેતા તરીકે ખ્યાતિ મેળવી શકત પણ તેમના મનમા તો બીજી જ વાત રમી રહી હતી ઇસ્લામનુ ભાવી ઊજળુ કેમ બને, મુસલમાન કોમની સ્થિતિ કેમ સુધરે, દેશની આઝાદી વહેલી કેમ પ્રાપ્ત થાય એ જ વિચારો તેમને આવતા એક ઠેકાણે તે લખે છે 'કુટુબ કેળવણી, સમાજ અને વાતાવરણે મને જે વારસો આપ્યો હતો તેનાથી સતોષ માનીને બેસી રહેવાનો મેં પહેલે દિવસથી જ ઇન્કાર કર્યો રૂઢિપૂજાના બધનો મને શરૂથી જ રોકી ન શક્યા ને જ્ઞાનની જિજ્ઞાસાએ કોઈપણ ક્ષેત્રમા મારો સાથ ન છોડયો ' પિતા તરફથી જે ધાર્મિક સસ્કાર તથા પ્રાચીનતાનો વારસો તેમને મળ્યો હતો તેના પર અર્વાચીન ઈમારત રચવાનો તેમણે દૃઢ સકલ્પ કર્યો અને પોતાની કાર્યશક્તિ એ દિશામા વહેતી કરી

તે કાળે હિંદના મુસ્લિમ સમાજની સ્થિતિ ઘણી વિચિત્ર અને દેશને હાનિકારક હતી એ સમાજના પછાતપણા તથા અજ્ઞાનનો નાશ કરી, તેમને વિદ્યા અને ધર્મશાસ્ત્રની જૂની ઘરેડમાથી બહાર કાઢીને પશ્ચિમની કેળવણી તથા વિજ્ઞાનના ઉજ્જ્વળ પ્રકાશમા લાવવાની ઇચ્છાથી સર સૈયદ અહમદે ૧૮૮૦મા અલીગઢમા મુસ્લિમ યુનિવર્સિટી સ્થાપેલી અને તે દ્વારા આધુનિક જ્ઞાન વિજ્ઞાન તથા જાગૃતિનો પ્રચાર કરવા માડયો પણ ૧૮૮૫મા કૉંગ્રેસની સ્થાપના

# સાંસ્કારિક પુનર્ઘટના

સાંસ્કારિક પુનર્ઘટના (Renaissance) જ્યારે થાય છે ત્યારે જીવનની નવી ઉષા ઊગે છે, નવા તેજોની મોહિની માનવીઓને મુગ્ધ કરે છે, નવા, મધુર રવો ઉલ્લાસ પ્રેરે છે, અંધકારના ઓળા ભેદવાને હેવા લહરો છે, ઠરી ગએલાં વારિ નવે વેગે ધસે છે, સંભાર નવે તાલે નાચતા શીખે છે

ગુપ્ત કાળમાં એવી પુનર્ઘટના થઈ હતી એની કવિ કાલિદાસે, અજંટાના કલાકારોએ ને ભાગવતકારે મૂર્તિમાન કરી હતી

૧૫મી સદીમાં યુરોપમાં પુનર્ઘટના થઈ દાન્તે એનો સાહિત્યસ્વામી હતો લીઓનાર્ડો દ વિંચી ને શેક્સપિયર પણ એ જ વસંતનાં પક્ષીઓ એમણે જીવનના ગાન નવે ઉલ્લાસે ગાયા

તે જ કાળે ભારતમાં ભારતીય ને ઇરાની સંસ્કૃતિનો સંઘર્ષ થયો તેમાંથી ભક્તિયુગનું સાહિત્ય પ્રગટ્યું એના આત્માને ચંડીદાસ ને વિદ્યાપતિ, નરસિંહ ને મીરાં, અને સાહિત્યસ્વામી તુલસીદાસે શબ્દદેહ આપ્યો

ઓગણીસમી સદીમાં એવો જ એક કાળ આપણે ફરી ભારતમાં જોયો યુરોપીય અને હિંદી સંસ્કૃતિઓનો ત્યારે જે સંઘર્ષ થયો તેમાંથી પુનર્ઘટના પ્રગટી બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે તેને સર્જનાત્મક સાહિત્યમાં ઝીલી 'વિષવૃક્ષ', 'કૃષ્ણકાન્તનું વિલ', 'દુર્ગેશનન્દિની' 'દેવી ચૌધરાણી' અને 'આનંદમઠ' એ બધા આપણી પુનર્ઘટનાના સીમાસ્તંભો

ગુજરાતમાં પુનર્ઘટના શરૂઆતી ઊર્મિઓ કરવા લાગી નર્મદે એ પુનર્ઘટનાનો આત્મા વિકૃત રૂપે જોયો, એની પ્રારંભિક સ્થૂલ રસિકતા અમે ચોરીછૂપીથી ચાખતા પુનર્ઘટનાનું વિવેચનશાસ્ત્ર સ્થાપનાર નરસિંહરાવ બહારવટિયા મનાતા 'ભદ્રંભદ્ર' ને 'હૃદયત્રિપુટિ' યથાર્થ ખરા, પણ શરમાતા શરમાતા

સરસ્વતીચંદ્રનો પહેલો ભાગ પુનર્ઘટનાનું આપણું નવીન પુષ્પ એમાં અવનવા અનુભવ કરવાની ને સરસતાના દર્શન કરવાની ઉત્કંઠા પંક્તિએ પંક્તિએ જડે છે બીજા ભાગમાં ગુણસુંદરીના સર્જનમાં ગોવર્ધનરામ નવી સરસતાના દર્શન કરે છે, પણ પુનર્ઘટનાના ડહોળાયેલા પાણીમાંથી બહાર નીકળ્યા પછી બંકિમ નવા જીવનના સુભગ ચિત્રો આલેખે ને 'વંદેમાતરમ્' રચે, 'આનંદમઠ'-ના સાધુઓ સર્જે દેશોદ્ધારના નવા મંત્રો આપે ત્યારે ગોવર્ધનરામનો કલ્પતો આત્મા જૂની પ્રણાલિકાને સોને રસે અને ધપટરાવ ચીતરી લોકમાન્ય ટિળકની વિડંબના કરે નરસિંહરાવ બાલાશંકર, બળવંતરાય કાન્ત અને કલાપીના કાવ્યોમાં નવા ઉલ્લાસના દર્શન થાય છે આ બધા કોઈ નિર્બંધ વાતાવરણવાળી ભૂમિમાં જન્મ્યા હોત તો સરસતાનું એમનું દર્શન વધારે અદ્ભુત થાત

પુનર્ઘટનાની સર્જકતાની જે દૃષ્ટિ હોય છે એ અધીરતાથી નવસૌંદર્ય શોધે છે, બીજી માનવહૃદયને વિશ્વનું કેન્દ્ર માને છે પુનર્ઘટનાનો કલાસ્વામી ધૃષ્ટ ને આત્મકેન્દ્રીય હોય છે, જૂની પ્રણાલિકાઓ તોડે છે ને નવીના ચીલા પાડે છે કબીરની માફક 'હાથમેં કુંડા બગલમેં સોટા' લઈ એ ચારે દિશાની જાગીરી પોતાની માની વિહરે છે

ચંડીદાસ રજકીણી ધોબણના પ્રેમને વેદ માત્ર માને છે મીરાં 'ગિરધર નાગર'ને પોતાના પ્રણયબોધથી પૂજે છે તુલસીદાસ 'સીયારામ'ના એકાકાર પાછળ ઘેલો બની, વાલ્મીકિ રામાયણમાં અનેરી ભભક સીંચી જૂની રમણીયતાને નવી બનાવે છે

જ્યારે રુસોએ આત્મકથનો લખ્યાં, ગેટેએ 'સૉરોઝ ઑફ વર્ટર' લખ્યું, બાયરને 'ચાઇલ્ડ હૅરોલ્ડ' લખ્યું, ત્યારે એ આત્મકેન્દ્રિત સર્જકોએ પોતાના આક્રોશથી અનંત કાળ ગજવ્યો એમાં ધૃષ્ટતા હતી, આત્મભાન આત્માનો અહંભાવ હતો

આવાં સર્જનો હવાની માફક માનવતાના થરો ઉપરનીચે કરે છે અને તેમાં રહેલી જીવંતતા ઉત્તેજે છે તથા સરસતાનો નવો ફાલ આણવાની તેમાં શક્તિ છે

(૧૭મા સાહિત્યસંમેલનના અધ્યક્ષપદેથી)

**કનૈયાલાલ મુનશી**

---

થતાં, સરકારની ભેદ નીતિને પરિણામે, તેમણે મુસલમાનો કૉંગ્રેસમાં ખેંચાઈ ન જાય તે માટે પ્રયત્ન કરવા માંડ્યો અને મુસલમાનોના મન બીજી દિશાએ વાળવા મુસ્લિમ કેળવણી પરિષદ્ ભરવી શરૂ કરી ધીમેધીમે આ 'અલીગઢ વિચારસરણી'વાળા લોકો સરકારની ભાગલ નીતિના વધુ ભોગ બનતા ગયા અને અલગ કોમી પ્રતિનિધિત્વની માગણી કરી આમ, મુસલમાન સમાજમાં વિશાળ રાષ્ટ્રીય દૃષ્ટિને બદલે પ્રત્યાઘાતી માનસ પેદા થવા લાગ્યું મૌલાના આઝાદ હિંદમાં આવ્યા ત્યારે આ સ્થિતિ હતી તેમણે જોયું કે હિંદમાં અત્યારે બે જુદાજુદા પ્રવાહો વહે છે એક બાજુ સ્વદેશભક્તિની ધગશવાળા આઝાદી ઇચ્છતા સર્વ કોમના હિંદીઓ હતા, જેઓ સ્વદેશપ્રેમની વેદી પર નિર્ભયરીતે બલિદાન આપી રહ્યા હતા, બીજી તરફ સર્વ પ્રકારની રાજકીય લડતથી અળગા રહેવાનો નિશ્ચય કરી બેઠેલા મુસલમાનો હતા, જેઓ દેશની બીજી બધી કોમોથી અલગ પડી જઈ સરકારના હાથમાં રમી જઈ વફાદારીના સૂત્રો પોકારતા હતા પોતાના સહધર્મીઓને આવો ખેદજનક ભાગ ભજવતા જોઈ તેમણે [?] કોમના માનસમાં પરિવર્તન કરવાનો દૃઢ સંકલ્પ કર્યો

પોતાનો આ હેતુ પાર પાડવા માટે તેમણે 'અલ હિલાલ (બીજનો ચંદ્ર) નામનું સાપ્તાહિક કાઢ્યું તે વખતે તેમની ઉમર કેવળ ૨૪ વર્ષની હતી; જો કે એટલી ઉમરે પણ મુસ્લિમ જગતે તેમને મૌલાના (આપણા આગેવાન) તરીકે તો સ્વીકાર્યા જ હતા ઈ ૧૯૧૨ની ૧લી જૂને જ્યારે 'અલ હિલાલ'નો પ્રથમ અંક પ્રગટ થયો ત્યારે મુસ્લિમ સમાજમાં એક અજબ આંચકો લાગી ગયો, અને 'આપણી વિચારસરણીના પાયામાં જ કંઈ દોષ નથી ને?' એમ સમસ્ત મુસ્લિમ જગતને તેણે ગંભીરપણે વિચાર કરતું કરી મૂક્યું મુસલમાનોની રાજદ્વારી પીછેહઠ અને સંકુચિત કોમવાદ સામે મૌલાનાએ શરૂ કરેલી આ જેહાદને લોકો તરફથી સારો એવો જવાબ મળ્યો છ મહિનામાં જ 'અલ હિલાલ'ની નકલ સંખ્યા ૧૧,૦૦૦ પર પહોંચી જેનું વાર્ષિક લવાજમ રૂ. ૧૨ હતું અને જેના મોટા ભાગના વાચકો મુસ્લિમ હતા તે પત્રનો આ ફેલાવો નાનોસૂનો ન ગણાય માત્ર રાજદ્વારી બાબતમાં જ નહિ, પણ સામાજિક અને ધાર્મિક બાબતોમાં પણ તેમણે ઘણા ક્રાંતિકારી વિચારો રજૂ કરવા માંડ્યા ઈ ૧૯૧૩માં અયોધ્યાના રમખાણો વખતે 'ગૌવધ કરવાનો અમને

(ફેબ્રુઆરી ૧૯૪૯)

હક છે એવો જે આગ્રહ તમે કરો છો તે સુલેહશાન્તિને પોષક નથી' એવો રજૂ કરેલો મત એટલો તો આગનવો હતો કે તેમના પરમ મિત્ર હકીમ અજમલખાન પણ તેમના પર ચિડાઈ પડેલા. 'અલ હિલાલ'ના લેખોના વિચાર એવા ઊંડા અને પ્રૌઢ હતા તથા તેની ઉર્દૂ ભાષા એવી શિષ્ટ, સંસ્કારી અને ચમકદાર હતી કે લોકોમાં તેના અભ્યાસ માટે ખાસ મંડળો રચાયાં. 'અલ હિલાલ'ની આવી વધતી જતી લોકપ્રિયતા બ્રિટિશ અમલ પ્રત્યે વફાદારી ધરાવતા તથા સાંકડા વિચારના જૂનવાણી મુસ્લિમ નેતાઓથી કેમ સહન થાય? તેમણે તેની સામે વિરોધ શરૂ કર્યો. કેટલાકે તો મૌલાના આઝાદને ખૂન કરવાની પણ ધમકી આપી. પણ મૌલાના તો નીડરપણે પોતાના વિચારો જણાવ્યે જતા હતા. ધીમેધીમે કેળવાયેલા વર્ગ પર એમનો પ્રભાવ એવો તો વધવા લાગ્યો કે અલીગઢ વિચારસરણીના આગેવાનોને પોતાની નીતિ બદલવાની ફરજ પડી. 'અલ હિલાલ'ને શરૂ થયે માંડ છ મહિના થયા હશે ત્યાં મુસ્લિમ લીગને પોતાનું ધ્યેય જે 'બ્રિટિશ સરકાર પ્રત્યે વફાદારી અને મુસલમાનોની હકપ્રાપ્તિ' હતું તેને બદલે 'હિંદને માટે અનુકૂળ સ્વરાજ્યપ્રાપ્તિ' એવું રાખવું પડયું. મૌલાનાની ક્રાંતિકારી કલમનો આ વિજય હતો.

પણ 'અલ હિલાલ' લાંબો સમય ચાલી શકયું હોય તો તે પહેલા મહાયુદ્ધના કાળમાં. યુદ્ધ-પરિસ્થિતિ તથા એકંદર રાજદ્વારી વાતાવરણ પર વિદારક પ્રકાશ નાખતા જે માહિતીથી ખીચોખીચ ભરેલા લેખ મૌલાના લખતા હતા તેને કારણે માત્ર હિંદમાં જ નહિ પણ પરદેશમાં ય તેનો પ્રભાવ પડવા લાગ્યો. જે કાળમાં ગાંધીજી અંગ્રેજી રાજ્ય સાથે સહકાર કરી, તે અમલ પ્રત્યે વફાદારી જાહેર કરી લોકોને તેમ કરવાનો ઉપદેશ આપતા હતા, તે કાળે મૌલાના સાહેબે સરકાર સામે વિરોધનો બળવો પોતાના પત્ર મારફત પોકારેલો. તે સમયે તો 'અલ હિલાલ'ની નકલસંખ્યાનો આંકડો ૨૫,૦૦૦ પર પહોંચેલો. આમ, ઉર્દૂ પત્રકારત્વમાં નવા યુગની શરૂઆત કરનાર 'અલ હિલાલે' ગાંધીજીના 'નવજીવન'ની જેમ વિશાળ જનસમુદાય પર અસર પહોંચાડવા માંડી. પરિણામની પરવા કર્યા સિવાય પોતાને લાગતી મિત્રરાજ્યોને વિષેની કડવી વાતો સ્પષ્ટ રીતે કહેવાની તેમની હિંમત જોઈ અલ્લાહાબાદનું સરકારપક્ષી પત્ર 'પાયોનિયર' તો એવું ભડકી ઊઠયું કે 'કલકત્તામાં જર્મનોનો પક્ષકાર' નામે એક અગ્રલેખ લખીને મૌલાના પર જર્મન પક્ષપાતીપણાનો આરોપ
(અનુસંધાન માટે જુઓ આગળ પાન ૪૦ના બીજા કૉલમને છેડે)

## ૩૦૦મા અંકમાં તમને શું ગમ્યું ?

જાન્યુઆરી અંકમાં જાહેર કરેલી એ ઇનામી હરીફાઈ બાબત અનેક વાચકો તરફથી માગણી આવી છે કે એ આખા અંકનું વાચન કરીને નિર્ણય બાંધવા માટે તેને સારુ લાંબી મુદત જોઈએ છે, તેથી એ મુદતમાં વધારો કરીને **૧લી માર્ચને બદલે ૧૫મી એપ્રિલ** રાખવામાં આવી છે, જેથી પરદેશના વાચકો પણ તેનો લાભ લઈ શકે

[illegible]

...જેવું થયું છે એમ જ્યારે શંકા આવી ત્યારે ...દોહા ન કરવાનું ઠરાવ્યું. બીચારાં ઘરડાં ...પતાલમાં લઈ જવાય એ કોઈને ગમ્યું નહિ. વાતની ગંધ આવી ગઈ ને કોઈએ સરકારમાં એક ચાર સ્વયંસેવકો લઈને એક ઍમ્બ્યુલન્સ ...રી કાયદા સામે કોઈનું ચાલ્યું નહિ ઝમકુ ...ને લઈ ગયા. કુટુંબના એ માણસો વારાફરતી સેવામાં હાજર રહેવા લાગ્યાં.

ઝમકુ કાકી માત્ર એક રમકડું જ હતાં. જ્યાં સુધી કાકી નીચે હતાં ત્યાં સુધી એ રમકડા વડે છૂટથી રમી શકાતું નહિ. પણ હવે જ્યારે કાકી સાંભળી ન શકે તેટલે ઊંચે રહેવા ગયાં ત્યારે તેની નાનીમોટી નબળાઈઓ અને વિચિત્રતાઓના ચાળા પાડવામાં ને તેની મજાક ઉડાવવામાં ક્યારેક ક્યારેક મોટેરાઓ પણ ભાગ લેતા. એ રીતે ઊંચું સ્થાન પ્રાપ્ત કર્યા પછી કાકીની ઉપયોગિતા ફરી સ્થાપિત થઈ.

ઝમકુ કાકીની નાનીમોટી સેવા કરવાને બહાને દિવસમાં ઓછામાં ઓછું એક વાર તો દરેક જણ ત્રીજે માળે તેમની મુલાકાત લઈ આવતું. અને નીચે આવીને પોતે કેવું ફારસ કર્યું તેની વાત બે ચાર વાર કરતું. ઝમકુ કાકીને પણ ત્રીજે માળે આવ્યા પછી વધારે શાંતિ મળવા લાગી. છોકરાંઓના બૂમ બરાડા સાંભળવા નહિ, એકાન્તનું એકાન્ત, ને છતાં આખો દિવસ કોઈ ને કોઈ ઉપર આવી જાય.

એક ખૂણામાં કાકીનો ખાટલો રહેતો. તેના પર માદળું સદા બિછાવેલું રહેતું. બીજે ખૂણે ઝમકુ કાકીના દેવોનો નાનો ગોખલો ને તેની સામે એક નાનકડી ગાદી હતી. કાં તો ઝમકુ કાકી માદળામાં બેઠાં કે સૂતાં હોય અને કાં ઠાકોરજી સામે ગાદી પર બેસી પૂજા કરતાં હોય.

**શ**હેરમાં કૉલેરા ફાટી નીકળ્યો. કેસો વધવા લાગ્યા એટલે સરકારે સખત પગલાં લીધાં. કૉલેરા થયો હોય તેને તુરત જ ખસેડીને એકાદિયા દવાખાને શહેરથી દૂર રાખવાં, એ પગલું જેને કૉલેરા થાય તેને તો સખત લાગતું.

કૉલેરાને દવાખાને ગએલું કોઈ પાછું આવ્યું નથી એમ સૌ કહેતા. કાકી ઘરડાંખખ, તેથી રોગ સામે કેટલીક ટક્કર ઝીલી શકે? એટલે કાકી દવાખાનેથી પાછાં આવશે એવી આશા કોઈને સ્વપ્ને પણ નહોતી.

પરંતુ ત્રીજે દિ ખબર આવ્યા કે કાકીને ચોવીસ કલાકથી એકદમ આરામ છે ને સાંજે તેમને પાછાં ઘેર મૂકી જશે એમ ડાક્તરે કહ્યું છે. અને ખરેખર સાંજે ઍમ્બ્યુલન્સ ઝમકુ કાકીને પાછી મૂકી ગઈ.

કાકીને ત્રીજે માળ લઈ જઈને પથારી પર બેસાર્યાં. કાકીએ સામેના ખૂણામાં નજર કરીઃ 'હાય હાય ! મારા દેવ ? મારા દેવ ક્યાં ગયા ?' કાકીએ બેબાકળા થઈને પૂછ્યું.

'દેવોને તો પોટૅશિયમ પરમૅન્ગેનેટના પાણીમાં બોળી રાખ્યા છે. ડાક્તરનો હુકમ હતો. દગામાં સાફ કરીને ગોઠવી દઈશું.' કોઈએ જવાબ દીધો.

કાકીએ માદળાની ચાદર ઊંચી કરીને વધારે બેબાકળા અવાજે પૂછ્યું: 'અને મારું માદળું ક્યાં ? આ મારું માદળું નહિ !'

'માદળામાં તો કૉલેરાના જંતુ હોય, તેથી ડાક્તરના હુકમથી અમે બાળી નાખ્યું. આ માદળું એથી સરસ છે.'

'હેં એં...એં...એં...!' ઝમકુ કાકીનો એ છેલ્લો જ ઉદ્ગાર હતો. ગંગાજળ અને તુલસીપત્ર માટે દોડાદોડ થઈ પડી !

બાળી દીધેલા માદળામાં કૉલેરાનાં જંતુ ઉપરાંત તેમાં સીવી લીધેલી હજાર રૂપિયાની નોટો પણ હતી.

શામજી લ. આલમિયા.

# હીરા

આપણા રોજિંદા જીવનમાં વ્યાપી રહેલાં વૈજ્ઞાનિક તત્ત્વોનો પરિચય આપતી લેખમાળા

[૨૧]

## માનવ-મનને મોહ પમાડતા લોખંડ ને કોલસાના ટુકડા

લેખક - ડૉ. નરસિંહ મૂ. શાહ એમ. એસસી, પીએચ. ડી.

મનુષ્યનો હીરા પ્રત્યેનો મોહ અતિ પ્રાચીન છે. આ મોહ મનુષ્યજાતને કઈ રીતે લાગુ પડ્યો એ એક કોયડો છે.

ખરતા તારા (meteors)ની રચના તપાસતા માલૂમ પડે છે કે તેમાં અન્ય તત્ત્વોની સાથે લોહ પણ હોય છે. તેની ઉષ્ણતા અતિ શય હોય છે, પણ જ્યારે તે ખરે છે ત્યારે ઠંડો પડતો નથી, અટલે જમીન પર આવતા તે લોહના ટુકડા રૂપે મળી આવે છે. મુખ્યત્વે લોહવાળા ઝીણાઝીણા ખરતા તારા આકાશમાંથી જમીન પર સતત પડ્યા જ કરે છે. હીરાની મૂળ ઉત્પત્તિ પરત્વે કેટલાકનું માનવું એવું છે કે હીરો ખરતા તારાની વૃષ્ટિમાં પૃથ્વી પર આવે છે. હકીકતમાં, હીરો માનવીને મળેલી દૈવી બક્ષિસ છે.

હીરાની ખાણોમાં જ્વાળામુખીય પાઈપો (volanic pipes) તરીકે ઓળખાતા અમુક ખાડા હોય છે. આ ખાડા મોટા ખરતા તારાઓના પૃથ્વીની સપાટી સાથેના અફળાટથી ઉત્પન્ન થયા હોવાનું અનુમાન કરવામાં આવે છે. તારો જેટલો મોટો તેટલું વધારે મોટું એ છિદ્ર, અને તેમાં એ તારો તેની મૂળ અવસ્થામાં (ખંડિત થયા વિના) જમીનમાં ઊતરી જાય છે. નાના તારા જમીન પર પડતા ભૂકો થઈ જાય છે એટલે તેમાંના હીરા જમીનની સપાટી પર બારીક રૂપે વિખેરાઈ જાય છે. આ અનુમાન જોકે વિચિત્ર લાગે છે છતાં પુરાવો બોલે છે કે તારામાંથી હીરા ઉત્પન્ન થવાનું અનુમાન સાચું છે.

અમેરિકામાં આરીઝોના પાસે પાંચેક માઈલના વિસ્તારમાં એક ખુલ્લું પહોળું સપાટ ચોગાન આવેલું છે. ખરતા તારામાંથી બનેલા લોહના લગભગ એકમે હજાર ગઠ્ઠા ત્યાં પથરાએલા પડ્યા છે. તેના વજન એક ઔંસથી અરધા ટન સુધી છે. ભૂસ્તરીય કાળમાં કોઈ પ્રસંગે આ મેદાન ઉપર ખરતા તારાની વૃષ્ટિ થઈ હોવી જોઈએ. ગોટીકે આ ગઠ્ઠા ખરતા તારાઓના ટુકડાઓ છે.

આ મેદાનની મધ્યમાં એક મોટો ખાડો છે. તેનો વ્યાસ પોણા માઈલ જેટલો અને ઊંડાઈ ૬૦૦ ફૂટ આશરે છે! તેનો આકાર જ્વાળામુખી પહાડના જેવો છે. કોઈ વજનદાર લોહનો ટુકડો જમીન પર અફળાઈને પડે અને તે સપાટી નીચે સમાઈ જતા જેવો ખાડો પડે એવી તરેહનો એ છે. આ લોહના ટુકડાને તપાસતા માલૂમ પડ્યું કે લોહ કરતા યે કઠણ કોઈ વસ્તુ તેમાં રહેલી છે, અને પૂરી તપાસ પછી માલૂમ પડ્યું કે તેમાં નાની કોણી ગોળ કિનારવાળા પાર દર્શક કાળા લીસા હીરા આવેલા છે!

આ વિસ્મયકારક શોધ સાચી પુરવાર થઈ છે. ઉપરાંત, કાર્બન સિલિસાઈડ નામના પદાર્થના લીલા ષટ્કોણી સ્ફટિકો પણ તેમાંથી મળી આવ્યા છે. આ પુરવાર કરે છે કે આ લોહ કોઈ સમયે અતિશય ઉષ્ણતાએ હોવું જોઈએ. વખત જતા ઉષ્ણતા ઓછી થતી ગઈ. વાતાવરણની અસરને લીધે લોઢું તો કાટ ખાય છે, પણ અંદર રહેલા હીરા પર કોઈ અસર થતી નથી. એટલે તેના પર લાંબા સમય સુધી જમીનની સપાટી પર બીજી કોઈ અસર નહિ થવાથી તે પોતાની સ્થિતિમાં પડ્યા રહે છે અથવા તો આસપાસ પથરાઈ જાય છે.

આરીઝોનામાં ખરેલા તારા ને તેમાંથી મળી આવેલા હીરા એ સામાન્ય બનાવ નથી. એ તો કુદરતની લીલા હતી. પણ એ સુવિદિત છે કે આપણી પૃથ્વીના પડોની રચનામાં અને તારા સમૂહોની રચનામાં કાંઈ તફાવત નથી. સ્પેક્ટ્રોસ્કોપ વડે પૃથક્કરણ કરતા માલૂમ પડે છે કે તારા અને પૃથ્વીના પડના તત્ત્વો સરખા છે.

લોહને સખ્ત ઉષ્ણતા ને પુષ્કળ દબાણમાં રાખવાથી (જે સ્થિતિ પૃથ્વીની સપાટી નીચે ઊંડાણમાં વર્તે છે) કોલસો—કાર્બન તેમાં ઓગળી જાય છે અને તે હીરા રૂપે પરિવર્તન પામે છે. અખતરાઓથી પુરવાર થયું છે કે રસાયનશાસ્ત્રે આ રીતે તૈયાર કરેલા હીરાની અને ખાણમાંથી ખોદી કાઢેલા હીરાની ઉત્પત્તિ સરખા પ્રકારની છે.

એ સ્પષ્ટ છે કે જ્યાંથી હીરા જડે છે તે જ જગ્યાએ તે પેદા થયેલ નથી. જમીનમાં પુષ્કળ ઊંડાણમાં અગાધ દબાણથી તેની ઉત્પત્તિ થઈ હોવી જોઈએ. ત્યાંથી સપાટી પર આવતા કે ખાણમાંથી ખોદી કાઢતા કેટલાક હીરા ફાટે છે એ પણ આવા દબાણનું જ અસ્તિત્વ સૂચવે છે. મોટે ભાગે હીરા અખંડ પાસાદાર સ્ફટિક રૂપે નહિ પણ સ્ફટિક તૂટતાં થએલા ટુકડા રૂપે મળી આવે છે. અમુક દાખલાઓમાં આ ટુકડાઓ ભેગા કરીને મેળવવાથી આખો સ્ફટિક બને છે.

હીરાની સૌથી વિખ્યાત ખાણો દક્ષિણ આફ્રિકામાં કિમ્બર્લીમાં છે, જ્યાંના હીરા દુનિયાભરમાં જાય છે. સાડા ત્રણ માઈલના વિસ્તારમાં ત્યાં પાંચ ખાણો આવેલી છે. હિંદમાં ગોવળકોંડા ને પન્નાની હીરાની ખાણો જાણીતી છે, પણ આજે તેમની અગત્ય ઘટી ગઈ છે. આજે તો દુનિયાના ૯૬ ટકા હીરા આફ્રિકા પૂરા પાડે છે.

આ ખાણોનાં મુખ અનિયમિત ગોળ કે લંબગોળ હોય છે ને એ સીધી ઊંડી જાય છે. ઊંડાઈ પુષ્કળ હોય છે. જેમ ઊંડાઈ વધતી જાય છે તેમ તેનું વર્તુલ સાંકડું થતું જાય છે. અને એ 'જ્વાળામુખીના ગળા' (volcanic necks)માં હીરા દટાયેલા માલૂમ પડે છે.

૧૯૦૩માં કિમ્બર્લીની ખાણોમાં ૨૬૦૦ ફૂટની ઊંડાઈ સુધી ખોદાણ થયું હતું. નીચે બધે ધૂળ, કાદવ ને કચરો હોય છે ને કાળા શાહી જેવા, અર્ધનગ્ન, પરસેવા નીતરતા મજૂરો કોશ, કોદાળી ને હથોડા લઈને ત્યાં સખ્ત કામ કરી રહ્યા હોય છે.

હીરા જેમ મોટા તેમ તેનું મૂલ્ય વધારે અને મોટા હીરા બહુ અસામાન્ય પણ નથી. પણ એક ઔંસ (૧૪૧.૫ કૅરૅટ)ના હીરા તો કિમ્બર્લીમાં અનેકવાર મળી આવે છે. ૧.૩૭ પૌંડ વજનનો (૩૦૨૫ કૅરૅટ) 'કુલિનન' નામે દુનિયાનો મોટામાં મોટો હીરો પણ અહીંથી જ મળ્યો હતો. અને આ તો આખા સ્ફટિકનો એક જ ભાગ છે, બીજો ભાગ હજી મળી આવ્યો નથી. આ હીરો ૧૯૦૫માં મળી આવ્યો હતો. પાસા પડ્યા પહેલા તેનું વજન દોઢ શેર ઉપર હતું અને બરફના ગોળા જેવો લાગતો હતો (જુઓ સામેના પાને ચિત્રો).

દુનિયાના મોટા સફેદ હીરાઓમાં 'પિટ' અને 'કોહીનૂર' (કોહે નૂર=પ્રકાશનો પર્વત) સુપ્રસિદ્ધ છે. પિટ જડ્યો ત્યારે એનું વજન ૪૧૦ કૅરૅટ હતું, ને પાસા પડતા આખરે તે ૧૩૬.૨૫ કૅરૅટનો છે. કોહિનૂર મૂળ ૧૮૬ કૅરૅટનો હતો, પણ પાસા પાડ્યા બાદ ૧૦૬ કૅરૅટનો રહ્યો. તે ગોવળકોંડાની પેદાશ છે. રંગીન હીરામાં હોય

લેખક • અમૃતલાલ વ. પડ્યા ★
ઇન્સ્ટીટ્યૂટ ઑવ આર્કીઑલૉજી  વલ્લભ વિદ્યાનગર  આણંદ

# ગુજરાતનું સર્જન

હિંદના આજના નકશામાં ગુજરાતનો જેવો ઘાટ છે તેવું તેનું અસ્તિત્વ જ ન હતુ હિંદનો ઘાટ જુદો હતો ને સૌરાષ્ટ્રને સ્થળે તો દરિયો હતો પૃથ્વીના દોઢ અબજ વર્ષના આયુષ્યમાં ગુજરાતની એ સર્જનક્રિયા કેવી રીતે થઈ અને ગુજરાતનું કલેવર કેવી રીતે તથા શાનું શાનુ ઘડાયુ તે ભૂ રચનાની અત્યંત રસમય ક્રિયાની મહત્ત્વની હકીકતો સરળરીતે સમજાવતી ઉપયોગી લેખમાળા

આપણા દ્વીપકલ્પીય પ્રદેશને હવે સાગરજળના આક્રમણનો ભય રહ્યો નહોતો હિમાલયને પણ શરમાવે તેવો અરાવલ્લી દ્વીપકલ્પીય હિંદને ત્રાસો કાપતો ને ગુજરાતની કાયાને આવરતો ગૉંડવાના ખડ પર દૂર દૂર સુધી પથરાએલો નજરે પડતો હતો. ગુજરાતને આગણે એના એક ખૂણામા સાતપુડાની પર્વતમાળ અરાવલ્લીના બાળકની જેમ શોભી રહી હતી પૂર્વી ઘાટની પર્વતમાળા પણ જરા આગે આઘે નજરે પડતી હતી ઉપરથી ધોધમાર વરસાદ પડતો હતો ને તેના પરિણામે નદીઓ વહી ચાલી હતી અને પછી આપણા આ પ્રદેશ ગૉંડવાનાલૅન્ડને આગણે પણ જીવનનો જન્મ થયો હશે, વનસ્પતિઓ ઊગી નીકળી હશે પણ અફસોસ, એ જમાનાના બનાવોની જે આજે સાક્ષી પૂરત તેવા બધા ભૂસ્તરીય પ્રમાણો વરસાદથી ધોવાઇ ધોવાઈને નદીઓમા ગયા ને નદીઓએ તેમને સાગરના ગર્ભમા નાખી દીધા આપણે એટલુ જ કહી શકીએ છીએ કે લાખો વર્ષ સુધી પાણી ને મોસમની અસરથી અરાવલ્લી વગેરે આપણા પર્વતો અને આપણા ગૉંડવાનાલૅન્ડની કાયા ઘસાયા કરી, જેને પરિણામે પર્વતોની ઊંચાઇ અને બીજા પરિમાણો ઘટતા રહ્યા

પરતુ લાખો વર્ષના જમાનાના આ યુગોનો ઇતિહાસ આપણી ઉત્તરે આવેલા ટેથીસ સાગરને તળિયે તેના પટોમા ખડકો અને ફૉસિલોની ભાષામા લખાતો રહ્યો એ આજે હિમાલયના પડોમા વાચવા મળે છે પણ ગુજરાત સાથે એ ઇતિહાસને સબધ ન હોવાથી આપણે તેની નોધ લેતી નથી

હવે વીસેક કરોડ વર્ષ પહેલાના જમાનામા આપણે આવીને ઊભા થઈએ છીએ એક આશ્ચર્યકારક દૃશ્ય નજરે પડે છે ચારે બાજુ બરફ જ બરફ દેખાય છે આજના હિમાલયની જેમ ગિરિરાજ અરાવલ્લી બરફથી છવાઇ ગયો છે ઉત્તરના દરિયામાથી સૉલ્ટ રેંજ ઉપસી આવેલી છે તે પણ બરફથી ઢંકાએલી છે આ બરફ કાઇ આપણા જ પ્રદેશને આવર્યો નહોતો આખા ગૉંડવાનાલૅન્ડ પર આ એક જ દૃશ્ય નજરે પડતુ હતુ જાણે કે ઉત્તર ધ્રુવનો પ્રદેશ ન હોય ! આ હિમયુગના અસ્તિત્વના ચિહ્નો ગુજરાતને આગણે અરાવલ્લીમા મળાણી ખડક રૂપે મળી આવે છે, સૉલ્ટ રેંજમા ય છે, ઑસ્ટ્રેલિયામા એ મોજૂદ છે, દક્ષિણ આફ્રિકામાં યે એનો તોટો નથી, અને દક્ષિણ અમેરિકા એમનાથી બકાત નથી એટલે જ જર્મન ભૂસ્તરશાસ્ત્રી વૅગ્નર કહે છે કે હિમયુગ વખતે આ બધા પ્રદેશો પરસ્પર સધાયલા રહ્યા હોવા જોઈએ, ને દક્ષિણ ધ્રુવ એટલેકે હાલ જ્યા ઍન્ટાર્કટિક ભૂખડ આવેલો છે ત્યા એ પ્રસરેલા રહ્યા હશે

પણ રખે લેખતા કે જેમા માનવજાત જન્મી, ઉછરી ને મોટી તે હિમયુગ આ જ હતો એ હિમયુગને તો હજી કરોડો વર્ષની વાર હતી એ તો આજથી માત્ર દસેક લાખ વર્ષ પહેલા શરૂ થએલો આ બને હિમયુગો જુદાજુદા નામથી ઓળખાય છે પહેલો પર્મિયન હિમયુગ (Permian Ice Age) અને બીજો માનવજાતની હયાતીવાળો પ્લીસ્ટોસીન હિમયુગ (Pliestocene Ice Age) કહેવાય છે

ગૉંડવાનાલૅન્ડ આમ જ્યારે ધ્રુવપ્રદેશના જેવો બની રહેલો તે વખતે હિંદની ઉત્તરે આવેલા સાગરમા જુદા જ પ્રકારના બનાવો બનવા લાગ્યા સાગરને તળિયે રુદ્રના તાડવ મડાયા તળિયામા ચીરાડા પડ્યા ને તેમાથી અગ્નિ ભભૂકવા લાગ્યો ! એ જ્વાળામુખી માથી કાદવનો પ્રલયકર વરસાદ પડવા લાગ્યો ને તેથી આ સાગરના કેટલાક ભાગો પુરાયા આ પુરાણથી ગૉંડવાનાલૅન્ડ અને અગારાલૅન્ડ એકબીજા સાથે થોડાક વિસ્તારમા સધાયા આ બનાવ કાશ્મીરના પ્રદેશમા બનેલો છે જ્વાળામુખીઓએ ઓકેલા આ કાદવ (લાવા રસ)થી જે ખડકો રચાયા તેનાથી કાશ્મીરના પીરપંજાલ પર્વતની કાયા ઘડાઈ છે તેથી આ ખડક પજાલ ટ્રૅપ (Panjal trap) કહેવાય છે

જમાનો જતા દૃશ્ય પલટાવા લાગ્યુ ગૉંડવાના લૅન્ડ પર પથરાયલી હિમનદીઓ ઓગળવા માડી ગુજરાતને આગણે અરાવલ્લી પરના બરફની સફેદ ચાદર ઊતરી ગઈ બરફ ઓગળતા બધે પાણી પાણી થઇ રહ્યુ ને તેના મોટામોટા સરોવરો ભરાયાં હવે જગલો ઊગી નીકળ્યા ખૂબ ગીચ જગલો ! અને તેની એવી તો પરપરા લાગી કે એક જગલ સુકાતુ ને તેના અવશેષો પર બીજુ ઊગી નીકળતુ ને વરસાદ તથા નદીઓ એ જગલોના અવશેષોને સરોવરોમા 'જળ સમાધિ' આપી દેતા હિંદના મધ્ય અને પૂર્વ ભાગમા સરોવર ખૂબ મોટા ને ઊંડા હતા ને તેમા જગલોના અવશેષો ખડકોને જના હતા આ જમાનાની દુનિયાનુ દૃશ્ય આ નીચે આપ્યુ છે



જગલો પડીપડીને પૃથ્વીતળમા દબાતાં જઈ ભળાતરે તેના કોલસાના થર કેમ બન્યા તે દર્શાવતુ દૃશ્ય

કચ્છના 'દરિયાઈ' ખડકના પડોમાંથી મળી આવેલા 'જ્યુરાસિક યુગ'ની વનસ્પતિના કેટલાક 'ફૉસિલ'ના ચિત્રો નીચે આપ્યા છે



ગોંડવાના યુગમાં બંધાએલા ખડકોના થરો નીચે પ્રમાણે છે

જમીનના પડો

ગોંડવાના પડો (ઉપલા) ઉમીઆ, જબલપુર, રાજમહાલ કોટા
ગોંડવાના પડો (વચલા) માલેરી–પારસોરા, મહાદેવ (પચમઢી),
ગોંડવાના પડો (નીચલા) દામુદા, ટાલ્ચીર [પાચેટ

દરિયાઈ પડો

કચ્છના પડો ઉમીઆ, કાતરોલ, છારી, પચ્છમ

આ ગોંડવાના મહાયુગનો અંત એટલે ગોંડવાના લૅન્ડનો અંત નહિ પણ તેના પર થતી ખાસ પ્રકારની વનસ્પતિના અસ્તિત્વના યુગનો અંત. ગોંડવાના લૅન્ડ તો હજુ એવો ને એવો હતો.

આ ક્રીટેશિયસ યુગમાં દરિયાઈ આક્રમણથી પૂર્વ હિંદમાં ગોદાવરી ખીણ અને પશ્ચિમ હિંદમાં નર્મદાપ્રદેશ, રજપુતાનામાં હાલ જ્યાં થરનું રણ પ્રસરેલું છે તે વિસ્તાર ને ગુજરાતમાં સાબરકાંઠા, આટલા પ્રદેશો દરિયામાં ગરકાવ થયા. ક્રિટેશિયસ યુગમાં એ દરિયાઈ આક્રમણથી સમુદ્ર તળિએ ગરક થએલો ગુજરાતનો પ્રદેશનો નકશો બાજુએ આપ્યો છે




નર્મદાની ખીણ આ પ્રમાણે દસેક કરોડ વર્ષ પૂર્વે અસ્તિત્વમાં આવે છે. ગોદાવરી ખીણ પણ તેટલી જ જૂની ખરી. આ સિવાય હિંદની બીજી બધી નદીઓ તો મુકાબલે નઈ કાલની ગણાય. ગંગા સિંધુ ને બ્રહ્મપુત્રાને તો અસ્તિત્વમાં આવ્યાને માત્ર દોઢેક કરોડ વર્ષો જ થયા છે

આ પ્રમાણે ગુજરાતને આંગણે નર્મદાનું મુખ આવેલું હતું અને તે ખૂબ મોટા વિસ્તારપર પ્રસરેલું હતું. પાવાગઢ, સંખેડા છોટાઉદેપુર ને રાજપીપળાના કેટલાક ભાગ પર એના પાણી ભરાયા હતાં. સાબરકાંઠામાં કદાચ એક સરોવર હતું. આ પાણીની અંદર ગુજરાતને આંગણે જે ખડકો રચાયા તેમણે ગુજરાતના પ્રાચીન સ્થાપત્ય અને તેના વિકાસમાં મોટામાં મોટો ભાગ ભજવ્યો છે. હવેના હપતામાં એ જોઈશું (ચાલુ)

## આંકડા ગત વર્ષોનો તાળો મેળવે છે

| યુદ્ધના ધુરંધરોના નામ | ચર્ચિલ | હિટલર | રૂઝવેલ્ટ | મુસોલિની | સ્ટેલીન | ટોજો |
| --- | --- | --- | --- | --- | --- | --- |
| જન્મનું વર્ષ | ૧૮૭૪ | ૧૮૮૯ | ૧૮૮૨ | ૧૮૮૩ | ૧૮૭૯ | ૧૮૮૪ |
| ૭-૯-૪૪ના રોજ તેમનું વય | ૭૦ | ૫૫ | ૬૨ | ૬૧ | ૬૫ | ૬૦ |
| સત્તામાં આવ્યાનું વર્ષ | ૧૯૪૦ | ૧૯૩૩ | ૧૯૩૩ | ૧૯૨૨ | ૧૯૨૪ | ૧૯૪૧ |
| ૭-૯-૪૪ના રોજ સુધી સત્તા કેટલા વર્ષ ટકી | ૪ | ૧૧ | ૧૧ | ૨૨ | ૨૦ | ૩ |
| સરવાળો | ૩૮૮૮ | ૩૮૮૮ | ૩૮૮૮ | ૩૮૮૮ | ૩૮૮૮ | ૩૮૮૮ |

હવે, આ રકમને બેએ ભાગીએ તે વર્ષમાં લડાઈનો અંત આવ્યો. ૧૯૪૪ એ ૧૯૪૪ને બે વડે ભાગીએ તો ૯૭૨ આવે; અને ૯૭૨ એટલે, ૯મો મહિનો, ૭મી તારીખ અને બે વાગ્યે, (જે વખતે લડાઈનો અંત જાહેર થયો!)
('મૅગેઝીન ડાઇજેસ્ટ' ઑક્ટોબર '૪૮)

સંકલન નટવરલાલ કારપેન્ટર

બલા જેવી આ પ્રથાને બદલે કોઈ યોગ્ય નવી પદ્ધતિ ન શોધાય ત્યાં લગી તો, આજે જીવન-સાફલ્ય આધાર રૂપ લેખાતી એ પદ્ધતિમાં વિજય મેળવવાની રીત જાણી લેવી જરૂરી છે.

# પરીક્ષા . . . અને ભણવાની કળ

વાચવું કેવી રીતે ? . . . ક્યારે વાંચવું ? . . . વાંચતા થાક કેમ લાગે છે ? . . . સ્મરણશક્તિ કેમ કેમ કેળવવી . . . કવિતા કેમ યાદ રાખવી ? . . . પુનર્વાંચન કેમ કરવું . . . પ્રશ્નપત્રો કેમ લખવા ? . . . મૌખિક પરીક્ષા વખતે કેમ વર્તવું ? . . . વગેરે સમજાવતો આ લેખ પરીક્ષાઓ નજીક આવે છે ત્યારે ઉપયોગી જણાશે.

લેખક

—ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી—

કેળવણીના માપા તરીકે સ્વીકારાએલી પરીક્ષાની કપરી કસોટીમાંથી દરેકને વિદ્યાર્થીજીવનમા પસાર થવું પડે છે. આ સદીનું લાક્ષણિક ચિહ્ન થઈ પડેલી આ પરીક્ષાની શરૂઆત કંઈ આજકાલની નથી, પણ જૂના યુગની છે. માનવની જંગલી અવસ્થામાં શક્તિની સ્પર્ધામાં થોડા ઘાએ શિકાર પાડનાર માણસ ચાલાક ને વિજયી ગણાતો હશે. મહાભારતમાં ઉલ્લેખ છે કે દ્રોણ ગુરુએ પોતાના વિદ્યાર્થીઓની ધનુર્વિદ્યાની પરીક્ષા ઝાડની ડાળીમાં પક્ષી સંતાડી કરી હતી અને તેમાં ફક્ત અર્જુન જ ફતેહમંદ નીવડ્યો હતો.

મૂળમાં તો વિદ્યાર્થીનાં અધ્યયન, નિરીક્ષણ અને કૌશલ્યનું માપ કાઢવા પરીક્ષા યોજાઈ હશે પણ હાલની પરીક્ષાની પદ્ધતિથી વિદ્યાર્થીની શક્તિનું સાચું માપ નીકળતું નથી પરીક્ષાની આજની એ પદ્ધતિમાં વિદ્યાર્થીની વિશિષ્ટતા તરફ કશું ધ્યાન અપાતું નથી.

પરીક્ષાના આજના તંત્રથી વિદ્યાર્થી, જ્ઞાનની ઇચ્છા ત્યજીને માત્ર માર્ક મેળવવાનું ધ્યેય રાખી બેસે છે આથી તેને ખરી માનસિક કેળવણી મળતી નથી. પરીક્ષાના દિવસોમા વિદ્યાર્થી કેટલીક હકીકતો ગોખણપટ્ટી કરી મગજની સપાટી ઉપર તરતી રાખે છે, પણ પરીક્ષા પછી તે સદાને માટે ભુલાઈ જાય છે. પ્રોફેસર આઈન્સ્ટાઇન કહે છે કે 'આજની પરીક્ષાઓમાં વિચારશક્તિ કેળવાતી નથી, પણ સ્મરણશક્તિ જ કેળવાય છે સ્મરણશક્તિ અને બુદ્ધિને ગાઢ સંબંધ છે એ ખરું. પણ સ્મરણશક્તિ એ જ બુદ્ધિ નથી'

પરીક્ષામાં સહેલાઈથી વિજયી થવા વિદ્યાર્થીને પરીક્ષા પૂરતા જ અભ્યાસક્રમના વર્તુલમાં જકડાઈ રહેવું પડે છે; જ્ઞાનની કુંજોમાં વિહરવાનું અને બીજી પ્રવૃત્તિઓમા જોડાવાનું તેને માટે નિષિદ્ધ બને છે. વળી, પરીક્ષાની હૈયાહોળીમા રાતભરજાગરણ દવાના ડોઝ અને ચાના ઉકાળા પીને ઊછીની શક્તિ આણી, માનસિક ઘાણીએ જોડાઈ અથાગ માનસિક તથા શારીરિક પરિશ્રમ પણ ઉઠાવવો પડે છે.

આમ, પરીક્ષા એ બૂરી બલા છે એ વાત તો ખરી; પણ જ્યાં સુધી કેળવણીની પદ્ધતિમાં ફેર ન થાય. અને વિદ્યાર્થીના બુદ્ધિ-માપન માટે કોઈ નવી પદ્ધતિ નક્કી ન થાય, કે ડૉ. જૅક્સનની આગાહી મુજબ યંત્રદ્વારા પરીક્ષાઓ ન થાય, ત્યા સુધી શિથિલ સંકલ્પવાળા વિદ્યાર્થીઓને અભ્યાસરત કરવા પરીક્ષાની જરૂર તો રહેવાની. એટલે જ્યાંસુધી પરીક્ષાના પ્રમાણપત્ર પર જ જીવનસાફલ્યનો આધાર છે, ત્યાં સુધી પરીક્ષામાં વિજય સરળતાથી મળે તે જાણવું જરૂરી છે.

પરીક્ષામાં સફળતા મેળવવા માટે વિદ્યાર્થીએ ભણવાની કળા સિદ્ધ કરવી જોઈએ એ કળાના મુખ્ય મુદ્દા જોઈએ: પહેલું તો ભાષા વિચારનું વાહન ભાષા છે, એટલે સૌપ્રથમ તો વિદ્યાર્થીને અભ્યાસની ભાષા સારીરીતે આવડતી હોવી જોઈએ અશુદ્ધ જોડણી, વ્યાકરણની ભૂલો ને કઢંગી વાક્યરચના અક્ષમ્ય ને દોષપાત્ર લેખાય શબ્દોના યોગ્ય વપરાશની ખૂબી પણ શીખવી જોઈએ અને વિચારોને સ્પષ્ટ રીતે સમજાવવા માટે લખવાની છટા પણ કેળવવી જોઈએ. આ ઉપરાંત અતિ મહત્ત્વની બાબત સુવાચ્ય લેખનની છે. લખાણની સુઘડતા ને મોતીના દાણા જેવા અક્ષરનો આદર્શ સૌ કોઈએ પોતાનો કરી લેવો જોઈ

બીજો મુદ્દો વાચન: વાચન વિષે તો ઘણું કહી શકાય. વિષ[...] જાણવા, તેને સમજવા અને યોગ્યરીતે યાદ રાખવા વાચવું જરૂરી પણ વાંચવાનીયે કળા છે, ને તે બહુ થોડાએ કેળવી હોય છે [...] પણ વિષય વાચવાની શરૂઆત કરતાં પહેલા તે વિષય પરત્વે આપ[...] શું અને કેટલું જાણીએ છીએ, તેનો થોડી મિનિટ સુધી મનમાં વિચ[ાર] કરવો. વાચતી વખતે નોંધ લેતા જવું કે મહત્ત્વની જગ્યાએ નિ[શા]નીઓ કરી લેવી એ ખોટું નથી; પણ ઠેરઠેર એવી લીટીઓ દોરવાનો કશો અર્થ નથી. ખરીરીતે તો કોઈ બાબતમાં અનુસંધાન કે પૂર્તિ રૂપે લખાણ હોય ત્યાં લીટીઓ દોરી હાંસિયામાં તેની નો[ંધ] કરવી. વાંચતી વખતે જે નોંધો લીધી હોય તે નોંધોમાં પણ વિષયનાં બીજાં પુસ્તકો વાચીને ઉમેરો કરવો જોઈએ અને [...] માહિતીથી સમૃદ્ધ કરવી જોઈએ. આવી નોંધ પુનર્વાંચન અને પરી[ક્ષા] વખતે અમૂલ્ય સાધન થઈ પડે છે.

વાચન દરમ્યાન થોડીથોડી વારે થોભીને, જે વંચાઈ ગયું હોય યાદ કરી જવાની ટેવ પાડવી. વળી બીજા દિવસે તે વિષય આગ[ળ] વાચતાં પહેલા પાછલુ વાચેલું અને તેની નોંધ પ્રથમ વાચી જ[વી].

પાઠ્યપુસ્તક ઉપરાંત તે વિષયનાં બીજાં પુસ્તકો વાચવાં અતિ અગત્યનું છે. બીજાં પુસ્તકો વાંચવાથી માહિતી, વસ્તુની રજૂ[આ]ત અને સમજૂતી વગેરે દ્વારા આપણો વિષય બહુ સરળ બ[ની] જાય છે. પ્રથમ તો, અભ્યાસના વિષયનું સ્વરૂપ જાણી લેવા એકવ[ાર] પાઠ્યપુસ્તકો પહેલેથી છેલ્લે સુધી આંખ નીચે કાઢી જવાં અ[ને] તેને લગતા બીજાં પુસ્તકો હોય તો તે પણ જોઈ જવાં. આ પ[છી] પાઠ્યપુસ્તકોનું નિયમબદ્ધ અધ્યયન શરૂ કરવું. એ અભ્યાસ દરમ્યા[ન] તેને લગતી માર્ગદર્શિકાઓ કે નોટ્સ અને માસિકો વાચવાં હિતાવ[હ] છે. આથી વિષય સમજવો સહેલો થાય છે અને અગત્યની બાબતે ઉપર ધ્યાન કેન્દ્રિત થાય છે.

વાંચવા માટે ખાસ વખત કયો સારો તેની સલાહ આપવી યોગ્ય નથી જેનું ધ્યેય સતત વિદ્યાભ્યાસનું છે તેને તો બધો સમય અનુકૂળ હોય છે. પણ એમ કહી શકાય કે જ્યારે પ્રેરણા જાગે ત્યારે વાંચવું. વાંચવાનો વખત થયો છે માટે આપણામાં મજબૂરીથી [...] વાંચવું [...] તેના કરતાં અભ્યાસ કરવાની તીવ્ર ઈચ્છા ઉદ્ભવે ત્યારે [...] બેસવું તે ઉત્તમ છે. અને આવે સમયે વાંચવાથી વિષય [...] સમજાય છે અને ઝટ યાદ પણ રહી જાય છે. [...]

(ક્રમશઃ [...])

માટે વાચનનો અનુકૂળ કોઈ સમય નિયત કર્યો હોય તો સારું.

વિદ્યાર્થીઓનો મોટો સમૂહ ‘યા નિશા સર્વભૂતાનાં તસ્યાં જાગર્તિ સંયમી’ની પેઠે રાતના દસથી તે બે-ત્રણ વાગ્યા સુધીનો સમય અભ્યાસ માટે સર કરતો હોય છે. આ સમય અભ્યાસને અનુકૂળ ન લેખી શકાય. ઈરાસમસ કહે છે કે ‘રાતના વાચવાથી મગજ બહેર મારી જાય છે અને હૃદય ઉપર અસર થાય છે.’ અને મધરાત પછી વાચવાનું ચાલુ રાખવું એ તો પોતાની જાતની ઉતરપીંડી જેવું છે કેમકે રાતના સુનકારમાં આપણા વિચારોનું વહન ઝડપથી થાય છે; પણ એમાં આપણે ‘વંચતા’ વધારે હોઈએ છીએ, પણ ‘જાણતા’ નથી હોતા, વાંચેલું ગ્રહણ કરી શકતા નથી હોતા. રાતના ઉજાગરો વેઠી સવારમાં જાગ્રત થતાં ભારે મગજ તથા શિથિલ અને અસ્વસ્થ મનની બોજ પામેલો વિદ્યાર્થી આપ્તજનોને કે મિત્રોને ચીડિયાં કરતો કે મોઢું ચડાવી વિચારતો માલૂમ પડે છે.

અધ્યયન માટે તો, એક નેહમળથી પ્રાતઃકાળનો સમય ઉત્તમ લેખાતો આવ્યો છે. વહેલી પરોઢના એક કલાકનું વાચન એટલું તો લાભદાયક નીવડે છે કે દિવસના બેત્રણ કલાકનું વાચન તેની તોલે ન આવી શકે. સાંજના જમ્યા બાદ અને ઊંઘતા પહેલાં થોડું હળવું વાચન શ્રેયસ્કર લેખાય. આખા દિવસના પરિશ્રમથી થાકેલા જ્ઞાનતંતુઓને તો ગાઢ નિદ્રા દ્વારા આરામ મળવો ઉચિત છે. પાંચ વાગ્યે જાગ્રત થતાં મન પ્રફુલ્લ અને મગજ શાંત તથા સ્વસ્થ હોય છે. આ સમયે વાચવાથી ધ્યાનમગ્નતા જળવાય છે અને વાંચેલું યાદ રહી જાય છે. વળી આપણું વાચન ક્રમબદ્ધ અને નિયમાનુસાર જ હોવું જોઈએ. રોજ થોડુંઘણું તો વંચાવું જ જોઈએ; અને વળી દરરોજ દરેકે દરેક વિષયના થોડાં પાનાં વાંચવાની ચીવટ રાખવી જોઈએ.

વાચન, ચર્ચા, વિવાદ, આ બધાં અભ્યાસનાં ઉપયોગી અંગો છે; પણ વિષયને સમજવા, સરળ કરવા અને યાદ કરવા માટે તો લખવાની ટેવ પાડવી બહુ જરૂરી છે. એથી તે વિષય પરત્વે આપણા વિચારો સ્પષ્ટ થાય છે, વિષય આપણી આગળ સરળ બની રહે છે અને યાદદાસ્ત પણ વધે છે.

વાંચેલું યાદ રહે તે માટે મનની એકાગ્રતા ઉપરાંત વાચનમાં રસ પણ પ્રકટવો જોઈએ. અને વાચનમાં રસ ઉપજાવવા જે કંઈ કરવું ઘટે તે કરી છૂટવું જોઈએ. શરત, હરીફાઈ વગેરે પણ અજમાવવા જેવાં છે. કોઈવાર સુંદર નવલકથાનું વાચન પણ મગજને પ્રફુલ્લિત કરી, અભ્યાસ પ્રત્યે રસ ઉપજાવે છે. શાંત વાતાવરણ, સ્વચ્છ ને સુઘડ ખંડ, અભ્યાસને અનુકૂળ ઉલ્લાસ અને સ્વસ્થ મન, આ સર્વ અભ્યાસમાં રસ ઉપજાવનારાં સાધનો છે. વળી, બેઠાંબેઠાં વાંચવું જ ઉત્તમ છે, પથારીમાં પડ્યાંપડ્યાં વાંચવું નુકસાનકારક છે. વળી મનમાં અને ઝડપથી વાચવાની ટેવ પણ કેળવવી જોઈએ.

વાચવામાં એક ચેતવણી ભૂલવા જેવી નથી. મિનિટોની મિનિટો પર્યંત સતત વાચ્યા કરવું ન જોઈએ. આમ કરવાથી વાંચેલું વિચારવાનો સમય મળતો નથી, અને પછી લખતી વેળા વિચારો મેળવવા મુશ્કેલ પડે છે. વાચતી વખતે ૪૫-૬૦ મિનિટના અંતરે, થોડો વખત શાન્ત પડી રહેવાનો સમય કાઢવો. આમ પડી રહેવાથી આપણું અજાગ્રત મન આપણે વાંચ્યું હોય તેના સંસ્કારો સંઘરી લે છે. કોઈ પણ જ્ઞાનપ્રાપ્તિ માટે અજાગ્રત મનના સંસ્કારો અગત્યનો ભાગ ભજવે છે. મગજની કામગીરી પછીની આવી આરામની વેળામાં અજાગ્રત મન કાર્ય કરે છે. આ સમયે તે વિચારને છૂટો કરી તેનું પૃથક્કરણ કરે છે અને તેના તથ્યાંશોનું ઘટક સંધ...

...ધ્યાનમાં રાખશો કે કોઈ પ્રશ્નનો ઉકેલ રાત ...



હોય પણ ઊંઘી ઊઠ્યા પછી સવારમાં તેનો ઉકેલ જડી આવે. એનું રહસ્ય પણ એ જ છે.

મગજની કાર્યદક્ષતા માટે સંપૂર્ણ તંદુરસ્તીની જરૂર પહેલી છે (જોકે એ બાબત જાણવા જેવી છે કે સાધારણ તાવથી શરીર વધારે તપેલું હોય ત્યારે કઠણ વિષય પણ સમજવામાં સરળ થઈ પડે છે! માંદગીની તીવ્ર વેદના વખતે બાયરન, શીલી, કીટ્સ, સ્ટીવન્સન જેવા કવિઓએ બુદ્ધિમત્તાની ઉચ્ચતા દર્શાવનારાં કાવ્યો લખ્યાં છે.) શારીરિક શ્રમ અને માદક વસ્તુઓ મગજની કાર્યશક્તિ ઓછી કરે છે, પણ સાધારણ કસરત મગજને પ્રફુલ્લિત કરે છે.

વાંચતી વખતે ‘થાક’ લાગે તો તે શારીરિક થાક નથી, પણ ‘કંટાળો’ છે. માનસશાસ્ત્રીઓ કહે છે કે મગજ કદી ‘થાકતું’ નથી. એ તેના દેખીતા ‘થાક’ પાછળ કોઈ સંવેદન કે ચિંતા કામ કરી રહ્યાં હોય છે. જો પોતાના કામમાં ખરો રસ હોય છે તો તંદુરસ્ત માણસ કલાકો તો શું પણ દિવસો સુધી કાર્યમાં જરા પણ શ્રાંતિ આવ્યા વિના માનસિક શ્રમ ઉપાડી શકે છે. વાંચતી વેળા જો આવી ‘અરુચિ’ ઉત્પન્ન થાય તો તેવે વખતે મનને દબાવી, બરાબર કાબૂમાં રાખી પાંચદસ મિનિટ વાંચવામાં ખેંચી કાઢવામાં આવે, તો થોડા વધારે કલાકો વાચવામાં ગાળી શકાય છે.

પણ અભ્યાસનો મૂળ પાયો તો ‘યાદ રાખવા’માં રહેલો છે. એ સ્મરણશક્તિનું રહસ્ય હજુ અણઉકેલાયેલું રહ્યું છે. સ્મરણશક્તિનાં ત્રણ અંગો છે: એક તો વાચનની છાપ કે અસર. આ છાપ વિષય ઉપર અપાયેલા ધ્યાન પર અવલંબે છે. વિષયમાં ધ્યાનમગ્ન બન્યા વિના તેને યાદ રાખવો મુશ્કેલ છે. કોઈ પણ બાબતને મગજના કેન્દ્રોમાં પકડવા માટે એકાગ્રતાની ખાસ જરૂર છે.

સ્મરણશક્તિનું બીજું મહત્ત્વનું અંગ તે ગ્રહણ કરેલી છાપને કાયમ રાખવી તે છે. આ કાયમ રાખવાની શક્તિ માણસે માણસે જુદીજુદી હોય છે. વિલિયમ જેમ્સ લખે છે કે ‘કેટલાક માણસોના મનમાં પૂર્વાપર સંબંધ વિનાની વસ્તુઓ ભુંસાઈ જાય છે, ત્યારે કેટલાકમાં તેનું સ્મરણ એવું તો ‘સજગ’ હોય છે કે જરા જેટલી સંવેદના પામતાં તે પ્રકટી ઊઠે છે. જે વ્યક્તિઓ નામ, સરનામાં, બનાવો, સાલવારી, ગપ્પાં, કાવ્યો, કહેવતો ને એવી ઘણીઘણી બાબતો વગર મહેનતે યાદ રાખી શકે છે, તેમની યાદદાસ્ત મોટે ભાગે અવ્યવસ્થિત અને અપ્રમાણ હોય છે. આથી યાદદાસ્તીનું કાયમીપણું રહે તે માટે યાદ રાખવા જેવી બાબતો પસંદ કરી લેવી જોઈએ. એટલે જ યાદ રાખવાના જેટલો જ ઉમદા ગુણ વિસ્મૃતિનો પણ છે. એટલે શું યાદ રાખવું અને શું ભૂલી જવું તે નક્કી કરવું જોઈએ.

યાદદાસ્તને તાજી કરવી તે સ્મરણશક્તિનું ત્રીજું અંગ છે. આ માટે વારંવાર બાબતોના પુનરાવર્તન સમજના સંસ્કાર મદદકર્તા નીવડે છે. તે સારુ કેટલીક સંજ્ઞાઓ, પ્રિતાક્ષરો વગેરે ઉપયોગી નીવડે છે.

યાદદાસ્તીની શક્તિ વિષે ઘણા પ્રયોગો થયા છે. તેથી જાણવા મળ્યું છે કે શીખેલી કે વાંચેલી હકીકતોમાંથી ૫૦ ટકા તો એક કલાકમાં ભુલાઈ જાય છે. બાકીનીમાંથી ૧૬ ટકા દિવસના અંત સુધીમાં અને પછી બીજા ૧૪ ટકા મહીના સુધીમાં સ્મરણપટ પરથી વિલીન થઈ જાય છે. આ ઉપરથી સાબિત થાય છે કે ‘થોડા દિવસ અગાઉ વાંચેલા કરતાં થોડા કલાક પહેલાં વાંચેલું આપણને બહુ ફાયદાકારક નથી નીવડતું. એટલે પરીક્ષાના છેલ્લા કલાક સુધી વાંચવાચ કરવાથી વધારે લાભ થાય તેમ નથી.’

માનસશાસ્ત્રીઓનું કહેવું છે કે આપણામાંનો દરેકદરેક જણ ... પણ ન આવે એવા યાદશક્તિના પ્રયોગો કરી શકે

તેમ છે સામાન્ય કોટિનો વિદ્યાર્થી પ્રસંગો, લખાણો, મહત્ત્વના નામો અને આંકડા યાદ રાખી શકતો' નથી હોતો કારણ કે ખરી રીતે તે યાદ રાખવા તેણે મુદ્દલે પ્રયાસ જ કર્યો નથી હોતો વળી તેની વાંચવાની પદ્ધતિ પણ ખામીભરેલી હોય છે

વિષયને મગજના સ્મૃતિપટ પર અંકિત કરવા માટે બે સાધનોની ઉપયોગિતા છે એક તો મગજ રૂપી કૅમેરા, ને બીજું એ કૅમેરાના લેન્સ રૂપે કામ કરતી બે આંખો મગજનું સ્મૃતિકેન્દ્ર ફિલ્મનું કાર્ય કરતું હોય છે ફોટો પાડતી વખતે જેમ શરીર સ્થિર રાખી કૅમેરાની ચાંપ દબાવવી અતિ મહત્ત્વની છે, તેમ વાંચતી વખતે પણ આંખ અને મગજને કાર્યરત રાખવા જરૂરના છે

ધીમેધીમે વાંચવાની સાથેસમજીને વાંચવું જોઈએ વળી પાછલા ફકરાના વિચારો પકડી રાખી આગળ વાંચતા રહેવું જોઈએ ને વિષય પૂરો થયા બાદ તેમાં શું કહેવામાં આવ્યું છે તે મગજમાં પકડી રાખવું જોઈએ આવું અભ્યાસયુક્ત વાચન જલદી યાદ રહી જાય છે

માનસશાસ્ત્રીઓએ પ્રયોગો બાદ સિદ્ધાંત તારવ્યો છે કે યાદ રાખવાનો વિષય સૂતા અગાઉ વાંચી જવો સૂતા અગાઉ બે કલાક પહેલા વાંચ્યું હોય તો તે પણ નકામું છે વાંચીને તરત સૂઈ જવામાં આવે તો વાંચેલું મગજમાં ઠસી જાય છે

કવિતા ગોખવાની હોય તો તેની કડીઓ ટુકડાબંધ ના ગોખો તેને પહેલેથી છેવટ સુધી વાંચી જવી આવી રીતે જેટલી વાર વંચાય તેટલી વાર વાંચી જવી, પણ 'ગોખવી' નહિ. એકી પલાંઠીએ કવિતા પંદર વાર વાંચવા કરતાં અઠવાડિયા સુધી સૂતા પહેલાં બે વખત તેને બોલી જવામાં આવે તો તે સહેલાઈથી યાદ રહી જાય છે

માનસશાસ્ત્રીઓએ પ્રયોગો કર્યા બાદ યાદશક્તિ કેળવવા માટે કેટલાક સિદ્ધાંતો તારવ્યા છે તે મુજબ કોઈ વિષય શીખવા માટે ખૂબ મહેનત ન કરો આમ કરવાથી મગજના કોષો ખૂબ ઉત્તેજિત થવાથી યાદ રહેવાની ક્રિયા મંદ પડી જાય છે વળી તમારી સ્મરણશક્તિ માટે માન ધરાવો 'મારું મગજ તો ચાળણી જેવું છે' એમ કહેનાર 'ચાળણી' જેવા એ મગજમાં વધારે કાણાં પાડતો હોય છે' યાદશક્તિ અમુક જણાનો જ હક્ક છે તે માન્યતા યે ખોટી છે

વૈજ્ઞાનિક રીતે પરીક્ષાના સમય પહેલાં અભ્યાસનું પુનર્વાચન કરી જવું જરૂરી છે આ વખતે પાઠ્ય પુસ્તકો વાંચવા કરતાં અગાઉ જે નોટસ' લીધી હોય તેનું વાચન કરી જવું પૂરતું છે કોઈ અસ્પષ્ટ બાબત કે શંકાના નિવારણ માટે પાઠ્ય પુસ્તકો જોવાં એ ઠીક છે પરીક્ષા અગાઉ દરેક વિષયનું ત્રણથી ચાર વાર પુનર્વાચન થઈ જવું જોઈએ પુનર્વાચન વખતે સાથીઓ જોડે ચર્ચા કે પ્રશ્નોત્તરી પણ લાભદાયક નીવડે છે, તેમજ અગાઉની પરીક્ષાઓના પ્રશ્નપત્રોના ઉકેલ પાછળ થોડા કલાક ગાળવા પણ લાભદાયી થઈ પડે

પરીક્ષાને છેલ્લે દિવસે અભ્યાસમગ્ન રહેવામાં કશો અર્થ નથી તે આપણે જોઈ ગયા કેટલાક તો પરીક્ષાના દિવસ પહેલાં આઠ દિવસ અગાઉથી વાંચવાનું બંધ કરવાની સલાહ આપે છે! પણ સામાન્ય વિદ્યાર્થીઓ માટે એ સલાહ ઉચિત ન લેખાય પણ તેમને માટે યે ચોવીસ કલાક અગાઉથી તો વાંચવાનું બંધ કરવું ઈષ્ટ છે પરીક્ષાના અઠવાડિયા અગાઉ રાતના દસ વાગ્યા પછી સૂઈ જ જવું અને અજાગ્રત મનને અધ્યયનની છાપને સંઘરવાની તક આપવી જોઈએ, એ કદી વિસરવા જેવું નથી

પરીક્ષામાં વિદ્યાર્થી કેટલું જાણે છે તેની કિંમત નથી આંકાતી પણ તે કેવી રીતે લખે છે તેનું મૂલ્યાંકન થાય છે

પ્રશ્નપત્ર મળે કે તરત લખવા મંડી ન પડવું પ્રથમ તો પ્રશ્નપત્રને એકવાર ધીરજથી વાંચી જવો તે પછી ફરીવાર વાંચી જવામાં યે થોડો વધારે વખત વિતાવવો પડે તો વાંધો નહિ, પણ પ્રશ્નોને બરાબર સમજી લેવા જોઈએ પ્રશ્નને પૂરા સમજ્યા વિના ગમે તેટલું ભારે ખમ લખ્યું હોય તો યે અર્થહીન જ નીવડવાનું પ્રશ્નોના ઉત્તરો સંપૂર્ણ લખવા જોઈએ પણ જેમ બને તેમ ટૂંકામાં પતાવવા જોઈએ લંબાણપૂર્વક લખવાના વધી માર્ક નથી મળતા, પણ અર્થપૂર્ણ વિગતોના માર્ક મળે છે વળી બધા જ પ્રશ્નોના ઉત્તરો આપવા પ્રયત્ન કરવો જોઈએ પ્રશ્નનો થોડોક ઉત્તર આપ્યો હોય તો તેના થોડા ગુણ પણ મળવાના જ, અને આ રીતે મેળવેલા થોડા ગુણ પણ માર્કની કુલ સંખ્યામાં વધારો કરવાના જ

મૌખિક પરીક્ષામાં મોં ઉપર ઉત્સાહ અને મનમાં વિશ્વાસ રાખવા જરૂરનાં છે કદાચ પ્રશ્નના ઉત્તર જાણતા હોઈએ તો પણ થોડી પળ વિચારશીલ દશામાં ગાળવાથી પરીક્ષક ઉપર સારી અસર થાય છે પરીક્ષકની ધૂન પ્રમાણે જવાબ આપવામાં પણ ઘણો લાભ થાય છે

જોકે પરીક્ષામાં અકસ્માતને ઘણો અવકાશ છે માર્ક આપવામાં કોઈ પ્રમાણભૂત ધોરણ ન હોવાથી કે પ્રશ્નોના ઉત્તર આપવામાં આદર્શ ઉત્તર કયો તેનું ધોરણ નહિ હોવાથી પરીક્ષકો માર્ક આપવામાં ઘણા અચોક્કસ હોય છે એક જ ઉત્તરના એક વખતે થોડા માર્ક આપવામાં આવ્યા હોય તો વળી થોડા દિવસ બાદ તેના જ વધારે માર્ક મળે એવું બનવું બહુ સંભવિત છે સર ફિલિપ હરટોગ અને ઈ સી હોડકે ઇ સ ૧૯૩૫માં 'પરીક્ષાની પરીક્ષા' નામના રીપોર્ટમાં, વિદ્યાર્થીઓના એકના એક ઉત્તરપત્ર ઉપર અનુભવી પરીક્ષકોને હાથે અપાએલા માર્કોના ભારે તફાવતનું પૃથક્કરણ કરી માર્ક આપવાની પદ્ધતિની પોકળતા તેમાં વિદ્યાર્થીઓને સમાયેલા ગંભીર અન્યાય અને અકસ્માતના અવકાશનું રહસ્યપૂર્ણ નિરૂપણ રજૂ કર્યું છે માટે કદાચ પરીક્ષામાં નિષ્ફળતા મળે તો કદી નાસીપાસ ન થવું કે પોતાની બુદ્ધિ માટે ઓછો આંક ન માંડવો, યા પોતાની શક્તિ માટે લાઘવગ્રંથિવાળા થઈ નીચા વિચારોથી પીડાવું નહિ, પણ સદા પ્રયત્નશીલ રહેવું, અભ્યાસની રીત બદલવી અને પુન વિશ્વાસ તથા શ્રદ્ધા સાથે નસીબ અજમાવવા કટિબદ્ધ થવું

અંતમાં એક અતિ અગત્યની બાબત ઉપર ધ્યાન દોરવું જરૂરી છે અભ્યાસ દરમ્યાન વિદ્યાર્થીએ પાઠ્ય પુસ્તકોના કિલ્લામાં જ ઘેરાઈ રહેવું ખોટું છે કદાચ પરીક્ષાના ત્રાસથી વિદ્યાર્થીઓ સાહિત્યવિમુખ રહેતા હોય, પણ જીવનની સર્વાંગી કેળવણી ખાતર આપણે જગતસાહિત્યની શિષ્ટ, સંસ્કારપ્રેરક અને પ્રેરણાદાયક સામગ્રી—કાવ્ય, ઇતિહાસ, કથાનકો અને મુખ્યત્વે જીવનકથાને ન્યાય આપી કથા વગેરે સામગ્રીનો રસાસ્વાદ માણવો જોઈએ. આથી નૈસર્ગિક બુદ્ધિનો વિકાસ થાય છે અને જ્ઞાન વિશદ થાય છે, ભાષા ઉપર કાબૂ આવે છે અને લખાણમાં સચોટતા આવે છે પરીક્ષાની ફૂટપટ્ટી ઉપર જ માપી રહેલા પણ સાહિત્ય પરત્વે પરાઙ્મુખતા કેળવેલા તેજસ્વી વિદ્યાર્થીની જીવનકારકિર્દી નિસ્તેજ ને નિષ્ફળ નીવડે છે આપણે આ જગતના વાસી તરીકે સમસ્ત જગતની સંસ્કૃતિના વારસ છીએ એમ સમજી અભ્યાસ દરમ્યાન સાહિત્યના સતત સંપર્કમાં રહેવું ઈષ્ટ છે

તમે વાઘનું ચિત્ર ચીતરો છો ત્યારે તેની ચામડી ચીતરો છો, એનું હાડપિંજર નહિ
તમારી પરિચિત વ્યક્તિનો તમે ચહેરો જ જાણો છો, તેનું હૃદય નહિ

# પ્રાચીન નાટ્યશાસ્ત્ર

# અંગ-ભંગ

**તથા તેની અનુરંગી નૃત્યાદિ કળાઓનો પરિચય આપતી લેખમાળા——લેખક——હપતો-૩૦**

**યોગેન્દ્ર પ્રિયદર્શી**

નૃત્યમાં થતા અંગમરોડને 'અંગ ભંગ' કહે છે આપણે જોઈ ગયા તે વિવિધ કરણો સ્થાનકો વગેરે શરીર રચનાઓ (Postures) તથા નૃત્યમાં થતા વિવિધ ચલનો આ અંગ ભંગ ઉપર રચાય છે નૃત્યની સુંદરતાનો આધાર અંગ ભંગોની સુંદરતા પર રહેલો હોવાથી નૃત્યમાં અંગ ભંગનુ ખૂબ મહત્વ છે

પગના ચલનો આવડવાથી જ નૃત્ય આવડી ગયાનુ ઘણી વખત માની લેવામાં આવે છે, પરંતુ નૃત્ય એ સમસ્ત શરીરની કલા હોવાથી પગ સિવાયના બીજા અંગો પણ તેની સાથે જ સંકળાએલા છે આથી તેમાં પગની સાથે બીજા અંગોના ચલનોની અપેક્ષા પણ રહે જ છે

અન્ય કળાઓની જેમ નૃત્ય પણ સૌંદર્યનો આવિષ્કાર હોવાથી લાવણ્ય એ તેનુ મુખ્ય અંગ છે નૃત્યના ચલનોમાંથી જ્યારે રૂપ કે લાવણ્ય ઝરે છે ત્યારે જ તે રસાસ્વાદ કરાવી શકે છે અને કળાની કિંમત રસાસ્વાદ કરાવી શકવાની તેની શક્તિ ઉપરથી જ અંકાતી હોવાથી રસાસ્વાદમાં જ તેની ખરી સિદ્ધિ સમાએલી છે આ સિદ્ધિનો આધાર અંગ ભંગ ઉપર રહેલો છે, કારણકે જેમાંથી એ સિદ્ધિ ઉદ્ભવે છે તે રસાનુભવ તથા લાવણ્યનુ ખરૂ મૂળ અંગ ભંગમાં જ રહેલુ છે છે આમ અંગ ભંગથી લાવણ્ય, લાવણ્યથી રસાનુભવ, ને રસાનુભવથી સિદ્ધિ ઉદ્ભવે છે સંસ્કૃતમાં 'સુંદરતા' માટે 'ભંગી' શબ્દ યોજાય છે તે આ 'ભંગ' પરથી જ યોજાયો હશે એમ લાગે છે, કારણકે નૃત્યની જેમ શિલ્પમાં પણ મોહકતા લાવવા માટે આ ભંગો યોજાય છે આમ, રમણીયતાનો વાહક થએલો આ ભંગ ધીમે ધીમે સુંદરતાના પર્યાય શબ્દ તરીકે વપરાતો થયો હોય તો નવાઈ નહિ

નાટ્યશાસ્ત્રમાં અંગ ભંગોનો ઉલ્લેખ કરેલો નથી, પણ 'માનસાર'માં તેનુ અલ્પ વિવરણ કરેલુ છે તે આ પ્રમાણે ચાર પ્રકારના જણાવેલા છે (૧) અ ભંગ (૨) સમ ભંગ (૩) ત્રિ-ભંગ અને (૪) અતિ ભંગ તેની સમજ આ પ્રમાણે છે

**અ ભંગ**–સૌષ્ઠવપૂર્ણ સરળ–સમાન–સ્વાભાવિક ભંગ કશા મરોડ વગર સૌષ્ઠવપૂર્ણરીતે સીધા ઊભા રહેવુ તેને અ ભંગ કહે છે પ્રાચીન શિલ્પમાં વિષ્ણુની મૂર્તિઓમાં આ ભંગ યોજાએલો જોવામાં આવે છે (જુઓ નીચે ચિત્ર) કેટલાક સહજ ભંગને અ ભંગ ગણે છે

**સમ-ભંગ**–સૌંદર્યપૂર્ણ સુપ્રમાણ સહજભંગ સર્વ અંગના સપ્રમાણ તથા વધુ કે ઓછા નહિ તેવા સમાન ભંગને સમ ભંગ કહે છે

**ત્રિ-ભંગ**–મુખ, શરીર તથા પગ, એ ત્રણે અંગોના ત્રણ મરોડ વાળા ભંગને ત્રિ ભંગ કહે છે તે સ્ત્રી સહજ હોવાથી ઘણીખરી પ્રાચીન



પ્રાચીન શિલ્પમૂર્તિઓમાં 'અંગ ભંગ'ના ઉદાહરણ ડાબી બાજુથી (૧) અ ભંગ, (૨) સહજ ભંગ (૩) ત્રિ ભંગ

# પચ્ચીસ વર્ષ પહેલાં






## અંક • ૨ માઘ ૧૯૮૦ (ફેબ્રુ. ૧૯૨૪)

પહેલા જ અંકથી જૂના લોકકથા કાવ્યો આપવાની શરૂઆત જેસલ તોરલની કથાથી કરેલી, તે રીતે આ અંકમાંના, વઢવાણના 'માધાવાવ' માટે આપભોગ આપનાર વીર યુગલના ભવ્ય કરુણ કાવ્યને ચિત્રાંકિત કરતા મુખચિત્રથી અંકનો ઉઘાડ થાય છે. 'ગિલ્લસ' પછી જીવનચરિત્ર, બે વિજ્ઞાનલેખો, એક નાની વાર્તા, ત્રણ કાવ્યો, એ મુખ્ય સામગ્રી છે. હાલના 'છેલ્લા પાના'ના બીજરૂપ 'લીલો મેવો' નામે ફકરાઓની અને 'આ માસ ઇતિહાસમાં' નામે વિભાગની બીજરૂપ શરૂઆત પણ આ જ અંકથી થઈ હતી.

'મોટા માણસો નાના હતા ત્યારે' એ નામથી એક ગ્રંથ સંપાદિત થઈ શકે એ ઇરાદાથી, 'કુમાર'ના પ્રારંભથી જ એક લેખમાળા શરૂ કરી ધારેલી. તેનો આરંભ આ અંકમાં રવીન્દ્રનાથની 'જીવનસ્મૃતિ'માંના કુમારકાળના સ્મરણો આલેખીને કર્યો હતો. તેમાં એ મુગ્ધ વયના નિર્દોષ સાહજિક જીવનના, રસમય હકીકતોભર્યાં જે કાવ્યમય ચિત્રણો છે તેની એક વાનગી તથા એમનો સ્કેચ



રવિબાબુ સોળમે વર્ષે

"મારા મોટા ભાઈના તંત્રીપણા નીચે 'ભારતી' નામે માસિક કાઢવાનો વિચાર જ્યોતિદાદાએ કર્યો. હું તે વેળા સોળ વર્ષનો જ હતો, પણ તંત્રી મંડળમાં સામેલ થઈ ગયો. મિથિલ ભાષામાં લખાયલી જૂની વૈષ્ણવ કવિતાઓ મને બહુ ગમતી હોવાથી એ ઢબના થોડા કાવ્યો લખવાનો મેં પ્રયત્ન કર્યો. અક્ષય બાબુ પાસેથી મેં સાંભળ્યું હતું કે અંગ્રેજ બાલ કવિ ચૅટર્ટન આ રીતે લખતો અને લોકો કાવ્યોને ખરેખરા જૂના માનીને છેતરાયા પણ હતા. મને પણ મારા અનુકરણકાવ્યો આવી કોઈ રીતે બહાર પાડવાનું સૂઝ્યું.

મારા એક મિત્રને મેં એક વાર કહ્યું કે ભાનુસિંહ નામે એક જૂના વૈષ્ણવ કવિના કેટલાક કાવ્યો આદિ બ્રહ્મસમાજના પુસ્તકાલયમાંથી મળી આવ્યા છે, તેમાંના કેટલાંક મેં ઉતારી લીધા છે એમ કહી મેં મારી અનુકરણમાં બનાવેલી થોડી કવિતાઓ વાંચી સંભળાવી. એ સાંભળીને એમના મન પર બહુ ઊંડી અસર થઈ. પણ પછી મેં મારી નોંધપોથી બતાવીને એમની ખાતરી કરી દીધી કે એ કાવ્યોનો કર્તા હું જ હતો! 'ભાનુસિંહ'માં ભાનુ એટલે રવિ.

પણ વધુ અજબ વાત તો એ થઈ કે ભાનુસિંહના એ કાવ્યો 'ભારતી'માં બહાર પડતા હતા ત્યારે ડૉ. નિશિકાન્ત ચટરજી જર્મનીમાં હતા. તેમણે યુરોપના ગીતકાવ્યોની આપણાં ટૂંકા કાવ્યો સાથે સરખામણી કરી એક પુસ્તક લખ્યું. તેમાં ભાનુસિંહની કવિતાને એવું સ્થાન દાખલાદલીલો સાથે આ સ્થાનમાં આપ્યું હતું કે હાલના કોઈ કવિથી તેને પહોંચી શકાય નહિ! એ પુસ્તકમાં રજૂ કરેલી નવી વિચારપદ્ધતિ માટે તેમને ડૉક્ટરની પદવી મળી!

'ભારતી'નું બીજું વર્ષ શરૂ થયું ત્યારે હું મારા ભાઈ જોડે અમદાવાદ ગયો. ત્યાં મારા ભાઈ જડજ નીમાયા હતા. અમદાવાદમાં જડજોને રહેવાનો બંગલો શાહીબાગમાં છે. તે અસલ બાદશાહોને રહેવાનું સ્થળ હતું. તેની વિશાળ અગાસીની ભીંતની તળેટીમાં સાબરમતીનું સાંકડું વહેણ રેતીના કિનારાની એક જ બાજુએ વહેતું. મારા ભાઈ રોજ કચેરીમાં જતા, એટલે ઘરમાં હું એકલો રહેતો. ત્યાં બપોરની શાંતિ કબૂતરના કૂજનથી ભંગ થતી. તે વિશાળ ઘરના ખાલી ઓરડાઓમાં કોઈ વિલક્ષણ પ્રકારનું કુતૂહલ મારા મનમાં રમ્યા કરતું. એક મોટા ઓરડામાં એક ગોખલો હતો. તેમાં અંગ્રેજ કવિ ટેનિસનના કાવ્યોની મોટા અક્ષરે છાપેલી સચિત્ર આવૃત્તિ હતી. વિશાળ શાહીબાગના જેવું તે પુસ્તક પણ મૂગું હતું, અને હું પણ વગરવાંચ્યે તેના ચિત્રો જોયા કરવામાં વખત ગાળતો. તે વાચન કબૂતરનું કૂજન હોય એવું જણાતું. તે બંગલાના મેડા ઉપર મારી એકાંત ઓરડી હતી, અને ત્યાં મારી સોબતીઓ માત્ર મધમાખો જ હતી. રાતના સતત અંધારામાં પણ હું ત્યાં જ સૂઈ રહેતો. વળી વિશાળ ચાંદનીમાં અગાશીમાં ફેરા મારવા એ પણ મારા મનનો એક વિચિત્ર ફાંકો હતો. એ પ્રમાણે ફેરા ફરતાં ફરતાં સાબરમતી તરફ જોઈને મારા કાવ્યો માટેના રાગ મેં પસંદ કર્યા હતા."

સામાજિક જાગૃતિના એ કાળમાં સામે નામ નીકળતાં સ્વયંસેવક-મંડળોનો ઉલ્લેખ કરીને સાચા સ્વયંસેવકનું એ અંકની મિત્રલસમાં જે નિદર્શન કર્યું છે તે આજ પણ એટલું જ ઉપયોગી છે: "સેવા જ કરવાની ઉત્કટ—તીવ્ર ઇચ્છા, એ સ્વયંસેવકનું મુખ્ય લક્ષણ. પણ સ્વયંસેવકે તો વધુ ગુણ કેળવવાની જરૂર છે: પથ્થરના જેવી દૃઢતા, અસીમ પુરુષાર્થ, ગમે તેવું ભારે કામ જોઈને પણ હિંમત નહિ હારવાની અડગતા, મૂગે મોઢે શાન્તિથી કામ ખેંચ્યે જવાનો ખંત અને કદી યે પાછો પગ ન કરવા જેટલી નીડરતા. પણ આ બધાથી યે ભારે અગત્યના ગુણ તે તો વિનય અને નમ્રતા. સેવા કરનારે ખોટી શરમ તો મૂકવી જ જોઈએ. સ્વયંસેવક એટલે હલકામાં હલકું કામ પણ કરી શકે તેવો મજૂર. કોઈની પણ ગરસાઈ કે હરીફાઈનો વિચાર સરખો સ્વયંસેવકના મનમાં ન આવે."

ઉચિત શોભનચિત્ર સાથે આગમનોન્મુખ મુકાએલું આ કાવ્ય:

આથમતો રવિ પૂછે: 'મારું કાર્ય હવે કરશે તે કોણ?'
સુણી જગત સૌ રહ્યું સ્તબ્ધ ત્યાં ચિત્ર સમાન બનીને મૌન.
મૃત્તિકા દીપ હતો ટમટમતો, કહે વિનયથી જોડી હાથ:
'તમે સિધાવો, કાર્ય બજાવીશ યથાશક્તિ હું દિનનાથ.'

(ફેબ્રુઆરી ૧૯૪૯) ૫૪

પણ સૌથી આગળ પડતો લેખ તો, જેના પરથી ગયે સાલના અંકથી 'કુમારે' તેનો 'માધુકરી' વિભાગ શરૂ કર્યો તે, મહારાષ્ટ્રની 'માધુકરી'ની પ્રથા વિષેનો હતો. એ ટૂંકાવીને આ નીચે ઉતાર્યો છે:

## માધુકરી

મહારાષ્ટ્રમાં એક અદ્ભુત સાર્વત્રિક સંસ્થા છે. ગરીબ વિદ્યાર્થીઓને ભણવાની સગવડ માટે એ પ્રથા ત્યાં જૂના કાળથી ચાલતી આવેલી છે. આ સુંદર પ્રથાનો લાભ ફક્ત બ્રાહ્મણ છોકરાઓ જ લઈ શકે છે એટલી તેમાં ખામી છે. પણ 'માધુકરી' એટલે શું?

એક ગામડાનો છોકરો દસ વરસનો થયો. એના મનમાં થયું કે ભણીએ તો જ આપણો ઉદ્ધાર થાય. શહેરમાં જઈ બેચાર ઘરમાં રહેવા માટે તપાસ કરી. મફત જગ્યા તો મળી નહિ. છોકરો સીધો ગયો મંદિરમાં, અને ત્યાં પોતાની પથારી પાથરી. બીજે દિવસે મળસ્કે નાહીધોઈ તિલક કરી નિશાળમાં શાસ્ત્રી પાસે ગયો..

ભણવાનું નક્કી કરીને દસ વાગ્યે છોકરો ગુરુજી પાસેથી આવ્યો. હાથપગ ધોઈ પીતાંબર પહેરીને હાથમાં ઝોળી પકડીને બહાર નીકળ્યો. બે હાથ ચોરસ લુગડાના બબ્બે છેડાની ગાંઠ વાળેલી અને વચ્ચે થાળી મૂકેલી ઝોળી એક હાથમાં અને બીજા હાથમાં અંદરથી કલાઈ કરેલો એક લોટો (આ લોટાને મહારાષ્ટ્રમાં તપેલી કહે છે.) આટલું સાહિત્ય લઈને પોળમાં એક બારણા આગળ ઊભા રહીને તેણે સ્પષ્ટ ને શુદ્ધ અવાજથી પુકાર કર્યો: 'ૐ ભવતિ ભિક્ષાં દેહિ'. તરત જ મોટું પીતાંબર પહેરેલી એક સ્ત્રી બહાર આવી અને પૂછ્યું, 'અરે છોકરા! તું કોઈક નવો લાગે છે. તું ક્યાંથી આવ્યો? અને કોને ત્યાં ભણે છે?' પ્રશ્નોમાં તિરસ્કાર બીલકુલ નહિ, અને સહાનુભૂતિ પણ નહિ. તે તો છોકરાએ મેળવવી જોઈએ. છોકરાએ ટૂંકામાં પણ નિખાલસ જવાબ આપ્યા, એટલે કાકુ અંદર ગઈ અને મૂઠીભર ભાત, રોટલાનો એક નાનો કટકો અને એકાદ કડછી ખાટી દાળ છોકરાને આપી. રોટલા ઉપર ઘીના એકબે ટીપાં તો હોય જ.

તમે કહેશો કે કેટલી કંજૂસાઈ! હા, કંજૂસાઈ તો ખરી; પણ આવા પાંચદસ છોકરા રોજ માધુકરી માટે તો આવે જ, અને ઘરની કાકુ બધાને થોડુંથોડું આપે. આટલું લીધું અને ગયો છોકરો બીજાને ત્યાં. ત્યાં પણ આવા જ સવાલ અને જવાબ. ત્યાંથી પણ એને એટલું જ મળ્યું. ખાટી દાળને બદલે અહીં શાક હતું. ત્રીજે ઘેર ગયો. ત્યાંની કાકુએ કહ્યું, 'હજી રસોઈ તૈયાર થઈ નથી. પણ જો જોઈતો હોય તો થોડો ગોળ આપું.' છોકરો પાંચ ઘર ફર્યો એટલે તેને બે ટંક પૂરતું ખાવાનું મળી ગયું. ઉતારે આવીને જે મળ્યું હતું એમાંથી કેટલાક રોટલાના કટકા, ગોળ અને શાક તેણે સાંજને માટે કેળના પાંદડા ઉપર જુદાં રાખી દીધાં. થાળીનું ખાઈ, થાળી ઊટકી, એ જ થાળીમાં સાંજનું ખાવાનું મૂકી ઝોળી ખીંટી પર ટાંગી દીધી. ફરી બપોરે ભણવા ગયો. ત્યાં કેટલાક છોકરાઓ સાથે દોસ્તી કરી.

મહારાષ્ટ્રમાં આવી માધુકરી માગી ખાવું અપમાનભરેલું મનાતું નથી. ગરીબાઈ એ કાંઈ પાપ નથી; આળસ પાપ છે. છોકરો કોઈ એક ઘર ઉપર આધાર રાખતો નથી, કેમકે તેથી એને પરતંત્ર થવું પડે અને ઘણો વખત પણ ગુમાવવો પડે. જમવાનો, ભણવાનો, નિશાળે જવાનો વખત ત્યાં ન સચવાય. માટે જ એ પાંચદસ ઘર ફરે. જાતજાતનું ખાવાનું એને મળે છે, બધા લોકો સાથે એને ઓળખાણ થાય છે, અને સૌથી વિશેષ તો એ કે જેટલાને ત્યાંથી એ ખાવાનું લઈ આવે છે તેટલાની એના પર દેખરેખ રહે છે. આ બધા લોકોની માયા મેળવવી કે મળેલી માધુકરી ગુમાવવી એ એના ચારિત્ર્ય ને ઉદ્યમ પર છે. છોકરો ખરાબ પડે તો એમાંથી કોઈ ને કોઈ તેની સારવાર કરે જ. પણ માધુકરી માગનારો છોકરો ખરો પડે જ એવો.

બીજે દિવસે રજા હતી. છોકરો નવા કરેલા મિત્રોને ત્યાં ગયો. ત્યાં તેને જોઈતી જૂની ચોપડીઓ મળી ગઈ. છોકરાનું ભણતર તો ચાલ્યું પણ એને વ્યાકરણ કંઈ ઠીક આવડ્યું નહિ. હવે શું કરવું? પેલો દેશપાંડેનો ગણપત હોશિયાર છે. એ રોજ અરધો કલાક આપશે તો બે મહિનામાં હું તૈયાર થઈ જઈશ. છોકરો ગયો ગણપતને ત્યાં, અને કહે, 'ગણપત, હું તારે ત્યાં રોજ દેવપૂજાને માટે ફૂલ અને તુલસી આણી આપીશ. મને તું વ્યાકરણ ભણાવીશ?' ગણપતે કહ્યું, 'ખુશીથી.'

બે મહીનામાં છોકરો વ્યાકરણમાં હોશિયાર થયો. એક દિવસે ગણપતના દાદાએ છોકરાને પૂછ્યું, 'તને દેવપૂજા આવડે છે?' તેણે કહ્યું, 'ના જી, હું તો ફક્ત સંધ્યા ને રામરક્ષા ભણેલો છું.' દાદાએ કહ્યું, 'ત્યારે અમારા ગણપતને પુરુષસૂક્ત ભણવું વગેરે રાગબદ્ધ સ્વરો આવડે છે એની પાસે તું પણ આ બધું ભણજે.' ડોસો મનમાં વિચારવા લાગ્યો: છોકરો હોશિયાર લાગે છે. બે મહીનામાં વ્યાકરણ શીખી ગયો. ગણપત સાથે વેદ ભણશે તો ગણપત પણ ખંતથી અભ્યાસ કરશે.

ધીમે ધીમે છોકરાનું શરીર, એનું ભણતર, એનું ચારિત્ર્ય અને કીર્તિ વધતાં ગયાં. એના ચારિત્ર્ય ને હોશિયારી જોઈ ગણપતના દાદાએ કહ્યું, 'તું મંદિરમાં રહે છે એના કરતાં અમારે ત્યાં આવીને રહે, જમ અને રોજ સવારસાંજ પૂજા કર.' છોકરો કહે 'તમારે ત્યાં જમવાનું બહુ મોડું થાય છે, માટે હું તો માધુકરી માગીને જ ખાઈશ. તમારે ત્યાં હું દેવપૂજા કરીશ, તેને બદલે તમે મને પહેરવાના કપડાં અને હાથખરચીના ચાર આના આપશો તો ઠીક થશે.'

ઘણાં વરસ આવી રીતે વીતી ગયાં. હવે છોકરો શહેરના એકબે છોકરાને ગણિત ભણાવે છે. તેમાંથી એને દસબાર રૂપિયા મળે છે. છતાં એણે માધુકરી તો છોડી જ નહિ. માધુકરી તો અન્નપૂર્ણા દેવી છે. છસાત વરસ પછી તે છોકરો ગણપત સાથે કૉલેજમાં ગયો. ત્યાંની રેસિડેન્સી (છાત્રાલય)માં સાત ક્લબ છે. ત્યાં પણ ગણપતની ઓળખાણને લીધે બધી ક્લબમાં એને 'વાર' મળ્યા. 'વાર' એટલે અઠવાડિયામાં એક એક ક્લબમાં એક એક દિવસ મફત જમવાની છૂટ. આ રીતે દરેક ક્લબમાં મહીનામાં તે ચાર દિવસ મફત જમે છે. તેથી તે કંઈ કોઈ ખાસ વ્યક્તિનો ઓશિયાળો નથી. વાદવિવાદની સભામાં તે આગળ પડતો ભાગ લે છે. પ્રતિસ્પર્ધીઓનો તે સખત વિરોધ કરે છે અને પોતાના મત વિષે અભિમાન ધરાવે છે. છોકરાઓને ભણાવીને મેળવેલા પૈસાથી એણે પ્રથમ સત્રની ફી આપી. સત્રાંત પરીક્ષામાં એનો નંબર ત્રીજો આવવાથી એને છાત્રવૃત્તિ (સ્કૉલરશિપ) મળી. ધીમે ધીમે તે પ્રખ્યાત વિદ્વાન બની ગયો. આજે એને સારો પગાર મળે છે. એને ત્યાં ત્રણ વિદ્યાર્થીઓ રહે છે અને દસ વિદ્યાર્થીઓને રોજ માધુકરી મળે છે.

મારા એક વિદ્યાગુરુ આ જ રીતે ભણેલા. ને ત્યાં જ અમારી હાઈસ્કૂલના હેડમાસ્તર થયા. એ તપેલીમાં તેમણે માધુકરીની ખાટી દાળ લેતા તેમાં રૂપિયા ભરીભરીને તેમણે દાન આપ્યાં! ઘરમાં તે બહુ જ કંજૂસાઈથી રહેતા એટલા માટે પડોશીઓ તેમની નિંદા કરતા. પણ જ્યારે તેઓ ગુજરી ગયા ત્યારે તેમણે પોતાની જિંદગીની કમાણી પોણો લાખ રૂપિયા શિક્ષણના કાર્યને માટે દેશને આપી દીધા! શ્રદ્ધાપૂર્વક હું તેમને પ્રણામ કરું છું.

કાકા કાલેલકર

# રાષ્ટ્રલિપિ ટાઈપરાઈટરોમાં

લેખક
કેશવરામ કાશીરામ શાસ્ત્રી



હિંદની સાર્વભૌમ લોકસભાએ 'હિંદુસ્તાની શીઘ્રલિપિ' અને 'સર્વસામાન્ય હિંદી ટાઈપ રાઈટર પદ્ધતિ' માટે એક ખાસ સમિતિ નીમી છે તેણે તદ્વિદો પાસે આ વિષયમાં અભિપ્રાય માગ્યા છે એમાં મેં 'ટાઈપ રાઈટર પદ્ધતિ' વિશે સૂચનાઓ મોકલી છે દસબાર વર્ષ ઉપર મેં એ વિશે ચર્ચા કરેલી પરંતુ કમનસીબી પરદેશી ધૂંસરી નીચે આવા વિષયોને મહત્ત્વનુ સ્થાન મળ્યુ નહોતુ આજે દેશની સાર્વભૌમ લોકસભાએ જ એ પ્રશ્ન ઉપાડી લીધો છે એ ગૌરવની વાત છે

મુદ્રાક્ષરશાસ્ત્ર (છાપવાના બીબાના શાસ્ત્ર—typography)ની દૃષ્ટિએ જોતા આપણી ભાષાની લિપિઓમાં છાપકામ માટે લગભગ ૬૦૦ જેટલા બીબાની જરૂર પડે છે! કેમકે મુદ્રણસૌંદર્ય લાવવાની દૃષ્ટિથી મેરાઈને આ દિશામા બીબાની સખ્યા વધતી જ રહી છે પણ અક્ષરરચનાની દૃષ્ટિએ એ સખ્યાવધારો બહુ અનુકૂળ નથી એ બધાં માટે અક્ષરોના ખાનાઘરોમાં ખાના ખૂબ વધતા જ ગયા છે જ્યારે અંગ્રેજી અક્ષરો માત્ર ૨૬ હોવાથી તેમા પુષ્કળ લાઘવ અનુભવાય છે,—તેમા કૅપિટલ ને સ્મોલ એવી નાનીમોટી બે માળા હોવા છતા એથી અંગ્રેજી બીબા ગોઠવવાનુ ખૂબ સરળ છે, જ્યારે નાગરી (મરાઠી હિંદી) તથા ગુજરાતી અક્ષરો ગોઠવવામા આ સરલતા નથી અંગ્રેજી બીબાંમા અક્ષરગોઠવણી (typesetting) માત્ર એક જ માળની છે, જ્યારે આપણી આ લિપિઓમા (અખડદેહી અક્ષર બીબા બનાવ્યા છતાયે) લગભગ ત્રણ માળની અક્ષરગોઠવણી વેઠવી પડે છે એક, મુખ્ય અક્ષરનો માળ વચ્ચે, તેના ઉપર માત્રા, મીંડુ રેફ વગેરેનો બીજો, અને ત્રીજો તેની નીચે વરડુ, ઋકાર વગેરેનો મુદ્રણમા જ આ સ્થિતિ છે, તો ટાઇપરાઇટરની ચાવીઓની સખ્યા તો ખૂબ મર્યાદામા જ હોય છે, એથી તેમા આ ત્રણ માળની અક્ષરગોઠવણી ખૂબ મૂઝવી રહી છે અને ગમે તેટલી સગમતા લાવવાના પ્રયત્ન છતા એ સ્થિતિને હજી સુધી ટાળી શકાઈ નથી આ મૂઝવણમાથી ઉગારવાનો પ્રયત્ન આજના ઝડપી સમયમા જરૂરી બન્યો છે

આપણી લોકસભાએ સમગ્ર હિંદી રાષ્ટ્ર અને પ્રાતોમા લિપિની દૃષ્ટિએ એકવાક્યતા જળવાય એ માટે નાગરી હિંદી અક્ષર ન્યાસ પસદ કર્યો છે આ લિપિની રચના એવા પ્રકારની કરવી જરૂરી માની જણાય છે કે ભ્રાંતિવિના પ્રત્યેક સકેત તેનો તે જ છે એવી રીતે બધા પ્રાતવાસીઓ સરળતાથી વાચી શકે ટાઇપિસ્ટ લોકો જેટલી સરળતાથી અત્યારે ટાઇપ કરે છે તેનાથી વિશેષ ઝડપથી અને સરળતાથી સસ્કૃત સહિત એ બધી પ્રાતીય ભાષાઓ ટાઈપ કરી શકે એ પણ દૃષ્ટ માનવામા આવ્યુ છે એ માટે હાલના રોમન ટાઈપરાઇટરોનો જ ઉપયોગ થઈ શકે એ રીતે લિપિના સકેત એમા બધા જ આવી જાય એવુ પણ ઇચ્છવામા આવ્યુ છે આ દૃષ્ટિ પ્રધાન રાખી આ એક પ્રયત્ન કરવામા આવ્યો છે

હાલ આપણે ત્યા આન્ડરવૂડ ને રેમિંગ્ટન એ બે ટાઇપરાઈટર વપરાય છે નાગરી ગુજરાતી માટે અડરવૂડ ને રેમિંગ્ટનના યત્ર આજે મળે પણ છે આ યત્ર સામાન્ય રીતે ૪૨ ચાવીઓના હોય છે રેમિંગ્ટન ટાઈપરાઈટર ૪૪ ચાવીઓના—ખાસ કરી રોમન અક્ષરો માટે—પ્રચલિત છે આ ૪૪ ચાવીઓનો ઉપયોગ નાગરી તેમજ ગુજરાતી અક્ષરો માટે કરી શકાય એ રીતે અહીં વિચારણા રજૂ કરી છે

નીચેનુ ચિત્ર જોવાથી ૮૮ જુદાજુદા સકેત ૪૪ ચાવીઓમા કયા અને કેવી રીતે વહેંચ્યા છે તેનો ખ્યાલ આવશે



આ પ્રકારની આયોજના કરવામા હાલની પદ્ધતિમા કેટલોક ફેરફાર અનિવાર્ય બન્યો છે એ નીચે પ્રમાણે છે:

(૧) બધા જ સ્વરચિહ્ન વર્ણની જમણી બાજુએ આવી રહે છે અત્યાર સુધીની પદ્ધતિ પ્રમાણે હ્રસ્વ અતરડુ ('ઇ'ની માત્રા) ડાબી બાજૂ આવતી હતી તેને પણ નવો આકાર આપી જમણી બાજૂ રાખી છે હ્રસ્વ ને દીર્ઘ વરડુ ('ઉ ઊ'ની માત્રા) વર્ણની નીચે આવતી હતી તે પણ જમણી બાજૂ જ, નીચલા અર્ધ ભાગમા જગા રહેતી હોય ત્યાં રાખી છે એ જ રીતે ઉપલી માત્રા પણ ઉપરને બદલે ... જમણી બાજૂ જ રાખી છે માત્ર અનુસ્વાર ચિહ્ન ઉપર આવશે, જે પ્રથમ નાખી, પછી તેની નીચે વર્ણ પાડવામા આવશે ... નીચે

अ आ अ७ आ अ७ अ१ अ८ अ' अ" आ' आ" अं अः

क का क७ का क७ क१ क८ क' क" का' का" कं कः

'અ'ની સ્વતંત્ર બારાખડી જ સરળતા ખાતર કરી નાખી છે એ રીતે श तेमज क्ष વગેરેની બારાખડી પાછળ મુજબ થશે

(૨) જોડાક્ષરોના વિષયમાં શોભાની દૃષ્ટિએ આ લેખે ત્યાં ઘણા સ્વતંત્ર સંયુક્ત વ્યંજનો યોજવામાં આવ્યા છે એ મનમોહક તો છે જ, પણ એને લીધે સુવ્યવસ્થિત સ્વતંત્ર બીબાં વધી પડ્યા છે આ વસ્તુ ટાઇપરાઇટરોમાં કોઈ રીતે પોસાતી નથી એથી અર્ધા જોડાક્ષરો રચવા માટે એવી યોજના કરી છે કે કાનાવાળા અક્ષરોનો કાનો કાઢી નાખી બાકી રહેલા અરધા ઘાટની બાજુમાં તે પછીનો પૂર્ણ વ્યંજન મૂકવો આમાં क फ ના જમણી બાજુના વળાંક કાપી પ્રચલિત રીત કાયમ રાખી છે જે વર્ણોને પોતામાં કાના જેવું કશું નથી તેઓની નીચે હલ ચિહ્ન (ખોડાનું ચિહ્ન) મૂકવું ઇષ્ટ માન્યું છે ટાઇપ પાડતી વખતે પ્રથમ એ હલ્ ચિહ્ન પાડી તેની ઉપર અક્ષર પાડી લેવાનો છે

(૩) ચાલુ દેવનાગરી (મરાઠી હિંદી) અક્ષરોમાંના થોડાના આકારોમાં પણ ફેરફાર જરૂરી માન્યો છે આ યોજના સારા હિંદને માટે હોઈ બીજી બીજી પ્રાંતીય લિપિઓના મળતા આકારો સાથે જેવા વર્ણોની ભ્રાંતિ ટાળી નાખવા આમ કરવું વાજબી ગણ્યું છે આ રીતે

(૧) હિંદીના પાખડિયા 'अ'ને સ્થાને મરાઠી ઘાટનો 'अ' સ્વીકારવામાં આવ્યો છે

(૨) रवथी જુદો પાડવા ख નો આકાર ગુજરાતી 'ખ'ને મળતો કર્યો છે, પણ 'ज'ની સાથે તે એકરૂપ થવા ન જાય એ માટે એના ઉપલા ડાબા પાંખડામાં મીંડુ વાળી લીધું છે

(૩) क તથા फ ને જમણે ભાગે વળાંક નીચે સીધો લીધો છે

(૪) क्ष મરાઠી સ્વીકારવામાં આવ્યો છે

(૫) ण હિંદી મરોડનો પણ જરા ટૂંકો કરી લીધો છે

(૬) घ અને ध માં સ્પષ્ટ તફાવત રહે એ માટે 'ध'ના ઉપલાં પાંખડામાં મીંડુ વાળવામાં આવ્યું છે

(૭) भ મરાઠી યોગ્ય માન્યો છે પણ म ની સાથે સ્પષ્ટ તફાવત રાખવા ઉપલા પાંખડામાં મીંડુ કરી લેવામાં આવ્યું છે

(૮) નાગરી કે હિંદી लमां થતી ગુજરાતી 'લ'ની ભ્રાંતિ ટાળવા જૈન દેવનાગરીના 'ल' ઇષ્ટ માન્યા છે

(૯) रेमां ए ની ભ્રાંતિ હોઈ 'रा' મરોડ યોગ્ય ગણ્યો છે

(૧૦) હિંદી ભાષામાં નુક્તાવાળા અક્ષરોની વારંવાર જરૂર પડે છે, તેમ જ ધારાશાસ્ત્રીય પ્રયોગમાં જુદાંજુદાં ઉચ્ચારણ સ્પષ્ટ બતાવવા પણ નુક્તાની (ટપકાની) જરૂર પડે છે એ નુક્તો ખાસ રાખ્યો છે પહેલા નંબરની ચાવીમાં હલન્ચિહ્નને મથાળે 'નુક્તો' છે

(૧૧) કૌંસ નવો જ યોજ્યો છે કે જેથી એક જ આકાર બંને બાજૂ મૂકી શકાય

સ્વર ચિહ્નો, વિરામ ચિહ્નો વગેરેની ચાવીઓને યંત્રમાં અક્ષરોની ચાવીઓ કરતાં અર્ધો 'ખસકો'ની યોજવી પડશે, જેથી ખાંચા વધતા ન લાગે વળી નુક્તા તથા હલ્ ચિહ્ન અને અનુસ્વાર ચિહ્નની ચાવીઓ સ્થિર પ્રકારની કરવી પડશે, જેથી તેની પછીનો વર્ણ પાછળથી ન પડતાં એ જ સ્થાને પડી શકે આ સિવાય, ઉપરની આયોજનામાં બધી ચાવીઓ અર્થાનુસારી જ રહેશે

રાષ્ટ્રલિપિની આ યોજનાને અનુસરી ગુજરાતી અક્ષરોના પણ રૂપ બદલીને ચાલુ ટાઈપરાઈટરોમાંની બેડોળ યોજનાને બદલે નવી યોજના વિચારવી સુકર બની છે તેનો નકામો વિસ્તાર ન કરતાં અહીં એ આયોજના જ નીચે આપી છે પ્રકાર બધો જ ઉપર આવી જાય છે તેવો જ છે



ગુજરાતી ટાઈપરાઈટરમાં વધારામાં વિવૃત (પહોળા) ઉચ્ચાર દર્શાવતી માત્રાની પણ આયોજના કરવામાં આવી છે (જુઓ ડાબે હાથે ઉપર રહી ચાવીમાં નીચેની ઊંધી માત્રા)

આજે મુદ્રણકાર્યમાં પણ સંખ્યાતીત બીબાને લીધે દેવનાગરી મરાઠી હિંદી ગુજરાતી છાપવાનું સરળ તો નથી જ એમાં જો વધુ ઝડપ લાવવી હોય તો એ અસંખ્ય બીબાનો ત્યાગ જરૂરી છે એમાં પણ જો ઉપરની ટાઈપરાઈટરની યોજના પ્રમાણે જ અક્ષરના રૂપ પ્રચલિત બને તો આ માટે હાલની અક્ષરપદ્ધતિમાં થોડો ફેરફાર કરી લેવો પડશે પણ એ તો સમય એની મેળે જ સાધી લેશે

વળી આજે નાગરી ગુજરાતી ટાઇપોમાં ક્યાંય વૈવિધ્ય નથી જ્યારે અંગ્રેજીમાં કેટલું વૈવિધ્ય છે! આ વૈવિધ્ય જો બીબાની સંખ્યા ઓછી હોય તો જ સાધી શકાય અંગ્રેજીમાં બીબાની સંખ્યા ઓછી હોવાનું કારણ જ વિવિધતાનું પોષક બન્યું છે એ હકીકત છે આપણે ત્યાં 'રહેડા' ટાઈપ, પણ થોડા જ અપવાદ સિવાય સઘળા નથી, તો બીજા સુંદર મરોડની તો વાત જ ક્યાં રહી? 'રાવત મરોડ' જેવો સુંદર મરોડ 'મશાળા'માં હોય તો યે કેટલું સૌંદર્ય વધે!]*

[*લિપિ સૌંદર્ય સાધેના મારા લિપિ સુધારના પ્રયત્નમાં શ્રી શાસ્ત્રીજીનો હમેશા સહકાર રહ્યો છે એ બાબતમાં એમનો ઉત્સાહ અદમ્ય છે ઉપરની એમની યોજનામાં અમુક ફેરફાર સાથે મારી સંમતિ છે ગુજરાતી લિપિ એ દેવનાગરીની અટલી વધારેમાં વધારે નજીકની વધારેમાં વધારે લેખનસુલભ અને વધારેમાં વધારે સુંદર એવી દેવનાગરી પુત્રી છે કે ભવિષ્યમાં તે આપમેળે રાષ્ટ્રલિપિનું રૂપ ધારણ કરી શકશે એ મારી વર્ષોની માન્યતાને સ્થાપિત કરતો એક લેખ ભવિષ્યમાં આપવાની ધારણા છે —જનુભાઈ રાવળ]

# Our Friends Abroad



### આ વિભાગ વિષે

આ વિભાગમા હિંદી પત્રમિત્ર તરીકે નોંધાવવા સખ્યાબંધ નામ અમારી પાસે આવે છે તેમાના કેટલાક તો માત્ર પોતાનુ નામ છપાયેલુ જોવાના મોહથી પ્રેરાઇને જ આવે છે તે અમે જાણીએ છીએ, અને તેમને લખાયેલા પરપ્રાંતોના તેમજ પરદેશના પત્રોના ઉત્તર લખવાની તસ્દી નહિ લીધાની ફરિયાદો પણ અમારી પાસે આવે છે હમણા જ એક ભાઈ લખે છે થોડા અનુભવ ઉપરથી મને લાગ્યુ છે કે પરદેશના મિત્રો જવાબ આપવામા ઘણા આતુર હોય છે જ્યારે હિંદી પત્રમિત્રો તો જવાબ આપવાની પણ દાનત રાખતા નથી મને ખાલી ‘કુમાર’મા નામ છપાવવાનો શોખ નથી નામ છપાવ્યુ સુધ્ધાય નથી હવે ઇચ્છા પણ મરી ગઈ છે’—આને માટે કોણ જવાબદાર છે એ વિષે હોંશેહોંશે પોતાના નામ છપાવવા નીકળનારા પત્રમિત્રો પોતાની જાતને પૂછે આ કોઈ રીતે શોભાસ્પદ નથી આપણામા હેતુની પ્રામાણિકતા તો હોવી જોઇએ

વળી કેટલાક નામો અમે આ વિભાગ માટે ઠરાવેલા નિયમો મુજબ લખાઈને આવતા ન હોવાથી અમારે રદ કરવા પડે છે એની એટલી ચોકસાઇ અમે શા માટે રાખીએ છીએ તે સમજાવીને ગયા વર્ષના જાન્યુઆરીમા અમે એ નિયમો પ્રગટ કર્યાં હતા આ વર્ષમા (ઘણા નવા વાચકો પણ વધ્યા છે એ દૃષ્ટિએ) આ નીચે ફરીથી એ નિયમો આપીએ છીએ તેનુ પાલન નહિ થએલા પત્રો રદ ગણાશે

(૧) દરેકે પોતાના જ હસ્તાક્ષરમા પોસ્ટકાર્ડ પર અંગ્રેજીમા (પહેલી એ બી સી ડી મા જ) પોતાનું સંપૂર્ણ નામ, પોતાના ઘરનુ (શાળા અગર દુકાનનુ નહિ) પૂરુ સરનામુ ઉમર અને શોખ જણાવવા (૨) પોતે ક્યા સુધી ભણેલા છે અથવા ભણે છે તે જણાવવુ માત્ર અંગ્રેજી છઠ્ઠું કે મૅટ્રિક ભણતા કે ભણી ચૂકેલા લોકોના જ નામો પ્રગટ થશે, કારણકે પરદેશમા પત્રવ્યવહાર કરવા ઓછામા ઓછુ અંગ્રેજીનુ એટલુ જ્ઞાન હોવુ આવશ્યક છે (૩) આ માહિતી નીચે પોતાના વાલી અગર શાળાશિક્ષકની સહી કરાવવી ઉપર પૈકી એકાદ પણ વિગત લખવી રહી ગઇ હશે અથવા જે પત્ર અમને શકા પડતો લાગશે તેને રદબાતલ ગણવામા આવશે અને તે બાબતનો કોઇપણ પત્રવ્યવહાર કરવામા નહિ આવે (૪) આવા પત્રોમા કાર્યાલયની વ્યવસ્થા અંગેની કે બીજી કોઈ વિગત લખવી નહિ (૫) આ વિભાગને લગતી બીજી કોઇ પણ પૃચ્છા માટે જવાબી કાર્ડ સાથે જ બીડવુ

### પ્રગટ કરવાના પત્રો વિષે નિયમો

(૧) અહીં પ્રગટ કરવા માટેના પરદેશી પત્રમિત્રોના પત્રો ખાસ નવી માહિતી કે દૃષ્ટિવાળા હોય તેજ (બને ત્યા સુધી ટૂંકા) પસદ કરીને મોકલવા (૨) સાથે ફોટો કે ચિત્રસામગ્રી હશે તો તે પણ આવકારપાત્ર થશે (૩) પોતે કરી શકે તેવો ગુજરાતી અનુવાદ પણ સાથે કરી મોકલવો જરૂરી છે એમા ઘટતા સુધારા અમે કરી લઈશુ (૪) એ બધી સામગ્રી નકામી ઠરે તો પાછી મેળવવા માટેનુ પૂરતુ પોસ્ટેજ પણ સાથે બીડવુ કીમતી સામગ્રી હોય તો પાછી વખતનુ રજિસ્ટ્રેશન કરવા સાથેનુ પોસ્ટેજ મોકલવુ (૫) જરૂરી પોસ્ટેજ વિના આ વિભાગને લગતી કોઇ પણ પૃચ્છાનો ઉત્તર આપવામા નહિ આવે

### પરદેશનાં પત્રમિત્રો

હિંદમા પત્રમિત્રો કરવાને આતુર બે અમેરિકન કુમારીઓના સરનામાં નીચે આપ્યા છે એમાના પહેલા સરનામાવાળી બાળાએ પોતાની શિક્ષિકા મારફત મુંબાઈના કેળવણીપ્રધાન ઉપર પત્ર લખેલા તે ત્યાંથી અમને મોકલવામા આવ્યો છે બીજુ સરનામુ ધરાવનારની માગણી ડૉ કૃષ્ણલાલ શ્રીધરાણી મારફત આવી છે પત્રવ્યવહાર કરનાર કુમારીએ સાથે કુમારની ઓળખાણનો ઉલ્લેખ કરવો (1) Miss Rosalie Longo 178 Main Ave Passaic New Jersey (U S A) (2) Miss Eloera V Chillik 802 West Paterson Flint 4 Mich (U S A)

### ન્યૂઝીલૅન્ડના સરનામા

ભાઈ જ્યોતીન્દ્ર ઉમરાણી (રાજકોટ) તરફથી ન્યૂઝીલૅન્ડની કેટલીક કુમારીઓના સરનામા મળ્યા છે કોઇ પણ ભાઈ કે બહેન પત્રવ્યવહાર કરી શકશે ‘કુમાર’ માસિક સાથે ભાઈ જ્યોતીન્દ્રના નામનો ઉલ્લેખ કરવો (1) Miss Waveney Williams Wai kino Waihi Line North Island (New Zealand) swimming & c reading stamp collecting drawing & painting (2) Miss Rata G Morris Rangmarie 40 Diamond Rd Gisborne (New Zealand) 16 years—sports stamp collecting (3) Lynette Mayer 35 Boundary Rd Hamilton North Island (New Zealand) 16 years—athletics tennis &c music singing stamps & reading (4) Miss Hazel Sullivan Beach Road Kaikoura (New Zealand) 17 years stamps autographs & film star photoes-collecting tennis & drawing

### લડન તથા જર્મનીના સરનામા

(1) Miss Joya Jones 11 Garthway N Finchley, London N 12 —18 *sport, dancing* (2) Marjorie Humphreys 54 Ashburnham Grove Greenwich London S E 10 -Girl Likes to correspond with a boy aged about 28-30 (3) Gertrude Brauer, Husum Ander Nordsee Schiffbrucke 16 Schleswig-Holstein (Br. Zone Germany)—Girl 22 (4) Paul Stolt Flensburg Glucks Burger Strasse 56 (Br Zone-Germany) —*male 28 Literature travelling philosophy artistic skill* (ઉલ્લેખ બસી શાહ વડોદરા) જર્મનીનુ એક વધુ સરનામુ (1) Mr Wolfgang Heiskel Rahden 55 in Westfalen (Germay)-Politics Asiatic Problems mainly Indian

દુનિયાભરમા પત્રમિત્રો કરવા ઇચ્છનાર (૧૪ થી ૨૧ વર્ષના જ) કુમારકુમારી આ નીચેને સરનામે પોતાનુ નામ ઠામ જાતિ (કુમાર કે કુમારી) ઉમર શોખ વગેરે વિગતે લખી મોકલવા Dr Sven V Knudsen *The Directory of Boys & Girls of all Nations* Copenhagen (Denmark) ઉલ્લેખ ઘનશ્યામ શાસ્ત્રી

### આફ્રિકાના મિત્રો

(1) Subhashchandra Sanghvi P O Box 592 Mombasa Kenya Colony (B E Africa) 16 Stamp Reading (2) Rasiklal A Patel c/o A V Patel P O Box 9 Kilindini Mombasa Kenya Colony, (B E Africa)

નીચેના ભાઈ શ્રી મગનલાલ (વય ૩૪ વર્ષ) આજ વીસ વર્ષથી અનેક પરદેશી પત્રમિત્રો સાથે સબંધ રાખતા આવ્યા છે અને તેમની

# માધુકરી

મુજ દેશ મહાન હે, તને
કદિ ના ખોટ હજો મહાનની.
તુજ સંસ્કૃતિની મશાલને
જ્વલતી ઉન્નત ધારનારની!

—પ્રેમવરામ




## શ્રી જગન્નાથ અહિવાસી

ગઈ તા. ૧૫, ૧૬, ૧૭ જાન્યુઆરી (૧૯૪૯)ના દિવસોમાં જૂનાગઢમાં શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપણા નીચે ભરાએલા ગુજરાતી સાહિત્યસંમેલનના ૧૭મા અધિવેશનના કલાવિભાગના પ્રમુખ શ્રી જગન્નાથ મુરલીધર અહિવાસીના નામથી 'કુમાર'ના વાચકો અપરિચિત નથી. વર્ષોની પરંપરાથી પશ્ચિમી ઢબનું વિજાતીય કલાશિક્ષણ આપતી મુંબાઈ કલાશાળાની પ્રણાલિકામાંથી બહાર નીકળી, આ દેશની પોતીકી પ્રણાલીએ હિંદી ઢબે ચિત્રસર્જન કરનાર ગુજરાતી કલાકારોમાં, શ્રી રવિશંકર રાવળ પછી, તેઓ પ્રથમ બહાર પડ્યા અને એ ઢબે કરેલી કૃતિ ઉપર સર્વોત્કૃષ્ટ સર્જન માટે મુંબાઈની સરકારી કલાશાળાનો સુવર્ણચન્દ્રક પણ અગાઉ મેળવ્યો. ત્યારથી એ કલાશાળાએ હિંદી કલા-પદ્ધતિનો ખાસ વર્ગ કાઢ્યો અને ત્યાં તેઓ એ પ્રણાલીનું શિક્ષણ આપે છે આજ નાખતી જાહેરાતો કે પ્રચારવેડાથી સદા અળગા રહેલા એ શાંત, ઋજુ કલાકારની જે કૃતિઓ 'કુમાર'માં આવી છે તે પૈકી 'વાસંતી'નું મધુર રંગચિત્ર સ્મરણીય છે. એવું જ એમનું બીજું રંગચિત્ર, આજે ગુજરાતી સાહિત્યસંમેલન જેવી સંસ્થાએ કરેલા એમના ગૌરવ પ્રસંગે, આ અંકના મુખચિત્ર તરીકે આપતાં અમને હર્ષ થાય છે. અગાઉ 'કુમાર'ના ૧૩૩મા અંકની 'માધુકરી'માં એમનો પરિચય આપ્યો હતો. તે પછી ફરીથી, 'ગુજરાત કલા કલાપ(૨)'માં એમના 'વાસંતી' ચિત્ર સાથે શ્રી રવિશંકર રાવળે આપેલા એમના પરિચયમાંથી અમની ટૂંકી જીવનરેખા નવા વાચકોના પરિચયાર્થે આ નીચે આપીએ છીએ.

સં. ૧૯૫૪ના અષાઢ વદી ત્રીજના દિવસે તેમનો જન્મ ગોકુળ પાસે બળદેવ મુકામે થયો. તેમના પિતા મુરલીધરજી પોરબંદરમાં વૈષ્ણવ હવેલીના કીર્તનકાર હતા ત્યારે બાળક જગન્નાથનું વય ત્રણ માસનું હતું ત્યારથી તે કાઠિયાવાડના સંસ્કારમાં ઊછર્યા છે. તેમની ચાર વર્ષની ઉંમરે માતાનું સુખ ગયું, પણ પિતાની છાયામાં ભક્તિ અને નમ્રતાના ઉમદા સંસ્કાર પામ્યા. અભ્યાસ અંગ્રેજી ત્રણ ધોરણ સુધીનો જ થયો પરંતુ પોરબંદરના અનુભવી ચિત્રશિક્ષક શ્રી માલદેવ રાણા પાસે ચિત્રની પ્રાથમિક ભૂમિકા સારી રીતે બતાવી ઘરની સ્થિતિ કઠણ હોવા છતાં મુસીબત વેઠીને પણ તે મુંબાઈ ગયા ત્યાં ઠાકુરદ્વાર પર શ્રી કેતકરની ચિત્રશાળામાં અભ્યાસ વધાર્યો અને અંતે સરકારી સ્કૂલ ઑવ આર્ટમાં



ડિપ્લોમા કોર્સ પૂરો કર્યો. તેની છેલ્લી પરીક્ષામાં કરેલા 'વર્ષાનું આગમન' નામના ચિત્ર માટે તેમને સુવર્ણચંદ્રક મળ્યો. આ ચંદ્રક લેનાર તે એકલા જ પ્રતિભાશાળી વિદ્યાર્થી હતા. તે સમયના પ્રિન્સિપાલ મિ. સૉલોમને તેમને શાળામાં ચિત્રશિક્ષક તરીકે ખેંચી લીધા અને તેમના હાથ નીચે હિંદી પ્રણાલીએ ચિત્રકામ કરનારા વિદ્યાર્થીઓને ખાસ વર્ગ ખોલ્યો. મુંબાઈની ચિત્રશાળામાં હિંદી ચિત્રકળાશિક્ષણનો એ સૌ પહેલો પ્રબંધ થયો ગણાય, ત્યાં શ્રી અહિવાસીએ પોતાની ફરજ એક ઉત્તમ

દેખાવમાં બેડોળ, શરીરમાં ભારે અને મરેલું માંસ યા અઘરાડ જ ખાનાર આવું પંખી ઈશ્વરે કેમ સર્જ્યું હશે એમ લાગે; પણ એ તો સમાજનું પરમ ઉપકારક પંખી છે. કુદરતમાં મરતાં અનેક પ્રાણીઓના શબની સફાઈ કોણ કરે છે? કુદરતનાં આ ભંગી મરેલું જ ખાનારાં આ પંખી ન હોત તો સમાજમાં કેટલો કહોવાટ, દુર્ગંધ, ગંદકી, રોગચાળો હોત?

સૌ ગામગામડાને છેડે વસતા આ પંખીની છ જાત થાય છે. તેમાં એક (લાલ માથાવાળી કાળી જાત) તો શિયાળે જ આવે છે. બીજી પાંચ સ્થાયી જાત પૈકી સર્વત્ર જણાતી સફેદ બગલવાળી જાતના ગીધનું ચિત્ર ઉપર છે. લગભગ મોરના જેવડું કદ, છેટેથી કાળું દેખાય એવો ઘેરો ધૂળિયો રંગ, માથું તથા ગરદન સાવ બોડાં, તે પર માત્ર આછી પીળી રુંવાટી. અને પાંખો નીચે આડો ધોળો પટો જે ઊડતી વેળા દેખાય. આંખ ને નાક એટલાં તીવ્ર કે ખૂબ ઊંચે ઊડે ત્યાંથી કોઈ પણ સ્થળે શબ જણાતાં તરત ઊતરી આવે ને જોતજોતામાં ટોળાંબંધ ભેગાં થઈ જાય. ખાધે એવાં અકરાંતિયાં કે બાજઠ જેવાનું શબ પણ ઝડપથી ચટ કરી જાય. સ્વભાવે લડવાડિયાં, એટલે ખાતી વખતે ખૂબ ઝૂંટાઝૂંટ ને અવાજ કરે.

વડ, પીપળા, જાંબુ, આંબા આદિ પર મોટા ગોળા બાંધે ને એક જ ઈંડું મૂકે. ખોરાક: મરેલાં પ્રાણી; પણ ભૂખે મરતાં હોય ત્યારે સાપ, દેડકાં, કાચંડા, તીડ કોઈને છોડે નહિ. એક મેલા ધોળા રંગની નાની જાત (જે સફેદ શાહમીને નામે ઓળખાય છે તે) તો ગામ ભાગોળે માણસની વિષ્ટા ખાઈને જ જીવે છે!

શિક્ષકને છાજે એવી રીતે બજાવી છે અને અનેક વિદ્યાર્થીઓને પૂર્ણ ભાવથી તૈયાર કર્યા છે. એ ઉપરાંત તેમણે દિલ્હીના સરકારી મહાલયોના મોટા ભીંતચિત્રોમાં બહુ અગ્ર ભાગ લઈને સુંદર ચિત્રનિર્માણ કર્યું છે તેમની ચિત્રણામાં હિંદી કળાનું લાલિત્ય અને કાવ્યમયતા સારા પ્રમાણમાં પ્રગટ થયાં છે અને કળાના ક્ષેત્રમાં તેમણે અનન્ય સ્થાન સિદ્ધ કર્યું છે ઇંગ્લંડના પ્રદર્શનોમાં પણ તેમની કળાની યોગ્ય સ્તુતિ થઈ છે. મુંબાઈમાં એ એક જ એવા ચિત્રકાર છે કે સુરતપણે પોતે પસંદ કરેલા માર્ગને પકડી વિકાસ ને શક્તિ બતાવી શક્યા છે આ અંકમાં આપેલું 'સંદેશ' નામનું ચિત્ર એમની પીંછીનું એક સુંદર દૃષ્ટાંત છે.

## વર્મિક્યુલાઈટ : એક અદ્ભુત ખનિજ

દુનિયાભરના ભૂપૃષ્ઠમાં રહેલું આ ખનિજ હજી પચ્ચીસ વરસ પહેલાં તો વેપાર-વપરાશની દૃષ્ટિએ બિનઉપયોગી લેખાતું હતું સૂર્યના પ્રકાશમાં તે સોનાની જેમ ચળકતું હોવાથી ઈ. સ. ૧૯૫૦ સુધી તો તે 'મૂરખાઓનું સોનું' નામે ઓળખાતું પણ વિજ્ઞાનના ક્ષેત્રમાં તેની ઉપયોગિતા શોધવા વસ્તરશાસ્ત્રીઓની શોધખોળો ચાલુ હતી. તેમાં તે બાંધકામ-માટે ઉપયોગી સાધન તરીકે જણાયું. આજે તો તે છબિઘરો, રંગભૂમિ, સ્ટુડિયો, લાયબ્રેરી, કારખાનાંઓનાં છાપરાં, વસવાટનાં મકાનોના ખંડોની સજાવટ વગેરે બાંધકામો માટે અત્યુત્તમ લેખાવા માંડ્યું છે.

ખાણમાંથી ખોદી કાઢેલું વર્મિક્યુલાઈટ (Vermiculite) અબરખિયા કે શ્યામરંગી, ખાડાટેકરા વગરના, સરખા, નાના ટુકડા રૂપે હોય છે સખત ગરમીની અસરથી તે ઈયળડાની જેમ વળ ખાય, મૂળ કદ કરતાં પંદરગણું મોટું અને રૂપેરી કે ઝાંખા પીળા રંગનું બની જાય છે પણ વજનમાં હલકું ફૂલ બનવા છતાંયે સખતાઈમાં તો કોઈ પણ ધાતુને ટક્કર મારે તેવું હોય છે વળી તે અગ્નિથી ન બળે તેવું, પાણીથી ન કહોવાય તેવું અને જંતુઓથી ન ખવાય એવું હોય છે. આવા વિશિષ્ટ ગુણધર્મોથી ઉત્તમ ખનિજોમાં એની ગણના થાય છે.

પીંછા જેવા હલકા વજનનું છતાં પોલાદ જેવું સખત આ વર્મિક્યુલાઈટ પ્લાસ્ટર ને કૉંક્રીટમાં રેતી તથા મરડિયાની જગ્યાએ વજન ઓછું કરવા વપરાય છે એક ઘન ફૂટ વર્મિક્યુલાઈટનું વજન છ-આઠ રતલ જેટલું થાય છે, જ્યારે એટલી જ રેતીનું વજન સો રતલ થાય ! એટલે ગગનચુંબી ઈમારતો ચણવામાં નીચેની ભીંતો પર વજન ઓછું કરવાની દૃષ્ટિએ તેનો વપરાશ અતિ ઉપયોગી ગણાય છે.

તેનું ગલનબિંદુ (melting point) પણ અજાયબી પમાડે તેવું છે: છેક ૨૫૦૦ ડિગ્રીએ તે પીગળવા માંડે છે આથી સીમેન્ટ અને વર્મિક્યુલાઈટના મિશ્રણના કૉંક્રીટની દીવાલ વજનમાં હલકી હોવા સાથે અગ્નિથી સુરક્ષિત (ફાયરપ્રૂફ) બને છે, અને તેનું એક ઇંચી પ્લાસ્ટર, સાધારણ પ્લાસ્ટર કરતાં ચારગણું વધુ રક્ષણ આપે છે. અને તેનું એક ઇંચી કૉંક્રીટ તો એટલું અગ્નિરોધક બને છે કે ભીંત પર તેની અસર માટે સાધારણ કૉંક્રીટનો દોઢ ફૂટ થર ચડાવવો પડે.

વળી વર્મિક્યુલાઈટ પ્લાસ્ટરવાળો ખંડ અવાજથી પણ અભેદ્ય બને છે બહારનો અવાજ ઘોંઘાટ તેમાં પ્રવેશી શકતો નથી. આથી ફિલ્મ તથા રેડિયો સ્ટુડિયો, લાયબ્રેરીઓ અને થીએટરોના બાંધકામમાં તેના ઉપયોગની વિશેષતા રહેલી છે. ઉપરાંત, બીજા પ્લાસ્ટરની જેમ તે ભીનું થવાથી ઓગળતું નથી, વાસ મારતું નથી કે સુકાયા બાદ પોપડા વળતા નથી કે તેમાં તરાડો પણ પડતી નથી સીમેન્ટના પ્લાસ્ટર કે કૉંક્રીટની ભીંતમાં ખીલી ઠોકતાં કેટલી મુશ્કેલી અને નુકસાન વેઠવા પડે છે તેનો સૌને ખ્યાલ હશે, પણ વર્મિક્યુલાઈટની ભીંતમાં સહેલાઈથી ખીલીઓ ઠોકી શકાય છે હથોડા મારવામાં આવે ત્યારે તેમાં માત્ર સહેજસાજ ગોબો પડે, પણ પ્લાસ્ટર તૂટી પડતું નથી. વર્મિક્યુલાઈટની દીવાલવાળો ખંડ શિયાળામાં ગરમ અને ઉનાળામાં ઠંડો રહે છે. કારણ ઠંડીમાં શૂન્ય અંશ નીચે પારો ગયો હોય ત્યારે એના ખંડમાં પારો ૫૦ અંશ ઉપર આવેલો હોય છે ઉનાળામાં બહારનું ઉષ્ણામાન ૧૦૨ અંશ જેટલું હોય ત્યારે એના ખંડનું ઉષ્ણામાન ૮૫ અંશ જેટલું જ રહે. ગરમ-ઠંડીના ત્રાસથી રાહત આપે એવાં મકાન બનાવવામાં ઉપયોગી આ ખનિજ ઠંડા પ્રદેશોના લોકો માટે તો કલ્યાણકારી થઈ પડવાનું.

બાંધકામના સાધન ઉપરાંત તેનો ઉપયોગ શરીરને ફૂલ બનાવનારા પ્રસાધનો તથા રેફ્રીજરેટરોની બનાવટમાં, પાઈપો ને બૉઈલરો ઉપર પડ ચડાવવામાં, ફીણની બનાવટમાં તથા યુદ્ધ જહાજોને અગ્નિરોધક બનાવવામાં થાય છે

રાસાયનિક પૃથક્કરણ કરતાં માલૂમ પડ્યું છે કે વર્મિક્યુલાઈટ એ અબરખનું પરિવર્તન પામેલું, વજનમાં હલકું એવું નિષ્ક્રિય અધાતુ ખનિજ છે તે અસંખ્ય પાતળાં પડો (એટલાં પાતળાં કે એક ઇંચમાં દસ લાખ !)નું બનેલું છે. અને તેની કિંમત પણ બહુ મોંઘી નથી: સારી જાતની રેતી કે મરડિયાની કિંમત કરતાં વધારે પડતી નથી

વર્મિક્યુલાઈટનો મોટો જથ્થો અમેરિકાના મૉન્ટાના પ્રાંતમાંથી નીકળે છે. અમેરિકાના બીજા પ્રાંતો (કોલોરાડો, ટેનેસી, વ્યૉમિંગ) ઉપરાંત આફ્રિકાના ટ્રાન્સવાલ, ટાંગાનાઈકા અને રશિયાના યુરલ પ્રદેશમાં પણ તેની ખાણો છે

## ગંધ-કોષ

ઇશ્વરે મનુષ્યને પાંચ મુખ્ય જ્ઞાનેન્દ્રિયો આપેલી છે અને તેમાં સૂંઘવાની ક્રિયા નાક વડે થાય છે એ તો બધા જાણે છે પણ એ ક્રિયા એટલી સૂક્ષ્મ અને ગૂઢ છે કે વિવિધ ગંધને એકબીજાથી ભિન્ન પાડી ઓળખવી તથા તેમના વિભાગો પાડવા એ કાર્ય અત્યંત મુશ્કેલીભર્યું હતું. પરંતુ વૈજ્ઞાનિકોએ હવે તેના દીર્ઘ અભ્યાસ બાદ કુલ ૫૦૦ પ્રકારની ગંધો શોધી કાઢી છે. તેમણે સર્વ ગંધોને ૪ પ્રકારની મૂળભૂત ગંધમાં વહેંચી નાખી છે: એક ફૂલોની વાસ, બીજી વિનેગર યા સરકા જેવી ગંધ, ત્રીજી ડામરના જેવી બળી ગયેલી વસ્તુની વાસ અને ચોથી કૂતરાં-બિલાડાંનાં શરીરમાંથી નીકળતી વિશિષ્ટ ગંધ. કોઈપણ પ્રકારની ગંધ, ઉપરની મૂળભૂત ૪ ગંધના મિશ્રણમાંથી જ બનેલી છે અને તેથી તેને લખવી હોય તો ૪ આંકડાવાળી સંખ્યાથી લખાય છે જેમાં દરેક આંકડો તે ૪ મૂળ ગંધની તીવ્રતા દર્શાવે છે. સરખામણી માટે જે કેટલાંક પ્રમાણિત માપ તૈયાર કર્યાં છે તેની મદદથી કોઈ પણ પ્રકારની સુગંધનો 'ગંધ-આંક' શોધી શકાય છે એ રીતે દરેક જાતની ગંધની માપણી કરીને અમેરિકાના એક ઔદ્યોગિક ક્ષેત્રમાં કાર્ય કરતા વૈજ્ઞાનિકે ૫૦૦ ગંધોનો કોષ રચ્યો છે ! રસાયનશાસ્ત્રીઓને તેમજ ઉદ્યોગો તથા બીજા વૈજ્ઞાનિક ક્ષેત્રોમાં કાર્ય કરતા લોકોને આ 'ગંધ-કોષ' ઘણો ઉપયોગી નીવડશે

# વિકસતું વિજ્ઞાન

ખેડૂતો માટે મોટામાં મોટી મુશ્કેલી ખેતરમાં ઊગતું નકામું ઘાસ તથા જંગલી છોડ વગેરેનું નીંદામણ છે. પાકને એ ઘણું નુકસાન પહોંચાડે છે આ મુશ્કેલી દૂર કરવા વૈજ્ઞાનિકોએ એક પદાર્થની શોધ કરી છે તેનું નામ છે ૨, ૪-ડાઈક્લોરોફીનોક્સીએસેટિક ઍસિડ. જે ટૂંકમાં '૨,૪ ડી' તરીકે ઓળખાય છે. આ પદાર્થ ઘાસ વગેરે ઉપર છાંટવાથી તે નાશ પામે છે પણ તેનાથી પાકને કંઈ નુકસાન થતું નથી અમેરિકામાં કેટલાક સ્થળે આ પદાર્થના ઉપયોગથી ૧૫થી ૨૫ ટકા જેટલું પાકનું ઉત્પાદન વધારી શકાયું છે

## ગુજરાતમાં વૈજ્ઞાનિક સંશોધન

[ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના જૂનાગઢ અધિવેશનના વિજ્ઞાન વિભાગના પ્રમુખ ડૉ. રમણલાલ છગનલાલ શાહ એમ. એસસી., પીએચ. ડી. (લંડન), એ. આઈ. આઈ. એસસી. મેંકે ગોન આઈ મુંબાઈની રૉયલ ઇન્સ્ટીટ્યૂટ ઑફ સાયન્સના રસાયનશાસ્ત્રના પ્રોફેસર છે. તેઓ સુરત જિલ્લાના પારડી ગામના વતની છે. વિલ્સન કૉલેજમાંથી સ્નાતક થઈ તે બેંગ્લોરમાં તાતા ઇન્સ્ટીટ્યૂટમાં ગયા. રાસાયનિક સંશોધનના ક્ષેત્રમાં તેમની ખ્યાતિ સારી છે. નોબેલ પારિતોષિક મેળવનાર ઑક્સફર્ડ યુનિવર્સિટીના પ્રોફેસર સર રૉબર્ટ રૉબિન્સન સાથે તેમણે સંશોધન કરેલું છે. હિંદ સરકારે નીમેલી 'આયોજન સમિતિ'ની રસાયન પેટા સમિતિના તેઓ મંત્રી હતા, ને યુદ્ધ દરમ્યાનની હિંદી સરકારે પણ તેમને રાસાયનિક ઉદ્યોગોની ખીલવણી માટે ખાસ અફસર તરીકે નીમ્યા હતા. ગુજરાતના યુવાન વૈજ્ઞાનિકોમાં એમણે ઘણો ઉત્સાહ પ્રેર્યો છે અને તેમના હાથ નીચે પુષ્કળ વિદ્યાર્થીઓ સંશોધનમાં રસ લેતા થયા છે. પ્રમુખસ્થાનેથી તેમણે આપેલા વ્યાખ્યાનમાંથી તારવેલો નીચેનો ભાગ પ્રેરક છે.]

છેલ્લાં ૧૦ વર્ષમાં થયેલી કેટલીક મહાન વૈજ્ઞાનિક શોધોએ જીવન પર ભારે અસર કરી છે. અણુશક્તિ મેળવવાની શક્યતા, રેડાર, રૉકેટ, પેનિસિલિન અને સલ્ફા દવાઓ, ડી. ડી. ટી. અને ગેમેક્ઝેન જેવા જંતુવિનાશકો, જાતીય ગ્રંથીઓમાંથી નીકળતા રસો (Sex Hormones) ઇત્યાદિ શોધો છેલ્લાં દસ વર્ષમાં થએલી મહાન શોધો ગણી શકાય. આવી મહાન આધુનિક શોધોએ મનુષ્યને અકલ્પ્ય શક્યતાઓ અર્પી છે—વિરાટની શક્તિની, દૂર દૂર જોવાની, ઊંચે ઊંચે ઊડવાની, માનવજાતને ત્રાહિ ત્રાહિ પોકારતા રોગો પર કાબૂ મેળવવાની. આવી કોઈ અગત્યની શોધ માટે ગુજરાત કોઈક વખત ગૌરવ ન લઈ શકે? જરૂર લઈ શકે. પણ તે માટે યોગ્ય વાતાવરણ અને સંજોગો મળવા જોઈએ. વૈજ્ઞાનિક સંશોધનના બે મુખ્ય ઉદ્દેશ હોય છે. એક તો અનેક વસ્તુઓ વિષે વધારે ને વધારે જાણવાની ઇચ્છા. આને આપણે સત્યની શોધ કહીએ. બીજો ઉદ્દેશ વ્યાવહારિક પ્રશ્નોનો ઉકેલ છે. અમુક વસ્તુની જરૂર છે તો તે અર્થે સંશોધન કરી તે શોધવી અથવા બનાવવી. જાહેર જનતાને બીજો ઉદ્દેશ વધુ અગત્યનો લાગે છે. ગુજરાતમાં વૈજ્ઞાનિક સંશોધન થાય છે પણ થવું જોઈએ તે પ્રમાણમાં નહિ. જો કે રાસાયણિક સંશોધનના ક્ષેત્રમાં ગુજરાતી વૈજ્ઞાનિકોએ આપેલો ફાળો પ્રશંસનીય છે. ગુજરાતના ઉદ્યોગો, ગુજરાતના કાચા પદાર્થોને ઉપયોગમાં લેવાની યોજનાઓ, ગુજરાતની ઔષધીય વનસ્પતિ અને ગુજરાતના જંગલોમાંથી મળી આવતી વસ્તુઓના ઉપયોગ શોધવા—એવા અનેક વિષયો પર સંશોધન થઈ શકે. મીલ ઉદ્યોગને લગતા પ્રશ્નોના સંશોધન માટે અમદાવાદમાં એક મોટી સંશોધન સંસ્થા નીકળવાની છે. એમ જુદાજુદા વિષયો પર સંશોધન માટે આવી સંસ્થાઓની જરૂર છે.

આપણે ત્યાં મધ્યમ ને તવંગર વર્ગના બાળકો ભાગ્યે જ વૈજ્ઞાનિક પ્રયોગોમાં રસ લે છે. જ્યાં સુધી ગુજરાતના વિદ્યાર્થીઓ વૈજ્ઞાનિક વૃત્તિ નહિ કેળવે ત્યાં સુધી વિજ્ઞાનના ક્ષેત્રમાં તે પોતાનો ભાગ નહિ આપી શકે. પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, રસાયણ અને પદાર્થવિજ્ઞાનનું શિક્ષણ પ્રયોગો, નમૂનાઓ, નકશા ઇત્યાદિથી કેટલું રસમય બનાવી શકાય! વૈજ્ઞાનિક શોધો પાછળ રહેલો ઇતિહાસ, શોધ કરનાર વૈજ્ઞાનિકોનો અથાગ પરિશ્રમ, અધ્યયન, પ્રયોગો, આકસ્મિક શોધો, અનેક નિષ્ફળતાઓ એ સર્વેનું વર્ણન વિદ્યાર્થીઓને આપવાની જરૂર છે. જીવનના ઉષ:કાળથી મનુષ્યે, કુદરતના બળો સામે કેવી રીતે ટક્કર ઝીલી છે અને કેવી રીતે તે આગળ વધ્યો છે તેની રસમય ગાથા જો વર્ણવવામાં આવે તો બાળકોને તે પ્રેરણારૂપ બને.

વળી શાળામાં વિજ્ઞાન મંડળો ઉઘાડવાની પણ જરૂર છે. એમાં બાળકો પ્રયોગો કરે, યાંત્રિક નમૂનાઓ બનાવે અને પોતે કરેલા પ્રયોગો વિષે ચર્ચા કરે. તેમજ અકળીજ પાસેથી નવુંનવું શીખે. રશિયામાં બાળકો માટે આવાં મંડળો ઠેરઠેર છે. તેમને 'પાયોનિયર હાઉસિઝ' કહે છે. પ્રૌઢ વયનાં માણસોને પણ વૈજ્ઞાનિક શોધો વિષે થોડુંઘણું જાણવાથી ને રોજિંદા જીવનમાં વિજ્ઞાનનો ઉપયોગ જાણવાથી ઘણો લાભ થાય એમ છે. આહાર, વગેરેમાં ઊતરતા રોગો એ સર્વે વિષે જાણવાથી વધુ સારીરીતે જીવન જીવી શકાશે.

વિજ્ઞાનમાં રસ લેનારા માણસો ઠેર ઠેર ઍમેચર સાયન્સ ક્લબ કાઢે અને સાથે ભેગા મળી વિચારોની આપલે કરે, થોડું ઘણું સંશોધનકાર્ય કરે. અમેરિકામાં હજારો લોકો વૈજ્ઞાનિક વિષયોમાં રસ લે છે. ૧૯૩૮-૩૯માં ફિલાડેલ્ફિયા શહેરની આસપાસ ૩૦ માઈલના વિસ્તારમાં જ ત્યાંની મુખ્ય વિજ્ઞાનસંસ્થાએ તપાસ કરી હતી. તેમાં જણાયું કે તે વિસ્તારમાં ૨૮૭ વિજ્ઞાનમંડળો હતાં, જેના સભાસદોની કુલ સંખ્યા ૩૨,૦૦૦ની હતી. આમાંના ઘણા સભાસદો સંશોધન પણ કરતા હતા. વનસ્પતિવિજ્ઞાનના ક્ષેત્રમાં તે વિસ્તારમાં ઊગતા ૧૧૫ જેટલા ફૂલોનો અભ્યાસ કરી રહ્યા હતા. પ્રાણીવિજ્ઞાનના ક્ષેત્રમાં તે પ્રદેશમાં મળી આવતા જીવજંતુઓ, તેમનો ખોરાક, ઉછેર અને બીજી હાજતનો અભ્યાસ કરતા હતા. તેમાં વેપારીઓ, દાક્તરો, ઘરકામ કરતી સ્ત્રીઓ, શિક્ષકો, સુથારો, ટપાલીઓ, પોલીસો વગેરે હતા.

વિજ્ઞાનનું ધ્યેય પ્રગતિ છે. વિજ્ઞાને અનેક રોગોનો સામનો કરવાના શસ્ત્રો યોજ્યા, જમીનની ફળદ્રુપતા વધારી છે. વિશાળ અંતરો કાપી નાખ્યાં છે ને બીજા અનેક આશીર્વાદો બક્ષ્યા છે. પણ સાથે સાથે વિજ્ઞાને ભયંકર લડાઈઓ, આર્થિક અવ્યવસ્થા અને અશાંતિ અર્પ્યાં છે, કારણ કે વિજ્ઞાન તો અગ્નિના જેવું છે. અગ્નિ જેમ પ્રકાશ અને ગરમી આપે છે તેમ યોગ્યરીતે વાપરવામાં ન આવે તો વિનાશ પણ કરે છે. આ કારણસર લોકો વિજ્ઞાનનો ખરો અર્થ અને ઉપયોગ સમજે તો લોકમત કેળવાય અને વિજ્ઞાનનો અનર્થ થતો અટકે.

વિજ્ઞાન એ કળાના ક્ષેત્રોની હરોળમાં આવે છે. સજીવ અને નિર્જીવ સૃષ્ટિમાં રહેલી અસંખ્ય વસ્તુઓ—ફૂલો, તેના રંગો, તેની ફોરમો, મેઘધનુષ્યો જેમ કલાકારોને આકર્ષે છે અને તેમાંથી તેઓ પ્રેરણા મેળવે છે, તેમ જ વિજ્ઞાનીને પણ આ સર્વે વસ્તુઓ આકર્ષે છે. પણ તે તેની માત્ર ઉપાસના જ કરતો નથી, તેની પાછળ રહેલી રચનાનો અભ્યાસ કરવાને કુદરતમાં રહેલાં ગૂઢ રહસ્યો સમજી તેને બીજા કાર્યોમાં ઉપયોગમાં લેવા મથે છે, અસમ દેખાતી વસ્તુઓમાં સામ્યના અંશો શોધી તેમને વ્યવસ્થિતરીતે ગોઠવવાનો પ્રયાસ કરે છે.

આગળ જણાવ્યા પ્રમાણે વૈજ્ઞાનિક સંશોધનના બે આદર્શો હોઈ શકે. એક તો સત્યની શોધ અને બીજું ઉપયોગિતા. રશિયામાં ક્રાન્તિ પછી ઉપયોગિતાના આદર્શને મહત્ત્વ અપાયું. પરિણામે થોડા વર્ષમાં જ એક પછાત દેશની સ્થિતિમાંથી તે દુનિયામાંની એક મહાન સત્તા બન્યું છે. તે સાથે જ સત્યની શોધની દૃષ્ટિથી કરવામાં આવતા વૈજ્ઞાનિક સંશોધનમાં પણ ત્યાં ઘણો વિકાસ થયો છે. આપણા દેશમાં પણ આ બાબતમાં બંને આદર્શોનો સુમેળ સાધી સંશોધનનું આયોજન થવું જોઈએ.

## અમેરિકાનું સોનું

આજે સમગ્ર દુનિયામાં જેટલું સોનું છે તેનો ⅔ ભાગ એકલું અમેરિકા જ ધરાવે છે. ૧૯૩૩થી માંડીને આજ દિન સુધી તેણે

## ચહે તરસ નાનું હૃદય આભને આંબવા,
## અને ફરજ પૃથ્વીપે હૃદયને ચહે બાંધવા

— યશવંત ઠાકર

આજથી બરોબર છ વર્ષ પર, ૧૯૪૩ની ૩જી ફેબ્રુઆરીએ, ગયા મહાયુદ્ધમાં 'ડૉર્ચેસ્ટર' નામના અમેરિકન જહાજને ઉત્તર ઍટલાન્ટિકમાં ટૉર્પિડો વાગી ને તે ડૂબવા લાગ્યું ત્યારે તે પરના ચાર જુવાન પાદરીઓ (જ્યૉર્જ ફૉક્સ, ઍલેક્સ ગુડે, ક્લાર્ક પૉલિંગ અને જૉન વૉશિંગ્ટન)એ પોતાના લાઇફ બેલ્ટ (જીવન બચાવવા પહેરાતા પટ્ટા) બીજાઓને આપી દઈ, પોતે ચારેએ આંકડા ભીડીને એકસાથે સ્વેચ્છાએ જળસમાધિ લીધી. પરહિતાર્થે આપભોગ આપી અમર બનેલા એ વીર પાદરીઓના સ્મરણમાં અમેરિકાએ કાઢેલી એમની છબિઓવાળી ખાસ ટિકિટનું ચિત્ર આ નીચે આપ્યું છે.



〰

કહેવતોના અર્થ: 'કોળિયાનું માથું નીચું જુએ, ને ડામનું માથું ઊંચું જુએ.' માણસોને વશ કરવા માટે અપાતી શિખામણરૂપ આ કહેવતની પાછળ મર્મ એ છે કે જે માણસને ખવડાવ્યું હોય, પોષ્યો હોય, ઉપકાર કર્યો હોય તેને આંખની શરમ લાગે છે અને આપણને અનુકૂળ થઈને રહે છે, પણ માર કે ઝઘડાથી માણસ ઊંચું જુએ છે,—એટલે કે સામું ફરે કે સામો થાય છે. એને મળતી બીજી કહેવતો: 'મો ખાય ને આંખ લાજે', 'ખાઇ વહાલી કે ખાઈ વહાલી?'

〰

અનેકાર્થી શબ્દ: ચોબો = મથુરા તરફનો બ્રાહ્મણ, ઢોલ વગાડવાનો દંડૂકો, ઢોલ પર પડેલો દંડૂકાનો સોળ, ચપકો કે ડામ, છૂંદણું.

〰

વીંછી ડંખ મારે છે ત્યાં પરસેવો છૂટે છે. ત્યાં પહેલાં ચપટી ભરીને પોટાશિયમ પરમૅંગેનેટની ભૂકી ભભરાવી તેના પર તેના ૢ ભાગ જેટલો ટાર્ટરિક ઍસિડ નાખવો. પછી તે પર એક ટીપું પાણી નાખતાં જ ફીણ ગ્યા વગે તેને રૂ વડે લૂછી નાખવું. આથી તરત જ વીંછીનું ઝેર ઊતરી જાય છે એવો અનુભવ છે. એ બે દવાઓ ઘરમાં વાટી રાખવી.



કોલસા, ચૂનો, માટી આદિના ઢગલા ખસેડવામાં વપરાતા આ પાવડાને જો ચિત્રમાં બતાવ્યા પ્રમાણે નવું હૅન્ડલ બેસાડવામાં આવે તો મજૂરનો શ્રમ ઓછો થવા સાથે કામ ઝપાટાથી અને સરળતાથી થશે.

〰

સર્વ રંગોના મૂળ ૩ કે ૭ રંગો ગણાય છે, પણ એ સાત રંગોના મિશ્રણમાંથી ૩૨ ૩ લાખ જાતના રંગ તૈયાર કરી શકાય છે!

〰

ઈંગ્લંડની વસતિ ઑસ્ટ્રેલિયા ન્યૂ ઝીલૅન્ડ કૅનેડા ને દક્ષિણ આફ્રિકા કરતાં બમણી છે, પણ હિંદની વસતિ તો એ બધાની સામટી વસતિ કરતાં ચાર ગણીથી ય વધારે છે.

### દેશદ્રોહીઓ માટે 'પાંચમી કતાર' શબ્દ કેમ વપરાય છે?

આ શબ્દ સ્પેનના આંતરવિગ્રહ વખતે પ્રચારમાં આવેલો. જનરલ ઍમિલિયો મોલા જ્યારે માડ્રિડ તરફ ધસતો હતો ત્યારે તેના નૅશનાલિસ્ટ લશ્કરમાં ચાર કતાર (column) હતી. તેણે કહ્યું કે શહેરમાં રહેલી પોતાની 'પાંચમી કતાર' તેને અંદરની બાજુથી મદદ કરશે, જેનો અર્થ એ હતો કે શહેરમાં જે લોક તેના પક્ષના હતા તે તેને મદદ કરવાના હતા. ત્યાર પછી હિટલરની લડાઈમાં જનરલ મોલાની પાંચમી કતારની માફક ઘણા દેશદ્રોહીઓએ હિટલરને મદદ કરવાથી આ શબ્દ રૂઢ બન્યો.

〰

ઉકળતી કીટલીમાં લોબાન નાખી નાસ લેવાથી ન્યુમોનિયાના જંતુ મરી જાય છે.

〰

સળગતી સગડીમાં ખાંડ કે ખાંડનો મેલ નાખવાથી ફૉર્મૅલિન નામનો વાયુ નીકળે છે. જે જંતુઘ્ન હોવાથી હવાને સ્વચ્છ બનાવે છે. કદાચ લોકોને મરકી કે એવો કોઈ મોટો રોગ ભાગ્યે જ થાય છે તેનું કારણ પણ તેઓ ચૂલામાં ખાંડનો મેલ નાખ્યા કરે છે એ છે.

〰

જે પ્રમાણમાં હવાનું ઉષ્ણતામાન વધે તે પ્રમાણમાં અવાજનાં મોજાંઓની પણ ગતિ વધે છે. દર સેન્ટીગ્રેડ ઉષ્ણતામાનના વધારાથી હવામાં એક માઈલ જેટલી અવાજની ગતિ વધે છે.



કલાકૃતિકા: અનેક ઉપકરણો અને વપરાશના સાધનોમાં કલાનો રસ પૂરનાર માનવ પંખા જેવી આરામ આપનારી વસ્તુને શણગારતાં કેમ ભૂલે? અમુક દેશોમાં તો પંખો પ્રેયસીને પ્રેમનો સંકેત કરવાનું સાધન હોય છે. હાથીદાંતની પટ્ટીઓ વડે રચેલા ઉપરના પંખાની એકેએક પટ્ટી ઉપર શોભન કરવા ઉપરાંત વચ્ચેના ભાગમાં દૃશ્યચિત્ર રચાય એ રીતની કારીગરી કરી છે. વિવિધ સુશોભનવાળા ચીન જાપાનના પંખા તો સુવિખ્યાત છે.

# ઝેનિથ



# પસંદ કરે છે-

## સમજદાર માણસો.

એકેએક ઝેનિથ ઘડિયાળ ઉમદા કારીગરીનો નાદર નમૂનો હોય છે. પાતળિયુ ને ખૂબસૂરત, તથા રાત ને દિવસ બિનચૂક ચોક્કસાઈ જાળવનાર. દુનિયાભરના માણસો ઝેનિથ જ પસંદ કરે છે, કેમકે ભરોસાપાત્ર તરીકે પ્રખ્યાત અને છતા કિંમતમા માફકસર ઘડિયાળ એ જ છે

નં ૧૨૫૪–ડાબી બાજુએ ૧૫ જ્યુએલનું ઝેનિથ મુવમેન્ટ, ક્રોમપ્લેટેડ કેઇસ તથા સ્ટીલની પીઠવાળુ ચિત્રમા દર્શાવ્યા મુજબ અરેબિક આકડાવાળુ રૂા ૧૬૦

નં ૧૨૩૪–જમણી બાજુએ ૧૫ જ્યુએલનું ઝેનિથ મુવમેન્ટ ક્રોમપ્લેટેડ કેઇસ તથા સ્ટીલની પીઠવાળુ ચિત્રમા દર્શાવ્યા મુજબ રોમન આકડા તથા ઉપસેલા ગિલ્ટવાળા ટપકા સાથેનુ રૂા ૧૭૦




ફાવર-લ્યુબા ઍન્ડ કંપની લિમિટેડ
મુંબાઈ અને કલકત્તા




માર્ચ '૪૯



# ગીઝાના પિરામિડો

લેખક ડૉ. કૃષ્ણલાલ શ્રીધરાણી

પૃથ્વી તણી પથ્થર-કાય તોડી
મહાનદો સ્નિગ્ધ કરે વસુંધરા,
રુધિરના રાગ વિરાગ છોડી,
બની રહે પ્રાણ તણી પયોધરા.

તીરે તીરે આથડતા પ્રવાસી
આવી, વસી, કામ કરી ઠરતા,
શરીરની ભૂખ જતાં વિલાસી,
ઊંડે ઊંડા અંતરમાં તરતા.

અને અહીં સભર સંસ્કૃતિના,
વિકાસ તો માનસ વ્યાપૃતિના,
વિરાટ કો આરંભની કૃતિના,
પ્રકંપ ત્યાં થાય શ્રુતિ સ્મૃતિના.

પૃથ્વી તણા તપ્ત પ્રચંડ અંગે,
મહાનદો તો લચતા પયોધરો
ધાવી લઈ સંસ્કૃતિ બાળ રંગે,
વિકાસતું સર્જનના પડો-થરો.

ફર્યો હતો સિન્ધુતણા કિનારે,
પુરાણથી એ ય પુરાણ સંસ્કૃતિ
કીડીની, સર્જનની સવારે
ખીલી હતી,—તેની સમસ્ત વિસ્મૃતિ.

આર્યો તણી સંસ્કૃતિ માત ભવ્ય,
કાલિન્દી ને ગંગની છાતીઓ પે
ચડ્યો હતો ગાનડ હું, સ્મર્તવ્ય
સ્મરી, ભરી અંત-ચક્ષુઓ રે.

જીવિતનો ધન્ય ઊગ્યો સવિતા.
બીજી મહા સંસ્કૃતિ માત દર્શી
ઇજિપ્તની ઊછળતી શી ગીતા
સમી દીઠી નાઇલ ક્રાન્તદર્શી
નથી, છતાં ભૂત ભવિષ્યના મહ
ભેદી પટો દર્શન અંતરે લહું.

કાંઠે જમા કગન રતી રેગ
પરે વળી પથ્થર ઢગલો ભરી,
આકાશનો ઘુમ્મટ ટેકવા કરી,
કર્યા ઊભા ભવ્ય, મહા, વડેંગ
ગીઝા તણા ચાર પિરામીડો! તૂટ્યા!
આશ્ચર્ય તો પૃથ્વિ તણાં ન ફૂટ્યાં!

અને નીચે શાશ્વત સોણલામાં
સરી જવા માનવ કોઇ મૃતાં,
મૃત્યુ તણી જીવતી કો ગુફામાં
બળી જવા, જીવન છોડી જૂઠાં.

જાગી જશે અંદર સોણું તે પડ્યું
મહીને!—હર્યો મન ત્વરિત ઉરિયો
ને આંખથી અશ્રુ ઊનું નીચે પડ્યું,
પ્રતપ્ત રેતી મહીં એ ગયું ગળી.

આ સૂર્યનો ધામ પ્રચંડ તાપ
ભેદી શકે પથ્થર-દંગ કેમ?
મસ્તીભરી નાઇલના પ્રલાપ
પૂછી શકે અંદરના ન ક્ષેમ?

ત્યજી દઈ જીવન જીર્ણ આ,
મૃત્યુ તણું જીવન જીવવાને
સૂતેલ જે અંદર તે મડાં ના
—જીવી ગયા જીવતદાન દાને.

સોનારૂપા-ઓપી સહસ્રભારે
રચી હતી ભવ્ય વિરાટ શય્યા.
સમૃદ્ધિ રાખી સઘળા પ્રકારે,
લેટ્યા હતા પ્રાણ તણા બપૈયા.

સુવાસને સદન્વા સજાનો,
પ્રદીપવા ખંડ દીવી સુવર્ણની
આરામને માણવા ખજાનો
સામગ્રી ત્યાં સાથ તમામ વર્ણની
જીવિતનો સાગર પાર પામવા

સાથે વળી હોડી અને હંમેશ
સુતેલ, તેને મૃત કેમ માનવા
ભલું નહીં આપણું સૌ મરેલા
—ખરે મને થાય અદમ્ય શંકા!
ગાજી રહે છાતી મહીં ય ડંકા!

નહીં! અહીં તો મધરા નગારાં
પડ્યાં હિમ ગૌરવગાન પીટવા
મિથ્યાભિમાની નરપુંગવોનાં,
નિકાલના ડર્ણું વિદારવા મહા!

'અમાપ છે શક્તિ અમારી' એવી
ચણી દીધી તો નહિ હોય ગોખણાં?
હશે નહીં હોય ન દેવ દેવી
પછાડીને પથ્થર પ્હાણ તો ઘણાં?

મહાન કો રાજવીનું મહાન
સામ્રાજ્યનું ગર્વ વિરાટ સોણલું
ઠરી ગયું, તે નહિ હોય થાન?
—ભવિષ્યના વારસને મહામૂલું?

મને ય આજે બળતા બપોર
જાગી રહે ભાવના એક એવણી
બનું કદી માનવી દેવ-જોર!
પિરામિડો હું ય ચણાવું સો ગણા
ઊંચા ઊંચા આથી ય આભભેદી!
અને રચું અંદર એક વેદી!

સ્મશાનથી સૌ પરમાણુ ગોતી,
ભેગું કરું માતનું દેહ-મોતી!
સોના તણી માત સુવર્ણપેટી
મહીં દઉં એ દફનું લપેટી!
અને પછી હું બનીને પ્રતિમા
રહી રહું વેગની અર્વ સીમા!
ધીમે પણ હું નમણી નિગાહમાં!
જ્યાં ઊંટની ત્રેન્વણી—દિશામાં!

આજથી ચૌદ વર્ષ પર અમેરિકા જતા માર્ગમાં મિસરના પિરામિડોની મુલાકાત બાદ સ્ટીમરમાં લખાયેલું ડૉ. શ્રીધરાણીનું આ કાવ્ય એ એમના પરદેશગમન પહેલાંની કાવ્યપ્રવૃત્તિનું છેલ્લું કાવ્ય. એ એમણે જતાંજતાં પારીસમાંથી અમને મોકલ્યું હતું તે આજ સુધી અમે ઇરાદાપૂર્વક અપ્રગટ રાખ્યું હતું. તે પછી ચૌદે વર્ષે હિંદ આવી એમણે લખેલું પહેલું કાવ્ય અમે ૩૦૦મા અંકમાં પ્રકટ કર્યું હતું. ચૌદ વર્ષના કાળખંડના બે છેડા પરની એ બે કૃતિઓની સરખામણી રસપ્રદ થઈ પડશે, એ ઐતિહાસિક દૃષ્ટિથી જ અહીં તે પ્રકટ કરીએ છીએ.

મહન્ત ધનરાજપુરીની મૂળ વાર્તા ઉપરથી

★ અનુવાદક

'નિષાદચન્દ્ર'

# અસંભવ શિકાર

માટે ઉતરતું હશે? અને અમારી ગંધ આવી ગઈ હશે? એમ હોય તો એનો છાનો શિકાર કરવાનું સરળ નથી. મેં બંદૂક ઉઠાવી. રીંછ સાધારણ બાંધાનું હતું. પુષ્ટ દેહ લાંબા કાળા વાળથી ઢંકાએલો હતો. સોમેશ્વરની ટેકરીઓમાં ફક્ત કાળા સ્લૉથ રીંછ જ હોય છે. ડોકની ઉપરના નાના નાના ભૂરા વાળ સૂરજના તડકામાં ચમકતા હતા. આવો સુંદર શિકાર બરાબર સામે જ જોઈને મારા શરીરમાં ઉત્તેજનાની વીજળી જ જાણે દોડી ગઈ.

વધારે વિચારવા—સમજવાનો સમય નહોતો. ક્ષણની વાર લાગે તો શિકાર છટકી જાય છે. અચાનક એનો દેહ નાળામાં જઈને અદૃશ્ય થવા લાગ્યો. શિર, છાતી, પેટ. હવે તો હું એની પૂંઠી પર ફાયર કરવા તૈયાર થઈ ગયો. મહાવતે રોકવા ઈશારો કર્યો, પરંતુ મેં ધ્યાન ન આપ્યું. એક જ પળના અંતરે બન્ને ઘોડા દાબી દીધા. ધાય ધાયના અવાજે જંગલ ગુંજી ઊઠયું. ટેકરીઓમાં ધ્વનિપ્રતિધ્વનિ થવા લાગ્યા. પરંતુ બન્ને ગોળીઓએ નાળાના સામા કિનારેથી ધૂળ જ ઉડાડી! બૂરીરીતે નિશાન ચૂક્યો હતો. એમાં શંકા નહોતી. ત્રણ ત્રણ વારનો પ્રયાસ નકામો ગયો. શિકારીઓ માટે આવો પ્રસંગ મોતથી યે વધારે ખરાબ છે. મનમાં થયું, નાળ ખોલીને કારતૂસ ભરું અને મારી જ છાતીમાં ગોળી મારું!

દિવસ ઠીક ઠીક પસાર થયો હતો. જંગલમાં આવની સંધ્યાનાં નિશાન દેખાવા લાગ્યાં હતાં. અમે મંઢા જંગલને ઓળંગતા 'પખન હવા'ની પશ્ચિમે ઠીક દૂર નીકળી ગયા હતા. ઘેર પાછા જવાનો સમય પણ 'જવાય છે જવાય છે'માં વીતતો આવ્યો. હવે વધારે ભટકવું એટલે લેવાદેવા વગરની આફત વહોરી લેવી. છતાં યે દિલ કબૂલ નહોતું કરતું. અહીં મોતું ત્યાં શોધું મની ધૂન લાગી ગઈ હતી. હું પાછા ફરવાનો હુકમ દેવા જતો હતો ત્યાં જ મહાવતને કહ્યું, 'હજુરે જરા ઉતાવળ કરી.' હું ગુસ્સુર આગળ સાંભળવા તૈયાર થઈ ગયો. થોડી વારે તેણે કહ્યું, 'રીંછ નાળામાં જ ભાગી ન જાત તો જરૂર સામે કિનારે ચડત ત્યારે અને મારવામાં કોઈ મુશ્કેલી ન પડત. મેં ઈશારો તો કર્યો હતો, પરંતુ હજુર રોકાયા નહિ.'

'જવા દે. આજનો દિ જ નકામો છે.' મેં ઉદાસ ભાવે કહ્યું.

'તો હવે ઘર તરફ પાછો ફરું? નરકટિયા થઈને જવું પડશે.'

'હા, બીજું શું? મોડું તો બહુ થયું છે. ઘરે પહોંચતાં જ મધરાત તો થઈ જશે. વાળ પાછો હાથી.' કહીને હું હાથી પર જરા ઢળ્યો.

હજી અમે બે ત્રણ માઈલથી વધારે આગળ નહોતા ગયા. નરકટિયાનું જંગલ શરૂ થઈ ગયું હતું ત્યાં અચાનક વાઘની ગર્જના અને મનુષ્યની રાડના અવાજ આવ્યા! હું ચોંકીને ઉત્તેજનાને લીધે હાથી



પર આવીને બેસી ગયો. મારું મન મૂંઝાઈ ઊઠ્યું શું કોઈ અભાગી મનુષ્ય વનરાજની ઝપટમાં આવી ગયો હશે? મહાવતે મારી તરફ જોયું અને અવાજની દિશા તરફ હાથીને હંકારતો હોય એમ ફંટાવ્યો. અવાજ વધુ ને વધુ નજીક આવતો જતો હતો. એકએક ગર્જના અને ચીસો અમે ચોખ્ખી ઉકલતા હતા પરંતુ પત્થરો, કાંટાળી ઝાડીઓ અને ઢેખાઓને લીધે અમારી ગતિમાં રૂકાવટ આવતી હતી.

પરંતુ મનુષ્યના અવાજમાં ભયનું નિશાન પણ ન હતું. એની ચીસ પણ એવી જ હતી કે જાણે કોઈ પ્રતિદ્વન્દ્વીનો ઘા પડતો ન હોય! અને વાઘની ગર્જનામાં પણ ક્રોધની છાંટ દેખાતી હતી. શું વનરાજ મહોદય પણ જીવલેણ ઘાની ઝપટમાં આવીને નિર્બળતા ઘોતક ક્રોધ પ્રદર્શિત કરે છે? જો રણ રંગણમાં સમાન પ્રતિદ્વન્દ્વીઓના સામનામાં ઝૂમતા થતા હોય તો સમજ પડે. પરંતુ આ શું અનુપમ દૃશ્ય તો વળી કઈ રીતે? આ ભયંકર જંગલમાં, ગામડિયાઓના નાના વાસ પાસે, રાઈફલ બંદૂક વગર એવું શી રીતે બને?

રણમેદાન આવ્યું. દૂરથી એની ઝલક દેખાતા જ મારી આંખો ફાટી ગઈ. ખરેખર એ એક અદ્ભુત દૃશ્ય હતું. નર અને નરભક્ષક બન્ને હતા, પરંતુ બન્નેનું મિલન આશ્ચર્યજનક હતું. મકનો નામનો ગોવાળ આદમી, મોતના મોઢામાં હાથ નાખી જીવન અને મૃત્યુની સીમાનો જ જાણે નાશ કરવા બેઠો હતો! મેં જોયું તો જંગલી જાંબુડાના એક વિશાળ ઝાડના થડને ટેકે પીઠ રાખીને વાઘ લપાઈને બેઠો છે. કાળા ચટાપટાવાળો તે મોટો રૉયલ ટાઈગર હતો. વાઘ જુવાન હતો. એના પુષ્ટ પંજા ને માંસલ દેહ જ તેની સાક્ષી પૂરતા હતા. એના ખુલ્લા મોઢામાં વાંસનો એક જાડો દંડો ધીરેધીરે ઘુસતો જતો હતો. બિચારો વાઘ જીભ કાઢવાની અને દાંત મારવાની ઇચ્છા તો બહુ કરતો હતો, પરંતુ એને સફળતા નહોતી મળતી. હા, એના બન્ને પંજા ખરાબ થતા હતા. એની આંખોમાં ક્રોધ હતો અને ચહેરા પર દીનતા. એની પૂંછડી જમીન પર હાલતી જાણે ઝાડુ કાઢતી હતી!

આદમી પણ નવજુવાન હતો. એની પુષ્ટ માંસપેશીઓ તો દૂર અખાડામાં જ તૈયાર થઈ હશે એમ લાગે. નાનકડી ધોતી ને ગંજીફરાક તેણે પહેર્યાં હતાં. ગંજીફરાકની આરપાર એની પહોળી છાતીનું સૌંદર્ય જોવાલાયક હતું. જાડી ગરદન અને પાતળી કમ્મર તો હતા જ. પહોળા કપાળ ઉપર પરસેવાનાં ટીપાં ચમકતાં હતાં. રંગ શામળો અને બાંધો લાંબો હતો. પગને આગળ પાછળ રાખીને, બન્ને હાથ વડે દંડાને પકડીને તે વાઘના મોમાં ઘુસાડતો જતો હતો. એને શી ખબર કે એના દેહ પર વાઘના કેટલા પંજા પડ્યા છે અને ક્યાં ક્યાંથી લોહી નીકળે છે! પંજાઓના ઘા અને વાઘની ગર્જનાઓ સાથે તે પણ પડકારના ખરડા પાડતો જતો હતો.

અજબ દૃશ્ય હતું! વાઘના મોમાં દંડો અને વાઘના હોશહવાસ ગુમ! નૌજવાનની હિંમતને તે શું કહેવું? એની દિલેરીના જેટલા વખાણ કરીએ તેટલા ઓછા. નિર્જન વનમાં એક માત્ર દંડાના જોરે વાઘ સાથે એકલો યુદ્ધ છેડી બેઠો છે અને એના મોમાં દંડો ઘુસાડતો જાય છે! કદાચ જો હાથથી દંડો છૂટી જાય તો એને પીંખી નાખતા વાઘને શી વાર લાગે? એની ગર્જનાથી માચડા પર ચડેલા રાઈફલધારીઓનાં હૃદય પણ કંપી ઊઠે છે. એની આવી દુર્દશા! એની ગર્જનાની આવી ઉપેક્ષા? હું ન બોલી શક્યો, ન ચાલી શક્યો.

બન્ને જીવ પર આવી ગયા હતા. વાઘના મોમાં પૂરાતો દંડો એના આંતરડાંની કચૂંબર કરી રહ્યો હતો અને શેરના પંજાના થાપા યુવકની ચામડી ઉતરડી નાખતા હતા. વાઘની આંખો નાચતી હતી અને યુવાનનું શરીર કાંપતું હતું. દંડો જરા ઓસરતો તો વાઘ ગર્જી ઊઠતો અને પંજો શરીર પર પડતા યુવક બૂમ પાડી ઊઠતો! રહીરહીને વાઘ યુવાનને ઝાપટ મારીને એક બાજુ ફેંકી દેવાની કોશિશ કરતો હતો, પરંતુ વાઘની લાચારી બહુ આડે આવતી હતી. જરા ગડથોલું ખાઈને પણ યુવક પાછો ટટ્ટાર થઈ જતો હતો અને જરાક તક મળતા જ પોતાનું બધું બળ એકત્ર કરીને વાઘના પેટમાં આખો દંડો નાખી દેવાનો પ્રયત્ન કરતો હતો. જો જાંબુડાનું થડ વાઘની પાછળ ન હોય તો એક જ છલાંગમાં તે યુવકને ઝડપી લે પરંતુ બીચારો નિરુપાય હતો. પીઠ થડ સાથે જ અથડાતી હતી. ફક્ત ગરદન હલાવીને તે દંડો વધુ ઘૂસવા નહોતો દેતો. તે વાઘ નહોતો, પણ વાઘણ હોય એમ લાગ્યું,—વાઘથી યે વધારે ખૂનખાર વાઘણ!

અચાનક હાથીએ જોરથી જમીન પર સૂંઢ પછાડી 'ભમ' અવાજ થતા જ બન્ને પ્રતિદ્વન્દ્વી ચોંકી ઊઠ્યા. બન્નેએ તિરછી નજરે અમારા તરફ જોયું. યુવકના ચહેરા પર આશા અને વાઘણના ચહેરા પર નિરાશા ફેલાઈ ગઈ. આંખ મીંચતી હોય તેમ વાઘણે ગર્જના કરી,—જાણે તૂટી પડવા ન માગતી હોય! ઉત્તેજનામાં મને સમજાવતો હોય એમ યુવક બોલવા લાગ્યો. 'હવે એ બાજુ શું જુએ છે? લે! મારા બાપને ખાઈને પણ તારું પેટ ન ભરાયું? તો બાને હવે મને? આજે કેટલા યે દિવસોથી તને શોધતો હતો, આજે ભેટો થયો. પરંતુ એ પણ તારે લીધે, મારે લીધે નહિ. તું મારા પર તૂટી પડી ન હોત તો મને તારો પત્તો ન મળત. તારા મનમાં એમ હશે કે મોટાભાઈને મારી નાખ્યો તો નાનાનું શું ગજું? આજે મહીનાઓથી મારી ભાભીની આંખો નથી સુકાઈ. બચ્ચાંને મજેદાર દૂધ પાવા તારે માણસનું જ લોહી જોઈએ, ખરું ને? હવે પીવરાવજે બચ્ચાંને દૂધ! તારે માટે શું મેં ઓછું તપ કર્યું છે? તારા પંજાના મારમાંથી બચવા માટે દંડાના એક છેડે ચામડાને વીંટીને ઢાલ જેવું બનાવીને ફરતો હતો. અને ચુપકીદીથી મારા પર હુમલો તેં કેવો કર્યો? છલાંગ મારતાંક ને હું ઝાડની પાછળ ન આવી ગયો હોત તો મારી ગરદન જ ઝડપી લેત. માન્યું હશે કે આના હાથમાં એક દંડો જ હથિયાર છે. પણ આ દંડો છે, રસગુલ્લાં નથી, સમજી ને? આ તારાં આંતરડાંઓને ભમાવીને આરપાર નીકળી જશે. ભાભીના પગ પકડીને મેં સોગન ખાધા છે: 'કાં તો વાઘણ નહિ રહે અને કાં તો હું નહિ રહું.'

હવે વાર લગાડવામાં જોખમ હતું. જો નાગફાંસમાંથી વાઘણ સહેજ છૂટે તો આ બહાદુર જુવાનનું આવી જ બને. બંદૂકની નાળમાં કારતુસ નાખ્યા અને વાઘણ પર ફાયર કરવા તૈયાર થઈ ગયો. પણ ખટ અવાજ થયો કે તરત યુવક સમજી ગયો. મારી બંદૂક છાતી સરસી હતી. જોઈને એણે કહ્યું, 'ખબરદાર, જો આપે ગોળી ચલાવી છે તો! હું એકલો જ એની સાથે પતાવી લઈશ.' એમ કહી એણે એક મોટું જોખમ ખેડ્યું કે મારા મોઢામાંથી 'હાય'નો અવાજ નીકળી ગયો. એણે આગળ પાછળ રાખેલા પોતાના પગોને આકાશમાં ફંગોળ્યા ને આખા શરીરનો બોજો બન્ને હાથ પર નાખી દંડાને અતિ વેગથી વાઘણના પેટમાં ઘુસાડી દીધો! દુસ્સાહસની પરાકાષ્ઠા હતી! જો દંડા પરથી હાથ છટક્યો હોય તો સીધી એની ગરદન વાઘણના મોંમાં જાય! કોઈ નટની પેઠે એનો આખો દેહ અધ્ધર તોળાઈ રહ્યો!

જેવો મારા મોંમાંથી 'હાય' શબ્દ નીકળ્યો કે એની સાથે જ વાઘણના મોંમાંથી લોહીની ધારા ચાલી. તે ગર્જતી હતી પણ ક્ષીણ સ્વરે. પંજા પણ હલાવતી હતી, પરંતુ શક્તિ વગરના. એની પૂંછડીની ધ્રૂજારી પરથી સ્પષ્ટ દેખાતું હતું કે વાઘણ છેલ્લા શ્વાસ લઈ રહી છે.

હું મનમાં ને મનમાં વિચારવા લાગ્યો: 'કોણ વધુ સારો શિકારી, દંડાવાળો કે બંદૂકવાળો?'



# મૌલાના અબુલ કલામ આઝાદ

૧૮ વર્ષની વયથી દેશને ચરણે પોતાનાં તનમનધન અર્પણ કરી દઈ આઝાદી માટે અવિરતપણે ઝઝૂમનારા આજીવન લડવૈયા, દેશની કટોકટીની પળે સદૈવ દેશહિતની દૃષ્ટિ રાખી જનતાને યોગ્ય માર્ગે દોરનાર પીઢ મુત્સદ્દી નેતા, પોતાના વિચારપ્રચુર ચિરંજીવ લખાણોથી માત્ર હિંદની જ નહિ પણ પશ્ચિમ અફઘાનિસ્તાનની જનતા પર પણ અસર પહોંચાડનાર તેજસ્વી સાહિત્યકાર, હિંદુ મુસ્લિમ ઐક્ય માટે અથાક રીતે મથનાર અગ્રણી રાષ્ટ્રીય મુસલમાન, ઇસ્લામી ધર્મશાસ્ત્રો, ઇતિહાસશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર આદિ અનેક વિષયોના પંડિત—એવું સર્વગામી વ્યક્તિત્વ ધરાવનાર મૌલાના અબુલ કલામ આઝાદ હિંદની તેજસ્વી પરંપરામાં અગ્રણી જ નહિ પણ ભૂષણરૂપ છે

૧૯૨૦માં જ્યારે મૌલાના નજરકેદમાંથી છૂટ્યા ત્યારે દેશમાં એક નવું જ ચૈતન્ય—નવું જ વાતાવરણ ઉત્પન્ન થયું હતું મહાત્માજીએ અસહકાર દ્વારા નિર્જીવ ને કચડાયેલી પ્રજામાં નવા પ્રાણનો સંચાર કરીને જગતની શક્તિશાળી ગણાતી બ્રિટિશ સરકારને પડકાર કર્યો હતો પંજાબમાં તો પ્રજાશક્તિના જુલમે માઝા મૂકી હતી સરકારે તેને દંડો મારવા જલિયાંવાલાનો ભીષણ હત્યાકાંડ સર્જ્યો હતો પંજાબનો એ અન્યાય તાજો હતો ત્યાં ખિલાફતનો અન્યાય પણ તેમાં ઉમેરાયો બ્રિટનના વડા પ્રધાન લૉઈડ જ્યૉર્જે વચન આપેલું કે મુસલમાનોનાં ધાર્મિક સ્થાનોને અખંડ રાખવામાં આવશે પણ તુર્કસ્તાનમાં આવેલી મુસલમાનોની ખિલાફતની ગાદી ઉખેડી નાખીને એ વચનનો બ્રિટને ભંગ કર્યો આ અન્યાયથી હિંદના મુસલમાનોની લાગણી દુભાઈ અને તેમણે તેનો વિરોધ કરવાનું નક્કી કર્યું પહેલાં તો તેઓ એક પ્રતિનિધિમંડળ વાઈસરૉય પાસે લઈ ગયા, પણ તેથી કંઈ અર્થ ન સરતાં તેઓ ઇંગ્લંડ જઈ આવ્યા પણ ત્યાંયે નિષ્ફળતા જ મળી હવે પોતાનો વિરોધ કેવી રીતે વ્યક્ત કરવો તેનો તેઓ વિચાર કરતા હતા બરાબર આ જ ટાંકણે મૌલાના છૂટ્યા અને ૧૯૨૦ની ૧૮મી જાન્યુઆરીએ મહાત્માજીને મળ્યા ગાંધીજીએ ખિલાફતનો અન્યાય દૂર કરવા અસહકારનો કાર્યક્રમ મૌલાના તથા બીજા મુસલમાન નેતાઓની આગળ મૂક્યો મૌલાના સાહેબના ક્રાંતિકારી માનસે તરત તે કાર્યક્રમનો સ્વીકાર કર્યો અને ગાંધીજીમાં પોતાનો તમામ ઈતબાર ઠલવી દીધો કલકત્તાની ખિલાફત પરિષદના પ્રમુખપદેથી મૌલાનાએ એ જ કાર્યક્રમ સ્વીકારી લેવા મુસલમાનોને આગ્રહ કર્યો કલકત્તા અને નાગપુરની મહાસભાએ એ કાર્યક્રમ પર મહોર મારતાં જ દેશભરમાં લડત શરૂ થઈ મહાત્માજી તથા મૌલાનાનાં ભાષણોથી વિશાળ સભાઓ ગાજવા લાગી મુસ્લિમ ઉલેમાઓની તેમજ સાધારણ મુસલમાનોની સભાઓમાં ભાષણો માટે મૌલાનાને ખાસ આમંત્રણ મળવા લાગ્યાં લાહોરની અખિલ ભારત ઉલેમાઓની સભામાં તેમને ઇમામ (સૌથી મોટા ધર્મગુરુ) નીમવાનો ઠરાવ થયો કોઈ પણ મુસ્લિમ વિદ્વાનને મળતું આ સૌથી મોટું માન હતું પણ માનચાંદથી સદા દૂર રહેતા મૌલાના સાહેબે તે સ્વીકારવાની આદરપૂર્વક ના પાડી તેમની ત્યાગવૃત્તિનું આ એક જ્વલંત ઉદાહરણ છે

અસહકારના એ દિવસોમાં ઇંગ્લંડના પ્રિન્સ ઑવ વેલ્સનું આગમન થતાં જ તેનો સંપૂર્ણ બહિષ્કાર કરવાનો ઠરાવ થયો બંગાળનો બહિષ્કાર મોરચો દેશબંધુ ચિત્તરંજન દાસ તથા મૌલાના આઝાદે સંભાળેલો ત્યાર બાદ ધૂંધવાયેલી સરકારે સખ્ત દમન ધરપકડો કરવાનું શરૂ કર્યું અમદાવાદની કૉંગ્રેસની બેઠકના નિમાયેલા પ્રમુખ દેશબંધુ દાસ તથા મુસ્લિમ લીગની બેઠકના વરાયેલા પ્રમુખ મૌલાના સાહેબને સરકારે પકડ્યા અને ત્રણ મહિના સુધી કેસ ચલાવ્યા સિવાય જેલમાં પૂરી રાખ્યા આખરે કેસ ચલાવવાનું નાટક ભજવીને સરકારે તેમને ૧ વર્ષની કેદની સજા કરી એ સજા થતાં પહેલાં તેમણે જે વિસ્તૃત નિવેદન સરકાર આગળ કર્યું હતું તે 'બુલંદ એકરાર' ને નામે ઈતિહાસપ્રસિદ્ધ છે એ અજોડ એકરાર વાંચીને મહાત્માજી મૌલાના પર આફરીન થઈ ગયા હતા 'જન્મટીપની સજાને લાયક એ વક્તવ્ય છે' એમ તેમણે જણાવેલું ફૂલસ્કેપના ટાઈપ કરેલાં ૩૦ પાનાંઓમાં લખાયેલા એ એકરારમાં તેમનું વિશાળ ઐતિહાસિક જ્ઞાન, સચોટ દલીલો તથા દેશ ખાતર અનંત કષ્ટો સહન કરવાનો દૃઢ નિશ્ચય નીતરતાં દેખાય છે

૧૯૨૩માં જ્યારે જેલમાંથી છૂટ્યા ત્યારે દેશમાં નિરાશાનું એક મોજું ફરી વળ્યું હતું ગાંધીજીની ગિરફતારી પછી મહાસભામાં બે તડ પડ્યાં હતાં એક 'નાફેરવાદી' બીજો 'ફેરવાદી' પહેલો પક્ષ મહાત્માજીના કાર્યક્રમમાં જરા પણ ફેરફાર ન કરવાના મતનો હતો, જ્યારે બીજો—પંડિત મોતીલાલ નેહરુ ને દેશબંધુ દાસનો પક્ષ ધારાસભામાં જઈ સરકારનો વિરોધ કરવાના મતનો હતો મૌલાના સાહેબે ફરીને આ બંને પક્ષ વચ્ચે સમાધાન કરાવવાના અથાક પ્રયત્નો શરૂ કર્યા ૧૯૨૩ની ૧૫મી સપ્ટેમ્બરે તે દિલ્હીમાં ભરાયેલી મહાસભાની ખાસ બેઠકના પ્રમુખસ્થાને ચૂંટાયા તે વખતે તેમની ઉંમર ફક્ત ૩૫ વર્ષની હતી આટલી નાની વયે પ્રમુખ બનવાનું માન મેળવનાર તે પહેલા જ હતા જવાહરલાલ પણ પ્રમુખ બન્યા ત્યારે તેમની પણ ઉંમર ૩૯ વર્ષની હતી પ્રમુખસ્થાનેથી મૌલાનાએ વચલો માર્ગ સૂચવ્યો કે જેમને ધારાસભાના કાર્યક્રમ પર શ્રદ્ધા હોય તે ત્યાં જાય અને જેમને ન હોય તે રચનાત્મક કાર્યક્રમ પાછળ લાગી



…તમાં દાહોદ પાસેથી નીકળેલી ૧૩મી સદીની કાળા પથ્થરની પૌરુષવંતી ગરુડ-મૂર્તિ.





ઇ. ૧૦૦૦ની તાંજોરની પાર્વતીની કાંસ્ય મૂર્તિ: દક્ષિણની લલિત ધાતુમૂર્તિ-કળાનું ઉદાહરણ

ઉપર વચ્ચે: રસ, સૌંદર્ય ને તાલબદ્ધતાની દૃષ્ટિએ હિંદી ચિત્રકળામાં સર્વોત્તમ ગણાએલી, ૧૮મી સદીની કાંગરા ચિત્રશૈલીનું મધુર ઉદાહરણ. જેમાં વર્ષાનાં વાદળ ચઢી આવતાં એક રમણી ઉતાવળે ઘરમાં ચાલી જતી દર્શાવી છે. એનું લાલિત્ય જુઓ.

નીચે: દક્ષિણમાં ઐહોળે ખાતેના શિલ્પમાં આકાશચારી ગાંધર્વ યુગલ શું ચિત્રમાં કે શું શિલ્પમાં, હિંદી કલાકારે માનવદેહના માધુર્યભર્યા સૌંદર્યની લાવણ્યમયી રેખાઓને પકડીને સદા આગવી કરી બતાવી છે



શ્વર અને કેણારક, બુંદેલખંડમાં ખજુરાહો તથા ગુજરાતમાં આ ગિરનાર ને શત્રુંજયની મંદિર-કલાઓના અવશેષો તેની શાખ પૂ છે, તેમ દક્ષિણમાં બાદામી અને અહીઓળે, ઇલોરા ને એલીફન્ટ મહાબળિપુરમ્ ને હળેબીડ-બેલુરનાં મંદિરો તેની કીર્તિ ગાય છે.

એક રીતે જોતાં હિંદી કલાસિદ્ધિની પૂરી પરાકાષ્ઠા તો અજન્તાકાળમાં પણ પ્રાપ્ત ન થએલી. મહાબલિપુરમનાં એકશિલામંદિ મંદિરો તથા એલિફન્ટા ને ઇલોરાનાં ગુફામંદિરોનાં ભાવપ્રાબલ્ય વંતા વેગપૂર્ણ શિલ્પો જ ઉત્તમોત્તમ કલાકૃતિઓ છે. મંદિર-રચના આ કાળ પછી રાગપૂર્ણ ને ઇન્દ્રિયલક્ષી શિલ્પનો જુવાળ આવ્યો ખાસ કરીને ઓરિસ્સામાં ને ખાજુરાહોમાં. (જુઓ પૃ૦ પર શિલ્પ); પણ ૧૪મી સદીના અંત સુધીમાં અર્ચનાત્મક શિલ્પન પ્રેરણા મોટે ભાગે ઉત્તર હિંદમાં નષ્ટ થઈ ગઈ. પરંતુ દક્ષિણ હિંદમ નટરાજ, સુંદરમૂર્તિ સ્વામી વગેરે શિવની વિવિધ કાંસ્યમૂર્તિ દ્વાર વ્યક્ત થતી અર્ચનાત્મક શિલ્પકલા છેક ૧૯મી સદી સુધી ટકી.

૨હી મુસ્લિમોના આક્રમણના દાબડા સંભળાયા અને દિલ્હી કુતુબુદ્દીને કુવ્વત-અલ-ઇસ્લામની મસ્જિદથી હિંદની મુસ્લિમ પાયો નાખ્યો; અને કુતુબમિનારના સાદા પણ ભવ્ય મહાન ગી શરૂઆત મુઘલોએ ફતેહપુર સિક્રીનાં બેનમૂન સ્થાપ… સ આગ્રાના જગવિખ્યાત તાજ સુધીની શૈલી પહોંચા… તેની ત્યારે મધ્યએશિયાની સંસ્કૃતિ અને ઈરાની કલાની… જને આવેલાવેલા ઉત્તરહિંદમાં ચિત્ર ને સ્થાપત્યમાં… પીછાણી તેમાં એક વિશિષ્ટ અસ્મિતા પ્રકટ



# હીરા અને તેમની રાસાયનિક બનાવટ

★ લેખક
ડૉ નરસિંહ મૂ શાહ એમ એસસી પીએચ ડી

કુદરતમાં હીરા કેવી રીતે પેદા થાય છે એ આપણે ગયા હપતામા જોઈ ગયા એમા વર્ણવેલુ હીરાની ઉત્પત્તિ સબધીનુ અનુમાન સાચુ હોય તો હીરાની બનાવટમા ખૂબ ગરમી અને દબાણની જરૂર પડે છે એમ ઠરે છે પરિણામે, પ્રયોગશાળામા હીરાની બનાવટ માટે પુષ્કળ સશોધનને વેગ મળ્યો છે, ને ખાસ કરી ફ્રાસના વિખ્યાત રસાયનશાસ્ત્રી પ્રોફેસર મોઈસા (Moissan)એ પોતાની વીજળિક ભઠ્ઠીની શોધથી અતિશય ઉષ્ણતા પેદા કરવાની રીત શોધી કાઢવાથી તો હીરાની બનાવટની શોધખોળને ખૂબ ઉત્તેજન મળ્યુ છે

પ્રોફેસર મોઇસાની ભઠ્ઠીની રચના સાવ સાદી છે ચૂનાના પથ્થર (limestone)માથી ચોરસ યા લબચોરસ ચોકી બનાવીને તેની સામસામી બાજુમા કાર્બનના નળાકાર ઇલેક્ટ્રોડ દાખલ કરી, તેમા વીજળીનો પ્રવાહ શરૂ થતા, બને ઈલેક્ટ્રોડને નજીક લાવતા વીજળીની વક્ર લીટી (arc) પેદા થાય છે જે વસ્તુ ગરમ કરવાની હોય તેને ભઠ્ઠીની વચમા વક્ર લીટીની નીચે રાખવાથી સખત ગરમી મળે છે એમા લગભગ ૩૫૦૦ ડિગ્રીની ઉષ્ણતા પેદા કરી શકાય છે

હવે પ્રશ્ન એ ઉદ્ભવ્યો કે કઈ વસ્તુમાથી હીરા બનાવવા એનુ નિરાકરણ તો હીરાના તત્ત્વો તપાસીને જ થઇ શકે હીરા પર લગભગ બધા રાસાયનિક પદાર્થો અસર વિનાના છે હવા વિનાના વાતાવરણમા હીરાને ગરમ કરવાથી તે કાળો પડી જાય છે હીરાને બાળવાથી તેમાથી કાર્બોનિક ઍસિડ ગૅસ વાયુ (co) પેદા થાય છે, એ બતાવે છે કે હીરા કોલસાનુ સ્ફટિકમય રૂપ હોવુ જોઇએ મોઇસાએ આ અનુમાનની સત્યતા તપાસવા શુદ્ધ કોલસાને વીજળીની ભઠ્ઠીમા ગરમ કર્યો પણ તેથી તો માત્ર ગ્રેફાઈટમા તેનુ રૂપાતર થયુ પણ પછી અનેક પ્રયાસો બાદ નીચે આપેલી રીત અનુસાર ફ્રેંચ વિજ્ઞાની હીરા બનાવવામા ફતેહમદ થયા

હીરા બનાવવા માટે પ્રથમ જરૂરિયાત લોહની પસદગી છે આ લોહ તદ્દન વિશુદ્ધ હોવુ જોઇએ તેમા ગધક સીલિકોન ફૉસ્ફરસ કે કોઇ ભેળસેળનો અશ પણ ન હોવો જોઈએ શુદ્ધ કરેલી સાકરને બાળીને બનાવેલા તદ્દન ચોકખા કોલસા (sugar charcoal) સાથે એવા લોહને, કોલસામાથી બનાવેલી મૂસ (crucible)મા પેદા કરવામા આવ્યો પછી આ મૂસને વીજળિક ભઠ્ઠીમા મૂકી ૭૦૦ ઍમ્પીઅર અને ૪૦ વોલ્ટના દબાણવાળો વીજળીનો પ્રવાહ વાપરીને ગરમી આપવામા આવી આ ઉષ્ણતાએ લોહ એકદમ પીગળી જાય છે અને કોલસો તેમા ઓગળી જાય છે કોલસાનુ તત્ત્વ કાર્બન છે, એટલે કાર્બનનુ તેમા દ્રાવણ થવા માડ્યુ થોડા સમય બાદ ઉષ્ણતા ૪૦૦૦ ડિગ્રી સેન્ટીગ્રેઈડ સુધી વધારવામા આવી આવી સખ્ત ગરમીને લીધે લોહ મીણની માફક ઓગળવા માડ્યુ અને લોહની બાષ્પના ગોટા ઊડવા માડ્યા એટલે વિજળીનો પ્રવાહ બધ કરીને, આખો આખી નાખે એવી ધગધગતી મૂસને પાણીની સપાટી નીચે એટલો વખત ધરી રાખવામા આવી કે લોહ લાલચોળ થઈ જાય એ સુવિદિત છે કે પ્રવાહી સ્થિતિમાથી ઘન અવસ્થામા આવતા લોહ કદમા વધે છે એકદમ ઠડુ પાડવાથી લોહના બહારના પડો ઘન થઇ જાય છે ને અદરના પ્રવાહી લોહને બરાબર સકજામા પકડી રાખે છે પછી અદરનો પ્રવાહી ઘન રૂપ લેતા વિસ્તરે છે એટલે પુષ્કળ દબાણ ઉત્પન્ન થાય છે આ દબાણના ભારને લીધે લોહમા દ્રાવણ થઈ ગયેલો કાર્બન અત્યત સૂક્ષ્મ પારદર્શક હીરાના સ્વરૂપમા જુદો પડી જાય છે કોલસાનુ આ રૂપાતર એ જ હીરા—ગુણ અને સ્વરૂપમા કુદરતી હીરા જેવા જ હીરા

પછી હીરા જુદા પાડવાની ક્રિયા કરવામા આવે છે ઉપરનો લોહનો ગઠ્ઠો નાઇટ્રિક અને હાઇડ્રોક્લોરિક ઍસિડમા ઓગળી જાય ત્યા સુધી રાખવામા આવે છે બાકી રહેલા ભાગમા મોટે ભાગે ગ્રેફાઈટ કાર્બન, કાળા હીરા અને પારદર્શક સફેદ પાસાદાર હીરાના ઝીણા દાણા આવેલા હોય છે આ મિશ્રણને કેટલાક કલાકો સુધી ગધકના તેજાબ સાથે ગરમ કરવામા આવે છે એ ક્રિયા દરમિયાન સાવચેતી પૂર્વક સુરોખાર ઉમેરવામા આવે છે પછી તેને પાણીથી બરાબર ધોઇ નાખે છે આ ક્રિયા ૬–૮ વખત કરવામા આવ્યા બાદ જે દાણા રહે તેને સૂક્ષ્મદર્શક યત્રમા તપાસતા તે પાસાદાર સ્ફટિક હીરા માલૂમ પડે છે આવી રીતે પ્રયોગ શાળામા તૈયાર કરેલો મોટામા મોટો હીરો ૦ ૭ મીલીમીટરનો હતો આનાથી વિશેષ મોટા હીરા બનાવવાનો પ્રયત્ન નિષ્ફળ થયેલ છે પ્રોફેસર મોઈસાના આ પ્રયોગનુ ક્રૂકસ બારાક્ષા રફ ઇત્યાદિ વિજ્ઞાનીઓએ સફળ પુનરાવર્તન કરી બતાવ્યુ છે (૧૯૧૭)

કાળા યા ભૂરા રગના હીરા કારબોનાડો યા તો બોર્ટ તરીકે ઓળખાય છે અને હીરા તરીકે તેમની કિંમત તદ્દન નજીવી ઉપજે છે પરતુ બોર્ટ પુષ્કળ કઠણ હોય છે એટલે તેનો ઉપયોગ પથ્થર કાપવાની સારડી ટગ્સ્ટન ધાતુના તાર ખેંચવા ની ડાઈ, ઈત્યાદિ મા થાય છે આ બોર્ટનો ભૂકો હીરાને પૉલિશ કરવા કે તેના પાસા પાડવાના ઉપયોગમા પણ લેવાય છે

હીરા માણેક, નીલમ, પન્ના વગેરે ઝવેરાત હજારો વર્ષથી લોકપ્રિય થઈ પડેલા છે એ લોકપ્રિયતાના કારણો તપાસીએ તો જણાશે કે એ ઝવેરાતની સુદરતા એ એક કારણ છે, બીજુ કારણ કાઈ ... પ્રજાની માન્યતાઓ છે અજ્ઞાન લોકો આ અને બીજા ... ઝવેરાતમા અખૂટ શક્તિ હોવાનુ માને છે આપણે ... આપણી અજ્ઞાન પ્રજા, અને કાઈક અશે સમજુ પ્રજા ... ની મનુષ્ય પર ખૂબ અસર થાય છે એમ માને છે ને ... તોડ મહેનત કરે છે કોઇ માને છે કે પોતાને શુક્ર ... બુધ નડતો હોવાનુ માને છે, કોઇને રાહુ નડે છે ... નાશ કરવા વાટીઓમા શુક્ર, બુધ, મગળ ... હિંદમા મોટે ભાગે સ્ત્રીઓ ઘરેણા ખૂબ પહેરે ...



હીરાની રાસાયનિક બનાવટ માટે પ્રો મોઈસાએ શોધેલી વીજળિક ભઠ્ઠી

સ્થાપના: બીજે દિવસે સવારે પડતા પૂજનનો ઉપક્રમ થતો. રંગભૂમિની મધ્યમાં એક આડી તથા ઊભી રેખા દોરી જુદાં જુદાં સ્થાન પાડવામાં આવતાં તથા દેવતાઓનું આગમન થયું છે એવો સંકલ્પ કરીને સ્થાનાનુસાર તેમની સ્થાપના કરવામાં આવતી. તે આ પ્રમાણે થતી. સૌથી પ્રથમ મધ્યમાં બ્રહ્મા તથા શંકરની સ્થાપના કરીને જુદા જુદા દેવતાઓની સ્થાપના જુદી જુદી દિશાઓમાં કરવામાં આવતી. તેમાં વિષ્ણુ, ઇંદ્ર, કાર્તિકેય, સૂર્ય, અશ્વિનીકુમાર, ચંદ્ર, સરસ્વતી, લક્ષ્મી, શ્રદ્ધા અને મેધાની સ્થાપના પૂર્વ દિશામાં, સ્વાહા સહિત અગ્નિની સ્થાપના અગ્નિ દિશામાં, ગાંધર્વો, રુદ્રો, સર્પો, યમ, તથા ભટો સહિત મિત્રદેવની સ્થાપના દક્ષિણમાં; ગુહ્યકો, રાક્ષસો તથા ભૂતોની સ્થાપના નૈઋત્યમાં, સમુદ્ર અને વરુણની પશ્ચિમમાં; વાયુ તથા ગરુડની વાયવ્યમાં, અને કુબેર તથા યક્ષોની ઉત્તરમાં સ્થાપના કરવામાં આવતી. આ પ્રમાણે સર્વ દેવોને યથાસ્થાન યથાવિધિ સ્થાપિત કરવામાં આવતા.

પૂજનવિધિ: સ્થાપના બાદ સાયંકાળે રાતાં પુષ્પ, ફળ, સૂત્ર, સુગંધ તથા ચોખા, નાગપુષ્પના મૂળ, જવ, સરસવ વગેરે સામગ્રીઓથી પૂજનસ્થાન આલેખીને સર્વ દેવતાઓનું વિવિધ દ્રવ્યોથી પૂજન કરવામાં આવતું. તેમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ દેવતાઓનું પૂજન શ્વેત ચંદન તથા શ્વેત પુષ્પોથી અને સૂર્ય, અગ્નિ તથા ગાંધર્વ વગેરે દેવોનું પૂજન લાલ ચંદન તથા લાલ પુષ્પોથી થતું. આ જ પ્રમાણે સર્વ દેવોનું ગંધ, પુષ્પ, દીપ તથા નૈવેદ્યથી પૂજન થતું.

બલિપ્રદાન: આ પછી સર્વ દેવોને વિવિધ ભોગોથી (ઇષ્ટ પકવાન્ન દ્વારા) પ્રસન્ન કરવામાં આવતા. તેમાં બ્રહ્માને મધુપર્કથી, સરસ્વતી, વરુણ તથા ગાંધર્વને પાયસથી (દૂધમાંથી બનતી એક જાતની દૂધપાક જેવી વાનગી), શિવ, વિષ્ણુ તથા ઇંદ્રાદિ દેવોને મોદક (લાડુ) [illegible], અગ્નિને ઘીથી, સોમ (ચંદ્ર) તથા સૂર્યને મિષ્ટ ભાત કે ગોળથી, [illegible]થા મિત્રદેવને પુડલાથી, વાયુને વિચિત્ર પ્રકારના ભક્ષ્યથી, [illegible] નદીને મત્સ્યથી, મુનિઓને વિવિધ પ્રકારના ફળફળાદિ [illegible], સર્પો વગેરેને દૂધથી, રાક્ષસોને માંસભક્ષ્યથી, અને [illegible] પહોંચતે બાકીના સર્વને વિવિધ પ્રકારના પદાર્થોથી પ્રસન્ન કરવામાં [illegible] તેમજ તે વિવિધ ભોજનયુક્ત આ બલિ, તેને ગ્રહણ કરવાની સ્તુતિ [illegible]અનો સહિત આપવામાં આવતો.

[illegible]ર પૂજન: આ બાદ વિવિધરંગી વસ્ત્રોથી શોભાયમાન જર્જર [illegible]ગંધ, પુષ્પ, ધૂપ વગેરે સુવાસિત પદાર્થો અર્પણ કરીને તેની [illegible] માટે પૂજન કરવામાં આવતી.

[illegible]ત્રો સહિત આહુતિ આપી પ્રદીપ્ત થયેલા અગ્નિમાં [illegible] હોમ કરવામાં આવતો.

[illegible] સર્વ વિધિઓ કર્યા બાદ નાયક તથા નાયિકા [illegible]જિત પ્રકારસૂ કે જળથી દીપ્તિનું વર્ધન થાય છે.

[illegible] આશીર્વાદ: આ પછી સર્વ વાદ્યોનો ઘોષ કરી મંત્રથી પવિત્ર કરેલું જળ છાંટીને આશીર્વાદ આપવામાં આવતા કે 'તમે મોટા [illegible] જન્મેલા છો તેમજ ગુણોથી અલંકૃત છો. તે ગુણ તમને [illegible] રહો, તથા સરસ્વતી, ધૃતિ, મેધા, લજ્જા, લક્ષ્મી, મતિ [illegible] તથા સિદ્ધિ આપી તમારું રક્ષણ કરો.'

કુંભભેદન: ત્યાર પછી રંગભૂમિની મધ્યમાં સ્થાપિત કરવામાં આવેલા પાણીથી ભરેલા કુંભને (માટીના ઘડાને) નાટ્યાચાર્ય પ્રયત્નપૂર્વક ફોડી નાખતા. આ કુંભમાં સુવર્ણ નાખવામાં આવતું તથા તે જો ન ફૂટે તો રાજાને શત્રુઓનો ભય ઉત્પન્ન થાય અને ફૂટે તો શત્રુઓનો નાશ થાય, એમ માનવામાં આવતું.

રંગપ્રદીપન: કુંભ ફોડ્યા પછી નાટ્યાચાર્ય હાથમાં દીપ લઈ રંગમંડપમાં રોશની પ્રગટાવતા. તે વખતે આનંદમંગળ તરીકે શંખ, નગારાં (દુંદુભિ), મૃદંગ તથા પણવ વગેરે વાદ્યો વગાડવામાં આવતાં તથા દારૂખાનું પણ ફોડવામાં આવતું. આ વખતે રંગભૂમિમાં યુદ્ધ કરાવવાનો ચાલ પણ હતો. તેમાં અંગહાનિ કે અંગોનું છેદભેદન થાય, અર્થાત્ હાથપગ વગેરે અંગો મરડાય, ભાંગે કે કપાય તો તે રાજા પ્રજા તથા રંગ માટે શુભ મનાતું. અન્યથા અશુભ ગણાતું.

નાટ્યશાસ્ત્રમાં કહ્યું છે કે શાસ્ત્રમાં દર્શાવેલી આ વિધિઓનો ત્યાગ કરી પોતાની મરજી મુજબ વર્તનારનો નાશ થાય છે. કારણ આપણે દેવોનું પૂજન કરીએ તો તેઓ આપણું પૂજન (અર્થાત્ હિતચિંતા) કરે, તેમનું સન્માન કરવાથી તેઓ આપણું સન્માન કરે એથી, ઉપર મુજબનું રંગદેવતા પૂજન અવશ્ય કરવું. વળી આ વિધિ નવીન બંધાયેલા નાટ્યગૃહમાં જ કરવાનું કહ્યું છે.

નિમિત્તકથા: રંગદેવતાના આ નિયોજન તેમ પૂજનની નિમિત્તકથા આ મુજબ છે: દેવોના મહોત્સવમાં થતા નાટ્યપ્રયોગોમાં દાનવો હંમેશા વિઘ્નો નાખ્યા કરતા. તેઓનો ઉપદ્રવ જ્યારે બહુ વધી ગયો ત્યારે ભરતમુનિએ દેવાધિદેવ ઇંદ્ર પાસે જઈ કહ્યું કે 'નાટ્યરક્ષાવિધિ બતાવો.' ઇંદ્ર બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ વિશ્વકર્મા પાસે એક સર્વલક્ષણયુક્ત નાટ્યગૃહની રચના કરાવી અને 'આની તમારે રક્ષા કરવી જોઈએ' એમ કહીને તેમણે તેના જુદા જુદા ભાગોના રક્ષણ માટે જુદા જુદા દેવોને નિયુક્ત કર્યા. વળી કહ્યું કે 'રંગભૂમિના આ દેવોનું પૂજન યજ્ઞની બરાબર છે, માટે નાટક ભજવનાર સર્વેએ તે અવશ્ય કરવું જોઈએ.' ત્યારથી રંગદેવતા-પૂજનનો વિધિ અસ્તિત્વમાં આવ્યો, જે આજે પાછો લોપાઈ જવા પામ્યો છે.

બ્રહ્માએ વળી કહ્યું કે 'રંગદેવતા પૂજનની સાથે રંગસ્થળની પૂજા પણ કરવી જોઈએ. જે રંગની પૂજા કરતા નથી તેની ઉન્નતિ થતી નથી. તેમજ જે આ વિધિ યથાપૂર્વક કરે છે તે શુભ અર્થ તથા કામનાઓને વરે છે.'

આટલું કહી બ્રહ્માએ ભરતને રંગ-પૂજા કરવાની આજ્ઞા કરી, જે આપણે આવતા અંકમાં 'પૂર્વરંગ'ના હેવાલમાં જોઈશું. (ચાલુ)

## આમ? કેમ

### ભયભીત થયા હોઈએ ત્યારે અથવા ઠંડી લાગે ત્યારે શરીર પરનાં રુવાંટાં શાથી ઊભાં થઈ જાય છે?

અતિ પ્રાચીન કાળમાં માનવના પૂર્વજોના આખા શરીરે ખૂબ લાંબા વાળ હતા, તે કાળની આ ક્રિયાના અવશેષ આ રહ્યા છે. શિયાળાની કડકડતી ઠંડીથી બચવા માટે વાળવાળાં પ્રાણીઓ (ઘેટાં બકરાં વગેરે) પોતાના વાળ ફુલાવી ઊભા કરી દે છે. જેથી તેમાં હવા ભરાઈ શરીરની ઉષ્ણતા જળવાઈ રહે છે. વળી કેટલાંક પ્રાણીઓ જ્યારે બીજા કોઈ પ્રાણીનો પોતા પર હુમલો થવાનો ભય ઉત્પન્ન થાય છે ત્યારે પોતાના વાળ ઊભા કરી પોતે હોય તેથી વધુ મોટું અને વધુ ભયંકર દેખાવાનો પ્રયાસ કરે છે. આ ક્રિયા જ્યારે કૂતરો બિલાડી પર હુમલો કરે છે ત્યારે બિલાડીમાં દેખાય છે. આપણા શરીર પર જ્યારે ખૂબ લાંબા વાળ હતા ત્યારે તેના મૂળમાં રહેલી ગ્રંથિઓ ઉપરના બન્ને પ્રકારમાં એ જાતની અસર ઉપજાવતી. આજે આપણા શરીર પર એટલા લાંબા વાળ નથી તો પણ એવી ગ્રંથિઓ તો હજુ એ જાતનું કાર્ય કરે છે જ. આથી આપણા શરીર પરનાં રુવાંટાં ખડાં થઈ જાય છે.

# પચીસ વર્ષ પહેલાં






## અંક ૩ ફાગણ ૧૯૮૦ (માર્ચ ૧૯૨૪)

ઉચ્ચ, શિષ્ટ કલાના પ્રચારના જે સંકલ્પથી 'કુમાર' શરૂ થયું હતું તેની પ્રતીતિ તેના ત્રીજા જ અંકથી તેણે કરાવી. ગુજરાતના પત્રકારત્વમાં જેને ઉલ્લેખ સુદ્ધાં ભાગ્યે જ થએલો, એ અજંતાની ગુફાઓની શિષ્ટતમ કલાના આપણા સાંસ્કૃતિક કલાવારસાની સમૃદ્ધિ સમજાવતો, અધ્યાપક નારાયણ મલકાનીનો લેખ 'કલાતીર્થ અજંતા', એક વિશદ સંપાદકીય પ્રવેશક તથા સુરસ પૂર્ણરંગી ચિત્ર સાથે આ અંકમાં આવ્યો. શ્રી મલકાનીના એ લેખનો થોડો સારભાગ:

'એ સમયમાં સંસાર વિવિધ ઊર્મિઓથી ઉછળતા નાટક જેવો હતો. બુદ્ધ ભગવાનના અલૌકિક ઉપદેશથી સારી આલમ ઘેની ચડી હતી. એવા એ કાળે જીવનની ઉન્નતમાં ઉન્નત ભાવનાઓ પ્રજાના પામરમાં પામર મનુષ્યને ગળે ઉતરી જાય એ રીતે એ ચિત્રકારોએ આબાદ ઉતારી. અજંતાના ચિત્રો એ તો એમના એ પ્રયત્નોનો અવશેષ માત્ર છે...જ્વલંત શ્રદ્ધાથી ભરેલા એ ચિત્રકારોમાં આવેશભરી સહૃદયતા હતી. તેઓ પ્રેરણાથી ભરેલા હોઇ તેમની કળામાં ઊર્મિઓનું નૃત્ય હતું. કોઈ ધનવાનોને ખુશ કરી તેમની મહેરબાની મેળવવા કે કામીઓની વાસના જગાડવા કે જુવાનોને ચગાવવા સારુ તેઓ સ્ત્રીઓ નહોતા ચીતરતા... પ્રેમ અને દયાનો સંદેશ સમસ્ત જગતને પહોંચાડવા તેઓએ એ ચિત્રો આલેખ્યા છે. જગતને તેમણે બંધુભાવે એક કુટુંબ જેવું માન્યું. અને એ કારણે જ તેમની કળામાં મહત્તા આવી .. સાધારણ જીવનના પ્રસંગોમાં તેઓ સૌંદર્ય જોઇ શક્યા છે. તેમણે વિશાળ ને રુદ્ર નહિ પણ સૌમ્ય ને શાંત ભાવો આલેખ્યા છે; પ્રબળ ને પ્રતાપી નહિ પણ સુરૂપ ને સુંદર સ્વરૂપો ચીતર્યાં છે .. મૃદુ આંખ, સુકોમળ હાથ, યૌવનથી ખીલતા ચહેરા અને સુલલિત દેહલતા તેમને બસ લાગ્યા છે... તેઓ વિરૂપતા બાદ કરીને સુંદર તત્ત્વ ઉપાડી લેતા; હોઠ પર સ્મિત મૂકતા, આંખમાં ચમક આપતા, અંગમરોડમાં લાવણ્ય ને દરેક ભાવમાં સજીવતા આણતા.. અત્યારનો કોઇ પણ કલાકાર જો પોતાની કલાને ઉત્કૃષ્ટ કરવા માગતો હોય તો તેણે અજંતાની કળામાંથી પ્રેરણા મેળવવી જોઇએ.'

મહારાષ્ટ્રના કુરુંદવાડ સંસ્થાનમાં પચાસેક વર્ષ પર એક શુભ પ્રસંગે મોટો દરબાર ભરાયો. તેમાં સૌ અમલદારો, સંભાવિત ગૃહસ્થો આદિને આમંત્રણ હતું, માત્ર રાજગાયકને ન હતું. ગવૈયા અને સંગીતવિદ્યા એ વેળા આદરપાત્ર ન ગણાતાં આ અવગણનાથી રાજગાયક તો પોતાનું દુઃખ મનમાં શમાવીને બેસી રહ્યા, પણ તેમના તેજસ્વી શિષ્યથી સંગીતવિદ્યાનું આ અપમાન સહન ન થયું. અને ત્યાં ને ત્યાં પ્રતિજ્ઞા કરી કે હું આ જ જન્મમાં સંગીતવિદ્યાનો દરજ્જો ભારતભરમાં ઉચ્ચ કરી તેને માનભર્યું સ્થાને સ્થાપીશ અને એ દરિદ્રી બ્રાહ્મણ કુમારે કઠોર તપસ્યા તથા અખંડ સાધના વડે પોતાનો એ સંકલ્પ પાર પાડ્યો, તેની પ્રતીતિ તો આજે આપણે સૌ કરીએ છીએ. ભારતમાં સંગીતવિદ્યાની આદરસ્થાને પુનઃ પ્રતિષ્ઠા કરનાર એ પંડિત વિષ્ણુ દિગંબર પલુસ્કરનું પ્રેરક અને પહેલું ચરિત્ર 'કુમારે' ત્રીજા અંકમાં જ આપેલું એમાંથી સાર નિર્દેશતી એની રૂપરેખા ઉતારીએ:

'દીવાળીના ફટાકડા ફોડતાં આંખમાં દારૂ ઊડવાથી અંગ્રેજી પાંચમા ધોરણમાંથી જ આંખો અભ્યાસ માટે નકામી થઈ જતાં, (કંઠ સારો હોવાથી) એમણે મીરજ સંસ્થાનના બાળકૃષ્ણ બુઆ ઇચલ કરંજીકર પાસે સંગીતની સાધના આરંભી. વહેલી સવારથી મોડી રાત સુધી ફક્ત ખાવાના બે કલાક બાદ કરતાં બાકીનો સમગ્ર સમય કઠોર અભ્યાસમાં ગાળી, દસ વરસમાં એમણે એ કલા પર પ્રભુત્વ મેળવી અભ્યાસ પૂર્ણ કર્યો. તરત જ એ સંસ્થાનની નોકરી મળી; પણ પોતાની પ્રતિજ્ઞા યાદ હોવાથી એ નોકરી તથા બાળપણથી લગ્ન થઈ ગએલી પત્ની અને કુટુમ્બનો ત્યાગ કરી, પ્રતિજ્ઞા પૂર્ણ કરવા બે શિષ્યો સાથે માત્ર એક લોટો અને ત્રણ કામળી લઇ વિશાળ દુનિયામાં એમણે પ્રયાણ કર્યું. પૂના, સતારા, વડોદરા, કાઠિયાવાડ અને રાજપુતાના થઇને, સર્વ સ્થાને પોતાની વિદ્યાનો પ્રભાવ દાખવતા પંડિતજી કાશ્મીર ગયા. ત્યાંના મહારાજાએ પ્રસન્ન થઈ એમની પાસે સંગીત વિદ્યાલય ખોલાવ્યું. ત્યાંથી તે લાહોર આવ્યા. થોડા જ વખતમાં લાહોરને એમણે મુગ્ધ કરી દીધું લોકોને આશ્ચર્ય તો એ લાગતું કે ગૌર વર્ણનો ને આકર્ષક સ્વરૂપનો હોવા છતાં આ યુવાન ઈશ્કી લાલો નહિ પણ સંગીતનો પરમ ભક્ત અને બ્રહ્મચારી હતો. તેના આલાપ તાનથી અનુભવી ગવૈયાઓ પણ મુગ્ધ બની જતા. સંગીત જ્યાં આભડછેટ મનાતું એવાં પંજાબનાં ખાનદાન ઘરોમાં પણ તેમને હવે આમંત્રણ મળવા લાગ્યાં, કેમકે એમના કંઠમાંથી મીરાં, કબીર, સૂરદાસ ને તુલસીનો ભક્તિરસ ટપકતો. તેમના આચરણમાં પવિત્રતા ને ચહેરા પર બ્રહ્મચર્યનું ઓજસ દીપતું. ગાંધર્વ સમા એ વિષ્ણુને માટે સંસ્કારી સમાજમાં માન અને વિશ્વાસ ઉત્પન્ન થયા; અને એમની પ્રતિજ્ઞાની લોકોને જાણ થતાં ખાનદાન કુટુંબોમાંથી એમનો શિષ્યવર્ગ ઊભો થવા લાગ્યો. અંતે ૧૯૦૧ના મે માસમાં કાશ્મીરના મહારાજાની સહાયથી લાહોરમાં પણ એમણે સંગીત વિદ્યાલય ખોલ્યું, જે એમનું મુખ્ય પ્રવૃત્તિકેન્દ્ર, સંકલ્પસાધન અને કીર્તિદા બન્યું. જોકે એમાં એમને પારાવાર મુશ્કેલીઓ વેઠવી પડેલી. દેશ પારકો, પૈસા નહિ, સત્તા નહિ ને સહાયકો થોડા, એ સ્થિતિમાં એક એક ડગલું ભરતાં એમના આત્મવિશ્વાસ, ઈશ્વરશ્રદ્ધા, ખંત અને અડગતાની ભારી કસોટી થઇ. પણ સત્ય સંકલ્પનો દાતા ભગવાન હોવાથી પાંચ વર્ષના સતત પરિશ્રમને અંતે એમનું વિદ્યાલય સ્થિર થઈ ગયું અને પંજાબભરમાં તેઓ સંગીતના મહાન પ્રચારક તરીકે મશહૂર થયા.

તે પછી બીજા પ્રાંતોમાં પ્રચારસફર શરૂ કરી. ઉત્તર અને મધ્ય હિંદમાં થઈ તે મહારાષ્ટ્રમાં આવ્યા, ને ત્યાંથી ૧૯૦૮માં મુંબાઇ આવી ત્યાં ગાંધર્વ મહાવિદ્યાલય સ્થાપ્યું. જે હજી ચાલે છે. એ વિદ્યાલયની વ્યવસ્થા અને તાલીમ તેમણે વિશિષ્ટ રાખેલી. ગરીબ સ્થિતિના શિષ્યો માટેના તેના છાત્રાલયમાં વિદ્યાર્થી નવ વરસની બંધણીથી દાખલ થાય. તેણે છાત્રાલયનું કોઇ ને કોઇ કામ સંભાળવું પડે.

(માર્ચ

રસોઈ, કોઠાર, હિસાબ, બજારખરીદી, એને જે આવડે તે કરે, અને એને કાંઈ ન આવડે તે પાણી ભરે ને ઝાડુ પણ કાઢે. પંડિતજી તે સૌ શિષ્યો પર અતિદેખરેખ રાખી પુત્રવત્ પાળે, સૌની ખોરાકી ને કપડાંનો ખર્ચ ઉપાડે ને સંગીત શીખવી પાવરવા કરે. મુંબઈ ઇત્યાદિ શહેરોમાં જલસાઓ કરી જે દ્રવ્ય મેળવે તે સઘળું વિદ્યાલયને સમર્પી દે. આ રીતે આ સ્વાશ્રયી સંસ્થામાં એ પ્રતિભાવાન ગુરુના હાથ નીચે તાલીમ પામી જે અનેક ચારિત્ર્યસંપન્ન અને કલાનિપુણ વિદ્યાર્થીઓ બહાર પડ્યા તેમણે ગુરુની પ્રતિજ્ઞાને ફળવતી કરવામાં બહોળો ફાળો આપ્યો અને પચીસ વર્ષમાં તો સંગીતવિદ્યાકલા ભારતમાં માનસ્થાને પ્રતિષ્ઠિત થઈ ગઈ.'

આ ઉપરાંત શ્રી ધૂમકેતુએ પહેલા જ અંકથી શરૂ કરેલી ચાલી આવતી 'ઇતિહાસદર્શન'ની રસિક લેખમાળામાં બાળપણ દેશ-પાડેના, તથા જેમના બલિદાનને આજે ઇસ્લામીઓ ભક્તિ ફૂલે વધે છે તે હસન અને હુસેનના આત્મભોગની વીરકથાઓ આવેલી. હસન અને હુસેનની એ કથાનો સારભાગ નીચે આપ્યો છે:

'હઝરત મોહમ્મદ પયગમ્બર સાહેબની પુત્રી ફાતિમાને બે પુત્ર હતા: હસન અને હુસેન. હસનને મદીનાની ગાદી મળી ને હુસેન તેની સાથે રહ્યો. તે વખતે મદીના ને દમાસ્કસ વચ્ચે હાડોહાડ વેર ચાલતું હતું. પયગમ્બર સાહેબના શિષ્ય માવીયાનો પુત્ર યેઝીદ દમાસ્કસની ગાદી પર હતો. તેણે કપટ કરીને હસનને તેની જ બીબી જુએદા મારફત ઝેર આપી મારી નખાવ્યો. હવે એકલો હુસેન રહ્યો.

મોટા ભાઈના મૃત્યુથી ભગ્ન હૃદયી હુસેન પયગમ્બર સાહેબની કબર પાસે દરવેશ જેવો એકાંત જીવન ગાળવા લાગ્યો. પણ યેઝીદને તેનેયે ખૂન કરવું હતું. તેણે એક યુક્તિ શોધી. હુસેનનો અબદુલ્લા ઝેયદ નામે વિશ્વાસપાત્ર મિત્ર કુફામાં રાજ્ય કરતો હતો. કુફા દમાસ્કસનું ખંડિયું હતું. યેઝીદે તેને હુસેનને દૂર ખેંચી લાવવા ધન ને સ્વતંત્રતાની લાલચ આપી. અબ્દુલ્લાએ મિત્રાઈના બહાનાભર્યાં સંદેશાઓથી હુસેનનું દિલ પીગળાવ્યું.

પોતાની સ્ત્રી, બાલબચ્ચાં ને કબીલો લઈ તે રવાના થયો. થોડા દિવસ બાદ તે રસ્તો ભૂલ્યા. અરબસ્તાનના પ્રખર સૂર્યમાં ધગધગતી રેતી ને પાણીનું ટીપું સરખું ન મળે તેવાં ભયંકર મેદાનો આવતાં હતાં. હુસેને મુકામ કરી પોતાના માણસોને પાણીની શોધમાં મોકલ્યાં. માણસોએ પાણીનો એક ઝરો શોધી કાઢ્યો; પણ યેઝીદનાં હથિયારબંધ માણસો તેની ચોકી કરી રહ્યા હતાં! અબ્દુલ્લાએ વિશ્વાસઘાતની બાજી ગોઠવી હતી તેની હવે તેને જાણ થઈ.

હુસેનના તંબુનો દેખાવ હવે હૃદયદ્રાવક બન્યો. નાનામોટા સૌ પાણી પાણી કરતા હતાં. હુસેનના નાના બાળકના હોઠ પાણી વિના સુકાઈ જતા હતા. આ દેખાવથી હુસેનનું મગજ ફરી ગયું. પોતાના બાળકને લઈ તે પેલા પાણીના ઝરા પાસે દોડ્યો. પણ હુસેને પાણી માગ્યું ત્યાં તીર આવ્યું અને પેલું કુમળું બાળક વીંધાઈ ગયું. હુસેન ગાંડા જેવો પાછો ફર્યો.

વિશ્વાસઘાત ને ક્રૂરતાની સામે હવે હુસેન પોતાનાં માણસોને લઈ ભૂખ્યા વરુની માફક તૂટી પડ્યો! તેનો ભત્રીજો ને વહાલા અફસરો એક પછી એક કપાઈ ગયા. છેવટે માત્ર હુસેન પોતે રહ્યો. પણ તેણે તો ગજબ કરી. તેના એકેએક ઝપાટાથી દુશ્મનોના થોકડે થોકડા વઢાઈ પડતા હતા. છેવટે દુશ્મનો ઝરો છોડી નાઠા. હુસેને ઝરા પાસે જઈ તેના મીઠા ઠંડા પાણીમાં કૂદી પડ્યો! પણ તે હોઠને અડાડે તે પહેલાં તેના વહાલા મિત્રો ને સ્ત્રી, ભ્યારો ભત્રીજો ને પ્રિય પુત્ર સૌ તેને યાદ આવ્યાં; અને પોતાના હોઠ પણ ભીંજવ્યા વિના તેણે પાણી નીચે નાખી દીધું ને તલવાર લઈ તે નાસતા દુશ્મનોની પાછળ દોડ્યો અને હુસેન મૃત્યુથી અમર્ત્ય બની રહ્યો!

આજથી તેરસો વર્ષ પહેલાં બનેલા આ બનાવને દરેક સાચો ઇસ્લામી આજે પણ સંભારે છે ને હસન અને હુસેનના નામથી આજે પણ મુસ્લિમ દુનિયા એ કરુણ બનાવ પર આંસુ સારે છે.'

વાચક સાથે સીધી અને અંગત ઢબે વાતચિત કરતી તંત્રીલેખની જે નવી પ્રણાલિ 'કુમારે' શરૂ કરી તે 'મિત્રસભા' વિભાગમાં આ અંકમાં, 'કુમાર'ના પૂંઠા પર આવતા (અને આજ પચીસ વરસથી તેનું સંજ્ઞાચિત્ર બની રહેલા) ઘોડેસવારના ચિત્રનું તથા બીજાં સુશોભનોનું રહસ્ય સમજાવ્યું હતું; 'કુમાર' માટે કેવા લેખો મોકલવા જોઈએ તથા જેમને લખતાં ન આવડતું હોય તેઓ પણ શું કરી શકે તેનો નિર્દેશ કર્યો હતો; અને છેવટે તરુણ વાચકને આત્મવિકાસ માટે પ્રબોધક બે બોલ કહ્યા હતા તે અહીં ઉતારીએ:

'કોઈએ કહ્યું છે કે પોતાનું આત્મબળ ખીલવવા ઇચ્છનારે હમેશાં ઓછામાં ઓછાં ત્રણ કામ એવાં કરવાં જોઈએ કે જેને માટે તેને બહુ જ કંટાળો આવતો હોય. ઘણી વાર તમારે માથે અણગમતાં કામો આવી પડે છે અને તે કરવાં જ પડે છે. ધારો કે દીવાનખાનામાંથી બાવાંજાળાં કાઢી નાખવાનાં છે; બાજરો ઝાટકી નાખવાની છે; ઘરની ખાળ સાફ કરવાની છે; ઘરમાં કોઈ માંદું છે તેના ઓકોકરી વાસણમાંથી નાખી આવવાનાં છે. રોજના અનુભવમાં આવા ટેટવા થે પ્રસંગો બને છે, તે વખતે આપણે મનમાં હા ના કરી ઘણો વખત નકામો ગાળી નાખીએ છીએ; જો કે છેવટે તે કરવાં તો પડે જ છે. આવાં અણગમો ઉપજાવનારાં કામો વિષે મેં એક શોધ કરી છે તે તમને જણાવી દઉં, કે 'અણગમતાં કામોમાં અણગમો ઉત્પન્ન કરનાર તો તે વિષેનો વિચાર જ છે.' માથે આવી પડેલું કામ કરવાનું તો હોય જ છે. પછી તે આવું છે ને તેવું છે તેનો વિચાર ચલાવતા જઈએ તેમ તેમ કામ વધારે ખરાબ લાગતું જાય છે. સહેલો રસ્તો એ છે કે તે સામું આવે કે તરત પાર ઉતારી નાખવું. આપણે દવાની કડવી ગોળી કેટલી ઝડપથી ગળે ઉતારી જઈએ છીએ! એમ એ પૂરું કર્યા પછી તમને નવાઈ લાગશે કે એમાં ન ગમે એવું કશું નહોતું.'

ખગોળ વિષે લોકભોગ્ય અને સરળ શૈલીમાં જ્ઞાન સચિત્ર રૂપમાં નિયમિત આપવાની પહેલ પણ ગુજરાતી સામયિકોમાં કદાચ 'કુમારે' જ આ અંકથી કરી. આજે ખગોળવિજ્ઞાન અને પદાર્થવિદ્યાના જાણીતા ગુજરાતી વિદ્વાન અધ્યાપક શ્રી હરિહર ભટ્ટની એ 'આકાશદર્શન'ની લેખમાળા ખૂબ લોકપ્રિય થઈ ગઈ.

આરોગ્ય માટે ઘેર સૌ સરળતાથી કરી શકે એવી 'પાંચ મિનિટની કસરત'નો વિસ્તૃત રૂપમાં લેખ પણ આ અંકમાં હતો; અને બીજી પ્રેરણાત્મક વાચન ઉપરાંત જ્ઞાન ને ગમ્મતની પણ ઘણી વિવિધ સામગ્રી એમાં આવેલી, તેમાંની એક વાનગી:

| જાદુઈ ચોરસ | | | |
|---|---|---|---|
| ૭ | ૧૨ | ૧ | ૧૪ |
| ૨ | ૧૩ | ૮ | ૧૧ |
| ૧૬ | ૩ | ૧૦ | ૫ |
| ૯ | ૬ | ૧૫ | ૪ |

એક અતિપ્રાચીન હિંદુ મંદિરમાંથી મળી આવેલા આ ચોરસની દરેક આડી, ઊભી તેમજ ત્રાંસી હારોનો સરવાળો ૩૪ થાય છે. એટલું જ નહિ પણ ખૂણાના કોઈ પણ ચાર ઘરથી બનેલા ચોરસનો સરવાળો ૩૪ થાય છે.

## કૅલ્શિયમ : 'વિટામિન' ધાતુ

આપણા આહારમાં અમુક તત્ત્વોની અછતને લીધે આપણે રોગી થઈએ છીએ. તેના નિવારણ માટે દવામાં જેમ વિટામિનની ગોળીઓ ખાવાની સલાહ મળે છે, તેમ ચાલુ જમાનાની પ્રગતિ સાધક લેખાતી ધાતુઓની કેટલીક 'અછતો' દૂર કરવા આ કૅલ્શિયમનો અતિ થોડા પ્રમાણમાં મિશ્રણ તરીકે વપરાશ ઉપયોગી થઈ પડ્યો છે.

આ વિરલ ધાતુ, આજ સુધી તો માત્ર ઘડિયાળના ઘર બનાવવામાં ને રત્ન જડવામાં વપરાતી, પણ હવે વ્યાપક વપરાશમાં આવતી ધાતુઓમાં ખૂટતા જરૂરી ગુણ ઉમેરવા મિશ્રણ તરીકે વપરાય છે.

ત્રાંબામાં કૅલ્શિયમ ઉમેરવાથી એવી તો સખત મિશ્ર ધાતુ બને છે કે તેમાંથી બનાવેલા ઇલેક્ટ્રોડ, ધાતુઓના ભાગો સાંધવાની 'સ્પૉટ વેલ્ડિંગ' પદ્ધતિમાં શ્રેષ્ઠ ગણાય છે, કારણકે અતિશય ગરમીમાં પણ ત્રાંબા કૅલ્શિયમની સખ્તાઈ અને ટકાઉપણું જળવાઈ રહે છે. વળી વારંવાર વપરાતા એ ઇલેક્ટ્રોડના આકાર અને ચોકસાઈ પણ બગડતા નથી, અને તે વીજળીનું વહન પણ સરળતાથી કરે છે.

કાર્બન અને કૅલ્શિયમના મિશ્રણથી 'કૅલ્શિયમ કારબાઇડ' નામની ધાતુ બને છે, જે અતિ સખત ગરમીમાં પણ પીગળતી નથી, બલ્કે ઊલટી વધુ સખત બને છે. આથી તે કાપવાનાં ઓજારો અને તાર ખેંચવાની ડાઈ બનાવવા માટે ઉત્તમ લેખાય છે.

પણ કૅલ્શિયમની સાચી મહત્તા તો ઉદ્યોગધંધાઓમાં અતિ વ્યાપક અને અગત્યનો ભાગ ભજવતા લોઢાને વધુ કાર્યક્ષમ બનાવવામાં છે. આપણા વપરાશની ધાતુઓમાં સર્વોપરિ વપરાશનું સ્થાન ભોગવતા લોઢાનો મોટામાં મોટો દુર્ગુણ કાટ ચડવાનો છે. વળી તેનામાં રાસાયનિક વિકારો પણ ઝડપથી થાય છે.

ભેજવાળી હવામાં ખુલ્લું રહેવા છતાંયે લોઢાને કાટ ન ચડે તેવું અને સદા ચમકતું રહે એવું બનાવવા માટે હાલ તેમાં ૧૪ ટકા ક્રોમિયમ (અને નિકલ પણ) ઉમેરી અકાટ લોખંડ બનાવાય છે. પણ આ અકાટ લોખંડ જ્યારે ૮૦૦ થી ૧૫૦૦ ફેરનહાઈટ અંશ ગરમીમાં તપાવવામાં આવે છે ત્યારે તેના બંધારણમાં એવા ફેરફાર થાય છે કે જેથી તે ઘરમાં વપરાએલું હોવા છતાં યે કાટ ચડે છે અને મોડું મોડું પણ બટકણું બની જાય છે. આમ બનવાનું કારણ આ છે કે એટલી ગરમીમાં એ અકાટ લોખંડમાંના અતિ ચપળ એવા કાર્બનના પરમાણુઓ ક્રોમિયમના પરમાણુઓ સાથે મળી જઈ લોખંડમાં ક્રોમિયમ કારબાઇડના નાનકડા ગઠ્ઠા જમાવે છે. આ બીના લોખંડને 'નબળું' બનાવે છે. પણ લોખંડમાં મિશ્રણ તરીકે ક્રોમિયમ સાથે જૂજ પ્રમાણમાં કૅલ્શિયમનો ઉમેરો કરવાથી કાર્બનના પરમાણુઓ કૅલ્શિયમ સાથે ભળી જઈ અવિકારી 'કૅલ્શિયમ કારબાઇડ્ઝ' બને છે અને છૂટું રહેલું ક્રોમિયમ લોખંડને સખત, ટકાઉ અને કાટ ન ચડે તેવું બનાવવાનું કાર્ય કરતું રહે છે.

આ ખનીજના ઝાંખા કાળા પાસાદાર ટુકડા સૌ પહેલાં ઇ. સ. ૧૮૦૧માં બ્રિટિશ મ્યૂઝિયમમાં અંગ્રેજ વૈજ્ઞાનિક ચાર્લ્સ હૅચેટે, જોયાનો ઉલ્લેખ છે. તેને આ ખનિજના ગુણધર્મોમાં અનેરી વિશિષ્ટતા જણાઈ અને તેનું નામ 'કૉલમ્બાઈટ' પાડ્યું; કારણ કે તે અમેરિકામાંથી જડી આવ્યું હતું. અમેરિકાને કવિઓની ભાષામાં કોલંબિયા કહેવામાં આવે છે.

અડધ્ય વરસો થયાં કૅલ્શિયમ પૃથ્વીના પડમાં પડ્યું હશે, પણ માનવીનું ધ્યાન તેના તરફ બહુ ન ખેંચાયું હતું, રત્નો જડવામાં તેનો વપરાશ થયા કરતો હતો, કારણકે તેની પેદાશ થોડી હતી. બીજા વિશ્વયુદ્ધ વખતે વધુ ઝડપી અને શક્તિશાળી એરોપ્લેનના અને જેટ પ્રોપેલ્ડ઼નનાં એન્જિનો બનાવવા ૧૬૦૦ અંશ ગરમીમાં પણ અવિકારી રહી સખત અને ટકાઉ બને તેવા લોખંડની જરૂર ઊભી થઈ. આ માટે શ્રેષ્ઠ મિશ્રધાતુઓની જે શોધખોળો હાથ ધરાઈ તેમાં કૅલ્શિયમ સર્વોત્તમ પુરવાર થયું. અત્યાર સુધી શોધાએલી મિશ્ર ધાતુઓની યાદીમાં કૅલ્શિયમનું સ્થાન પ્રથમ છે.

ફિનલૅન્ડ, બવેરિયા, ઑસ્ટ્રેલિયા અને ઉત્તર અમેરિકામાં કૅલ્શિયમના છૂટા છવાયા જથ્થા છે; પણ પશ્ચિમ આફ્રિકાના નાઇજીરિયામાં તેનો વિપુલ ભંડાર છે. —ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

## ગણિત ગમ્મતની એક ચાવી

'કુમાર'ના ૨૬૫મા અંકમાં 'કસોટી'માં એક એવો પ્રશ્ન હતો કે ૪૫ના ૪ એવા ભાગ કરો કે પહેલામાં ૨ ઉમેરીએ, બીજામાંથી ૨ બાદ કરીએ, ત્રીજાને ૨ વડે ભાગીએ અને ચોથાને ૨ વડે ગુણીએ તો ઉત્તર એકસરખો જ આવે. અઘરા લાગતા આ સવાલનો જવાબ નીચેની રીતે સરળતાથી આવશે: ઉમેરવા-બાદ કરવા તથા ગુણવા-ભાગવાની રકમ (૨) વડે પહેલા કુલ રકમ (૪૫)ને ગુણવા. પછી તે ઉમેરવા ગુણવાની રકમ (૨)માં ૧ ઉમેરી, તેનો વર્ગ કાઢી, તે વડે પેલા પરિણામને ભાગવાથી આ રીતે ગુણવા બરાબર થનાર ઉત્તર આવશે જેના પરથી એ ચાર ભાગ સહેલાઈથી નક્કી થઈ શકશે.

$$\frac{૪૫\times૨}{(૨+૧)^૨} = \frac{૯૦}{૩^૨} = \frac{૯૦}{૯} = ૧૦$$ હવે ૧૦+૨=૧૨; ૧૦−૨=૮, ૧૦÷૨=૫ ૧૦×૨=૨૦

આમ, ૧૨, ૮, ૫, અને ૨૦ જવાબ આવશે. આ રીત આ પ્રકારના બીજા કોઈ પણ દાખલામાં ચાલી શકે છે. —મ. ના. ખત્રી

## આપણા પંચાંગની પ્રત્યક્ષ સમજણ

આપણા સમાજનો મોટો ભાગ પંચાંગ વાપરે છે. સામાન્ય રીતે એકાદશીનો ઉપવાસ વગેરે વ્રતો, દીવાળી વગેરે સામાજિક તહેવારો, અને ફળજ્યોતિષ માટે તેનો ઉપયોગ થાય છે. દુનિયાનાં બધાં પંચાંગો કુદરત ઉપર રચાએલાં છે. સામાન્ય રીતે વર્ષ ઋતુચક્ર પ્રમાણે, માસ ચંદ્રકળા પ્રમાણે, વાર સૂર્યોદય પ્રમાણે (લગભગ) બધાં પંચાંગોમાં હોય છે. પણ દુનિયાનાં બધાં પંચાંગોમાં આપણું પંચાંગ સૌથી વધારે કુદરતી છે. અંગ્રેજી પંચાંગની તારીખો ઋતુઓને બહુ સારી રીતે જાળવે છે, પણ ચંદ્રની કળાનો હિસાબ ગુમાવે છે. મુસલમાની તારીખો ચંદ્રકળાને સારી રીતે જાળવે છે, પણ ઋતુઓને ગુમાવે છે. હિંદુ પંચાંગ તિથિઓથી ચંદ્રકળાને જાળવે છે અને અધિક માસ ઉમેરી ઋતુને પણ સાચવે છે. વળી રોજના નક્ષત્ર ઉપરથી ચંદ્રનું તારાઓમાં જે તે દિવસનું પણ સ્થાન બતાવે છે.

આમ આપણું પંચાંગ ખગોળની દૃષ્ટિએ સારું હોવા છતાં તેની ગણના માટે બહુ અગવડવાળું છે. તિથિઓના વૃદ્ધિ અને ક્ષય તથા અધિક માસની ગણના સામાન્ય માણસ સમજી શકે એવી નથી. આથી આપણા પંચાંગ પ્રમાણે નોંધેલી અમુક બીના બરાબર કયે દિવસે બની એ નક્કી કરવાનું કામ બહુ કડાકૂટવાળું થાય છે. વહેવારમાં આપણું પંચાંગ બહુ જ અગવડવાળું છે. આપણા પંચાંગની આ હકીકત સમજ્યા બાદ હવે તિથિ, નક્ષત્ર વગેરે સમજવા માટે ખગોળની કેટલીક પ્રાથમિક બાબતો જાણીએ:

એક વાત શરૂઆતમાં જ જાણવાની જરૂર છે કે આ વિષયનો અભ્યાસ કરનારે પ્રત્યક્ષ પંચાંગ જ વાપરવું જોઈએ. જૂની ઢબનાં (ગ્રહલાઘવીય) પંચાંગો આકાશથી બહુ જુદાં પડે છે, તેથી તેઓ આ વિષયના અભ્યાસ માટે ઉપયોગી નથી. પૃથ્વી પોતાની ધરી

જુવાનને જર્જર જિંદગીનાં
સુદૂરનાં સ્વપ્ન ન હોય કામનાં
—ઇન્દુલાલ ગાંધી

સંગીતપ્રચારની પોતાની સદર વેળા પં૦ વિષ્ણુદિગંબરે એક ગરીબ ગામમાં માત્ર ચાર આના ફી રાખીને જલસો જાહેર કર્યો, છતાં નિયત સમયે માત્ર એક જ શ્રોતા આવેલો આથી શિષ્યોએ જલસો બંધ રાખવાની વિનતિ કરતાં પંડિતજીએ આગ્રહપૂર્વક કહ્યું, 'ચાર આનાના એ એક પ્રેક્ષકને પણ શ્રોતાવર્ગ માનીને આપણે તો જલસો શરૂ કરવો જ જોઇએ. સમજજો કે અભ્યાસ માટે બેઠા હતા.' અને બરોબર નવ વાગ્યે પંડિતજીએ જલસો શરૂ કરી, પૂરા ત્રણે કલાક સુધી નિયમિત સંગીત ચલાવી સાંગોપાંગ તે પૂરો કર્યો. આવા દૃઢ આગ્રહ અને ખંતથી જ તેમણે સંગીતની પુનઃ પ્રતિષ્ઠાનો પોતાનો જીવનસંકલ્પ પૂરો કરેલો.

કહેવતોના અર્થઃ 'એકુ ખાય તે ચોપડ્યાને ભરોસે'—સ્વાર્થ કે લાલચનું ગાયું 'કોઇ નાચીજ બને અથવા નમ્રતા બતાવતું આવે તે દર્શાવવા વપરાતી આ કહેવતનો અર્થ તો સ્પષ્ટ જ છે એને મળતી બીજી કહેવતો - 'ભેંસ ભાગમાં મો નાખે તે લીલાને ભરોસે', 'પોંચો આવે પરોણો ને લપકે આવે ઢોર'

અનેકાર્થી શબ્દ હાંસલ=મળેલ; દાણ કે જગાત, ફાયદો; ઉત્પન્ન કે પદાશ; પરિણામ.

૪૫માંથી ૪૫ બાદ કરતાં પણ ૪૫ બાકી રહે છે એ તમે જાણો છો? જુઓ આ રીત

$$
\begin{array}{r}
૯+૮+૭+૬+૫+૪+૩+૨+૧= ૪૫ \\
-\ ૧+૨+૩+૪+૫+૬+૭+૮+૯=-૪૫ \\
\hline
૮૬૪૧+૯+૭+૫+૩+૨= ૪૫
\end{array}
$$

નીરોગી માણસની જખમ વગરની ચામડી પર મૂકવામાં આવેલા કોઇ પણ રોગના જંતુઓ ૩૦થી૪૦ મિનિટમાં મૃત્યુ પામે છે.

પ્રજાના આરોગ્ય-દવાદારૂ પાછળ ઇંગ્લંડ દર વર્ષે માથાદીઠ ૫૪ રૂપિયા, અમેરિકા પુરા રૂપિયા ને હિંદ ત્રણ આના ખરચે છે

એક ચોરસ માઇલ જમીન પર પડતો સૂર્યપ્રકાશ ૬૦૦૦ ટન કોલસો બાળવાથી મળતી શક્તિ ઉત્પન્ન કરે છે.

ચોખા ઇટાલીમાં એકર દીઠ ૪૬૦૦ રતલ, જાપાનમાં ૨૭૦૦ રતલ, અમેરિકામાં ૨૧૦૦ રતલ ને હિંદમાં ૧૩૫૭ રતલ ઉત્પન્ન થાય છે.



ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ શાહઆલમ બીજાના નામનો મુર્શિદાબાદમાં સચામાં પાડેલો રૂપાનો સિક્કો—એમાં ડાબી બાજુ : 'હામીએ દીને મુહમ્મદ શાહઆલમ બાદશાહ' તથા જમણી બાજુ 'ઝર્બ મુર્શિદાબાદ' લખેલું છે.

લંડનની બ્રિટિશ બ્રોડકાસ્ટિંગ કૉર્પોરેશન (બી બી સી) રોજ ૫૦૦૦ રેકર્ડનો ઉપયોગ કરે છે.

પ્રાચીન કાળથી હિંદની કલાકારીગરી જગતભરમાં જાણીતી હતી. કિંગ સૉલોમન હિંદનું જ હાથીદાંતનું કામ વાપરતો. રોમમાં તો હિંદની કારીગરીની એટલી બધી ચીજો વપરાતી કે ત્યાંના ઇતિહાસકાર પ્લીનીએ દર વર્ષે બે કરોડ રૂપિયા રોમમાંથી તણાઇ જતા હિંદી માલ વિરુદ્ધ પોકાર ઉઠાવેલો

વીજળીના દીવા, અરીસા, કાચ વગેરે પર માખીઓ બેસવાથી પડતા કાળા ડાઘ લિંબુના રસ અગર સરકાથી દૂર કરી શકાશે.

પાશેર કોપરેલમાં ભોંભો ભરીને મેંદીનાં પાંદડાં ઉકાળી તે તેલ રોજ ચોળીને માથે લગાડવાથી માથાના વાળ ખૂબ વધે છે તથા કાળા થાય છે.

વીંછી જેવો લડવાડિયો જીવ બીજો નથી જો એક ડબામાં બે વીંછી રાખવામાં આવે તો તે એકબીજા સાથે એવા લડશે કે આખરે એક બીજાનો જીવ લીધે જ જંપશે.



કલાકૃતિ : જમીન પર પાથરવાના ગાલીચા સુધ્ધાંમાં માનવીની કલાવૃત્તિએ કલાની ભાત પૂરી છે. એમાં ઈરાની ને કાશ્મીરી ગાલીચાઓ જગવિખ્યાત છે. ઉપર : એક કાશ્મીરી ગાલીચાની વેલબુટ્ટીઓની કારીગરી.

# કાશ્મીર વૅલીનાં સુંદર દશ્યો

## સાથે ઝડપાયું છે

★ એક મનચલી છોકરીનુ દિલ
★ એક પિતાની અતુલ વત્સલતા
★ એક નરરાક્ષસની ક્રૂરતા

અને એમાથી
ઊભી થતી
ઘ ટ ના ઓ
પ્રેમના એક એવા પવિત્ર
સ્વરૂપને [illegible]ડારે છે કે જે
બાપ ને દીકરી
ભાઈ અને બહેન
પતિ અને પત્ની
એકી સાથે બેસી તેનો
રસાસ્વાદ માણી શકે





'ચિત્રલેખા' પછીનું કેદાર શર્માનું મહાન સર્જન

# સોહાગ રાત

એમાં છે
ગીતાબાલી બેગમપારા ભા. ભૂષણ એસ. નઝીર
પેસી પટેલ નઝીરા વગેરે

રજબ અને ઠક્કર રીલીઝ **સેન્ટ્રલ ટૉકીઝ** રોજ - ૪॥ ૭ અને ૯॥ કલાકે

# ઈટર્ના

## જગતના સૌથી અગ્રણી કારીગરોના હાથમાંથી



● નરી સુંદરતા, ચમકદાર ડિઝાઇન, આધારભૂત ટકાઉપણા અને કિંમતની બાબતમાં ઈટર્નાની તોલે કોઈ ઘડિયાળ નથી આવતું. સ્વિટ્ઝર્લૅંડમાંથી વધુ ને વધુ ઈટર્ના ઘડિયાળો આવતાં જ જાય છે, અને આજે, તમને દેખાવમાં દિલચસ્પ અને વર્ષો સુધી વફાદાર મિત્ર બની રહે એવું ઈટર્ના ઘડિયાળ પસંદ કરવામાં કશી જ મુશ્કેલી નથી આવવાની. એટલું યાદ રાખજો કે ઈટર્ના ઘડિયાળો તમને માત્ર ફેવર લ્યૂબાની પેઢી તથા તેના રજિસ્ટર્ડ ડીલરો મારફત જ મળવાનાં.




મુંબાઈ અને કલકત્તા




આવતી કાલનાં નાગરિકોનું માસિક
સંસ્થાપક • રવિશંકર રાવળ
વર્ષ ૨૬ • અંક ૯
સપ્ટેમ્બર
૧૯૪૯
૩૦૯મો અંક

તંત્રી
બચુભાઈ રાવત



આવરણ
ચિત્રવિષયની અભિવ્યક્તતાને મૂર્ત કરતી
રેખાકારની પીંછીના સામર્થ્યનો નમૂનો
ચિત્રકાર  શ્યાવક્ષ ચાવડા





**ચિત્રો**

| | | |
|---|---|---|
| વૃષભ | રયાવક્ષ ચાવડા | પૂઠું |
| શ્રીરંગમ્ મંદિરના રતશો | ફોટો વિનોદ શાહ | પૂઠાની પાછળ |
| રાધા કૃષ્ણ | રાણી ચંદા | મુખચિત્રની પાછળ |
| અર્ધનારીશ્વર | કુ. શકુન્તલા દીવાનજી | ત્રિરંગી મુખચિત્ર |

**કાવ્યો**

| | | |
|---|---|---|
| ભૂલ ભાગી | રાજેન્દ્ર શાહ | ૨૫૬ |
| નિરધાર | મકરન્દ દવે | ૨૫૬ |
| ગીત | ઉશનસ્ | ૨૫૬ |
| આજ | શાન્તિકુમાર કડિયા | ૨૫૬ |
| કાર્તિકેય | પ્રભુરામ રાવળ | ૨૫૬ |
| ગઅટેને— | અશોક હર્ષ | ૨૬૧ |

**ચરિત્ર**

| | | |
|---|---|---|
| ગઅટે | નિરંજન ભગત | ૨૪૭ |
| વિશ્વમાનવી ગઅટે | અશોક હર્ષ | ૨૫૯ |

**વાર્તા**

| | | |
|---|---|---|
| અંધારી રાતે | ચેતન મુનશી | ૨૬૪ |

**લેખો**

| | | |
|---|---|---|
| દિશાતમન્યા હાથમતી | રામપ્રસાદ શુકલ | ૨૬૭ |
| ગ્લીસરીન (રોજિંદા જીવનમાં વિજ્ઞાન ૨૮) | નરસિંહ મૂ. શાહ | ૨૭૧ |
| નાયક નાયિકા વ્યવહાર (પ્રાચીન નાટ્યશાસ્ત્ર ૩૭) | યોગેન્દ્ર પ્રિયદર્શી | ૨૭૨ |
| ટિકિટ સંગ્રહ | | ૨૭૭ |
| ધરતી-સંસ્કૃતિનો છેડો | | ૨૭૮ |

**વિભાગો**

| | | |
|---|---|---|
| પચ્ચીસ વર્ષ પહેલાં | | ૨૫૪ |
| ફળઝાડ માટે રક્ષણાત્મક રસાયણો (ચિત્રબોધ) | ન. મૂ. શાહ | ૨૭૬ |
| પત્રમિત્ર વિભાગ | | ૨૮૨ |
| માધુકરી (રાણીદેવી ચંદા, ખોરાકમાં ભેળસેળ, કાર્તિકેય) | | ૨૮૪ |
| ટીટોડી (માસમાસનાં પંખી ૪૪) | | ૨૮૪ |
| આ માસ ઇતિહાસમાં (વ્યક્તિવિશેષ: ભારતેન્દુ હરિશ્ચન્દ્ર) | | ૨૮૬ |
| છેલ્લું પાનું | | ૨૮૭ |


**—ગ્રાહકોને—**

કોઈ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે, એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંકો ભરપાઈ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી.


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ પ્રકાશન સ્થાન: કુમાર પ્રિ. ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂા. ૭ાા, પરદેશ માટે રૂા. ૯ાા અથવા રૂપિ શિલિંગ. છૂટક નકલના બાર આના

જાહેરખબરના સોલ એજન્ટ: મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટી કંપની, ફર્નાન્ડિઝ બ્રિજ, ગાંધી રોડ, અમદાવાદ

# કુમાર

વર્ષ ૨૬મું • અંક ૯મો ★ સપ્ટેમ્બર ૪. ૧૯૪૯




## ભૂલ ભાંગી

ભૂલ ભાંગી મારી ભૂલ હો ભાંગી,
મઝમ રાતનું સોણલું સર્યું કિરણને કર આખ હો જાગી...ભૂલ૦

રંગ.ને રૂપે રમતી તરલ
નીરખી'તી કૈં છાયા,
આવતી મારે હાથ ના તો યે
પ્રાણમાં પ્રગટી માયા,
તરસ્યું હરણ દૂરનાં પેલાં ઝાંઝવાંને નીર જેમ હો રાગી...ભૂલ૦

ઝંખનાથી યે પામતાં ઝાઝું
ધન્ય હું બડભાગી,
અવ ન શિશિર-દાહ, ધરાને
મલયની લ્હેર લાગી,
સુષુમણાની મોરલી મારી મોહન સૂરને લય હો વાગી...ભૂલ૦

રાજેન્દ્ર શાહ

## નિરધાર

સાચને પડખે રહીને ઝૂઝતાં
આપણે પળવાર પણ ખસવું નથી;
સંકટો, દુઃખો, પધારો સ્વાગતમ્!
લેશ પણ આ માર્ગથી ચસવું નથી.

જૂઠની છતે ચણેલા માંડવે
પ્રાણ મારા, લાલચે રમવું નથી;
જાલિમો ને ધૂર્તના પાયે પડી
કોઈ દી' કોઈ મિશે નમવું નથી.

મર્દની મોકાણમાં જાવું ભલે,
કાયરોની જાનમાં ચડવું નથી;
મોતની મુસકાન મીઠી માણશું,
જિંદગીમાં જીવવા રડવું નથી.

પ્રાણ મારા, એકલા આગે બઢો'
આજ બોલો:'ના,હવે ડરવું નથી.'
જંપ ક્યાં છે? ચેન ક્યાં છે? દંભના
દંગલો તોડયા વિના ઠરવું નથી.

સાચને પડખે પરાજય હો ભલે
તે છતાં પાછું હવે ફરવું નથી.

મકરન્દ દવે

## ગીત

વ્યાપી ગયુ ચિત્ત મહી રહસ્ય કો,
આકાશમા ઓસ-બિનાશ જેમ;
પરોઢમાં ઝાકળ બિન્દુ થૈ ઠરે,
રહસ્ય હે, તેમ તું યે ઝરી જા
મધુર કો ગીતનું રૂપ ધારી.

'ઉશનસ'

## આજ

આવતી કાલ તો આવતી રહેતી,
આજ રખે રહી જાય,
વેળા વીતીનાં ગીત ગાતાગાતાં,
આજ થતી કાલ જાય.

આજ વીતી જઇ કાલમાં સરે,
આવતીકાલમાં આજ,
દિન-રાતોને ચાકડે ચાલતાં,
આજનાં અજબ રાજ.

આવતું જે એના ઉચાટ નથી,
જાય એનાં શીદ ગીત?
બેઠો હું તો આડી રાતના પરદે,
કરતો મીઠું સ્મિત.

શાંતિકુમાર કડિયા

## કાર્તિકેય*

દેવસૈન્ય-પતિ, કાર્તિકેય હે,
હે ષડાનન, મયૂરવાહન,
અંધકારિ-સુત, અગ્નિપુત્ર હે,
ગૌરી ભાગીરથી કૃત્તિકા પ્રિય!

દુર્નિવાર સહુ યોનિની મહીં
અગ્નિવીર્ય, શરજન્મ, શક્તિધૃક્,
શંભુસુત, સુરના શુભંકર,
શત્રુ હે મહજ દેવશત્રુના!

સ્કંદ, આવો; અહિં આ નિમંત્રું હું,
શત્રુભંજન સહુ દેવસૈન્ય આ
વાટ જોતું તમ; હે ચમૂપતિ,
શંખઘોષ જયયુદ્ધનો ફૂંકો!

તારકાસુર ફરીથી ઉન્નત
છિન્ન થાય ટુકડામહીં ગાન!

અનંતરાય

* દેવસેનાપતિ કાર્તિકેયની પૌરુષ દાખવતી આ સુંદર પ્રાચીન મૂર્તિ તથા તેના કાવ્યમાંનાં ઉદ્બોધનો સમજવા માટે એ પરાક્રમમૂર્તિનો પરિચય આપતી કથા આ અંકની માધુકરીમાં આપી છે. એ વાંચ્યા પછી આ બંને કૃતિઓ સવિશેષ રસ આપતી જણાશે.

'વ્યક્તિ મટી હું બનું વિશ્વમાનવી'
(ઉમાશંકર)

# એ

આર્ય !! જાણે એ પૂર્વજન્મે ફરીને જ આવ્યો હોય તેમ, હિમાલયની અચલતા અને ઍટલાન્ટિકની ચંચલતા, ધ્રુવતારાનો પ્રેમ ને ધૂમકેતુનો પ્રકોપ, સૂર્યનું ઉગ્ર મન ને ચંદ્રનું શાંત હૃદય,—આભ ને ધરાના આ તત્ત્વોનું એકીસાથે એનામાં મિલન થયું હતું અને એ જ માન ભીંગા આવા મિલનનું ફરી ક્યારે ય પુનઃ દર્શન થશે કે કેમ એવી શંકા થઈ હશે માટે જ કાળ આ વિશ્વમાનવીને મુગ્ધ નયનથી નીરખતો પૂરા બ્યાશી વર્ષ લગી થંભી રહ્યો હશે ને ?

જે થકી પૃથ્વી યે રહી જીવી,
એ જ આ પ્રકૃતિ !
એહની પ્રાણધારા કહો, ક્યાં પીવી, ક્યાં પીવી ?
અસીમ હે પ્રાણ, અવ પ્રગટ હો !
ત્વરિત પગલે અહીં નયન સન્મુખ આવી રહો ! .

સાઠ વર્ષ પછી પ્રગટ થએલી એની અમર કૃતિ 'ફાઉસ્ટ'ના પ્રથમ દૃશ્યના આ શ્લોકમાનું જ કદાચ આવાહન કરીને એનો અદૃશ્ય પિપાસુ આત્મા, ઈ ૧૭૪૯ના ઑગસ્ટની ૨૮મી તારીખે (આજથી બરાબર બસો વર્ષ પહેલાં) જર્મનીના ફ્રાન્કફુર્ટ આમ માઈન (ફ્રાન્કફૉર્ટ ઑન માઈન) નામના નગરમાં જન્મ્યો. જે લોકકથા પરથી ગ્યટેએ પોતાની એ અમર કૃતિ 'ફાઉસ્ટ' રચી, એ કથાનો નાયક ફાઉસ્ટ ખુદ પણ આ પ્રાચીન નગરીમાં જ જન્મ્યો ને જીવ્યો હતો.

એના પિતાનું નામ યોહાન કાસ્પર ગ્યટે અને માતાનું નામ એલીઝાબેથ ટેક્સ્ટર. પિતા ફ્રાન્કફુર્ટનો નગરપતિ અને એક ધર્મશાળાનો અધિપતિ હતો. કાયદાનો ને કવિતાનો રસિયો હતો. તેના લગ્ન સમયે માતા અઢાર વર્ષની હતી. એટલે કે પુત્રથી અઢાર વર્ષ મોટી, પણ પતિથી તો ૨૩ વર્ષ નાની હતી ! વયમાં એ પોતાના પતિ કરતાં પુત્રથી વધુ નજીક હતી. મુગ્ધાવસ્થામાં માતા થવા છતાં અને ચતુર પણ હોવા છતાં એ ચંચલ હતી. પિતા જેટલો ગર્વીલો એટલી જ માતા હસમુખી હતી. પિતા એના પ્રત્યે સદા ચિંતાતુર તો માતા સદા યે પ્રેમાતુર. આમ પિતાની ભ્રુકુટિનું ગર્વિષ્ઠ ગાંભીર્ય ને માતાના અધરનું હસિત હાસ્ય પામીને, એક કોઠામાં બે જીવ લઈને ફરવાનું— કવિતા કરવાનું અનિવાર્ય શિક્ષણ તો ગ્યટે શૈશવકાળમાં જ પામ્યો.

ફ્રાન્સને હાથે પરાજય પામેલા જર્મનીમાં એનું બાળપણ વીત્યું. બે યુદ્ધની અંતરિયાળનો એ શાંતિકાળ હતો. એટલે ફ્રાન્કફુર્ટમાં ફ્રેન્ચ લશ્કરની હીલચાલ તો ચાલુ જ હતી. ગ્યટે પાંચસાત વર્ષનો હતો. ત્યારે તેના મહોલ્લામાં પડાવ નાખી રહેલ લશ્કરી ટુકડીનો એના નાયક કાઉન્ટ થૉરાક, તેના પિતા સાથેની દોસ્તીને કારણે અવારનવાર તેને ત્યાં આવતો. કાઉન્ટ ફ્રેન્ચ સાહિત્યનો રસિયો હોવાથી ગ્યટેના પિતા આગળ એ સાહિત્યની રસલહાણ કરતો. આમ, જે ફ્રેન્ચ પ્રજા ને ફ્રેન્ચ સાહિત્ય પર ગ્યટે પાછળથી જીવનભર આફરીન રહેલો, એની ભાષાનો કક્કો પણ પોતે જાણતો નહોતો. એ ઉંમરે, એ જ પ્રજાના એક પ્રતિનિધિ કાઉન્ટ થૉરાકને મુખેથી એ સાહિત્યના સર્વશ્રેષ્ઠ નાટ્યકાર રાસીનનું કાવ્ય બાલ ગ્યટે સુણવા પામ્યો. જોકે આનો અર્થનો અચંબો હતો, પણ એની પછવાડે જે કંઈ છે એ જ કાવ્ય, એવી ઉરફુધાડની એને એ ઉંમરે પ્રતીતિ થઈ,–એનામાં કાવ્યની સૂઝ પ્રથમ પ્રગટ થઈ. આમ, કિશોર વયના એના મનોપટ પર ફ્રેંચ કવિતાની રેખાઓ ધીમે ધીમે અંકાતી ગઈ અને એમાં નિજ કલ્પનાના રંગો પૂરાયા. અને પછી ફ્રાન્કફુર્ટમાં રજૂ થતા ફ્રેન્ચ નાટકો તથા ઓપેરાએ એ રંગોને ઘેરા બનાવ્યા. બીજી બાજુ ભણતર તો ચાલુ જ હતું. એમાં સોળ વર્ષની વય સુધીમાં તો એણે પોતાની માતૃભાષા ઉપરાંત પ્રાચીન ઈટાલિયન, હિબ્રૂ અને અંગ્રેજી સાહિત્યનો સંપર્ક પણ સાધેલો. સાથે સાથે વળી સંગીત અને ચિત્રકળા.



જર્મનીમાં ફ્રાન્કફુર્ટ આમ માઈનમાં કવિ ગ્યટેનું જન્મસ્થાન

**પો**તાનો પુત્ર એક પ્રખર વકીલ થઈ પારીસમાં જઈ નામ કાઢે, એવી પિતાની મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવા સોળ વર્ષની વયે એ લાઈપ્ત્સિગની વિદ્યાપીઠમાં કાયદાનો અભ્યાસ કરવા જોડાયો તો ખરો, પણ ફ્રાન્કફુર્ટથી કવિતા પણ એની સાથે જોડાઈ જવાનું ભૂલી નહોતી ! એટલે ત્યાં પણ એણે ફ્રેન્ચ શૈલીની બે નાટ્યકૃતિઓ રચી. વળી અહીં એને કાવ્યની જેમ પ્રેમનું પણ રહસ્યમય દર્શન થયું. આના મેટ્રીન નામની કોઈ કલાલની કન્યા સાથે પોતે પ્રેમમાં પડી ગયો છે એમ એને લાગ્યું. પણ જે ક્ષણે એ તેર વર્ષની કન્યાના No kissing ! That's so commonplace! But love me if you can' એ શબ્દો એના હૃદયે સાંભળ્યા એ ક્ષણથી જીવનભર પ્રેમનો અર્થ એ શોધતો રહ્યો. એ પ્રેમની પ્રેરણાથી એણે પોતાના એ પ્રિયપાત્રના નામ પરથી 'એનેટ'ના પ્રથમ ઊર્મિગીતો રચ્યાં. અને જીવનભર તેમનું સાન્નિધ્ય પામ્યો. 'હું સૌંદર્યની આગળ સહેલાઈથી ઢળી પડું છું' એ સૉક્રેટીસના વચનમાંનો 'સહેલાઈથી' શબ્દ ગ્યટે વધુ સહેલાઈથી ઉચ્ચારી શકે ! એના નાટક 'ફાઉસ્ટ'માં મેફિસ્ટોફિલિસ' (સેતાન) ફાઉસ્ટને કહે છે :

જાદુગરીનું આ પીણું તવ પ્રાણમાં જ્યારે જશે,
ત્યારે તને પ્રત્યેક સ્ત્રીમાં સુંદરી હેલેનનાં દર્શન થશે !

મેટ્રીન સાથે પ્રેમમાં પ્રવેશતાં જ ગ્યટેના શરીરમાં 'જાદુગરીના આ પીણું' જેવું જ કંઈ પ્રવેશી ગયું. એમ એક માંદગીનો માર્યો એ ફ્રાન્કફુર્ટ પાછો ફર્યો ત્યારે એ એકલો ન હતો, સાથે હૃદયમાં જીવનભર

## જગત જેની બીજી શતાબ્દી ઊજવે છે

# વિશ્વમાનવી ગએટે

સારા ય જગતે ગયે મહિને એક મહાન જર્મન અને મહાન માનવની દ્વિશતાબ્દી ઊજવી ઈ સ ૧૭૪૯ની ૨૮મી ઑગસ્ટે જન્મેલા એ મહામાનવની પ્રતિભાથી ચકિત થઇ નેપોલિયન જેવા પણ ? ઊઠેલો કે 'શો આ માનવ છે' એવો જ માનવી બસો વર્ષ પછી પણ એટલો જ જીવંત છે કારણકે એણે માનવજાતને અર્પેલાં જીવનમૂલ્યો જીવંત રહ્યાં છે એમને નષ્ટ કરવાનો પ્રયાસ એના જ દેશના એક માનવીએ—હિટલરે કરેલો પ્રેમને સ્થાને ધિક્કાર અને આત્મવિલોપનને સ્થાને આત્માભિમાનની પ્રતિષ્ઠા કરવા હિટલર ઘણું મથ્યો પણ છેવટે એમાં એ હાર્યો અને ગએટે જેવો ને તેવો વિજયી રહ્યો એને એની દ્વિશતાબ્દી પ્રસંગે એક મહાન જર્મન કવિ તરીકે જ અંજલિ અપાશે જોકે તેની પોતાની મરજી તો જગન્નાગરિક ગણાવાની હતી કંઈ નહિ તો ય એના પ્રેમ અને શાંતિના સંદેશને આજનું છિન્નવિચ્છિન્ન જગત આત્મસાત કરી શકે તો યે તેને યોગ્ય અંજલિ આપી ગણાશે

ઈ સ ૧૮૩૨ના માર્ચ ની ૨૨મીની સવાર હતી સંપૂર્ણ શાંતિ પથરાએલી હતી બગીચામાં પડતી બારી નજીક એક આરામખુરશીમાં બેઠે બેઠે ગએટે તેની જિંદગીની અંતિમ યાત્રાની સમાપ્તિ અનુભવી રહ્યો હતો ધીમેધીમે તેનું ભાન ઘટતુ જતુ હતુ

એવામાં મેજ પર રખડતો એક કાગળ જોઇને એ બોલી ઊઠયા ' અરે, શિલરના કાગળો આમ જ રખડતા રહ્યા છે શું ?

શિલર એ ગએટેનો સમકાલીન મહાન જર્મન કવિ હતો ગએટેનો એ પરમ મિત્ર બન્ને કવિમિત્રો માનવમુક્તિના જ્યોતિર્ધરો હતા બન્ને એકમેકના પ્રેરક અને પૂરક હતા શિલર ગએટે કરતા ૨૭ વર્ષ પહેલા અવસાન પામેલો એ અવસાન વખતે ગએટેને એટલુ બધુ લાગી આવેલુ કે પોતાનો ઓરડો વાસી દઇને બાળકની જેમ એ રડી ઊઠેલો શિલરના નાટકો વાઈમારની રંગભૂમિ પર એ જ લાવેલો અને વચ્ચેની મૈત્રીમાં ભંગાણ પડાવવાના અનેક પ્રયાસો નિષ્ફળ નીવડેલા

ઉપર્યુક્ત પ્રભાતે એ પાછો બેભાન બની ગયા બાદ નમતી સાંજે કંઈક ભાનમાં આવેલો પોતાના પુત્રની વિધવા ઑટિલીને બોલાવી પોતાને ટેકો આપવા તેણે કહ્યું અને એ વખતે બરાબર સંધ્યાટાણું થએલુ હોઇને બારી પરનો પરદો દૂર કરવાનું કહેતા એ ગણગણ્યો 'પ્રકાશ વધુ પ્રકાશ' આ એના છેલ્લા શબ્દો

અને, પ્રકાશ ને વધુ પ્રકાશની શોધમાં જ આ મહાન માનવીનુ જીવન વીત્યુ હતુ માનવ અસ્તિત્વની આસપાસ જે ગૂઢ અંધકાર પથરાએલો તેમાં પ્રકાશની શોધને એણે પોતાનુ જીવનકર્તવ્ય બનાવ્યુ હતુ નાનપણથી માંડીને ૮૩ વર્ષની ઉંમરે અવસાન થતાં સુધી ગએટેએ એ શોધ ચાલુ રાખેલી આ નજરે જોતા, કાર્લાઇલ તથા ગએટેના બીજા બ્રિટિશ પ્રશંસકોએ તેના ૮૦મા જન્મદિન નિમિત્તે તેને મોકલેલી ભેટ પર અંકિત કરેલા આ શબ્દો યથાર્થ બની રહે છે

Without Haste Without Rest

જિંદગીની લાંબી મજલમાં કડવા મીઠા અનેક ઘૂંટડા ગળતા રહેલા ગએટેએ કાવ્ય, મહાકાવ્ય નાટક, નવલિકા, નવલકથા નિબંધ આદિ અનેક પ્રકાર એ રીતે સાડેક હજારેક કૃતિઓ લખેલી છે પણ એમાં સૌથી વધુ પ્રસિદ્ધ (બે ચાર અઠવાડિયામાં જ પૂરી કરેલી) તે 'તરુણ વેર્ટરની વ્યથા', તથા પચાસ ઉપરાંત વરસે પૂરી કરેલી ફાઉસ્ટ

અઢારમી સદીનો જમાનો એ પશ્ચિમમાં



ગએટે યુવાન વયે

કવિતાનો અસલ રસ પીવાને રખડતો થયો અને અંતે હોમર શેકસપીઅર ગોલ્ડસ્મિથ ને ઓસીઅન ની કાવ્યસૃષ્ટિમાં ખોવાઈ ગયો સ્ટ્રાસબર્ગના ગોથિક દેવળની ગાઢ છાયામાં ને હર્ડરના પ્રજ્ઞાચક્ષુના પ્રકાશમાં આ હૃદયોન્મુખ કવિને કવિતાનો રાજમાર્ગ જડી ગયો

સાથે સાથે સ્ટ્રાસબર્ગમાં એના ચિરંજીવ પ્રેમને પણ એક અનન્ય પાત્ર મળી ગયુ ફ્રેડરાઈક બ્રાયન સ્ટ્રાસબર્ગથી અઢાર માઇલ દૂર આવેલા સેસેનહેઈમના એક પાદરીની આ કન્યા સાથે ગએટેએ અનેક રાતો ઘોડેસવારીમાં ગાળી અને એમાં હૃદયને ગાળીગાળીને જે પ્રણયરસ છલકાવ્યો એ એના ને જગતના એક સુંદર ઊર્મિકાવ્યમાં ઝીલાયો એ કાવ્યમાં જ એણે ગાયુ છે My heart beat high! To horse to horse! અને એ રીતે જ, એકાએક, આ હૈ હૈ કોડભરી કન્યાના મુગ્ધ પ્રેમનો પરાજય કરીને પોતે દુનિયાનો દિગ્વિજય કરવાને ચાલ્યો ગયો! એની પાછળ ફ્રેડરાઈક આજીવન અપરિણીત રહીને ૧૮૧૪માં બાડનમાં મૃત્યુ પામી જે હૃદય ગએટેને વરી ચૂકયુ છે એ હૃદય હું અન્ય કોઇને ચરણે ધરી શકીશ નહિ ' આ શબ્દોમાં એનો અપૂર્વ ભક્તિભાવ એણે વ્યક્ત કર્યો છે 'ફાઉસ્ટ'ના પ્રારંભમાં જેમ ફ્રેડરીકનાં તેમ અંતભાગમાં આ ફ્રેડરાઇકનાં દર્શન થાય છે ગએટેના હવે પછીના જીવનના અનેક પ્રેમપ્રસંગો જાણે કે આ બન્નેના પ્રેમને અને એની વેદનાને વિસરવાના પ્રયત્નરૂપ જ જોવા મળે છે

સ્ટ્રાસબર્ગથી ઓચિંતા જ ફ્રાંકફોર્ટ આવીને અનેક નાટયકૃતિઓની કલ્પનાથી પ્રેરાઇને એણે લખવા માંડયુ પણ સર્વેને એક પછી એક પડતી મેલી અને 'ગોત્ઝ'ની રચના હાથ ધરીને સંપૂર્ણ કરી એ કૃતિએ ગએટેને જર્મની આખામાં રાષ્ટ્રખ્યાતિ અપાવી આ નાટયકૃતિથી જર્મન રંગભૂમિ પર શેકસપીઅર શૈલીના નાટકોને પ્રથમ વાર પ્રવેશ મળ્યો ને જર્મન સાહિત્યના 'સ્ટર્મ ઍન્ડ ડ્રન્ગ' યુગનો પ્રારંભ થયો

પછી વેટ્ઝલારમાં એ વકીલાત ચલાવવા ગયો, પણ પિતાનુ

સ્વપ્ન સિદ્ધ નહિ થવાનું હોય તે નિષ્ફળ વકીલ પુરવાર થઈ પાછો આવ્યો; પરંતુ સાથે જગતની એક અદ્ભુત નવલકથા લઈ આવ્યો. ત્યાં શારલોટ બુફ નામની એક પરિણીત સ્ત્રીના પ્રેમમાં એ પડ્યો હતો, પણ પાછળથી એના લગ્નની જાણ થતાં એની સાથેના સંબંધનો એણે અંત આણ્યો. આ પ્રસંગની સંવેદનાથી પ્રેરાઈને એણે ફ્રાન્કફર્ટ આવીને 'વેર્ટર'ની નવલકથા લખવાનો પ્રારંભ કર્યો; ને એની સાથેસાથે એલીઝાબેથ (લીલી) શોનમાન સાથેના પ્રેમનો પણ પ્રારંભ કર્યો! દરમ્યાન ર્હાઇન-પ્રદેશમાં ખૂબ રખડ્યો ને ચિત્રકળાના નિષ્ફળ માર્ગે પણ ચડ્યો. એવામાં ૧૭૭૩ના નવેમ્બરમાં એક ધારાશાસ્ત્રીએ બેકારી અને નિષ્ફળ પ્રણયજીવનથી કંટાળીને આત્મહત્યા કર્યાના સમાચાર એણે સાંભળ્યા. આ બધા પ્રસંગોની અસર એની રચાતી નવલકથા પર પડી ને 'વેર્ટરની વેદના' નામે ૧૭૭૪માં તે પ્રગટ થઈ

અને—એકલા જર્મનીનાં જ નહિ પણ આખા યુરોપનાં હૃદયો પર જાણે એક ઉલ્કાપાત થયો' એ નવલકથાએ યુરોપભરમાં એક અદ્ભુત જાદુ પાથરી દીધું. રોમિયો પછી પ્રણયની રંગભૂમિ પર એવો જ નટ આ વેર્ટર જન્મ્યો. હેર્ડરે પ્રેરેલા શેક્સપીઅરના વાચનની અસર એમાં સ્પષ્ટ છે. કથાના પૂર્વભાગનો વેર્ટર રોમિયોનો, અને ઉત્તર ભાગનો વેર્ટર હૅમ્લેટનો જ જાણે કે બીજો અવતાર છે. જર્મનીમાં તો એ વેર્ટરની જેમ વસ્ત્રપરિધાન કરવાનો, પ્રેમ કરવાનો ને અંતે નિષ્ફળ થઈને આપઘાત કરવાનો વા વાયો! વેર્ટર એક 'ફૅશન' બની ગયો' દેશદેશની ભાષાઓમાં એનો અનુવાદ થયો અને સૌ ગ્યટેને વેર્ટરના સર્જક રૂપે પિછાનતું થયું. સારા યે યુરોપ પર એણે એવી તો ભુરકી નાખી કે નેપોલિયન જેવો કઠોર પુરુષ પણ આ પાણીપોચાં 'વેર્ટરની



ગ્યટે : વૃદ્ધ વયે

વેદનાઓ' સાતસાત વાર વાંચ્યા વિના ન રહી શક્યો!

વેર્ટરમાં એવો તે શો જાદુ હતો? એનો ઉત્તર ગ્યટેના 'હું જ્યારે અઢાર વર્ષનો હતો ત્યારે મારો સારો યે દેશ અઢારની ઉંમરનો હતો' આ એક વાક્યમાંથી મળી રહે છે. જર્મનીની પ્રકૃતિનું

## લેખક • અશોક હર્ષ

ક્રાન્તિનો જમાનો હતો. ફ્રાન્સ અને અમેરિકામાં એ ક્રાન્તિએ રાજકીય પલટો લીધો, પરંતુ બીજા દેશોમાં—ખાસ કરીને જર્મનીમાં એ ક્રાન્તિ કેવળ બૌદ્ધિક ક્ષેત્રમાં જ મર્યાદિત રહી. એ ક્રાન્તિ કલમની હતી, તલવારની નહિ; વિચાર-સ્વાતંત્ર્યની હતી, ક્રિયા-સ્વાતંત્ર્યની નહિ. ને એ ક્રાન્તિનો પુરોધા હતો ગ્યટે.

પ્રશિષ્ટ સાહિત્યના શોખીન અને સખ્ત શિસ્તવાદી ગ્યટેના પિતાની મરજી હતી તેને કાયદાનો પ્રોફેસર બનાવવાની, પરંતુ ગ્યટેને નહોતો કાયદામાં રસ કે નહતો પ્રોફેસરીમાં. પિતાને રાજી રાખવા એ લાઈપત્સિગની યુનિવર્સિટીમાં પ્રવેશ્યો, પરંતુ એનો અભ્યાસ તો પુસ્તકોને બદલે ખુદ જીવનનો જ રહ્યો.

કવિતા અને ચિત્રકલા જેમ વિજ્ઞાનનો પણ એ શોખીન હતો. જોકે નાનપણથી એણે વિજ્ઞાનની કશી તાલીમ લીધેલી નહિ, છતાં વનસ્પતિશાસ્ત્ર તેમજ શરીરશાસ્ત્રમાં એણે કેટલીક શોધો કરેલી છે. એક માત્ર યુદ્ધ સિવાય માનવજાતને સ્પર્શતી તમામ વસ્તુઓમાં તેને રસ હતો એમ કહી શકાય.

નેપોલિયને જર્મની પર ચઢાઈ કરી ત્યારે યુદ્ધગીતો ન લખવાને કારણે તે સામો દેશપ્રેમી ન હોવાના વાગ્બાણો એના પર વરસવા લાગેલાં. આવા વાક્પ્રહારો કરનારાઓ અંગે એણે લખેલું: 'એક વાર તેઓ મને મગરૂબ કહે છે, તો બીજી વાર અહંભાવી. કોઈ વાર ઊગતી પ્રતિભાની ઇર્ષા કરનારો, તો કોઈ વાર ઇન્દ્રિયસુખભોગી, અને કદીક ધર્મરહિત. ને હવે તેઓ મને મારા દેશ પ્રત્યેના પ્રેમથી વિરહિત ગણાવે છે. જર્મન લેખક, જર્મન શહીદ, તમને આવો બીજો નહિ મળે.'

વિવેચકોએ ભલે આરામખુરશીમાં બેઠે બેઠે ગ્યટે જર્મનીને પાનો ચડાવે એવાં યુદ્ધગીતો લખી કાઢે એવી અપેક્ષા રાખી હોય, પરંતુ ગ્યટે માટે એ અશક્ય હતું. એણે લખ્યું છે તેમ, 'મેં મારી કવિતામાં કદિ દંભ નથી કર્યો. જે કંઈ હું જાતે જીવ્યો નથી, જે કંઈ મને ખરેખર સ્પર્શ્યું નથી, એ મેં મારા પદ્ય કે ગદ્યમાં કદી ઉચ્ચાર્યું નથી. હું જ્યારે પ્રેમમાં હતો ત્યારે મેં પ્રેમગીતો લખ્યાં, પરંતુ તિરસ્કારમાં પડ્યા વિના હું તિરસ્કારનાં ગીતો કેમ લખી શકું? અને સાચું કહું તો, હું ફ્રેન્ચોને તિરસ્કારતો નહોતો—જો કે એમનાથી મુક્ત થતાં મેં પ્રભુનો પાડ માનેલો.'

ગ્યટેએ પ્રેમનું નિરૂપણ કર્યું છે: શેક્સપીઅર પછી બીજા કોઈએ નથી કર્યું તેવું. એ અનેક વાર અનેક સ્ત્રીઓના પ્રેમમાં પડેલો. આશાનિરાશાનાં અનેક ઝોલાં અનુભવેલાં. એના આ પ્રેમાવેશને એના વિરોધીઓ માનસિક બીમારી ગણાવતા અને એનો ઇલાજ પ્રસંગોપાત્ત સ્ત્રીસમાગમમાં દર્શાવતા. પરંતુ ગ્યટે એવી પશુસામાન્ય ભૂમિકા પર જીવે એવો નહોતો. એનું આત્મદમન બેનમૂન હતું અને એની કવિતાનો નવ પ્રસ્થાન એ આત્મદમનનું જ કદાચ પરિણામ હતું.

જિંદગીના ઝંઝાવાતો એ ઝીલતો ને એ વીતી જાય તે ભૂલી જતો. એણે પોતે જ કહ્યું છે કે, 'હું સાપ જેવો છું. વખત આવ્યે કાંચળી ઉતારી નાખીને નવેસરથી શરૂઆત કરું છું.'

આધ્યાત્મિક શાન્તિની શોધમાંની કોઈ માનવી પરનું એનું મહાકાવ્ય 'ફાઉસ્ટ' તો જગતની એક અમર સાહિત્યકૃતિ છે જ, પરંતુ એની બીજી કૃતિઓ પણ ઓછી રસાસ્વાદ્ય નથી હોઈને લખેલું છે તેમ, 'એના શબ્દો આલિંગન આપે છે, એના વિચારો ચુંબન.'

'ફાઉસ્ટ'માંનો ગ્યટેનો જીવનસંદેશ માત્ર બે જ શબ્દોનો છે: 'માનવ બનો' આજની આપણી મોટી જરૂરિયાત પણ એ જ નથી?



ગ્યએટેએ આલેખેલું ગિનટઝર્નાકના એક દૃશ્યનું ચિત્ર

આત્મા શું શું અનુભવી રહ્યો હશે એની તો ન ઈંગારની ધૂંધળી શેરીઓમાં વસતી શાર્લોટને કલ્પના યે ક્યાંથી હોય? ફ્લૉરેન્સ વેનીસ નેપલ્સ રોમ એમ ઠેરઠેર પ્રાચીન સંસ્કૃતિના પુરસ્કર્તા વિન્કલમાનની ભાવનાઓથી સભર એવું હૃદય લઈને ભમતા ગ્યએટેના પ્રફુલ્લ મનની પરિતૃપ્તિના જ આ ઉદ્ગાર છે 'અહીં સૂર્ય ઉ માણ્યો છે, અને ફરી એક વાર ઈશ્વરના અસ્તિત્વની શ્રદ્ધા અહીં દૃઢ થાય છે' ઇટાલીના આ પ્રસન્નોજ્જ્વલ પ્રકાશમાં એવું તો કોઈ અદ્ભુત રસાયન રહેલું હતું કે જેથી ધરતી ને આભ બધું ય એક સમરસ થઈ ગયું અહીં જ ગ્યએટે જીવનને પૃથ્વી પરથી વિદાય થતી અને અંતે ઓગળી જતી જોઈ હશે અહીં રંગદર્શી કવિની કળા હવે પછી દર્શનરંગી થવાની આગાહી આપી રહે છે ઇટાલીના આકાશનું અજવાળું અને મીલાનની કાળી કીકીઓવાળી ફૉસ્ટીનાના પ્રણયની સ્મૃતિ હૃદયમાં સંઘરીને એ બધુંને અંતે વાઇમાર પાછો આવ્યો

હવે વાઇમાર એને નિષ્પ્રાણ, ઉષ્માહીન ને ધૂંધળું લાગ્યું અને પોતે ખોવાએલા જેવો લાગ્યો શાર્લોટ તો એનો આ નવો અવતાર જોઈને આભી જ બની ગઈ લાવા ફુત્કારતો એની લાગણીનો જ્વાળામુખી ઠરીને હિમાલયમાં પલટાઈ ગએલો એને લાગ્યો ને ત્યાં તો આખા યે વાઇમાર પર જાણે કે વીજળી પડી! એ વીજળી ગ્યએટે અને ક્રિશ્ચીઆની વુલ્પીઅસના મિલનમાંથી પ્રગટી

ઇટાલીથી આવ્યે એકાદ મહિનો થયો હતો અને એના જીવનમાં કે કાવ્યમાં કોઈને રસ રહ્યો ન હતો ત્યારે ઉદાસ મને એ એક જાહેર બગીચામાં બેઠો હતો ત્યાં, વાઇમારના એક સમયના આ પ્રજાપાલક પાસે એક ગભરુ બાળા રક્ષણાર્થે આવી લોક જેને ડાઓનીસના લાડીલા નામે સંબોધતા તે જ આ ક્રિશ્ચીઆની એના પરના પ્રથમ દૃષ્ટિપાતે જ ગ્યએટેને મિલાનની ફૉસ્ટીનાની યાદ આવી ગઈ એની આંખોમાં એણે ઇટાલીનું પ્રકાશ પાથરતું આકાશ જોયું શેલીના શબ્દોમાં ગ્યએટે એની આંખોને 'Twin mirrors of Italian heaven' કહી શક્યો હોત! એકાએક વીસ વર્ષની આ માલણકન્યા સાથે પોતાના ઘરમાં જ એણે સહજીવન શરૂ કર્યું એની સાથે જ શાર્લોટની ચૌદ વર્ષની મૈત્રી વિરામ પામી ને વાઇમારની પ્રજાનો રોષ ઉદય પામ્યો ગમે તે ભોગે પણ એ ઇટાલીને ભૂલવા માગતો નહોતો —ત્યાં લગી કે ઇટલીના રંગસૌંદર્યની સ્મૃતિ જીવતી રાખવા એ રસાયણશાસ્ત્રની મીમાંસા કરતો થયો જેમ પૂર્વકાળની રંગદર્શી કળા ગટ્ઝ ને વેર્ટરમાં પરિણત થઈ તેમ આ મધ્યકાળની દર્શનરંગી કળા ઇફીજીની ઑફ ટૉરીસ, એગમોન્ટ' અને 'તોર્કાતો તાસ્સો'માં પરિણત થઈ ૧૭૯૦માં ફાઉસ્ટ-આયન ફ્રાગમેન્ટ' (ફાઉસ્ટ-એક ખંડક) પ્રગટ થયું ૧૭૯૨માં ડ્યૂકના આદેશથી યુદ્ધમાં સૈનિકપદ સ્વીકાર્યું અને તત્કાલ કાવ્યને વિસાર્યું

આમ હેર શાર્લોટ અને ડ્યૂક સૌની હૂંફ ખોઈ બેઠેલા અને ક્રિશ્ચીઆનીના સાથેના સહજીવનથી સમાજનો રોષ વહોરી બેઠેલા ગ્યએટેના જીવનમાં ફરી એક પરિવર્તનકારી બનાવ બન્યો ૧૭૯૪માં *Die Horen* (ડી હૉરેન) પત્ર માટે લખવાનું એના તંત્રી શિલરનું એને આમંત્રણ મળ્યું એના નીરસ પ્રાણમાં જાણે નવી ચેતનાનો સંચાર થયો જર્મનીના એ ખ્યાતનામ કવિ શિલર સાથેની ગ્યએટેની આ મૈત્રી સાહિત્યસૃષ્ટિની અતિવિરલ મૈત્રી બની ગઈ શરૂમાં [illegible]શીલ મનની સ્પર્ધાઓથી જન્મેલી આ મૈત્રી અંતે તો એટલી ઉત્કટ બની ગઈ કે બેમાંથી એક મિત્ર માંદો હોય તો સાથીને દુઃખ ન થાય એ હેતુથી તેના ખબર જ ન આપવાની નાજુકાઈ સુધી તે પહોંચી જો કે બન્નેના ચિત્તતંત્રમાં બહુ ફરક હતો ગ્યએટે સ્વાનુભવથી સમાજની નાડ પારખી ગયો હતો એથી એ પ્રજાકારણમાં નિરુત્સાહી ને ઉદાસ બની ગયો હતો જ્યારે શિલર તો Ode to Joy' લખીને બેઠો હતો! ગ્યએટેને યુદ્ધશાસ્ત્રથી યે વધુ રસ રસાયણશાસ્ત્રમાં હતો પોતે ફાઉસ્ટ અને લ્યૂથરને માર્ગે છે એમ એ માનતો પ્રજાના કૃત્રિમ ઉન્માદમાં એને ઉત્સાહ ન હતો જ્યારે શિલર પ્રજાકારણ પ્રત્યે અતિ ઉત્સાહી યુવાનોમાં અતિપ્રિય ને આદર્શવાદી હતો વાસ્તવ સાથે શિલરની આ સમાધાનશક્તિ ને ગ્યએટેની સંઘર્ષશક્તિ પ્રથમમિલનમાં જ એ બન્ને મિત્રો પરસ્પર પામી ગયા છતાં એ વિરોધી તટોની વચમાં સ્નેહસરિતા તો વહેતી જ ચાલી વાઇમારના નાટકઘરમાં શિલરની કરુણ રસ વહાવતી અમર નાટ્યકૃતિઓ ને ગ્યએટેની વિપુલ ગાથાસાગરની ઊર્મિઓ જેવી કવિતા દિનપ્રતિદિન ઊભરાતી ચાલી શિલરની પ્રેરણાથી ગ્યએટેની કૃતકૃત્યતાએ ઓગણપચાસની વયે કાઢેલો આ ઉદ્ગાર છે 'તેં મને બીજી જુવાની આપી અને મરતામાં મૃતપ્રાય થએલા કવિને તેં સજીવન કર્યો'

પણ વચમાં મનોમન પોતાનું એક નિરાળું જગત સર્જી રહેતા આ બન્ને કવિમિત્રોને જગને પડકારો દીધાની એક દુઃખદ ઘટના બની ગઈ ડી હૉરેનની પડતીના દિવસમાં એને જીવાડવાને ગ્યએટેએ એ પત્રમાં મિલાનની ફૉસ્ટીનાની ઉન્માદક સ્મૃતિમાંથી પ્રાચીન છંદશૈલીમાં રચેલી Roman Elegies (જે પરથી ગ્યએટે The Pagan ને નામે ઓળખાયો તે) પ્રસિદ્ધ કરી એમાં એણે પાશવની જેમ પ્રેમને પુરસ્કારતું જયગાન કરી સમાજનું સગર્વ અપમાન કર્યું પરિણામે પ્રજાએ ગ્યએટેની 'સાહિત્યકૃતિઓ'ની નકલો સળગાવી દીધી અને ડી હૉરેનનો અંત વહેલો આવ્યો આથી શિલર ને ગ્યએટેનો પુણ્યપ્રકોપ પણ સળગી ઊઠ્યો બન્નેએ મળીને Xenien (ઝેનિયેન)નું સહલેખન કર્યું અને તેના મુક્તકોમાં સમાજની ક્રૂરમાં ક્રૂર હાંસી કરી ૧૭૯૭માં ગ્યએટેએ કટાક્ષમય હાસ્યરેલાવતું બાયરનના 'ડૉન જુઆન' જેવું 'હેરમાન ઉન્ડ ડોરોથીઆ' નામનું સર્વાંગસુંદર સળંગ કાવ્ય પ્રગટ કર્યું શિલરે એને જર્મનીનું ગાથાકાવ્ય કહ્યું આ જ પુણ્યપ્રકોપથી પ્રેરાઈને આ બન્ને કવિબંધુઓએ અનેક બૅલેડ' રચ્યાં એમાં શિલર વધુ સફળ થયો

પણ દસ વર્ષના આ મૈત્રીમાળમાં એમનો (અનુ૦ પૃ ૨૮૦મે)

# અંધારી રાતે


તેનાથી એ નાનકડી છોકરી પર થતો જુલમ ન જોવાયો
પોતે વચ્ચે જઈને છોકરીની આડે ઊભો રહ્યો

વદ તેરસની અંધારી રાત મેઘલી બનીને જામી હતી.

કુદરતે આજે પોતાનું એક નવું જ સ્વરૂપ બતાવી આપ્યું હતું. બપોરે તાપ ખૂબ જ હતો. પણ સાંજ પડતાં તો બધું અણધાર્યું જ બની ગયું. સાંજના સાતેકને શુમારે આકાશમાં વાદળ ચડી આવ્યાં ને જોરમાં વરસાદ તૂટી પડ્યો. આકાશમાં મોટા કડાકા સાથે વીજળી ચમકવા લાગી. આખો દિવસ ગરમી સહન કરી ત્રાસી ગએલા લોકોએ નિરાંતનો શ્વાસ લીધો. દિવસોથી અતૃપ્ત રહેલી ધરતી પાણી ચૂસવા લાગી ને તેમાંથી મીઠી ફોરમ છૂટવા લાગી.

પણ સાંજનો શરૂ થએલો વરસાદ રાત પડવા છતાં પણ અટક્યો નહિ. ખાડા-ખાબોચિયા ભરાવા લાગ્યાં. તે પછી નીચાણવાળા રસ્તાઓનો વારો આવ્યો. પછી તો નાળાં ઉભરાવા લાગ્યાં. લોકોના મનમાં ચિંતા પેસવા માંડી પણ વરસાદનું તાંડવ તો ચાલુ જ રહ્યું.

એવી એ કાજળઘેરી રાતે ગોધરાથી તેર માઇલ દૂર આવેલા સંતપુર ને પાંચ માઈલ દૂર આવેલા ચંચેલાવ નામના બે સ્ટેશનો વચ્ચે આવી રહેલી એક રેલ્વે-કૅબિન અંધાર-પિછોડો ઓઢીને ઊભી હતી. ચારે બાજુ મેશના લીંપણ જેવો એવો તો ગાઢ અંધકાર હતો કે પાસે ચાલતા માણસનું મો પણ ન દેખી શકાય. માત્ર એ કૅબિનમાં બળતો દીવો ધરતીના આખા પટ પર પ્રકાશનું એક માત્ર બિંદુ હતો. તે ય મૂશળધાર પડતા વરસાદને લીધે ઝાંખોઝાંખો લાગતો. વાદળથી ઘેરાએલા આકાશમા કોઇકોઇ વાર વીજળી ચમકી જતી ને ક્ષણભરને માટે પૂર્વ બાજુના ક્ષિતિજ પરથી નીકળી, આખા પટને બે ભાગમા વહેંચી નાખી, પશ્ચિમના ક્ષિતિજ સાથે મળી જતા રેલવેના બે પાટા ને એની પાસે આવી રહેલી રેલવે કૅબિન દેખાતી. વીજળીનો પ્રકાશ ઓલવાઈ જતો ને ગાઢ અંધકારમાં કૅબિનમાં બળતો દીવો વળી પાછો બીન-હરીફ બની રહેતો. ફરી પાછી વીજળી થતી અને કૅબિનથી થોડે દૂર પૂર્વ બાજુએ બે મેઈન લાઈનમાંથી એક લૂપ લાઇન (બાજુનો પાટો) નીકળતી દેખાતી. થોડેક દૂર જઇને એ લાઇન અટકી જતી હતી, ને ત્યાં 'ડેડ એન્ડ' આવેલો હતો. બસ, આટલામાં જ બધો દેખાવ સમાપ્ત થઈ જતો.

એ અટૂલી કૅબિનમાં એક કૅબિનમેન રહેતો. એને ખાસ કશું કામ કરવાનું નહોતું. સામાન્યરીતે તો એની ખાસ કશી જરૂર પડતી પણ નહિ, કારણ, ટ્રેનો સીધી આવતી અને વગઅટકી સીધી દોડી જતી. રાત્રે બે વાગ્યે દિલ્હી તરફથી આવતો ફ્રન્ટિયર ને ત્રણ વાગ્યે મુંબઇ તરફથી આવતો ફ્રન્ટિયર એ બે ખાસ ગાડીઓ હતી. બાકીની ગાડીઓમાં દિલ્હી-એક્સપ્રેસ અને બે પૅસેન્જર ગાડીઓ હતી. ઉપરાંત દિવસની ત્રણ ચાર ગુડ્ઝ-ટ્રેનો જતી. કોઈકોઇ વાર રાજા-મહારાજાઓની સ્પેશ્યલ કે, ડી. ટી. એસ. (ડિસ્ટ્રીક્ટ ટ્રાફિક સુપરિટેન્ડેન્ટ) જેવા કોઈક ઉચ્ચ અધિકારીની રેલવે-બસ (રેલવેના પાટા પર દોડતી પણ મોટરના એન્જિનવાળી ગાડી) પસાર થતી. એવે વખતે આ કૅબિનમૅનની જરૂર પડતી. વચ્ચે અટવાઈ પડેલી ગુડ્ઝ-ટ્રેનને લૂપ લાઇન પર ખસેડી લેવાની અને સ્પેશ્યલ કે બસ પસાર થયે પાછી મેઇન લાઈન પર વાળી લેવાની. આ સિવાય કૅબિનમૅનને પસાર થતી ટ્રેનો આગળ દિવસે લીલો વાવટો અને રાત્રે લીલું ફાનસ ધરી રાખવા ઉપરાંત કશી ડ્યૂટી નહોતી.

કૅબિનમા બેઠેલો રામલાલ શૂન્ય નજરે બહાર જામી પડેલા અંધકાર તરફ તાકી રહ્યો હતો. વરસાદ અચાનક પડ્યો હતો, ને વળી સારા પ્રમાણમાં પડ્યો હતો; પણ આ ભાગની માટી એટલી બધી પોચી નહોતી કે લાઇન ધોવાઈ જાય. એટલે ચિંતા કરવાનું કશું જ કારણ નહોતું. વળી રાત્રે ડી. ટી. એસ. પીપળોદથી નીકળી ગોધરા જવાનો સંભવ હોવાથી મોડી સાંજે જ, એક પાયલોટ ટ્રૉલી રસ્તો 'ચેક' કરી ગઈ હતી. પણ રામલાલ કંઇક જુદા જ વિચારમાં હતો.

તે વિચારતો હતો. હજી બપોર સુધી તો તડકો હતો ને જોતજોતામાં તો વાદળોએ ચડી આવીને બધે પાણી પાણી કરી મૂક્યું. કેટલું જલદી બધું બદલાઈ ગયું ?

'કેટલું જલદી બધુ બદલાઇ ગયુ ?' તે વિચારતો હતો; ને તેનું મન પાંચ વર્ષનો ગાળો વટાવી ગોધરાના પેલા નાનકડા ઘરમાં જઈ પહોંચતું હતું. તે વખતના એમેચ્યોર નિશાળમાં ચોથી ચોપડી ભણતા અને વર્ગમાં પહેલો નંબર લાવી હોશિયાર ગણાતા રામલાલને જોઈ કોઈ એમ ન ધારે કે પાંચ વર્ષ પછી એ આ રેલવેની ઉજ્જડ કૅબિનમાં આવી પડશે. તેનું ભવિષ્ય ઊજળું હતું એમ લોકો કહેતા અને રામ-

લાલ પોતે પણ એમ માનતો. શા માટે ન માને? માધવજી પટેલ જેવા અમીરમ બાપ જ્યાં સુધી જીવતા જાગતા બેઠા હોય ત્યાં સુધી તેમનો એમનો એક દીકરો શા માટે સ્વપ્નાં ન સેવે? તેનું ભણવાનું ભવિષ્ય ઉજળું હતું. તેના બાપ પૈસાદાર ગણાતા હતા; ઉપરાંત... ઉપરાંત... રામલાલની આંખો સામે તેના મનમાં જીવની પેઠે જડાઈ ગએલો એક પ્રસંગ તરવરી રહ્યો.

ત્યારે પોતાની ઉમર બહુ મોટી નહોતી. હજી તો ગુજરાતી નિશાળમાં જ ભણતો હતો. એક દિવસ ચારપાંચ ગોઠિયાઓ સાથે રખડવા નીકળી પડ્યો હતો. રસ્તામાં એક જાંબુડો જોયો. તેના ઉપર ખારસા લીંબુ જેવડાં કાળાંકાળાં જાંબુ હીલોળા લઈ રહ્યાં હતાં. વળી તે ખાસ ઊંચે પણ નહોતાં. પથરા મારીને સહેલાઈથી પાડી શકાય. કોઈનું પણ મન લોભાઈ જાય એવી વાત હતી. અને બધા પાછા રખડવા નીકળેલા. જે થાય તે ખરી. પકડાઈ જશું તો બે ધોલ ખાઈ લેશું, એવો વિચાર કરી બધા વાડ કુદાવીને અંદર ગયા.

હજી તો પથરા મારવાની શરૂઆત જ કરી હતી ને દસ બાર જાંબુ જ આરોગ્યા હતા ત્યાં તો [illegible] એક નાનકડી છોકરી દોડતી આવી. દસેક વર્ષની એની ઉમર હશે. ચોળી ચણિયો પહેરેલાં. *હજી ઓઢણી પહેરવા જેટલી ઉમર નહોતી. તેણે આવીને મારકણા* રૂઆબથી બધાને ધમકાવવા માંડ્યા.

છોકરાઓ પહેલાં તો આ નાનકડી છોકરીની હિંમતથી સ્તબ્ધ થઈ ગયા. પણ પછી ખિજાઈ ગયા. તેમણે છોકરીને મારવા માંડી. છોકરીએ શ્વાસાશ્વાસ કરી મૂકી. આ નમણી ને નાનકડી છોકરી ઉપર થતો જુલમ પોતાથી ન જોવાયો. પોતે વચ્ચે જઈને છોકરીની આગળ ઊભો રહ્યો.

'ખસી જા રામુ,' એક ભાઇબંધે કહ્યું.

'નહિ ખસું,' પોતે બોલ્યા.

'તે તારી કોક સગલી થતી હશે નહિ?' ભાઇબંધે ટાણો માર્યો. 'ખસે છે કે નહિ? નહિ તો તને પણ સ્વાદ ચખાડવો પડશે.'

'મોટુ સબાળ!' પોતે પોતાની પાછળ ભરાની છોકરીના હાથને સહેજ દબાવી તેને હિંમત આપતાં કહ્યું, 'મારી સગી નહિ હોય તેથી શું? આનો શો વાંક છે? હું તો આ ઊભો, થાય તે કરી લે.'

'એમ? તો લેતો જા.' કહીને તેના ભાઇબંધોએ તેના પર હુમલો કર્યો. છોકરીએ વળી શ્વાસાશ્વાસ કરી મૂકી. થોડી વાર ધમસાણ ચાલ્યું. એટલામાં છોકરીનો બાપ ચડી આવ્યો. બીજા બધા છોકરા વાડ ઠેકીને ભાગી ગયા. પોતે લડતાં લડતાં એટલો બધો થાકી ગયો હતો કે દોડી શકાય એમ નહોતું. જ્યાં હતો ત્યાં ને ત્યાં ઊભો જ રહ્યો.

'હરામખોર! જાંબુ ચોરવા આવ્યો છે? ક્યાં ગયા બીજા બધા?' છોકરીના બાપે તેને મારવા લીધો. પણ છોકરીએ તેને અટકાવ્યા. 'બાપા, એને ન મારતા. એ તો મારી તરફથી લડતો તો.' કહી પોતાના અને રામલાલના શરીર પર પડેલા ઉઝરડા બતાવ્યા.

'એમ! શાબાશ,' છોકરીના બાપે કહ્યું. અને થોડી વાર તેની સામે તાકી રહ્યા પછી પૂછ્યું, 'અલ્યા, કોનો છોકરો છે?'

'માધવજી પટેલનો,' પોતે કહ્યું.

અને વીજળી પડી હોય તેમ છોકરી અને તેનો બાપ સ્તબ્ધ થઈ ગયા. છોકરી તરત બે હાથમાં મોં છુપાવી દોડી ગઈ. પછી એના બાપે કહ્યું, 'ઓહો, ચાલો ચાલો ઘરમાં આવશો?'

'કેમ?'

'કાંઈ નહિ, ચાલો તો ખરા. ને જરા ચા બા પીને જજો. માધવજી પટેલને અને મારે સારી દોસ્તી છે.' કહી પોતાને ઘરમાં લઈ જઈ ચાનાસ્તો કરાવીને થોડાંક પાકાં જાંબુ બંધાવીને ઘેર મોકલ્યો.

ઘેર આવીને ભાઈબંધોને પોતે આ વાત કરી તો બધા હસી પડ્યા. કલાક અગાઉ પોતે જેની સામે થયો હતો તેણે પોતાનો વાંસો થાબડ્યો અને કહ્યું, 'શાબાશ, ખરો વરરાજો!'

'એટલે?' પોતાને કશી સમજ પડી નહિ.

'એટલે શું?' પેલાએ હસવાહસતાં કહ્યું, 'તું તારે ભવિષ્યને સાસરે ચા પી આવ્યો. પેલી છોકરી તે તારી...'

વધારે સ્પષ્ટતા કરવાની જરૂર નહોતી. પોતે શરમાઈને દોડી ગયો.

આ પ્રસંગ યાદ આવતાં રામલાલનો ચહેરો અત્યારે આટલે વર્ષે પણ હસી ઊઠ્યો. તેને યાદ આવ્યું. પછી કેટલાં વરસ સુધી અવારનવાર તેને સાસરેથી જાંબુની ટોપલીઓ આવ્યા કરતી. જાંબુ મીઠાં લાગતાં, પણ તે દિવસની યાદ તો એથી પણ મીઠી લાગતી. કેટલી સુંદર હતી પોતાની વહુ? નામ પણ કેટલું સુંદર હતું! ગૌરી.

ટ્રિંગ ટ્રિંગ... કૅબિનમાંના ટેલીફોનની ઘંટડી વાગી અને રામલાલ પોતાની વિચારતંદ્રામાંથી ઝબકી ઊઠ્યો.

ટ્રિંગ ટ્રિંગ... ટ્રિંગ ટ્રિંગ... ફરીથી ઘંટડી વાગી. તેણે રીસીવર ઉપાડ્યું. સતરોડના સ્ટેશન માસ્તરનો ફોન હતો.

'હેલાવ... હેલાવ... વૉટ? હેર મેલ લેફ્ટ? ફ્રન્ટિયર લેફ્ટ? .. ઑલ રાઈટ, ઑલ રાઈટ. યસ, ઑલ ક્લીઅર. ઑલ ઓ. કે.' તેણે રીસીવર મૂકી દીધું.

ફ્રન્ટિયર મેલ સતરોડથી નીકળી ચૂક્યો હતો. હવે પાંચેક મિનિટમાં જ આવી પહોંચવો જોઈએ. ફ્રન્ટિયર મેલ તે વિચારી રહ્યો.

એમ તો રોજ અહીંથી ફ્રન્ટિયર મેલ પસાર થતો હતો પણ આજે... આજે એમાં ગૌરીના વરની જાન પસાર થવાની હતી.

ગૌરીનો વર! તેનું મગજ કામ નહોતું કરતું. માધવજી પટેલ અચાનક મૃત્યુ પામ્યા ત્યારે જ બધાને ખબર પડી કે એમનો બધો નામનો જ હતો. રામલાલ માટે એ એક પૈસો નહોતા મૂકી ગયા. ઉલટાનું સારી પેઠે દેવું કરતા ગયા હતા. રામલાલને શાળા છોડી દેવી પડી અને નાની ઉંમરે આવી નીરસ નોકરી લઈ લેવી પડી. પણ એનું તેને એટલું બધું દુઃખ નહોતું. એને ખરું તો સાલતું હતું ગૌરીના બાપે પોતાનું કરેલું અપમાન.

ગૌરીનો બાપ કંજૂસ હતો. ચાર ઘર અને પૈસો જોઈને એણે પોતાની છોકરીની સગાઈ રામલાલ સાથે કરી હતી. પણ માધવજી પટેલ મૃત્યુ પામ્યા અને કંઈ પૈસો ન મૂકી ગયા એટલે એણે સગાઈ તોડવાના પ્રયત્નો કરવા માંડ્યા. પોતાની ન્યાતમાં ખાસ કારણ વિના સગાઈ તોડવાનો રિવાજ નહોતો, પણ લાગવગ અને પૈસા આગળ એનું શું ચાલે? એના અને બીજા થોડાક ન્યાતીલાઓના [illegible] વિરોધ છતાં સગાઈ તૂટી. એક વાર સગાઈ તૂટ્યા પછી ગૌરીના બાપે ઢીલ ન કરી. તેણે તરત એક બહારગામનો પણ પૈસાદાર મુરતિયો શોધી કાઢ્યો ને પંદર દિવસમાં જ લગ્ન લીધાં. હજી કાલે જ તેના એક દોસ્તનો કાગળ આવ્યો હતો કે ગૌરીનાં લગ્ન બે દિવસ [illegible] થયાં હતાં અને જાન આજે ફ્રન્ટિયર મેલમાં ગોધરા જવાની હતી.

ફ્રન્ટિયર મેલ અને ગૌરીનો વર... રામલાલ ક્યાંય સુધી એના એ જ વિચારો કરતો બેસી રહ્યો. જો માધવજી પટેલ મૃત્યુ ન પામ્યા હોત તો આજે ગૌરી તેની પત્ની હોત. ગૌરી! કેટલી સુંદર અને મીઠી તેની ગૌરી હતી? પણ હવે તેનો તેના પર શો હક રહ્યો? આવતી કાલે તો એ બીજાની પત્ની બની જશે. કોણ જાણે એનો વર કેવો હશે? હતો પણ કો'ક બહારગામનો એટલે શી ખબર કેવા સ્વભાવનો અને કેવી ચાલચલગતનો હશે. ગૌરીને પરણીને પછી એને દુઃખ

તો નહિ રે? એવું થશે તો પોતાની ગૌરી

રામલાલને પોતાના મન પર ચીડ ચડી એક વસ્તુ બની ગયા પછી એને સંભાર્યા કરવાથી શો ફાયદો? ગૌરી હવે પોતાની મટી ગઈ હતી છતાં શા માટે તેને સંભાર્યા કરવી? નકામી પારકી પંચાત! તેણે પોતાના મન સાથે દલીલ કરી

પણ ના, તેને લાગ્યું એ પારકી પંચાત નહોતી, પોતાની પંચાત હતી ગૌરી સાથે તેની સગાઈ બાર વર્ષ સુધી ટકી હતી બાર બાર વર્ષો સુધી જેને પત્ની રૂપ માની તેના પર શું તેનો જરાપણ હક્ક નહોતો? બાર બાર વર્ષો સુધી જેને પોતાની માની તેને ગમે તેવો અજાણ્યો માણસ ઉપાડી જાય એ કેમ સહન થાય? તેને ગૌરીના બાપ પર ચીડ ચડી, ગૌરીને પરણવા આવનાર મુરતિયા પર ચીડ ચડી તેને જગત આખા પર ચીડ ચડી જાન લઈને આવતા ફ્રન્ટિયર મેલ પર પણ ચીડ ચડી તેનું રોમરોમ ગરમીથી ધખી રહ્યું અને કોઈપણ ઉપાયે લગ્ન અટકાવી વેર લેવાને તલસી રહ્યું

આકાશમાં ભયંકર ગડગડાટ થયો હમણાં જરા શાંત પડેલો વરસાદ ફરી પાછો જોરમાં શરૂ થયો એક વીજળી ચમકી અને ગગનને ચીરતી ધરતીમાં સમાઈ ગઈ બારી પાસે બેઠેલા રામલાલની સામે આવી રહેલો પાટા બદલવાનો લોખંડનો હાથો વીજળીના પ્રકાશમાં ઝબકી ઊઠ્યો

સાથોસાથ રામલાલના મગજમાં વિચાર ઝબકી ઊઠ્યા જાનને ગોધરા પહોંચવા જ ન દઉં તો?

તેની સામે જ લોખંડનો હાથો આવી રહ્યો હતો પૂરું એક હાથનું પણ અંતર નહોતું એને જરાક જોર કરીને પોતાની પાસે ખેંચી લે તો પૂર્વ બાજુથી આવતો ફ્રન્ટિયર સીધો જવાને બદલે લૂપ લાઇન પર ચાલ્યો જાય ફ્રન્ટિયરનો વેગ આવી જગ્યાએ સાઠ માઈલથી ઓછો તો ન જ હોય ડ્રાઇવર ટ્રેનને રોકી શકે એ તો અસંભવિત જ હતું પછી તો સામે ડેડ એન્ડ હતો જાન શી રીતે ગોધરા પહોંચવાની હતી? ગોધરા પહોંચતાં પહેલાં તો ઈશ્વરના દરબારમાં

પૂર્વ બાજુનાં ક્ષિતિજ પર એક દીવો દેખાયો ફ્રન્ટિયર મેલ

રામલાલે પોતાના કપાળ ઉપર હાથ મૂક્યો તપાવેલી ભઠ્ઠીની જેમ એ ધીકી રહ્યું હતું આવા વિચારો શાથી આવતા હશે? પણ શા માટે ન આવે? જગતે તેના પર વેર લીધું તો પોતે શા માટે જગત પર ન લે? તેણે ઊઠીને લોખંડના હાથા પર પોતાનો હાથ મૂક્યો

પૂર્વ બાજુએ દેખાએલો દીવો નજીક ને નજીક આવી રહ્યો હતો રામલાલનો હાથ અચકાઈ રહ્યો હતો દીવો મોટો ને મોટો થતો જતો હતો પણ જરાક ફિક્કો અને ધીમો હતો રામલાલ વિચારી રહ્યો હતો એમાં ગૌરીનો વર હશે એના સગા હશે, લગ્નના ઉમંગમાં બધા મસ્ત હશે હવે તો એ દીવાની પાસે એક નાનકડો બીજો દીવો પણ આગળથી તેમ લાગી રહ્યો હતો ક્રોધથી સળગી ઊઠેલા મનને શું એકના બે દીવા દેખાતા હતા? રામલાલનું મન વેર વેરનો પોકાર પાડી રહ્યું આખરે એ દીવો જ્યાંથી લૂપ લાઇન છૂટી પડતી હતી ત્યાં આગળ આવી પહોંચ્યો રામલાલે દાંત પીસી લોહી કાઢ્યું પોતાનામાં હતું તેટલું જોર કરી તેણે હાથાને પોતાના તરફ ખેંચ્યો દીવો લૂપ લાઇન પર વળી ગયો! રામલાલ પરસેવો લૂછતો પાસે પડેલી ખુરશી પર બેસી પડ્યા

આકાશમાં એક વીજળીનો ચમકારો થયો અને એક બીજો પણ ગડગડાટ તેના હૈયા સોંસરો નીકળી ગયો તેને હવે જ પોતે શું કર્યું હતું તેનો ખ્યાલ આવ્યો ફ્રન્ટિયર લૂપ લાઇન પર વળી ગયો હતો તેને થયું, હમણાં ધડાકો થશે અને આખી ટ્રેનના ભૂક્કા બોલી જશે, પોતાનું તો જે થવાનું હશે તે થશે! પણ ફ્રન્ટિયરમાં ગોધરા જઈ રહેલી લોકી જાનમાંથી તો એકે માણસ જીવતો નહિ રહે તેના મગજને જરા શાંતિ વળી પણ તરત તેને ખ્યાલ આવ્યો જાન તો મરશે પણ સાથે બીજા કેટલા માણસો મરી જશે? કેટલાય માણસો ઊંઘમાં પડ્યા હશે અને પોતાની માતા, પત્ની બહેન કે પુત્રને મળવાનાં સ્વપ્નો સેવી રહ્યા હશે એક ક્ષણમાં તે બધાની લાશ થઈને પડશે અને હજારો માતા, ભગિનીઓ, પત્નીઓ અને પુત્રપુત્રીઓના રૂદનથી દુનિયા આખી કાંપી ઊઠશે રામલાલનો આત્મા ખૂન, ખૂન પોકારી ઊઠ્યો સાચે જ તે ખૂની હતો—એથીય વધારે હતો એક માનવીને ગોધરા જતો રોકવા એણે હજારોને રડાવ્યા હતા અને એય શા કામનું? એક મુરતિયો મૃત્યુ પામે તોય ગૌરીનો બાપ ગૌરીને એની સાથે થોડો જ પરણાવવાનો હતો? એ તો બીજા કોઈ પૈસાદારને શોધી કાઢશે તો પછી આટલા બધા માનવીનો સંહાર શા કામનો? રામલાલને લાગ્યું પોતે માનવી મટીને દૈત્ય બની ગયો છે—કશા પણ કારણ વિના હજારોને સંહારનાર દૈત્ય... તેને પોતાની જાત પર તિરસ્કાર આવ્યો 'ખૂન ખૂન' તેનો આત્મા પોકારી રહ્યા 'નીચ! હીચકારા રાક્ષસ' તેનું મન પોકારી રહ્યું

એટલામાં એક ટ્રેનની વ્હીસલથી આખું વાતાવરણ કંપી ઊઠ્યું રામલાલ ઝડપથી ઊઠ્યા તેણે જોયું તો એક બીજો દીવો મેઈન લાઈન પરથી આ તરફ આવી રહ્યો હતો એક પગાવનની ગુડ્સ? અટકી બધી વહેલી? તેને વિચાર આવ્યો પણ બીજું કશું વિચારવાનો સમય નહોતો દીવો લૂપ લાઇન આગળના જોડાણની છેક પાસે આવી લાગ્યો હતો તેણે હાથો પકડી દૂર ધકેલી દીધો મેઈન લાઈન ફરીથી થઈ ગઈ દીવો મોટો ને મોટો બનતો ગયો ટ્રેનનો ખડખડાટ પણ વધારે ને વધારે મોટો બનતો ગયો ફ્રન્ટિયરના અકસ્માતનો અવાજ હજી કેમ ન સંભળાયો એવો વિચાર રામલાલના મગજમાં ઝબકી ગયો પણ તે પૂરો થાય તે પહેલાં તો ટ્રેનના દીવાથી તેની આંખ અંજાઈ ગઈ આંખ રહેજ ટેવાતાં તેણે જોયું કે ટ્રેન ગુડ્સ નહોતી પણ પૅસેન્જર હતી એની આગળ રૉયલ મેઈલનો લાલ ડબ્બો દેખાયો, ઍર કન્ડીશન્ડનું સફેદ સલૂન દેખાયું તેની આંખ છેલ્લા ડબ્બાની ઉપર ચોડેલા પાટિયા પર ફરી રહી FRONTIER MAIL.

ટ્રેન થોડી જ વારમાં પસાર થઈ ગઈ તેનો પ્રકાશ દૂર ને દૂર થતો ગયો તેનો ગગડાટ ઓછો થતો થતો પશ્ચિમના ક્ષિતિજ પર શમી ગયો ફરી પાછી નીરવ શાંતિ પથરાઈ રહી રામલાલને આ બધું શું બની ગયું તેની સમજ ન પડી

એટલામાં કૅબિનનું બારણું ઠોકાયું તે ધ્રુજતા પગે હાથમાં ફાનસ લઈને બહાર આવ્યો તેના ફાનસનો પ્રકાશ સામે ઊભેલા પીપલોદના ડેપ્યુટી સ્ટેશન માસ્તરના ચહેરા પર પડી રહ્યો વરસાદ અટકી ગયો હતો

'વેલડન યન્ગમૅન' ડેપ્યુટી સ્ટેશન માસ્તરની પાછળ ઊભેલા એક યુરોપિયન અમલદાર જેવા લાગતા માણસે તેની સામે હાથ ધર્યો રામલાલે યંત્રવત્ હાથ લાંબો કરી શેકહૅન્ડ કર્યા

'ઑનરેબલ મિસ્ટર બ્રાઉન, ડી ટી એસ, એમને અને ટેલને બચાવવા માટે તારો આભાર માને છે રામલાલ' પીપલોદના ડેપ્યુટી સ્ટેશન માસ્તરે કહ્યું

રામલાલને થોડીવારે સમજ પડવા માંડી ડી ટી એસ ની સ્પેશિયલ ટ્રેનને બસ સાડાબારે પીપલોદથી ગોધરા જવા નીકળી હશે ત્યારે વરસાદ નહોતો સતત ઝરમર પછી અચાનક વરસાદ પડવાને લીધે એન્જિન ધીમું પડ્યું હશે

(અનુ૰ પૃ૰ ૨૩૮-મે)




# કિરાતકન્યા હાથમતી

'સંગમશોભના સાબરમતી' નામના આ જ લેખકના વિખ્યાત નદી-પરિચયનો અનુગા
અને વિવિધ અવલોકનો, તથા વિદ્વત્તાભર્યાં વિધાનોથી સભર પ્રવાસ-લેખનો છેલ્લો હપ

લેખક - પ્રો. રામપ્રસાદ શુક્લ એમ. એ.

જાંબુડી છોડ્યા પછી બે મોટા વળાંક લઈને હાથમતી ધઉંવાવ નદીનું પાણી ઝીલવા આગળ વધે છે. સંગમ પર આવતાં પહેલાં એ ઉત્તર-વાહિની બને છે અને દોઢેક માઈલ સુધી દક્ષિણ-થી ઉત્તર તરફ વહે છે, ત્યાં ઉત્તર-દક્ષિણ દોડી આવતી ધઉંવાવ, પશ્ચિમ દિશાનો એક વળાંક લઈને એને મળી જાય છે. બંને નદીનાં જળ એક થયા પછી આ સંયુક્ત પ્રવાહ પશ્ચિમ તરફ ત્રણેક માઈલ વહી, ફરીથી રાજપુર પાસે નૈઋત્યગામી બને છે. હાથમતી ધઉંવાવના સંગમ પર એક ઊંચી ભેખડની ટેકરી ઉપર કુંડલેશ્વર મહાદેવનું મંદિર છે અને એના પ્રાંતભાગમાં સતીના હાથ તથા પાળિયા છે. હાથમતીતટના આ પાંચેક માઈલના ગાળામાં ઘણા પાળિયા મળે. એમાં સંગમ ઉપરના પાળિયા તો ઈ.સ. ૧૬-૧૭મી સદીના હોય એમ લાગે છે, કેમકે તેમાંના એકની નીચે જે નાનો લેખ છે એમાં જૂની ગુજરાતી તથા પશ્ચિમ રાજસ્થાની ભાષાનો ઉપયોગ થએલો. કમભાગ્યે લેખ સારીરીતે ઉકેલી શકાય તેવો રહ્યો નથી.

રાજપુર પછીના ચારેક માઈલના વહેણ બાદ હિંમતનગર પ બાંધેલા બંધને કારણે હાથમતીનાં પાણી ભરપૂર રહે છે અને આખો ગાળો અતિશય રમણીય દેખાય છે. એ બંધને ગયાળે કે આ ગાડીના પૂલ ઉપર ઊભા રહી જોતાં આખું દૃશ્ય હૃદયમાં બને



અમદાવાદની ઉત્તરે, સાબરમતી અને હાથમતીના સંગમ આગળ કુદરતે અજબ બનાવતા પાથરી છે બન્ને નદીઓએ પોતાના કિનારાની બન્ને બાજુ પોચી માટીની ઊંચી ભેખડોમાં અનેક વાધા અને કોતરો પાડીને જાણે વિશાળ નાટકશાળા રચી હોય એવું લાગે છે. એકાદ એવી ભેખડની ટોચેથી ત્યાંનું દૃશ્ય માણસ જુએ છે ત્યારે ગુજરાતની અનુપમતાનું કાવ્ય તેના હૃદયમાં આપોઆપ સ્ફુરે છે એ સ્થળે, સાબરમતી કિનારાની એક અતિ ઊંચી ભેખડ ઉપર. સાબરમતી-હાથમતીના સંગમપટના એ વિશાળ દૃશ્યના જાણે અધિષ્ઠાતા હોય તેમ, ખડાયતા વણિકોના ઇષ્ટદેવતા ભગવાન કોટ્યર્કનું આ પ્રાચીન મંદિર ઊભેલું છે જોકે એ જ્ઞાતિએ આજે તો તેમાની મૂર્તિ ખસેડીને નીચેના ભાગમા નવું મંદિર બંધાવી ત્યા પ્રતિષ્ઠા કરી છે આપણા હાવના ઘુમ્મટોથી જુદા પડતા, ચોખડા ઘાટના તથા ખૂણે નાના કાંગરાવાળા તેના શિખર ઉપરથી લાગે છે કે આ મંદિર ઘણું પ્રાચીન હશે, અને તેનું નામ 'કોટ્યર્ક' શાખ પૂરે છે તેમ તેનો સમય, ગુજરાતમા જે કાળે સૂર્યપૂજા પ્રચલિત હતી તે કાળનો (પાંચમીથી બારમી સદી સુધીના ગાળાનો) હશે આજે તો ખડાયતાઓના ઇષ્ટદેવ કોટ્યર્ક વિષ્ણુ રૂપે પૂજાય છે, પણ તેના નામ પરથી સ્પષ્ટ થાય છે તેમ મૂળ તે સૂર્યપૂજા હશે કોટિ=કાટખૂણો+અર્ક=સૂર્ય એ રીતે વ્યુત્પન્ન થતા એ શબ્દના અર્થનો પ્રમાણભૂત ખુલાસો આ લેખમા અના વિદ્વાન લેખકે આપ્યો છે તે ઘણો રસમય ને વિચારપ્રેરક છે

પાણીનો વિસ્તૃત પથરાટ, ક્ષિતિજ ઉપર ઝઝૂમી રહેલી ડુંગરાની હારો અને બન્ને તટ પરની લીલી વનસ્પતિથી જળમાં ઊપસી આવતી મરકત મણિ સરખી ઝાંય આંખને આનંદ આપે છે. આ સ્થળે જ 'કાસ'ના વધુ પ્રચલિત નામે ઓળખાતી હાથમતીની નહેર કાઢવામાં આવી છે નહેર ખાસ્સી એટલી ઊંડી અને મોટી છે કે એને નદી ગણી શકાય એવો વિપુલ વારિપ્રવાહ એમાં વહે છે એને બન્ને કાંઠે ઝાડોની હાર છે અને છેક સોનાસણ તથા પ્રાંતીજના પાદર સુધી તો આંબાનાં અનેક વૃક્ષો છે. નદી માત્ર લોકમાતા છે, પણ જ્યારે એ નહેર રૂપે વહે છે ત્યારે હજાર હાથે દુગ્ધ દે છે તુષ્યમાન થએલી માતાની મહેરનો પાર હોય નહિ હાથમતીની આ લોકોપકારકતાની ખાત્રી કરવી હોય તેણે પ્રાંતીજના પાદરથી સોનાસણ સુધી નહેરને કાંઠે ફરવા જવું ને બન્ને તટ પરના ક્ષેત્રોની ફળદ્રુપતા તેમજ અહીંતહીં ઊપસી આવતી આમ્રકુંજો જોવી અરધી સદીથી યે ઝાઝેરા સમયથી એકલે હાથે હાથમતીએ ઉત્તર ગુજરાતને લીલો રાખવાની પહેલ કરી છે. વનકન્યાની ઋજુતાથી એણે પોતાનું સર્વસ્વ જનસેવાર્થે ધરી દીધું છે. નિખાલસતા અને સરળતા એ ભીલ કોમનો ભારે મોટો ગુણ છે. પોતાનું સર્વસ્વ અર્પતા કેવળ એક કિરાતકન્યાને છાજે એવી સરળતા હાથમતીએ દર્શાવી છે. લેનારને ઓછામા ઓછી તકલિફ પડે એ રીતે પોતાનું દિલ એણે વહાવ્યું છે કિરાતકન્યાને વળી હૃદયચોરી શી? ગુજરાતની મહાનદીઓમાથી ભારે ખર્ચે જ્યારે નહેરો નીકળશે ત્યારે પણ હાથમતીની આ સરળ ઋજુતાનું ઋણ શેં વિસરાશે?

દ્વિપથગા હાથમતી બંધ પરથી જ્યા નીચે ઊતરે છે ત્યાંથી થોડા જ અંતરે તટ પરની એક ટેકરી પર મહીકાંઠા જિલ્લાના મુખ્ય કેન્દ્ર હિંમતનગર(અહમદનગર)ની સરકારી કચેરીઓ અને રાજમહેલ છે આ સ્થળે અમદાવાદ વસાવનાર બાદશાહ અહમદશાહે ઈડરના રાવ પુંજા સાથેના યુદ્ધો દરમ્યાન (ઈ સ.૧૪૨૬—૧૪૨૮) એક કિલ્લો બંધાવેલો, જે અમદાવાદના કિલ્લાની માફક ભદ્રનો કિલ્લો કહેવાતો આ કિલ્લાની નિશાની આજે તો માત્ર એક જ સ્થળે સચવાઈ રહી છે: નદીના કિનારા પર કાલિમાતાના કુંડની બાજુમા આશરે ૪૦૦ ફૂટ લાંબો એનો ખંડિત ભાગ અવશેષરૂપે દેખાય છે. કિલ્લાનો હાથમતી પરનો ઈડર દરવાજો તો કારીગરીથી ભરેલો હતો એમ નોંધાએલું છે, પરંતુ એ કાળના જળવાઈ રહેલા અવશેષોમાં આજે તો કાઝીવાવ, જુમ્મા મસ્જિદ અને નવલખકુંડ, એ ત્રણ જ છે. કાઝીવાવમા ઊતરતા જ બન્ને બાજુએ બે શિલાલેખો છે. એક ઈ સ ૧૪૧૭નો અરબી ભાષામા છે અને બીજો વિ સ ૧૫૭૮મા (ઈ સ ૧૫૨૧)નો દેવનાગરીમાં અમદાવાદમાની અસારવા અને અડાલજની વાવની બાંધણી કરતા આ વાવની બાંધણી જુદા પ્રકારની છે. દેવનાગરી લેખ પરથી જણાય છે કે સુલતાન મુજફ્ફરશાહના વખતમા ઈડરના સુબા મુબારિઝ-ઉલ-મુલ્કે આ વાવ બંધાવેલી (એટલે કે સમારકામ કરેલું.) નવલખકુંડ એ ૧૦૦ ફૂટ પહોળું અને ૫૦૦ ફૂટ લાંબુ ભૂગર્ભીય ચણતર છે મધ્યભાગમા એક જળાશય જેવું છે જેની ચોમેર દરેલું બાંધકામ છે ઉનાળામાં ઠંડકને માટે આ સ્થળનો ઉપયોગ થતો હશે એમ લાગે છે જોકે આજે એની સ્થિતિ સાચવણ વિનાની છે. એમ કહેવાય છે કે બાદશાહી સલ્તનતના સમય દરમિયાન જનાની સ્ત્રીઓના અવરજવર માટે કિલ્લાથી અહીં સુધી ભોંયરું હતું કિનારાને અડીને જ જુમ્મા મસ્જિદ નામની નાની સુંદર મસ્જિદ છે અને એમાં અમદાવાદની મસ્જિદોની જાળીઓને મળતું પલ્લવિત વૃક્ષોની આકૃતિઓનું કોતરકામ છે.

હિંમતનગરથી દોઢેક માઈલ દૂર હાપ્પા (હરિત+પ્રપાત) ગામની નજીકમા આખી નદી ધોધ બનીને ભેખડ પરથી નીચે પડે છે ધોધની ઊંચાઈ આશરે પંદરેક ફૂટ છે અને ઉપરનું નદીતલ પણ દર્શનીય છે ધોધની નીચે મોટા ધરાઓ ભરાઈ જાય છે, જેમા મોટી માછલીઓ અને કવચિત મગર પણ ભરાઈ રહે છે હિંમતનગરના બંધ ઉપર અને અહીં પણ પાંચસાત શેરની મોટી માછલીઓ પણ હોય છે ઉત્તર ગુજરાતની નદીઓની નામીચી માછલીઓમા હાથમતીની માછલીનું પણ સ્થાન છે ધોધનો કર્ણપ્રિય નિનાદ, ભેખડ પર ચઢીને ધસતાં પાણી અને ધોધમાંથી રચાતા ઇન્દ્રધનુઓની મજા માણતાં અહીં અનેક રમ્ય પ્રદોષો વિતાવ્યાની યાદ આજે પણ મનમાં તાજી છે ઊગતા સૂર્યના કિરણોને ધોધ પર પડતાં જોવાની લેહમા વહેલી



## કાશ્મીરનુ પુરાતન માર્તંડ(સૂર્ય)નુ મંદિર

આ લેખની છેલ્લી પાદટીપ(ફુટનોટ)મા સૂર્યપૂજાને અગે જેનો ઉલ્લેખ માત્ર આવે છે તે, કાશ્મીરના વિખ્યાત પ્રાચીન માર્તંડ-મદિરનુ આ ચિત્ર અહીં એટના માટે આપ્યુ છે કે Architectural Lion of Kashmir તે કાશ્મીરના સ્થાપત્યમા સિંહ સમાન ગણાય છે, અને તેનુ શિખર જોકે નાશ પામ્યુ છે, પરતુ તેના પ્રવેશદ્વારની ત્રિકોણ કમાન ઉપરથી તેનું સ્થાપત્ય વિધાન હિંદી સ્થાપત્યના ઈતિહાસમા એક વિશિષ્ટ અંકોડા રૂપ ગનાય છે પ્રાચીન કાશ્મીરી સ્થાપત્યશૈલીના નમૂના રૂપ આ મદિર કાશ્મીરનુ મોટામા મોટુ પ્રાચીન મદિર હોવા ઉપરાત તેની ભવ્યતા તેના સ્થાનને પણ ઘણી આભારી છે કાશ્મીરની જૂની રાજધાની ઇસ્લામાબાદની પૂર્વે પાચ માઇલ ઉપર આવેલા એક સપાટ ટેકરા—ઉચ્ચ પ્રદેશ પર તે એવે સ્થાને આવેલુ છે કે જ્યાથી કાશ્મીરની એ સમસ્ત રમણીય ખીણનુ ચોમેરથી આહ્લાદક દર્શન મળે છે, અને એની જાહોજલાલીના કાળમા એ મદિરના અધિષ્ઠાતા દેવ ભગવાન માર્તંડ (સૂર્યનારાયણ) પોતાના કૃપાકિરણ વર્ષાવતા સમગ્ર પ્રદેશ પર આશિષ વિતરી રહ્યા હશે એવો ભાવ જાગ્રત થાય છે કવિ રાજશેખર કૃત કાશ્મીરના વિખ્યાત ઇતિહાસગ્રથ રાજતરંગિણી અનુસાર આ મદિર કાશ્મીરના પ્રતાપી રાજા લલિતાદિત્યે પોતાના રાજ્યકાળ (ઈ સ ૭૨૪ ૬૦) દરમ્ય ન એ બધાવેલુ કદમા તે બહુ મોટુ નથી ૬૦ ફૂટ લબાઇ ને ૩૮ ફૂટ પહોળાઇના એ મદિરની બને પાખ પરના ગડપો સાથે કુલ પહોળાઈ પણ ૬૦ ફૂટ થતી હશે ઉપરાત તેની આસપાસ ૮૪ થાભલાઓવાળી દીવાલથી તેનુ પટાગણ કુલ ૨૨૦×૧૪૨ ફૂટનું થતુ હશે ૧૪મી સદીમા કાશ્મીરના મુસ્લિમ શાસક સિકદરે તેનો નાશ કરેલો આજે તો એ આ ઉપરના પ્રાચીન ચિત્રમા જણાય છે તે કરતા પણ ખડિયેર દશામા છે

---

પરોઢે હિંમતનગરથી નીકળીને અર્ધું દોડતા ત્યા પહોચી જવાના શ્રમના સ્મરણો પણ ઓછા નથી પણ એક માઘ માસની પૂર્ણિમાની રાતે સાડા દસ વાગતા સુધી અહીં રહીને જે હર્ષપ્રકર્ષ અનુભવેલો એ તો વર્ણનાતીત જ રહેશે ધોધ પર આવતા પહેલા પથરાએલી પાણીની રૂપેરી બિછાત મુખ્ય પ્રવાહ ભેખડ પર ચઢે એ પહેલા જ બાજુમાથી નીચે સરી પડતા નાના પ્રવાહના ચમકારા ચાદની રાતે શ્વેતાભિસારિકા બનીને નીકળેલી કોઇ રમણીય નાગકન્યા જીભના લબકારા કરીને ફુત્કાર કરતી હોય એવો જલપ્રપાત,—એમ આખુ દૃશ્ય રસરૂપ હતુ જાણે કોઈ વિશાળકાય શ્વેત મયૂર ભેખડ ઉપર ચઢીને ધોધરૂપી ડોક હલાવી મહેકતો હોય અને એના પીછાને સ્થાને પાછળનો જલપટ પથરાયો હોય, એવો દેખાવ હતો

ઉપાથી નીકળેલા હવે નૈઋત્યના વહેણ છેક સગમ સુધી પહોચે છે અને શાત રીતે સાબરને મળે છે અહીં નજીકમા જ, આ સગમને લીધે ઓળખાતા જૂના અને નવા 'સગમપુર' નામના બે ગામ છે પદ્મપુરાણમા 'સગમપુરના ડુગર ઉપર સગમેશ્વર તીર્થ' હોવાનો ઉલ્લેખ છે બને નદીના જળ એકઠા થઇને જ્યા વિશાળ વર્તુલાકાર ચકરાવો લે છે ત્યા ઊંચી ભેખડ ઉપર એક શિવમદિર છે, એને અનુલક્ષીને તો કદાચ આ ઉલ્લેખ ન હોય ? આ બાજુથી ઉપરવાસ ઝાડી ને ઝાંખરાવાળુ નાનુ જગલ છે, જેમા એક તૂટેલા કુડને સૂર્યકુડ તરીકે ઓળખાવવામા આવે છે હાથમતીના કિનારા પર સૂર્યમદિર હોવાના દસ્તાવેજી પુરાવાઓના પ્રકાશમા આ સ્થળ પર કોઈ જૂનુ મદિર હોય તો જરા યે નવાઇ નહિ * કારણકે પ્રાચીન સૂર્ય

---

*ઈસવીસનના આરભે સૂર્યની પૂજાનો પ્રચાર પાશ્ચાત્ય દેશોમા મીસર અને રોમમા પણ વિપુલ પ્રમાણમા હતો ઓરીલિયસે રોમમાં એક ભવ્ય સૂર્યમદિર બધાવ્યુ હતુ હિંદમા તો ઈસ્વી સનના ચોથા

પૂજાના દેદિપ્યમાન પુરાવા જેવુ કોટયર્કનુ મનોહર મદિર અહીંથી બરાબર સામે જ કાળના ઘસારા ખમતુ સૂર્યપૂજા વિષ્ણુપૂજામા કેવી રીતે સક્રાત થઈ એની કથા પણ કહી જાય છે સેમઓથી વૈષ્ણવ ખડાયતા વણિક કોમનુ આ યાત્રાધામ છે, તથા ઉત્તર અને પશ્ચિમ હિંદમા ચાલતી વ્યાપક સૂર્યપૂજાનુ એ પુરાતન પ્રતીક છે

સાબરમતીતીરે પ્રચલિત સૂર્યપૂજાના અનેક ઉલ્લેખો પુરાણોમા આવે છે એનુ સમર્થન કરતા શિલાલેખો અને શિલ્પ-સ્થાપત્યના પુરાવાઓ આપણે તપાસ્યા, પણ આ 'કોટયર્ક' શબ્દમા એથી વિશેષ ઐતિહાસિક સત્ય સચવાઈ રહ્યુ છે. કોટયર્કનો ખરો અર્થ (કોટિ+અર્ક) સૂર્ય જ્યા કોટિએ-એટલેકે કાટખૂણે છે, એવો થાય છે આ મદિર બરાબર કર્કવૃત્ત ઉપર છે કર્કવૃત્ત (Tropic of Cancer) ની રકઝ્ અક્ષાની લીધી પૃથ્વીની એની પ્રદક્ષિણામા આ મદિરને સ્પર્શીને જાય છે આપણી પૃથ્વી રકઝ્ અશની વક્રતાએ પોતાની ધરી ઉપર સતત સૂર્યની આસપાસ ફર્યા કરે છે, એથી કર્કવૃત્ત ઉપર સૂર્યના કિરણો સ્વાભાવિકરીતે જ કોટિ=કાટખૂણો=Right Angle બનાવે. વળી જૂન માસની ૨૧મી તારીખે જ્યારે દિવસ નાનામા નાનો બને છે ત્યારે સૂર્ય આ સ્થળે શૂન્ય અશ બતાવે એથે કોટયર્ક=કોટિ+અર્ક આ હકીકતને અનુલક્ષીને જ આ સ્થળનુ નામ 'કોટયર્ક' રાખેલુ છે એવો મારો અધીન મત છે હિંદુસ્તાની ગણિતિક વિદ્યા પ્રાચીન છે આર્યભટ્ટ, બ્રહ્મગુપ્ત અને વરાહમિહિર જેવા ત્રણ મહાન જ્યોતિષીઓ આપણે ત્યાં ઈ સ ૩૦૦ થી ૬૫૦ વચ્ચે થઈગયા છે આમાથી સાતમા શતકના જ્યોતિર્વિદ બ્રહ્મગુપ્ત પોતાને ભિલ્લમાલકાચાર્ય એટલેકે ભિન્નમાલ યા શ્રીમાલના ગણાવે છે આથી જ્યોતિષવિદ્યાનો સારો પ્રચાર તત્કાલીન ગુજરાતમા પણ હશે પૃથ્વી સૂર્યની આસપાસ ને પોતાની ધરી ઉપર રકઝ્ અશ બનાવીને ફરે છે એ જ્ઞાન પણ તે કાળે વ્યાપક હોવુ જોઇએ ૧૧મી સદીની બાધણી અને શિલ્પશૈલીવાળા આ કોટયર્ક મંદિરના નામાભિધાનમા એની દઢ પૂર્તિ મળી રહે છે ને આપણા પૂર્વજોના ભૌગોલિક જ્ઞાનની શાસ્ત્રીયતા વિષે આદર ઉત્પન્ન કરાવે છે જ્યોતિષવિદ્યાનુ જ્ઞાન આપણી પાસે સારા પ્રમાણમા હતુ એમ સ્વીકારનાર આપણા કેટલાક વિદ્વાનો પણ આપણા ભૌગોલિક જ્ઞાન વિષે તો સાશંક છે આપણી પાસે જૂના નકશાઓ નથી, અને આપણા ભુવનકોષ વર્ણનો પણ પ્રાચીન સ્થળોની પ્રશસ્તિપૂર્ણ યાદીઓ જેવા છે એમા ક્રમબદ્ધ શાસ્ત્રીયતા છે જ ક્યા, આવીઆવી વિચારસરણી ધરાવનારા એ વિદ્વાનોને અત્રે માત્ર એટલુ જ નિવેદન કરવાનુ કે પૃથ્વી પર સૂર્ય કઈ જગ્યાએ (પરા) કોટિને પામે છે અને શૂન્ય અશ દર્શાવે છે એ આજના ભૂગોળશાસ્ત્રના નિષ્ણાતો જેટલી જ શાસ્ત્રીયતાથી આ મદિરનુ નામ દર્શાવનારનુ ભૂગોળનુ માપણી કરવાનુ જ્ઞાન પરિમિત તો નહિ જ હોય અહીં સ્પષ્ટ રીતે પૃથ્વીનુ કર્કવૃત્ત છે જ એ ભૌગોલિક હકીકત, અને મદિરનુ 'કોટયર્ક' એવુ ચોખ્ખુ નામ, એ બે હકીકતનો મેળ મને આકસ્મિક લાગતો નથી

**હા**થમતીએ માત્ર ચ્યવન ભાર્ગવની યૌવનકથા જ જાણી છે એમ નથી સસ્કૃતિના અનેક થરો એણે દર્શાવ્યા છે સશોધકની આખને આમત્રણ આપતા અહીં એ સર્વ અવશેષો પડેલા છે એણે ચીની

પ્રચાર હતો દશપુર (માળવા), કાશ્મીર, મુલ્તાન, કચ્છકોટ (કચ્છ), ઓસિયાર (જોધપુર પાસે), પ્રભાસ, ભિન્નમાલ, થાન ઇત્યાદિ સ્થળોએ આજે પણ સૂર્યમદિરો અને સૂર્યમૂર્તિઓના અવશેષો મળી આવે છે કાશ્મીરના માર્તંડ મદિરનો ઉલ્લેખ સુપ્રસિદ્ધ કવિ રાજશેખરે રાજતરંગિણીમા કર્યો છે એની બાધણી નમૂનેદાર ગણાય છે

મુસાફર બૌદ્ધ સાધુ યુવાનસુવાગના પગલા પડતા અહીં જોયા છે, ખેડ જેવી મહાન મદિરોની નગરીઓ એણે સર્જી અને સકેલી પણ લીધી છે, ને ખેટકાહારના આ મધ્યસ્થ કેન્દ્રમા આવતા જતા અનેક મહાપુરુષોના મનસૂબાઓની એ સાક્ષી છે કેટકેટલી સુદરીઓ, કેટકેટલા શૂરાઓ અને સતીજતીઓની એણે સેવા કરી છે એ સર્વ હકીકત તો કદાચ કાળના ગર્ભમા જ રહેશે ઇતિહાસના અધકાર પરથી માત્ર ગાટલો પડદો કચડી ગયો છે એ પણ મહેકમહેકતી સંસ્કૃતિની સુગધને ચોમેર પગરાવી રહે છે હાથમતીની આ કથામા સૌન્દર્ય સસ્કૃતિ અને સેવાના ઉત્તરોત્તર ચઢિયાતા અશો એકીસાથે ભળી જઇ રસાયન રૂપ બની ગયા છે. આ પ્રાચીન અસ્થિમતીએ જાણે કે પોતાના હાડ ગાળીને ગુજરાતને ગૌરવ આપ્યુ છે ને પુરાણોએ વર્ણવેલી મહર્ષિ દધીચિની જીવનકથા સૈકાઓ સુધી જીવી બતાવી છે ઇતિહાસને નવુ અજવાળુ આપવાનુ કામ પણ શુ હાથમતી જ આજે કરી જશે કે?

ગ્લીસરીન (અનુ૦ પૃષ્ઠ ૨૭૧ થી ચાલુ) ખોરાકમા, પીણાઓમા ને અન્ય ખાદ્ય પદાર્થોમા તે ઉપયોગી પદાર્થ છે શરીરમાં સાકર જે કાર્યશક્તિ આપે છે લગભગ તેટલી જ શક્તિ ગ્લીસરીનમાથી મળે છે આપણી પાચનક્રિયામા ગ્લીસરીન પેદા થાય છે ને આતરડામા તે છૂટુ પડે છે આ બધા ગુણો ગ્લીસરીનને તૈયાર ખોરાકની બનાવટમા તેમજ દવાઔષધોની બનાવટમા વિશિષ્ટ સ્થાન આપે છે

તે ॥ આવા બહુવિધ ઉપયોગ માટે ઘણા કારણો રજૂ કરી શકાય ખાસ કરીને આ બધા ઉપયોગોની ભૂમિકામા ગ્લીસરીનના ભૌતિક તથા રાસાયનિક ગુણોનુ અસાધારણ સયોજન જ રહેલુ છે તેના ભૌતિક ગુણોમાથી જો તેના સૌથી વિશેષ ઉપયોગો ઉદ્ભવે છે, તો તેની ઔદ્યોગિક ઉપયોગિતા તેના રાસાયનિક ગુણોને આભારી છે ગ્લીસરીન આલ્કોહોલના વર્ગનો પદાર્થ છે તેમા આલ્કોહોલના ત્રણ વિશિષ્ટ અણુસમૂહ છે એટલે તેને ત્રિગુણિત આલ્કોહોલ (ટ્રાયહાઈડ્રિક આલ્કોહાલ)ના વર્ગમા મૂકવામા આવે છે આને લીધે તેનામા પ્રક્રિયતા ખૂબ રહેલી છે પરિણામે જુદીજુદી રાસાયનિક ક્રિયાઓની મદદ વડે તેમાથી અનેક પદાર્થો બનાવી શકાય છે

છેલ્લાં થોડા વર્ષોમા ગ્લીસરીનના એસ્ટરો (esters)* ખોરાકને વાસી થતો અટકાવવા માટે ઉપયોગી નીવડયા છે દાખના તરીકે ગ્લીસરીન મૉનોસ્ટીઍરેઇટ (ગ્લિસરીન તથા સ્ટીઅરિક ઍસિડના સયોજનથી થતો એસ્ટર) કેઈક ને એવા બીજા ખાદ્યપદાર્થોમા ઉમેરવાથી તેમનો સ્વાદ ફરતો નથી ને પદાર્થો વધારે વખત સાચવી શકાય છે

આમ, ગ્લીસરીન આપણા રોજીદા જીવનમા ખૂબ મહત્ત્વનો તથા ઉપયોગી પદાર્થ છે અને હજી તેની મહત્તા રોજ બ રોજ વધતી જ જાય છે આપણા દેશમા તો અનેક તેલીબિયા પેદા થાય છે અને સાબુનો ઉપયોગ વધતો જ જાય છે, એટલે સાબુનો ઉદ્યોગ સારી રીતે ચાલે છે પરિણામે કરોડો મણ ગ્લીસરીન ગૌણ પદાર્થ તરીકે ઉત્પન્ન થાય છે પણ અત્યારે તેમાનો માત્ર જૂજ ભાગ ગ્લીસરીનની બનાવટમા વપરાય છે અને બાકીનો ભાગ, અગાઉ કહ્યુ તેમ, ફેંકી દેવામા આવે છે! આ પરિસ્થિતિ બદલવા અને દેશને આ ઉપયોગી રસાયન પરત્વે સ્વાવલબી બનાવવા આ ઉદ્યોગને સરકારે ખાસ ઉત્તેજન આપવાની જરૂર છે રસાયનોત્પાદક ઉદ્યોગમા ગ્લીસરીનની બનાવટને ઘણું જ અગત્યનુ સ્થાન આપવુ જોઇએ

* આલ્કોહોલ અને ઍસિડને સંયોજવાથી જે પદાર્થ બને તે ઍસ્ટર કહેવાય છે આ ઍસ્ટરો સુગધિત પદાર્થો હોવાથી તેલ અત્તરો તથા એવા બીજા સુગધિત દ્રવ્યોમાં ખાસ વપરાય છે

# નાયક-નાયિકા-વ્યવહાર

## પ્રાચીન નાટ્યશાસ્ત્ર

તથા તેની અનુરાગી અન્ય કળાઓનો
પરિચય આપતી લેખમાળા હપતો ૩૭

લેખક
**યોગેન્દ્ર પ્રિયદર્શી**

નાટ્યશાસ્ત્રમાં નાયક તથા નાયિકા વચ્ચેના વિવિધ વ્યવહારોનુ પણ વિવરણ કરેલુ છે એટલેકે જુદીજુદી અવસ્થાઓમા તેઓએ પરસ્પર કેવા પ્રકારનો અભિનય દાખવવો તે દર્શાવેલુ છે જેમકે અપરાધી નાયક સાથે નાયિકાએ કેવી રીતે વર્તવુ, રીસાએલી નાયિકાને નાયકે કેવી રીતે મનાવવી, વગેરે જોકે પ્રાચીન જીવનરીતિથી અત્યારનુ જીવન ઘણુ બદલાઇ ગયુ હોવાથી નાયક નાયિકા-વ્યવહારનુ આ પ્રાચીન ચિત્ર અત્યારના જીવનમા સપૂર્ણ રીતે બધબેસતુ થાય તેવુ નથી પરતુ સ્ત્રી ને પુરુષ વચ્ચે અમુક વ્યવહારો તો કોઇ પણ કાળમા એક જ પ્રકારના રહેવા સર્જાએલા છે અને તે કેવળ નાયક નાયિકા વચ્ચેના જ નહિ પરતુ સ્ત્રીપુરુષ વચ્ચેના સનાતન વ્યવહારો છે વળી તેમા મનુષ્યસ્વભાવનુ પણ ઊંડુ દર્શન રહેલુ હોવાથી અભ્યાસની દૃષ્ટિએ પણ તે રસિક થઇ પડે તેમ છે

નાયકની વાટ જોતી નાયિકા અથવા પ્રિયની પ્રતીક્ષા કરતી સ્ત્રીનો અભિનય નાટ્યશાસ્ત્રમા આ પ્રમાણે દર્શાવ્યો છે પ્રિય આવ્યા કે નહિ એમ વારે વારે જોયા કરે, કઈ શબ્દ સાભળતા જ 'એ આવ્યા' એવી ભ્રમણામા પડીને ઉતાવળે દ્વાર પાસે આવી (જમણા હાથે કમાડ તથા ડાબા હાથે તોરણ પકડીને) ઊભી રહે તથા નાયકને ન જોતા ચિંતાતુર બની શકા, ભય કપ વગેરે દર્શાવે, અને ખેદયુક્ત બની દીર્ઘ નિશ્વાસ નાખી આખમા અશ્રુ લાવે તથા જમીન પર બેસી પડી નાયકના ન આવવા સબધે અનેક શુભાશુભ વિચારો કરે જેમકે એ કઇ કામ માટે રોકાયા કે એમને કોઈ સ્ત્રીએ રોકી રાખ્યા ? વગેરે વળી તે જુદાજુદા ચિહ્નો વડે પોતાને થતા શુકન કે અપશુકન પણ જણાવે તેમા ડાબા અગના સ્ફુરણથી શુકન તથા જમણા અગના સ્ફુરણથી અપશુકન જણાવે ડાબી તરફના નેત્ર, લલાટ ભ્રકુટિ અધરોષ્ઠ ઉરુ (સાથળ), બાહુ (હાથ) કે સ્તનના સ્ફુરણથી પ્રિય મિલનની સભાવના દર્શાવવી તથા જમણા અગના સ્ફુરણથી તેની અસભાવના દર્શાવવી અપશુકનવાળા લક્ષણો જણાય તો મૂર્ચ્છા, રુદન આભૂષણો પ્રત્યેનો અનાદર ગાલે હાથ દઈ શોકમગ્ન થઇ બેસવુ વગેરે ખેદજનક ચેષ્ટાઓ કરવી, તથા શુકનવાળા લક્ષણોમા હર્ષોન્માદ વગેરે ભાવો દર્શાવવા તથા પ્રિય આવતા શીઘ્રગતિથી તેની સામે જઇ તેનો ઉષ્મ સત્કાર કરવો

પરસ્પર અનુરાગવાળા નાયક નાયિકા (સ્ત્રી પુરુષ)ના એકમીજા પ્રત્યેના સર્વ વ્યવહારોમા મધુર ભાવોનુ આયોજન કરવુ અર્થાત્ તેમના મિલન સમયે બન્નેમા મધુર ચિત્તવૃત્તિ મધુર વચન, મધુર ચેષ્ટા (ઓષ્ટ નેત્ર ભ્રમર વગેરે અગોના મધુર ચલનો) વગેરે મધુર વિલાસિત ભગીની યોજના કરવી

**નાયિકાશૃગાર** પ્રાચીન સમયની નાયિકાઓ નાયકના આવતા પહેલા સુદર વસ્ત્રાલકારોથી આભૂષિત થઇ સુગધ પુષ્પાદિ પદાર્થોથી આત્મપ્રસાધિત બનતી તથા નાયક માટે પણ તેવા પદાર્થો તૈયાર રાખતી અલકાર પ્રસાધનોનો પણ વિવેક કહ્યો છે વધુપડતા અલકરણથી વ્યક્તિનુ નૈસર્ગિક રૂપ ઢકાઇ જાય છે આથી નાયિકા માટે નૂપુર કકણ કટિમેખલા વગેરે મધુર ધ્વનિ કરતા આભરણો કે અલકારો યોગ્ય મણ્યા નથી આથી મુખ્ય નાયિકા કે ઉત્તમ સ્ત્રી પાત્રો માટે ચદન વગેરેનુ અનુલેપન નેત્રાજન કસ્તૂરી તથા અબર વગેરેનો અગરાગ, ઓષ્ઠરાગ કેશકલાપસગ્રહ તેમજ વસ્ત્રાભૂષણ વગેરેનો અતિરેક નિષિદ્ધ ગણ્યા છે અર્થાત્ આજની દૃષ્ટિએ કહીએ તો ઉત્તમ સ્ત્રીપાત્રોએ ફેસ પાઉડરના લપેડા લિપસ્ટિક તથા કાજળનો અતિ પ્રયોગ વાળની ચાપચીપ તથા કપડા-ઘરેણા વગેરેના ઠઠેરા અનુચિત કહ્યા છે, કારણકે ઉત્તમ સ્ત્રીઓનો તે સ્વભાવ નથી પરતુ અધમ સ્ત્રીઓનો તે સ્વભાવ હોવાથી તેવા પાત્રો માટે તેનો બાધ નથી

**નાયક-નાયિકા-યોગ (મિલન)** નાયક-નાયિકાનુ મિલન ઉત્સવમા રાત્રી-અધકારમા ઉદ્યાનમા સખીના ઘરમા કોઈ શૂન્યાગારમા કે એવા કોઈ અનુકૂળ સ્થળમા યોજવાનુ કહ્યુ છે મિલન બાદ નાયકે પ્રથમ તો નાયિકા પોતાના પર અનુરક્ત છે કે વિરક્ત તે ઉપર જણાવેલા લક્ષણો પરથી નક્કી કરી લેવુ અને તે અનુસાર વ્યવહાર કરવો એમ કહ્યુ છે

**દૂતિકાર્ય** નાયક-નાયિકાના મિલનમા દૂત કે દૂતિ મહત્ત્વનો ભાગ ભજવે છે કેમકે એ જ તેમના મિલનના યોજક હોય છે તેઓ ખૂબ જ ચાલાક હોવા જોઇએ, કારણ કે નાયક-નાયિકા વચ્ચેનો અનુરાગ વધારી તેમનુ મિલન કરાવી આપવાનુ કાર્ય ખૂબ ચતુરાઈ ભર્યુ તથા કઠિન છે તેમણે આ કાર્ય કેવી રીતે કરવુ તેનુ પણ વિવરણ પ્રાચીન ગ્રથોમા ખૂબ રસપૂર્વક કરેલુ છે જેમકે દૂતિએ નાયક નાયિકાને પરસ્પર અનુરાગ ઉત્પન્ન થાય તેવી ચતુરાઈભરી પ્રેરક મધુર સમયાનુકૂળ તથા ગુપ્ત આશયવાળી સૂચક ભાષાનો પ્રયોગ



ખડિતા નાયિકા (પતિથી ખિન્ન થઈ રીસાએલી સ્ત્રી)ના પ્રાચીન ચિત્રમા 'પ્રણય કલહ (જુઓ લેખમા)ના અભિનયનુ આલેખન

વરવો, પરસ્પરના ભાવ તેમજ એકબીજાના ધન, કુળ, ગુણ વગેરેની અધિકતા જણાવી તેમનો અનુરાગ વધારવો, વગેરે

**પ્રણયકલહ** નાયક નાયિકા (પતિ પત્ની) વચ્ચેના રિસામણા મનામણા (શાસ્ત્રીય ભાષામા પ્રણયકલહ) પણ સાંસારિક જીવનનુ એક મહત્ત્વનું પાસુ તથા રસિક ભાગ છે તેનો અભિનય વર્ણવવાનુ તો નાટ્યશાસ્ત્ર કેમ જ ભૂલે ? એ અભિનય તેમા આ પ્રમાણે આપેલો છે પતિ જ્યારે અપરાધી થઈને આવ્યો હોય ત્યારે સ્ત્રીએ તેના અપરાધની કક્ષા અનુસાર તેને અનુક્રમે માન, અપમાન, સમોહ તથા િરસ્કારયુક્ત વચનોથી ઠપકો આપવો, તથા આંખમા આંસુ લાવી તાના આત્મા પ્રત્યે ધિક્કાર દર્શાવતાં ખેદયુક્ત વચનો કહેવા મકે 'મેં કયા જનમના પાપ કર્યાં'તા કે તમને પરણી,' હાય, ય ! આ શું થવા બેઠુ છે ! આના કરતા તો મોત સારૂ !' વગેરે

અથવા છાતી પાસે રાખેલા એક હાથની વચલી આંગળી હોઠ ાસે રાખી નાયકની સામે આશ્ચર્યભાવે એકીટશે જોયા કરવુ, કે ક હાથ કમર પર રાખી મો અવળુ કરી ઊભા રહેવુ, અથવા વિછિન્ન ાગળીઓના લલિત મરોડ વડે તિરસ્કાર કે ફિટકાર દર્શાવવો.

વળી 'રૂડા દીસો છો (બહુ સારા લાગો છો )', 'તેને પ્રિય છો તો ઓ, વાર શું કામ લગાડો છો ?', 'મને અડયા તો ખબરદાર' ારા હ્રદયમા બેઠી છે તેની પાસેજ જાઓ, વગેરે વગેરે વચનપ્રયોગ ી બીજી તરફ ફરી જવુ

આ વખતે પતિ સ્ત્રીને મનાવવા તેના હાથ કે વસ્ત્ર ધારણ કરે જુઓ 'ખંડિતા નાયિકા'નુ ચિત્ર) તો સ્ત્રી 'હુ—હું, છોડો —છોડો ધો જાઓ' વગેરે ક્રોધવાક્યો બોલે તે વખતે પતિ પણ જો 'જા ારે !' એમ કહી તેને છોડી દે તો સ્ત્રી ક્રોધનો ત્યાગ કરી પતિ ાસે આવી ઊભી રહે, તથા તેના હાથ કે વસ્ત્ર ધારણ કરે આ વખતે તિ પણ ખુશ થઈ તેના હાથ કે વસ્ત્ર ગ્રહણ કરે ત્યાર બાદ સ્ત્રી, ાતાનો પતિ જાણે નહિ તેમ, પોતાનો હાથ, વસ્ત્ર કે જે કંઈ તેણે કડ્યુ હોય તે, પોતાનુ શરીર સંકોચી યુક્તિથી છોડાવી લે.

પુરુષ જ્યારે દોષિત (અન્ય સ્ત્રીમા આસક્ત) હોય ત્યારે તેના ાત્યે સ્ત્રીને ચાર પ્રકારના ભાવો ઉત્પન્ન થાય છે તે આ પ્રમાણે ૧) વૈમનસ્ય, (૨) વ્યલીક, (૩) વિપ્રિય તથા (૪) મન્યુ

**વૈમનસ્ય** સ્ત્રી જ્યારે પોતાના પતિને નિદ્રાયુક્ત, ખેદયુક્ત કે ાળસ યુક્ત જુએ, તેમજ રતિચિહ્ન તથા ઓષ્ટ ઉપર વ્રણ વાળો જુએ ત્યારે તેને વૈમનસ્ય (ખટરાગ) થાય છે તે વખતે તે હોઠ ફરકાવી 'બહુ સારુ કર્યું, બહુ શોભો છો' વગેરે રોષ વચનો કહે

**વ્યલીક** બહુ વાર વાર્યા છતા પોતાનો સ્વામી હમેશા અન્ય સ્ત્રી પાસે જતો જ હોય તથા પોતાની ઉપર સંસાર રાખતો હોય ત્યારે સ્ત્રીને વ્યલીક (દુ ખ) થાય છે તે વખતે તે ડાબો હાથ પોતાની છાતી પર મૂકી જમણો હાથ રોષથી ઝુલાવી પોતાના પગ પર મૂ

**વિપ્રિય** પતિ જ્યારે 'હુ તારો દાસ છુ, તુ મારી પ્રિય છો, ારા જીવવાથી જ હુ જીવુ છું' વગેરે વચનો કહે, પરતુ વર્તન તેથી ઊલટુ જ કરે, ત્યારે તે સ્ત્રીને વિપ્રિય (અપ્રિય) થાય છે

**મન્યુ** અન્ય સ્ત્રી સાથેના સભોગચિહ્નવાળો પતિ પોતાની પત્ની પાસે આવી આત્મપ્રશસા કરે ત્યારે સ્ત્રીને મન્યુ (ક્રોધ) થાય આ ભાવ કટિમેખલા (કંદોરો) શિથિલ કરીને તથા કંકણ (બંગડીઓ) ઝમાવીને દર્શાવાય છે

રિસાયેલી આવી નાયિકા કેવા કેવા ઉપાયોથી ફરી વશ થાય , તેનુ પણ નાટ્યશાસ્ત્રમા વિવરણ કરેલુ છે અને જણાવ્યુ છે કે સ્ત્રીઓનો સ્વભાવ વિવિધ પ્રકારનો હોય છે તથા તેમનુ હ્રદય પણ ગૂઢ હોય છે આથી તેમને મનાવવા માટે કામશાસ્ત્રમા પાચ ઉપાયોનો પ્રયોગ કરવો આ પાચ ઉપાયો તે–

**સામ** મધુર વચનથી વશ કરવુ તે જેમકે સ્ત્રીને 'હુ તારો દ છુ, તુ મને અત્યત પ્રિય છે, મારુ જીવન તારે અધીન છે' વગેરે વચ

**દાન** દ્રવ્ય, કે અન્ય લાલચો દ્વારા વશ કરવુ તે ભેદ

**ભેદ** ફાટફુટ પાડીને વશ કરવુ તે જેમકે સ્ત્રીને અન્ય સાથે પ્રીતિ થઇ હોય તો તે પુરુષ કે સ્ત્રીને કઇક આપીને કે એકબીજા વિષે ઊલટુસુલટુ સભળાવીને તેમની પ્રીતિમા ભેદ પાડ

**દડ** બધન તાડન, ભય કે શિક્ષા દ્વારા વશ કરવુ તે

**ઉપેક્ષા** ઉપેક્ષા દ્વારા વશ કરવુ તે

આ ઉપાયો માત્ર સ્ત્રીઓ વિષે જ નહિ, પરતુ કોઇપણ વ્ય વશ કરવા માટે સામાન્ય વ્યવહારમા યોજાય છે એ તો જાણી જેમકે પ્રથમ મીઠીમીઠી વાતોથી પછી લાલચથી, અને તેથ ન માને તો ધાકધમકી કે શિક્ષા વગેરેથી આપણે સામી વ્ય મનાવવાનો કે વશ કરવાનો પ્રયત્ન કરીએ છીએ રાજકારણમા વિરોધીને વશ કરવા કે દબાવી દેવા આનો જ ઉપયોગ થાય

શાસ્ત્રમા કહ્યુ છે કે મધ્યમ પ્રકારની સ્ત્રીઓને સામથી, લુ (લોભી સ્ત્રી)ને દાનથી, અન્ય સાથે પ્રીતિ રાખનાર સ્ત્રીને ભે તેમજ દુરાચારી સ્ત્રીને દડથી વશ કરવી, અને આ સર્વ પ્રયોગે અજમાયશ છતા યે વશ ન થનારને ઉપેક્ષા દ્વારા વશ કરવી

**સબોધન-પ્રકાર** પ્રાચીન નાટકોમા જુદાજુદા ગુણોવ નાયકોને જુદાજુદા સબોધનથી બોલાવવાની પ્રથા હતી આ સ બોધનો મુખ્યત્વે બે પ્રકારના હતા પ્રિય તથા અપ્રિય

પ્રિય ! કાન્ત ! વિનીત ! નાથ ! સ્વામી ! જીવિત ! નદન ! નાયિકાની આનદાવસ્થામા યોજાતા સબોધનો પ્રિય પ્રકારના

દુ શીલ ! દુરાચાર ! શઠ ! વામ ! વિકથક નિર્લજ્જ ! નિ વગેરે સબોધનો અપ્રિય પ્રકારના છે ને તે સ્ત્રીની ક્રોધાવસ્થ યોજાય છે આ બધા વિવિધ સબોધન ને યોગ્ય વિવિધ નાય લક્ષણો નાટ્યશાસ્ત્રમા આ પ્રમાણે આપેલા છે

**પ્રિય** સ્ત્રીનુ કઇ અપ્રિય ન કરનાર કે બોલનાર તથા સ મૃદુ આચારવાળા પુરુષને સ્ત્રીએ 'પ્રિય' કહી બોલાવવો

**કાન્ત** જે પુરુષના હોઠ કે શરીર પર અન્ય સ્ત્રી સભોગ ચિહ્ન ન જણાતુ હોય તેને સ્ત્રીએ 'કાન્ત' કહેવો

**વિનીત** કઠોર શબ્દ ન બોલનાર તથા ક્રોધ પમાડયા શાત રહેનાર પુરુષને સ્ત્રીએ 'વિનીત' કહેવો

**નાથ** સાન્ત્વન, દાન, દ્રવ્ય, સભોગ તથા લાલનપાલન સ્ત્રીને સેવનાર પુરુષને 'નાથ' કહેવો

**સ્વામી** હિતૈષી, માન કે મત્સર વગરનો, રક્ષક તથા કાર્યોમા ચતુર પુરુષને 'સ્વામી' કહેવો

**જીવિત** સ્ત્રીના મનમા આવેલા વિચારોને જાણી લઇને ઇચ્છાને અનુકૂળ થનારને 'જીવિત' કહેવો

**નદન** કુલીન, નીતિમાન દક્ષ, ચતુર, વાગ વિશારદ સખીઓમા પ્રશસા કરવા યુક્ત હોય તેને 'નદન' કહેવો

**દુ શીલ** અસહિષ્ણુ, માની, ધૃષ્ટ વિકત્થન (શેખીખોર)

**દુરાચાર** સ્ત્રીને મારનાર કે મનફાવતુ આચરણ કરનાર

**શઠ** સારીસારી વાતો કરીને તેથી વિરુદ્ધ આચરણ કર ને—એક કહી અન્ય વસ્તુ કરનારને 'શઠ' કહેવો

**વામ** મના કર્યા છતા તેને તે કામ ફરીફરી કરનારને અ

(અનુસધાન પૃષ્ઠ ૨૭૫



# પચ્ચીસ વર્ષ પહેલાં






## અંક ૯ • ભાદરવો ૧૯૮૦ (સપ્ટેમ્બર ૧૯૨૪)

આજે પણ ભાદરવા માસનુ મહત્ત્વ રેંટિયા બારસ (ગાંધી જન્મ જયંતી)થી ગનાય છે, તો ઈ. ૧૯૨૪મા જ્યારે મુક્તિવાંછુ દેશના એકમાત્ર તારણહાર તરીકે ગાંધીજીની પ્રતિમા સોળે કળાએ પ્રકાશવા લાગી હતી તે સમયમાં 'કુમારે' પોતાના ભાદરવા (સપ્ટેમ્બર) અંક—પહેલા ગાંધી જયંતી અંક—માટે વિશિષ્ટ તૈયારી કરી હોય એમા નવાઈ નથી શ્રી રવિશંકર રાવળના ખાસ સ્કેચ સાથે ઉઘાડ પામતા એ અંકમા આ દેશમા 'કુમારે' જ સૌ પ્રથમ ગાંધીજીના બાળપણના, કુમારવયના અને જુવાનીના ફોટોગ્રાફો ખાસ મહેનતથી મેળવીને છાપ્યા હતા, અને ગાંધીજીના અંતેવાસી સ્વ. મહાદેવભાઈને વિનંતિ કરીને 'ગો પ્રેમળ જ્યોતિ' પર ખાસ લેખ લખાવ્યો હતો શક્ય હોય તેમને એ અંક મેળવીને એ આખો લેખ વાચવાની ભલામણ કરીને અહીં તો એની તારવણી જ આપી શકીએ છીએ

મને કુમાર જ ગણીને મારુ ઘડતર ગાંધીજીએ કેવી રીતે શરૂ કર્યું તેની એકાદ બે વાત કરુ તો તે કુમારોને વધારે રુચશે

૧૯૧૭ની સાલમા એક દિવસે બેતીઆમા તેમણે મારુ ઘડતર શરૂ કર્યું એ દિવસ મારો જન્મદિવસ હતો સવારે મને આજ્ઞા થઈ કે મારે રોટલી વણવી! હું કોઈ દિવસ ચૂલા પાસે બેઠો નહોતો મેં કહ્યુ, 'મને શી રીતે આવડશે?' ગાંધીજી કહે, 'લેવાનુ લોટ ને પાણી છે, પછી કેમ ન આવડે?' મેં લોટ બાંધવા માંડ્યો પાસે એક જણ હતો તેની મદદ લઈ લોટ બાંધ્યો આમ ચોરીથી 'લોટ બાંધવાનુ કામ ચાલતુ હતુ ત્યા ગાંધીજી નાહીને આવ્યા 'આ શુ ચાલે છે? મારે તો લોટ તારી પાસે બંધાવવો હતો, રોટલી તારી પાસે વણાવવી હતી' ગાંધીજીના શબ્દોમા ખસુસ કરીને કડવાશ હતી મારી ધીરજ ન રહી મેં મારા આંસુએ લોટને પલાળ્યો હુ ઝંખવાણો પડી વિમાસતો હતો ત્યા તો ગાંધીજી પોતે બેઠા અને રોટલી વણવાનો પદાર્થપાઠ આપવા લાગ્યા પછી મારી પાસે વણાવી, ને કાચીપાકી શેકેલી તે રોટલી પોતે આગ્રહપૂર્વક આનંદથી આરોગી આનંદથી આરોગીને જ પોતાના વચનોની કડકાશ તેમણે કાઢી લીધી.

ફૂલથી પણ મુલાયમ અને કઠણ વજ્રને પણ ભેદે એવુ પોતાનુ સ્વરૂપ તેમણે એ પહેલે જ દિવસે મને દાખવી દીધુ મેં ગાંધીજીને કહ્યુ, 'આજે મારો જન્મદિવસ છે' ગાંધીજીએ કહ્યુ 'સાચે જ તારા જન્મની આજ શરૂઆત થાય છે' તે દિવસથી તેમણે મારી અપંગતાનો નાશ કરવો શરૂ કર્યો મને કપડા ધોતા પોતે શીખવ્યુ પાયખાનુ સરસ સાફ કરતા પોતે શીખવ્યુ, મગની દાળને ઓરતા પહેલા તેના ઘોડા સાફ કરતા તેમણે શીખવ્યુ, ને નાનામા નાની વસ્તુ ઉત્તમમા ઉત્તમ રીતે કરવાનો પાઠ તેમણે જ આપ્યો એક દિવસ પાકીટ ઉપર ટિકિટ બરાબર ચોંટાડેલી નહોતી ચોડી તે હમેશા તેને બરોબર સ્થાને ચોડી દેખાય એક વાર કાગળ ચીરીને ખોટે ઠેકાણે નાખવા હતા તે વીણીવીણીને યોગ્ય સ્થાને નખાવ્યા 'નાનુ કામ સરસ રીતે કરવાની દરકાર ન રાખો તો મોટા કામમા પણ તમે બેદરકાર જ રહેવાના યોગ કર્મસુ કૌશલમ્ નો બીજો અર્થ નથી'

ફ્રેંચ વિચારક પાસ્કલને વિષે કહેવાય છે કે તેણે પોતાના ખાનગી જીવનને એટલુ બધુ જાહેર કરી મૂક્યુ હતુ કે જે અઠવાડિયા ઘરમા તે રહેતો હતો તેની આસપાસ તેણે આઠ ખૂણે કાચના જ બારીબારણા બનાવડાવ્યા હતા કે જેથી તેની કોઈ પણ પ્રવૃત્તિ સૌ કોઈ જોઈ શકે ગુપ્તતા વિષેનો ગાંધીજીનો અભિગમ એથી પણ આગળ જાય છે અનેકવાર તેમને કહેતા સાંભળ્યા છે કે 'મારી પાસે ગુપ્ત જેવી એક વસ્તુ નથી કેટલીક ક્રિયાઓ ખાનગી હોઈ શકે, પરંતુ કોઈ પણ ક્રિયા—મનની કે શરીરની એવી ન હોવી જોઈએ કે જે આપણે બીજાને ન બતાવી શકીએ' અને એ જ ધોરણે તેઓ અનેક વાર પોતાને લાગતી પોતાની ભૂલો પોતાના મનમા ચાલતી અનેક ક્રિયાઓ જાહેરથી અજાણી નથી રાખતા તમસમાથી જ્યોતિમા જવાનો માર્ગ જ એ છે, અને પોતાની ખામીઓ તથા ભૂલો કહીને અનેક જણની પાસે પોતપોતાના પાપ કબૂલ કરાવ્યા છે

અને પાપ જાણ્યા પછી પાપમોચનનો ઉપાય પ્રાયશ્ચિત્ત જેવો બીજો કશો જ નથી પોતે પ્રખર પ્રાયશ્ચિત્ત કરે છે—પોતાને માટે ને પોતાનાઓને માટે જે વૃત્તિથી ચોરીચોરાને માટે તેમણે પાંચ દિવસના ઉપવાસ કરવાનું અને પ્રબળ સત્યાગ્રહ બંધ કરવાનુ પ્રાયશ્ચિત્ત કર્યું તે જ વૃત્તિથી ખાનગી જીવનમા પણ તેમણે અનેક પ્રાયશ્ચિત્તો કરેલા છે ને કરાવેલા છે એ જ અસત્માથી સત્મા જવાના, મૃત્યુમાથી અમૃતમા જવાના પગથિયા છે એમ તેઓ વારવાર જણાવે છે એમણે કહેલુ 'મારા પિતાશ્રીનો મારા ઉપર પારાવાર પ્રેમ હતો, તેમનું ઋણ તો જન્માંતરમા યે મારાથી ન ભુલી શકાય પણ હું તેમની ચોથી વારની પત્નીનો પુત્ર હતો અને તેમનો ક્રોધ બહુ હતો એ બે વાત મારા મનમાથી કદી નીકળતી જ નથી અને એ જ્ઞાન મને જે દિવસે પહેલવહેલુ થયુ તે દિવસે મેં એકપત્નીવ્રત પાળવાનુ અને ક્રોધને જીતવાનુ પણ લીધુ'

ઘણા વરસની વાત છે ત્યારે સ્વની સાધના અનુસંધાનના સાધન તરીકે રેંટિયાનો પ્રચાર ગાંધીજીએ શરૂ કર્યો ન હતો અમે પટનાથી દિલ્હી જતા હતા મોગલસરાઈ સ્ટેશન ઉપર ટિકિટ બદલાવવાની હતી અતિશય ટાઢના દિવસ, એટલે મેં ગરમ પાટલૂન અને ઓવરકોટ પહેરેલા હતા પાટલૂન પહેરવા મેં રજા પણ લીધેલી સ્ટેશન આવ્યુ એટલે ઊતરીને હું ટિકિટ બદલાવવા ગયો, ને તરત બદલાવી લઈ આવ્યો ગાંધીજીએ પૂછ્યુ, 'આટલી વારમા? તમે કોની પાસેથી લઈ આવ્યા?' મેં ખુલાસો કર્યો જરા વિચારમા પડીને કહે 'તમે અંગ્રેજીમા વાત કરેલી કે હિંદીમા?' મેં કહ્યુ 'અંગ્રેજીમા' થઈ રહ્યુ વિષાદયુક્ત વાગ્ધારા ચાલી 'હુ જાણતો જ હતો ઓવરકોટ ને પાટલૂનનો મહિમા તો ખરો જ, અને તેમા વળી અંગ્રેજીમાં વાત કરો, એટલે પૂછવુ જ શું? પેલો બાબુ તમને ટિકિટ આપે એમા નવાઈ શાની? પણ તમને ખબર નથી કે કે ઈ મારા જેવો ગરીબ માણસ જેવો ટિકિટ લેવા જાય તો તેને કેટલાં ધક્કા ખાવા પડે છે ને પછી

વાર નેમની ગાડી જાય છે ત્યારે સમજવું જોઈએ કે આપણે ત્રીજા વર્ગમાં મુસાફરી કરીએ છીએ તે ગરીબના દુઃખો અને હાડમારી જોવા, તેમની હાડમારીના સાથી થવા, અને તેના ઉપાયો શોધવા આપણે ગરીબની જેમ વર્તીએ ગરીબની ભાષામાં બોલીએ તો પેલા આપણી સાથે, ગરીબની જોડે જેવી એ જ્યાજ રીતે વર્તે છે તેવી રીતે જ વર્તે અને તેમ થાય એટલે આપણે તેમને ઠેકાણે આણી ભવિષ્યમાં ગરીબોની સાથ સરખી રીતે વર્તતા શીખવીએ' સાત વર્ષ ઉપર બનેલા આ પ્રસંગના ભણકારા હજી સુધી મારા કાનમાં વાગે છે

ગોરખપુરમાં એક જંગી સભા હતી એવી જંગી સભા મેં કદિ નથી જોઈ લાખ માણસની મેદની જામી હતી ગાંધીજી પહેલા શૌકતઅલી મહમદઅલી કે કિચલુ કોનું ભાષણ ચાલતું હતું તે મને યાદ નથી કોલાહલ ખૂબ ગાજી રહ્યો હતો તે વખતે ગાંધીજી 'યંગ ઇન્ડિયા' માટે એક અદ્ભુત લેખ લખી રહ્યા હતા કોલાહલથી કે પાંચ મિનિટ પછી પોતાને બોલવું પડશે એ વિચારથી એમની તન્મયતામાં જરા પણ ખલેલ પહોંચતી નહોતી ગાંધીજી કહે છે કે 'તન્મયતા વિના મેં કંઇ કામ કર્યું નથી' અનેક વાર માણસોને ઉતારા થતા જોઇને તેમણે કહ્યું છે, મે મારી અપૂર્ણતાઓને જીતવાનો કેટલો પ્રયત્નો કર્યો છે તેની તમને ખબર નથી હજી મારામાં અપાર અપૂર્ણતા ભરેલી છે' એકવાર પોતાના બાળકાળની કથા કહેતા કહે, 'આજે મારામાં તમે જે નિર્ભયતા જુઓ છો તે નિર્ભયતા લઇને જ હું જન્મ્યો હતો શું? એ નીડરતા હું ૧૭ વર્ષનો થયો ત્યાં સુધી તો મારામાં ક્યાંયે નહોતી ત્યારે તો હું ભારે ડરકણ હતો મને તો રાત્રે ઘરમાં દીવા વિના ઊંઘ જ ન આવતી બહાર જતા કોઇ સાથે ન હોય તો ઘરમાંથી બહાર પગલું મૂકવાની હિંમત ન ચાલતી મને ભૂતપ્રેતની બીક લાગતી વિલાયતમાં તો ચાર વર્ષમાં એકે ઠેકાણે મે ક્યારે ભાષણ કર્યું હોય એમ યાદ નથી' એ ભીરુતાનો તેમણે કેટને અવેઅરો નાશ કર્યો છે તે સૌ આજે જાણે છે એ નાશ તેમણે સતત પ્રયત્નથી જ કર્યો હું કાંઇ નિશાળમાં ભારે હોંશિયાર વિદ્યાર્થી હતો એમ ન સમજશો એકાદ સ્કૉલરશિપ તો મને મળી હતી પણ હું એવો એકલવાયો બેસી રહેતો, એવો ડરકણ અને શરમાળ તો કે બધા મને ઢ જ માનતા અને તે બરાબર હતું મેં કાંઈ બહુ વાચ્યું નથી મારા કરતા તમે બહુ વાચ્યું હશે'

આ છેલ્લા વચનની સરળતામાં કટાક્ષ નહોતો જ, પણ મારી સ્થિતિ જોઈને એ કટાક્ષરૂપે મેં મને લાગુ પાડયું અનેક પુસ્તકો વાચ્યા છતા તેની કશી અસર જીવન ઉપર પડતી નથી, જ્યારે જીવન ઉપર અસર પાડવાને ખાતર જ ગાંધીજીએ પુસ્તકો વાચ્યા છે રસ્કિનના જે પુસ્તકે ગાંધીજીના જીવનને ફેરવી નાખ્યું તે પુસ્તક ગાંધીજીના હાથમાં પહેલવહેલું મૂકનાર માણસ, જેવા પંદર વર્ષ ઉપર હતા તેવા ને તેવા જ આજે છે ત્રીસત્રીસ વર્ષ ઉપર વાચેલા પુસ્તકો તેમના મનમાં એવા રહી ગયેલા છે કે તેના ઉલ્લેખ તેઓ અણધાર્યે પ્રસંગે અને અણધારી રીતે કરે છે એકવાર ગાંધીજી કલકત્તામાં સમાજ સુધારા પરિષદના પ્રમુખ તરીકેનું પોતાનું ભાષણ લખાવતા હતા ભાષણમાં એક વાક્ય આવ્યું આપણે એવી રીતે સેવા કરીએ કે જમણે હાથે જે કરીએ છીએ તેની ડાબાને ખબર પણ ન પડે ત્યારે જ તે ઉત્તમ સેવા કહેવાય સર ગિબીના કાર્યની ભારે અસર થઈ, કારણ તેની કોઈને ખબર નહોતી' મેં પૂછ્યું 'એ સર ગિબી કોણ? ત્રીસ વર્ષ ઉપર વિલાયતમાં એ નામની એક નવલકથા એમના હાથમાં આવેલી તેમણે એક દિવસમાં એ પૂરી કરીને છોડેલી એની વાત એમણે ખૂબ આનંદથી કહી સંભળાવી વિલાયતનાં પાયખાનાતો અહીંના પાયખાના કરતા અનેકગણા સ્વચ્છ હોય છે લંડનની કોઇ હોટેલના પાયખાનામાં પોણો કલાક બેસીને એ પુસ્તક એમણે વાચેલું મને કહે મૂંગી સેવાનું માહાત્મ્ય ગાનાર એ એક સુંદર નવલકથા છે

ભગવદ્ગીતા તો તેમણે સેંકડો વાર વાચી હશે પણ બાઈબલ અનેક વર્ષ ઉપર વાચ્યા પછી પાછું વાચ્યું હોય કે નહિ તેની ખબર નથી પણ એકવાર મારે બાઇબલમાંથી કેટલાક ઉત્તમ ફકરા જોઈતા હતા એ માટે હું ભાઈ ઍંડ્રુઝ પાસે ગયો તેમણે મને કહ્યું બાપુ એ ફકરા જેટલા જલદીથી બતાવશે તેટલા જલદીથી બીજું કોઈ નહિ બતાવે' આજે જે જીવનની પવિત્રતા જોઇને ખ્રિસ્તીઓ હેરત પામે છે તેની કૂંચી ગાંધીજીના અપાર સંકલ્પબળમાં તો છે જ, પણ તેમના આદર્શ વિદ્યાર્થીજીવનમાં પણ છે તેમણે ઉત્તમ એવું કશું જ નથી વાચ્યું કે જે તેમણે પોતાના જીવનની સાથે વણી ન લીધું હોય તેમના જીવનમાંથી નીકળતા આશાના અમર સંદેશનો જો ઇનકાર કરીએ તો તો તેમનું જીવન જાણ્યું અને જોયું મિથ્યા થાય એ જોવાનું ને જાણવાનું જેમને મળતું તે સૌ ધન્ય ભાગ્ય છે એવા અનેક ધન્ય ભાગ્ય જીવોની સાથે આ દીન લેખકનું શિર પણ એ પ્રેમળ જ્યોતિના સ્મરણમાં નમે છે, ને સહજ ભાવે ઉદ્ગાર નીકળી જાય છે

> ઓ અકૂલેર કૂલ, ઓ અગતિર ગતિ
> ઓ અનાથેર નાથ, ઓ પતિતેર પતિ,
> ઓ નયનેર આલો, ઓ રસનાર મધુ,
> ઓ રતનેર હાર ઓ પરાનેર બંધુ'

(કૂલ=કિનારો, આલો=પ્રકાશ રસના=જીભ, પરાનેર=પ્રાણના)

**આ** ઉપરાંત રાષ્ટ્રદેવ અને 'રાષ્ટ્રધ્વજ' ઉપરના ખાસ લેખો 'કાળા માથાનો માનવી શું ન કરે?' શીર્ષક લેખમાં માનવીએ વિજ્ઞાનક્ષેત્રમાં સાધેલી અદ્ભુત સિદ્ધિઓનું નિરૂપણ, તથા 'કિરીટ' અને 'ઈતિહાસદર્શન'ના ચાલુ હપતા હતા

'પૂછો તંત્રીને' એ મથાળા નીચે વાચકો તરફથી આવેલા પ્રશ્નોના જે જવાબો મળેલા અપાતા તેમાં જ્ઞાન વિજ્ઞાનની રસમય વાનગીઓનો સમાવેશ થતો તે પૈકી એક

'પાણીનું ટીપું શાથી ગોળ હોય છે? પાણીનું ટીપું ગોળ હોવાનું કારણ ગુરુત્વમધ્યબિન્દુનો નિયમ છે સૃષ્ટિના એ નિયમને અનુસારે બધી વસ્તુઓ મધ્યબિંદુ તરફ આકર્ષાય છે ગમે દાખલો લઇએ કોઇ મદારીનો ખેલ થતો હોય કે કાંઈ નવાઈ જેવી વસ્તુ જોવાની હોય ત્યારે લોકો ટોળે મળે છે એ ટોળું કેવા આકારનું હોય છે? ગોળ જ કારણ કે જોવાની વસ્તુ જોનારને ચારે તરફથી ખેંચે છે એ ટોળું ચોરસ ત્રિકોણ કે લંબગોળ નથી હોતું તેનું એ જ કારણ છે ટોળામાં દરેક માણસ એ જોવાની વસ્તુ (મધ્યબિંદુ) તરફ આકર્ષાય છે, ને ટોળું સ્વાભાવીકરીતે જ ગોળ બની જાય છે આ જ પ્રમાણે પાણીના ટીપાનું પણ સમજવું પાણીનું ટીપું પાણીના અસંખ્ય નાના નાના અણુઓનું બનેલું છે એ અણુઓ ગુરુત્વમધ્યબિંદુના નિયમ અનુસાર એકબીજાને વળગીને જોડાએલા છે તેથી તેનો આકાર ગોળ છે

નાટ્યશાસ્ત્ર (અનુ૦ પૃ૦ ૨૭૩થી ચાલુ)

જણાવ્યું હોય તેથી વિરુદ્ધ કરનારને 'વામ' કહેવો

**વિરૂપ** પોતાની સ્ત્રીના રૂપની પ્રશંસા તથા તેનું અભિમાન કરનારને વિરૂપ કહેવો તેને વિકત્થન (શેખી કરનાર) પણ કહે છે

**નિર્લજ્જ** વાર્યા કે તિરસ્કાર કર્યા છતા જે સમજે જ નહિ તથા અપરાધી થઈ આવેલો (અન્ય સ્ત્રી પાસે જઈ આવ્યાના ચિહ્નવાળો) હોય તેને 'નિર્લજ્જ' કહેવો

**નિષ્ઠુર** સ્ત્રીને પ્રસન્ન કરવાની આવડત વિનાનો છતા રતિસુખની માગણી કરનારો તથા અપરાધી હોય તેને 'નિષ્ઠુર' કહેવો




૪૦ઝાડ માટે રક્ષણાત્મક રસાયણો [ચિત્રબોધ] અમેરિકાના ખેતીવાડી ખાતાના બુલેટિન પરથી સંપાદક ડૉ. નરસિંહ મૂ. શાહ

જમીનમાં રાસાયનિક ખાતરો ક્રમેરવાથી પાક સારો ઊતરે છે પણ છોડ ઊગ્યા પછી પણ તેને રક્ષણ આપવાની જરૂર કેટલીક વાર ઊભી થાય છે આ રક્ષણ છોડ-ઝાડને ખાઈ જતા જીવ-જંતુઓ અને પાકને નુકસાન પહોંચાડનાર ફૂગોત્પાદક રોગો સામે આપવાનું હોય છે આ કામ માટે વપરાતા રસાયનો છોડના કોઈ પણ ભાગને નુકસાન પહોંચાડયા વિના કામ આવે તેવા હોવા જોઈએ

ખેતીમાં વપરાતા જંતુ-વિનાશકોના ત્રણ ભાગ કરી શકાય: (૧) છોડના ફળ પાંદડાં ખાઈ જતા ચાવકણાં જંતુઓ સામે વપરાતા રસાયનો સીસાનો આર્સેનેટ, કેલ્શિયમ (ચૂનાનો) આર્સેનેટ અને પારીસ ગ્રીન વગેરેનો સમાવેશ આમાં થાય છે (૨) ઝાડને કોરીખાતા જીવડા સામે વપરાતા રસાયનો નધક ચૂનો, તમાકુનો ભૂકો (જેમાં નીકોટીન હોય છે) અને કેરોસીન સાથે બીજી દવાઓ ભેળવીને બનાવેલા મિશ્રણો (૩)ધનેડા, ભૂંડ એવા અનાજમાં પડતા જંતુઓ સામે વપરાતા રસાયનો આમાં કાર્બન ડાયસલ્ફાઈડ, હાઈડ્રોસાયેનિક ઍસિડ, ડાયક્લોર-ઈથિલિન-કાર્બન ટેટ્રાક્લોરાઈડનું મિશ્રણ વગેરે આવે આ વર્ગીકરણ સંપૂર્ણ નથી એક પદાર્થ બીજા વિભાગમાં પણ વાપરી શકાય આમાંના પહેલા વર્ગના રસાયનો પેટમાં ઝેરી અસર પેદા કરે છે, બીજા વર્ગના સ્પર્શ જેવા છે

સફેદ સોમલને સોડિયમ નાઈટ્રેટ સાથે ગરમ કરવાથી સોડિયમ આર્સેનેટ બને છે આમાંથી સીસાનો અને ચૂનાનો આર્સેનેટ બનાવાય છે પારીસ ગ્રીન એટલે આર્સેનિક ઍસિડમાં તાંબાનો એસીટેટ નાખીને બનાવેલો તાંબાનો આર્સેનેટ

ફૂગનાં દર્દો તો જીવડા કરતા પણ વધારે ભયંકર છે એકવાર ફૂગ ઝાડમાં પેઠી એટલે રસાયનો વડે પણ તેને કાઢવી મુશ્કેલ પડે છે પડમાં ગેરુ પડે છે તે એવી જાતનું દર્દ છે

કેટલીક વાર એક, બે કે ત્રણ રસાયનોના મિશ્રણ કરીને વપરાય છે જંતુ વિનાશક અને ફૂગવિનાશક રસાયનોના મિશ્રણો સાથે પણ હોય છે ફળના બગીચામાં આ મિશ્રણો ખાસ ઉપયોગી થાય છે. એનું વિગતવાર નિદર્શન આ ઉપરના આલેખમાં કરાવ્યું છે. એમાં બહારના વર્તુળમાં ઝાડના નામ આપ્યા છે; તે પછી જીવડાના નામ આપ્યા છે અને તેની સાથે કયા કયા રસાયનો ઉપયોગી થાય તે દર્શાવ્યું છે મધ્યમાં આપેલા વર્તુળમાના રસાયણો તે પછીના વર્તુળમાના કયા કયા રસાયનોની સાથે વાપરી શકાય એ ક્રમમાથી ઘુમ પાડીને સ્પષ્ટ કર્યું છે 'વધુ અનાજ પેદા કરો'ની આજે ચાલતી ઝુંબેશમાં આ માહિતી ઉપયોગી થશે એમ માની અહીં આપી છે. કેમકે ફળોને પણ આપણા આહારમાં મોકલું સ્થાન છે

# ટિકિટસંગ્રહ : આજનો સંસારવ્યાપી શૉખ



બીજા મહાયુદ્ધમાં સેવા આપી છૂટા થએલા અમેરિકન નાગરિકોના માનમાં એ દેશે કાઢેલી ટિકિટ. આ જ ડિઝાઈનવાળા સોનાના બટન પણ એ દેશે પ્રત્યેક છૂટા થનાર નાગરિકને દેશ તરફના માનચિહ્ન તરીકે આપેલા હતા

Indian Archaeological Series, First - Day - Cover.







ગઈ ૧૫મી ઑગસ્ટે, ત્રીજા સ્વાતંત્ર્ય દિનના સ્મરણમાં હિંદના ટપાલખાતાએ સોળ પ્રકારની નવી ટિકિટોનો જે સમૂહ બહાર પાડ્યો તેનો પરિચય ગયા અંકમાં આપ્યો હતો. એ ટિકિટોની સાથોસાથ, તે દિવસે ચોડી મોકલવા માટે, બીજા દેશોની જેમ હિંદે પણ, તે દિવસના સ્મરણમાં 'ફર્સ્ટ-ડે કવર' કાઢેલા, તેનો નમૂનો ઉપર આપ્યો છે (જોકે ટિકિટ શોખીન વાચકોએ તો તે મેળવ્યા જ હશે) 'કુમાર'ના આ વિષયના વાચકોના પરિચિત શ્રી હરિલાલ બૅંકરને ટિકિટ સંગ્રહના શૉખ અંગે દેશપરદેશમાં જે અસંખ્ય મૈત્રી સંબંધો છે તે સૌને એમણે તે દિવસે સંખ્યાબંધ આવા કવરો, બની શકે તેટલા વૈવિધ્યવાળી નવી ટિકિટો ચોડીને મોકલેલા, તેમાં 'કુમાર'ને પણ તેમણે વિસાર્યું ન હતું. એ કવર ઉપર પૃથ્વીના પરિપાલક વિષ્ણુની (શંખ ચક્ર ગદા પદ્મધારી) સુંદર પ્રાચીન ધાતુમૂર્તિ આપી છે તેમાં પણ પૂરું ઔચિત્ય છે. મૂર્તિને મથાળે તથા નીચે અંગ્રેજીમાં 'સ્વાતંત્ર્યદિન પાકીટ' અને '૧૫ ઑગસ્ટ ૧૯૪૯', તથા પડખે 'હિંદી ટપાલ અને તાર ખાતા તરફથી પ્રકાશિત' એમ લખેલું છે. આ ઉપરાંત તે દિવસે બહાર પડેલી નવી ટિકિટો રદ કરવા માટે, ટપાલખાતાએ તે દિવસ પૂરતી ખાસ છાપ મારવાના સિક્કા પણ યોજેલા, તેની છાપ પણ ઉપરના કવરમાં દેખાય છે. આ અંકને છેલ્લે પાને એ છાપનું વધુ સ્પષ્ટ ચિત્ર તેની સમજણ સાથે છાપેલું છે

ટિકિટ-સંગ્રહ વિષેની પ્રાથમિક માહિતી ગયા અંકમાં આપણે મેળવી, જેમાં ટિકિટો કોને કહેવાય, તેના પ્રકાર કયા કયા, તેમાંથી સંગ્રહ કરવા જેવું ખાસ અગત્યનું કેટલું ને આ શૉખનું સાચું રહસ્ય શું તેનો વિચાર કર્યો હતો. હવે ટિકિટોનો સંગ્રહ કેમ શરૂ કરવો તેની વ્યવહારુ બાજુ જોવાની શરૂ કરીએ

સૌથી પહેલી અગત્યની અને ખાસ કાળજી રાખવાની મુખ્ય બાબત એ કે તમારા સંગ્રહ માટે જે કોઈ ટિકિટ મેળવો તે કોઈ પણ રીતે કોઈ પણ પ્રકારની નુકસાનીવાળી હોવી ન જોઈએ. ટિકિટ સંગ્રહનું આ પહેલું સૂત્ર છે. એનો જરા જેટલો છેડો કે કિનાર સુધ્ધાં ફાટેલી કે તરડાએલી ન હોવી જોઈએ, પોસ્ટ માર્ક સિવાય એના ઉપર બીજો કોઈ પણ જાતનો ડાઘ હોવો ન જોઈએ, અને પોસ્ટ માર્ક પણ બને તેટલી આછી ને સ્પષ્ટ હોવી જોઈએ (પોસ્ટ માર્ક વિનાની ટિકિટો મળી શકય હોય તો તો ઉત્તમ જ), ઉપર ઘસારો કે કરચલી પડેલી ન હોવી જોઈએ, મેલી ન હોવી જોઈએ, તેની ચોમેરના પર ફોરેશન (કાણાં)નો એક પણ દાંતો ખંડિત ન હોવો જોઈએ, અને તેની છાપ પણ વાંકીચૂકી પડેલી ન હોવી જોઈએ,—એટલે કે ચોમેર

એકસરખી સફેદ જગ્યા કોરી રહી હોય ને તેની બરાબર વચ્ચોવચ ટિકિટ છપાએલી હોવી જોઈએ. અમુક ટિકિટો મૂળથી જ દાંતા વિનાની, એટલે કે કાતરથી કપાઈને આવે છે. તેમાં પણ ચોમેર સફેદ જગ્યા એકસરખી રહેલી હોવી જોઈએ, ને કાતરના કાપ વડે ટિકિટની કોઈ પણ કિનાર ખંડિત થએલી હોવી ન જોઈએ. ઉપર પૈકીની કોઈ પણ ખામી જો ટિકિટમાં રહી ગઈ હોય તો તે 'ડૅમેજ્ડ' એટલે કે ખંડિત ટિકિટ ગણાય અને તે રદબાતલ થવાને લાયક લેખાય. ટિકિટ જગતના વ્યવહાર કે વિક્રય વિનિમય—અદલાબદલા કે વેચાણ માટે તેનું કશું મૂલ્ય ગણાતું નથી. કોઈ ટિકિટ પર પોસ્ટ માર્ક પણ એટલી ઘેરી હોય કે ઉપરના ચિત્રવસ્તુને ઢાંકી દઈને દર્શનીય રહેવા ન દેતી હોય તો તે પણ બદલી લેવી સારી. કેટલીક વાર 'સ્ટૅમ્પ-બુકલેટ્સ'–ટપાલ ઑફિસે કાઢેલી ટિકિટની નાની ચોપડીઓમાંથી નીકળતી ટિકિટોની એક તરફની આખી હારના દાંતા કપાઈ ગએલા હોય છે. આવી ટિકિટો પણ ખામીવાળી જ ગણાય છે.

સામાન્યરીતે રેવન્યુ સ્ટૅમ્પનો સમાવેશ ટિકિટ સંગ્રહમાં થતો નથી એ આપણે આગળ જોઈ ગયા. પણ કેટલેક સ્થળે રેવન્યુ અને ટપાલ બન્ને હેતુ માટે એક જ ટિકિટ ચાલતી હોય છે. એવી જગ્યાએથી મળેલી ટિકિટ પર તે ટપાલના ઉપયોગ માટે વપરાઈ હોવાની ખાતરી તરીકે તેના પર પોસ્ટ માર્ક પડેલી હોવી જોઈએ. રેવન્યુ તરીકે તે વપરાય ત્યારે તેના પર હાથનું લખાણ કરેલું હોય છે. એવી લખાણવાળી ટિકિટ સંગ્રહ માટે નકામી, કેમકે 'ટિકિટ સંગ્રહ'-નો ખરો અર્થ અને હેતુ 'ટપાલ ટિકિટો' પૂરતો જ મનાય છે.

કેટલાક દેશોમાં ટિકિટના વેપાર કરનારી મોટીમોટી પેઢીઓ, જથ્થાબંધ ટિકિટો ટપાલખાતા પાસેથી અગાઉથી જ રદ કરાવીને ખરીદી લે છે. એવી ટિકિટો ઉપર રદ થયાની ખાસ નિશાનીઓ તરીકે કાપા, આંકા વગેરે કરવામાં આવે છે. આવી ટિકિટો 'પ્રિ કૅન્સલ્સ' કહેવાય છે. એ બીજી બધી રીતે તો સ્વચ્છ ને સંપૂર્ણ હોય છે છતાં ટિકિટ સંગ્રહની દૃષ્ટિથી તો, ચાલુ ટપાલમાં છાપ વાગીને રદ થયેલી સામાન્ય ટિકિટો જ બહેતર પસંદગી યોગ્ય ગણાય છે. કેટલીક પેઢીઓ પોતાની આવી ટિકિટોની ચોરી થતી અટકાવવા માટે તેમાં ઝીણા છિદ્રો વડે પોતાની પેઢીના પ્રથમાક્ષર નિશાની તરીકે વીંધે છે. આ પદ્ધતિ પણ ટિકિટને અમુક અંશે જફા પહોંચાડનારી જ ગણાતી હોઈ, તેવી ટિકિટ સંગ્રહ માટે સંપૂર્ણ યોગ્ય નથી ગણાતી. ટિકિટોનો આમ વેપાર ચાલતો હોવાથી કેટલાક દેશો તો વળી પોતાની ચાલુ જરૂરિયાત ઉપરાંત સેંકડો ગણી વધુ ટિકિટો છાપી કાઢે છે. આની પાછળ ટિકિટ રસિયાઓના શોખનો લાભ લઈ કમાણી કરવાનો જ હેતુ હોય છે. બેલ્જીઅમે તો વળી ઈ. ૧૯૪૧માં છ પ્રકારની એવી ટપાલ ટિકિટો કાઢેલી, જે ટપાલ ઉપર ચોડવા માટે ચાલેલી જ નહિ. આ, અલબત્ત, ટિકિટો નહિ પણ 'લેબલ' જ લેખાય, અને તેની કાંઈ જ કિંમત ન ગણાય.

ટિકિટ સંગ્રહ માટે કેવી ટિકિટ સર્વથા યોગ્ય અને મૂલ્યવાન ગણાય તેની વિગતવાર માહિતી આપણે ઉપર જોઈ. તે પરથી હવે દરેક ટિકિટ સંગ્રાહકે એ બધા મુદ્દા ખ્યાલમાં રાખીને, એકેએક મુદ્દાવાર ચકાસી ચકાસીને જ પોતાના સંગ્રહ માટે ટિકિટ પસંદ કરવી. જેઓને જાતે ટિકિટો ઉખેડવાનો પ્રસંગ આવતો હોય તેમણે પણ ઉપર જણાવેલી દૃષ્ટિ રાખીને, ખૂબ કાળજીપૂર્વક, ટિકિટને જરા સરખી જફા તો શું પણ ઘસારો સુદ્ધાં ન પહોંચે એ રીતે ઉખેડવી. તેને માટેની સૂચના તથા ટિકિટ સંગ્રહના સાધનો વિષે હવે પછી.

---

## નવાં પ્રકાશનો

શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયા સંપાદિત 'કાવ્ય માધુર્ય' એ ગુજરાતી કાવ્યોનું કદાચ સૌથી પહેલું સંચયન (ઍન્થૉલૉજી). ત્યાર પછી વિવિધ ઉદ્દેશથી એવા ઘણા સંગ્રહો થયા છે, પણ 'કાવ્ય માધુર્ય'નું અસ્તિત્વ આગવું જ રહ્યું છે. એ જ શ્રી હિ. ગ. અંજારિયાએ ઈ. ૧૯૧૦ થી ૧૯૪૮ સુધીમાંના કાવ્યોમાંથી ચયન કરીને 'કાવ્ય માધુર્ય'નો અનુગામી સંગ્રહ 'કાવ્ય સૌરભ'ના નામથી બહાર પાડ્યો છે (પ્રકાશક એન. એમ. ત્રિપાઠી લિમિટેડ, મુંબઈ, ૩૩૬ પાના, પાકું પૂઠું, કિંમત રૂપિયા ૪). જેમાં શ્રી બળવન્તરાય ઠાકોરથી માંડીને શ્રી નિરંજન ભગત સુધીના ૬૩ આધુનિક કવિઓની કૃતિઓમાંથી પસંદ કરેલાં ૧૬૬ કાવ્યોનો સમુચ્ચય ચાળીસેક પાનાની નોંધો સાથે આપ્યો છે. કવિતારસેચ્છુઓને એ ઉપયોગી નીવડશે.

•

મહાન કલાગુરુ મહર્ષિ નિકોલસ રોરિકના નામથી 'કુમાર'-ના વાચકો અજ્ઞાત નથી. જગતના અગ્રણી કલાકારો પૈકીના એક હોવા ઉપરાંત તે ચિંતનશીલ લેખક, ફિલસૂફ, પુરાતત્ત્વવિદ ને શોધસફરી હતા, સંખ્યાતીત ચિત્રોનાં સર્જન ઉપરાંત એમણે અનેક વિદ્વત્તાભર્યાં ગ્રંથો રચ્યા છે અને દુનિયાભરના વિવિધ દેશોમાં કલામંડળો સ્થાપ્યાં છે. એમની આ સર્વતોમુખી પ્રતિભાના વિવિધ પાસાઓનો પરિચય કરાવતી, 'કુમાર'થી લગભગ બમણા મોટા કદની, ૪૮ પાનાની પુસ્તિકા મુંબઈના યૂથ્સ આર્ટ ઍન્ડ કલ્ચર સર્કલ (૧૯૨, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨) તરફથી સ્વચ્છ સુઘડ છપાઈમાં ચાર રૂપિયાની કિંમતે બહાર પડી છે. જેમાં ચાર પૂર્ણરંગી અને ડઝન ઉપરાંત સાદા ચિત્રો હોવા ઉપરાંત વિદ્વાન લેખકોના વિચારપૂર્ણ લેખો છે. એ કલાગુરુનો પરિચય આપતા મોટા અને મોંઘા ગ્રંથો જેમને ઉપલબ્ધ ન હોય તેમને આ પુસ્તિકા સહાયભૂત થાય તેવી છે.

•

આપણા સાહિત્યમાં કોઈ પાસું નબળું રહી જવા પામ્યું હોય તો તે હાસ્યનું. એ દિશામાં પારસીઓએ ઠીકઠીક સાહિત્ય ને સામયિકો આપ્યા છે. એક ઉત્સાહી વહોરા યુવક મંડળ તરફથી 'ઉમ્મીદ' નામનું એક માસિક નીકળે છે. તેમણે હમણાં તો 'હાથથી ગએલો અંક' નામે હાસ્યાંક બહાર પાડ્યો છે (સંપાદક 'બેખુદ', પર એ રહેમત બિલ્ડિંગ, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, મુંબઈ ૩). જેમાં વિવિધ રીતે રમૂજી સાહિત્ય આપવાનો નિખાલસ પ્રયત્ન થયો છે.

---

અંધારી રાતે (અનુસંધાન પૃ૦ ૨૬૬થી ચાલુ) પણ તે ચાલુ થતાંમાં તો ફ્રન્ટિયરનો સમય થઈ ગયો. ડ્રાઈવરે ફ્રન્ટિયરની પહેલાં બસ ગોધરા પહોંચાડી દેવા બસ મારી મૂકી. પણ ઍન્જિન આગળ ફ્રન્ટિયર સાવ પાસે આવી લાગ્યો. ડ્રાઈવરે બીજા દીવાથી નિશાની કરી બસને લૂપ લાઈન પર લઈ લેવા સૂચવ્યું. રામલાલે તો એ કશું સમજ્યા વિના એના દીવાને ફ્રન્ટિયર મેલનો દીવો માની લૂપ લાઈન સાથે જોડાણ કરી દીધું અને પાછળ આવતા ફ્રન્ટિયર મેલને ગુડ્ઝ સમજી તેનું મેઈન લાઈન સાથે જોડાણ કરી દીધું. પરિણામે બસ અને ફ્રન્ટિયર, બન્ને અકસ્માતમાંથી ઊગરી ગયાં હતાં.

'વેરી વેલ ડન યન્ગ મૅન! વેરી વેરી બ્રિલિયન્ટ વર્ક!' ડી. ટી. એસે ફરીથી રામલાલના વખાણ કર્યાં. રામલાલથી એ સહેવાયું નહિ. અને જમીન પર બેસી જઈ પોતાના બે હાથ વચ્ચે માથું નાખી દીધું.

પંદર દિવસ પછી ખાસ ડી. ટી. એસ.ના ઑર્ડરથી રામલાલને પ્રોમોશન મળ્યું ત્યારે તેણે પોતાના સદ્ભાગ્યથી આનંદ પામવાને બદલે રાજીનામું કેમ આપ્યું એ કોઈ સમજી શક્યું નહિ.

કેતન મુનશી



## ધરતી–સંસ્કૃતિનો છેડો

ગ્રીનલૅન્ડની છેક ઉત્તરે આવેલો એકા ધાટનો સપાટ શિખર વાળો આ ડુંગર માનવ વસવાટનું અને આધુનિક સંસ્કૃતિનું ઉત્તર દિશામાં છેક અંતિમ બિંદુ છે એની પાર બરફ છાયેલો માત્ર અફાટ ખાલી અવકાશ છે જે ઉત્તર ધ્રુવ પર થઈને પૃથ્વીની બેજી પાર ચ છે આજની સંસ્કૃતિના પ્રતીકરૂપ દરિયા પર ફરતી સ્ટીમરો ની સ્ટીમર અને કિનારા પર છવાયેલા એસ્કીમો લોકોના બનાયા ઝૂંપડા પર ખડી ચોકી દેતો એ નાનકડો પર્વત થ્યૂન નામથી ઓળખાય છે ગ્રીકો અને રોમનો ધરતીના છેક ઉત્તર છેડાને કહેતા, અને ડૅનિશ શોધસફરી નુડ રાસમુસ્સેને ઈ ૧૯૧૦મા તેને એ નામ આપ્યું કારણ કે હાલની સંસ્કૃતિનો ઉત્તર તરફનો એ છેલ્લો સીમાડો છે એની પાર પછી છેક ઉત્તર ધ્રુવબિંદુ સુધી તો સદાકાળ થીજેલા રહેતા બરફનો ધુમ્મસ છાયેલો ખાલી કરાળ અવકાશ જ માત્ર પથરાયેલો પડ્યો છે

આજથી પચાવરસ પહેલાં ઈ ૧૮૯૨માં આ નાનકડા અખાતમા પહેલો સુસંસ્કૃત માનવી આવી નાગર્યો એ હતો અમેરિકન શોધ સફરી રૉબર્ટ પીઅરી પોતાની ઉત્તર ધ્રુવની સફરની છેલ્લી તૈયારીઓ તેણે અહીં કરી લીધેલી ત્યારથી એટલે માત્ર પચાવરસથી અહીંના એસ્કિમો લોકો ઘડિયાળ ને બંદૂક જેવા આધુનિક સંસ્કૃતિના પ્રતીકોના સંપર્કમા આવ્યા પીઅરી પછી ૧૯૧૦મા રાસમુસ્સેને આ પર્વતનું નામ પાડ્યું ૧૯૩૭મા ડૅનિશ સરકારે તેને પોતાના ગ્રીનલૅન્ડ પ્રદેશની હકૂમતમા સામેલ કર્યું ને ગયા મહાયુદ્ધમા અમેરિકન સરકારે ત્યા હવાઈ મથક તથા હવામાન નોધણીનું સ્ટેશન સ્થાપેલું

## એમ કેમ?

### જોડા ચૂં ચૂં અવાજ કેમ કરે છે?

ઘણા એમ માને છે કે જોડા નવા હોવાથી આમ થાય છે પણ તે ખોટું છે કેમકે બધા જ નવા જોડા કે ચ રવ અવાજ કરતા નથી હોતા ખરું કારણ તો એ છે કે તે અવાજ ચામડાના જુદાજુદા પડો એકબીજા સાથે ઘસાવાને કારણે જ થાય છે ચામડાના દરેક બે પડ વચ્ચે યોગ્ય મસાલો ન મૂકવામાં આવ્યું હોય તો આમ બને છે આ અવાજ કામચલાઉ બંધ કરવાનો એક ઉપાય એ છે કે જોડા કેચપવનો ¾ ભાગ પાણીમા સારી પેઠે ડુબાડીને પછી તે વાપરવા કાયમ માટે તે અવાજ દૂર કરવા માટે મોચી પાસે ખીલા ઠોકાવી લેવા અથવા બહારનું સોલ કાઢી નાખી તેની વચ્ચે પાઉડર કે ગરમ કાપડનો કકડો મુકાવી ફરી સીવડાવી લેવા

*

### કેળાં લીલાં હોય છે ત્યારે જ કેમ ઉતારી લેવાય છે?

કેળા ઝાડ પર જ જો પાકવા દેવામાં આવે તો તેમની કુદરતી વાસ ચાલી જાય છે, છાલ ફાટી જાય છે જીવજંતુ તેમાં પ્રવેશે છે ને પછી સડવા માંડે છે અને એવા ખરાબ થઈ જાય છે કે ખાવા માટે યોગ્ય રહેતા નથી તેવા કેળા ખાવા આરોગ્યને હાનિકારક છે માટે જ કેળાં લીલા રંગના હોય ત્યારે તેને ઝાડ પરથી ઉતારી લેવામા આવે છે, જેથી તેમાના સ્ટાર્ચનું ખાંડમા પરિવર્તન થાય છે

## અથાણું

ભૂલકણા પ્રોફેસરે કેમિસ્ટની દુકાને જઈ કહ્યું મોનાસેટિક ઍસીડસ્ટર ઓવ સીલીસીલિક ઍસિડની ટીકડીઓનું પૅકેટ આપો'

ગુંચવાયેલા દુકાનદારે થોડી વાર વિચાર કરી પૂછ્યું સાહેબ! આપને ઍસ્પિરિન જોઈએ છે?

હા, એ જ! સાલું એ ઍસ્પીરીન નામ જ યાદ રહેતું નથી!

એક લેખકે લાંબો લેખ લખી તે પર લોહીનો વરસાદ' મથાળું કરી એક તંત્રી પર રવાના કર્યો જવાબમા તંત્રીએ લખ્યું તમારો લેખ બિલકુલ યોગ્ય છે પરંતુ મથાળામા એક શબ્દની ભૂલ જણાય છે— શાહીનો વરસાદ' એ મથાળું વધુ યોગ્ય બનશે

પહેલો ગાંડો—મારો એક પૈસો એક હજાર રૂપિયા બરાબર છે

બીજો ગાંડો—અને મારી એક મિનિટ એક હજાર વર્ષ બરાબર છે

થોડી વાર બાદ બીજો—ત્ તો મને એક પૈસો આપ તો

પહેલો—એક મિનિટ થોભ

મોટરમાં બેઠેલા ઉતારુએ પોતાની છત્રી દૂર ઊભેલા કંડક્ટરના પેટને અડાડી પૂછ્યું શું આ રતનપોળ છે?

કંડક્ટરે જવાબ આપ્યો ના ભાઈ આ તો મારું પેટ છે

૧૮૧૬ના જૂનમા એના સુખદ અને હર્યાભર્યા ગૃહજીવન પર આફત આવી પડી ક્રિસ્ટીઆનીનુ મૃત્યુ થયુ અને એનુ રહ્યુસહ્યુ આ લગ્ન પણ ગયુ પચ્ચીસ વર્ષના સહજીવનની એ સમાપ્તિને એણે 'The only profit of my life is to lament her loss' કહીને અંજલિ આપી ક્રિસ્ટીઆનીમા જાણે પોતે ઈટલીનો આત્મા ખોઈ બેઠો હોય એમ, હવે છેક ૭૦ની વયે ૧૮૧૬ ૧૭મા, 'ઈટાલીએનીશ રાઈસ'મા ઇટાલીનો પ્રવાસ લખ્યો ને વાઇમારના નાટક ઘરના સચાલનનુ એકમાત્ર રહેલુ કાર્ય પણ સકેલીને નિવૃત્તિ લીધી

૧૮૨૧મા મારીએનબાડમા માંડ વીસ વર્ષની ઉલ્રીકે ફૉન લેવેત્સોવ સાથે આ વયમા બુઢ્ઢો બનેલો કવિ પ્રેમમા પડ્યો ! આમ ૭૪ વર્ષની વયે એનામા પ્રણય વૃત્તિ જાગે એમા એનો દોષ ન હતો જેનાથી નેપોલિયન જેવો પણ અજાઇ ગયો હતો એ એના દેહ સૌંદર્યને સ્પર્શવામા સ્વય કાળ પણ કામયાબ નીવડ્યો ન હતો અતમા જુદાઇને જોતો છતા એ પ્રેમમા પડતો એની પ્રણયશૈલી જ એવી હતી વિરાગથી પ્રેરાઈને જ એ અનુરાગ અનુભવતો એની આ પ્રણયવૃત્તિ પ્રત્યે યુરોપમા સમજ અને અણસમજ બન્નેથી સભર એવા ભિન્નભિન્ન પ્રત્યાઘાતો પડ્યા છે પણ સ્વ૦ મહાદેવ ભાઇના આ શબ્દોએ ગટેની સાચી સેવા કરી છે 'એના જીવનમા ત્યાગ અને ભોગ, વિલાસ અને વૈરાગ્ય બને વિરાજે છે પણ ભોગ અને વિલાસમાથી આખરે એને છૂટકો તો ત્યાગ અને વૈરાગ્યમાથી જ જડ્યો છે, ને પ્રયત્નશીલ મનુષ્યને માટે સદાય આશા છે એવુ અનુભવવાક્ય એ મૂકી ગયો છે' ૧૮૨૨મા આ પ્રેમપ્રસગને પરિણામે રચાએલી 'ટ્રિલૉગી દેર લાઇડેનશાફ્ટ' એની નાની કૃતિઓમા છેલ્લી હતી, કારણ કે એ પછી એણે આપેલી બન્ને કૃતિઓ મહાકાય છે

હવે પછીનો જીવનનો છેલ્લો દશકો એકરમાનને અપવાદ ગણીએ તો, એ અટૂલો પડી ગયો ૧૮૦૫મા શિલર, '૦૬મા માતા, '૧૬માં પત્ની, એમ સ્વજનો ચાલી ગયા હતા શાર્લોટનુ મૃત્યુ જોકે ૧૮૨૭મા થયુ પણ એની મૈત્રી તો લગભગ લુપ્ત જેવી જ હતી ૧૮૨૮મા વાઇમારના ડ્યૂકનુ મૃત્યુ થયુ પરતુ એની સાથેનો સબધ પણ પહેલા જેટલો પ્રબળ રહ્યો ન હતો એણે આજ લગીમા જીવનની નાનાવિધ લીલાઓ ખેલી લીધી હતી સાહિત્યના એકેએક પ્રકારમા કલમ ચલાવી દીધી હતી હવે ઊર્મિનુ નવુ ઝરણુ ઊતરી આવે એવુ એકે શૃગ શિખર રહ્યું ન હતુ ત્યારે કવિની કલમ 'ફાઉસ્ટ'ની પૂર્ણાહુતિમા સ્થિર થઇ અને આયુષ્યની ત્રણ પચ્ચીસીને પેલે પાર પહોચેલો કવિ પોતાની સકલ ચેતનાપ્રજ્ઞાથી એ મહાકૃતિને મડિત કરી રહ્યો

આ સમયમા જ, ક્રમેક્રમે જીવનભર રચાતી રહેલી એની મહાકથા પણ 'વિલ્હેમ માઇસ્ટર્સ વાન્ડરયાર'ને નામે પૂર્ણાહુતિ પામી એમા એના જીવન અને કળા વિષેના અતિમ અને સૂક્ષ્મ વિચારો એની સહાનુભૂતિનો વિસ્તાર, એના દર્શનની વિશાળ દૃષ્ટિ, એ બધુ આબેહૂબ આલેખાયુ છે એમા બેથોવેનની સ્વરરચનાનુ સદ્ભાગ્ય પામેલુ એનું જગવિખ્યાત 'ઇટાલીનુ ગીત' અને નેપોલિયને એની નગરીમા પ્રવેશ કર્યો ત્યારે પ્રુશિયાની રાણી લુઈઝાએ ઉચ્ચારેલુ ગીત, એ બે તો અનન્ય ગીતરચનાઓ છે એ બીજુ ગીત તો સ્વ૦ મહાદેવ ભાઇએ ૧૯૩૨મા પોતાની ડાયરીમા ગટેની પ્રથમ મૃત્યુશતાબ્દીને દિવસે ઉતારેલુ

'Who has not cut his bread with sorrow,
Who hasn't spent the mid night hours
Weeping and watching for to morrow,
He knows you not ye heavenly powers!

[જેણે સતપ્ત દિલે પોતાનો રોટલો ખાધો નથી, જેણે કાલને માટે રડીને અને જાગીને આજની રાત પસાર કરી નથી તે હે ભગવાન તને ઓળખતો નથી ] કાર્લાઇલે આ કથાનો સુન્દર અનુવાદ કર્યો અને ગટે સાથે અગત પરિચય કેળવ્યો

આ કાળમા એકરમાન એનો એકમાત્ર નિકટનો સાથી હતો ૧૮૨૩મા એણે પોતાની કૃતિ 'બાઇટ્રેગ ત્સુર પોએસી'ની હાથપ્રત ગટેને જોવા મોકલી તે પછી તરત જ એ વાઇમાર જઇને ગટેને ચરણે બેસી એનો અતેવાસી બની ગયો, અને આખર લગી એની અને એના વિચારોની સેવા કરી ગટેના મૃત્યુ પછી ૧૮૩૬ ૪૦મા ગટેનુ સપૂર્ણ સાહિત્ય ચાલીસ પુસ્તકોમા પ્રગટ કરીને એણે મિત્રઋણ અદા કર્યું ને અતે 'ગટે સાથેના વાર્તાલાપો'મા ગટેના ચિંતન અને દર્શનના નિષ્કર્ષ નોંધીને તો પોતે પણ જર્મન સાહિત્યના એક મહાગ્રથના રચયિતાની પ્રતિષ્ઠા પામ્યો આ પુસ્તકમા એણે કોઇ આત્મિકની આગ્રહ જ જે પ્રગટ થાય એવી ભાષામા વ્યક્ત થએલુ ગટેનુ મનોગત સપૂર્ણ સચ્ચાઈથી ને નાજુકાઈથી જગત આગળ ધર્યું છે

એકરમાન ઉપરાત બાયરન સ્કૉટ અને કાર્લાઈલ જેવા અગ્રેજ મિત્રોને મેન્ઝોની જેવા ઈટાલિયન મિત્રોને અને અન્ય ફ્રેન્ચ કવિઓ વિજ્ઞાનીઓને પણ ગટે અક્ષરદેહે મળી લેતો જર્મન કવિઓમાથી ઊર્મિગીતોના રચયિતા લેખે એના જેટલો જ સત્ત્વશીલ કવિ હાઈન પણ આ સમયે આ તીર્થસ્વરૂપ તપસ્વીની દર્શનયાત્રા કરી ગયો, જેને અતે, આ ઉમરે પણ ગટેમા વિલસી રહેલા ચૈતન્યથી ચકિત થએલો હાઈન નોંધી ગયો છે કે 'ગટે જ્યારે હાથ હલાવતો ત્યારે જાણે તારાઓને એમની દિશાઓ ભણી દોરવી રહ્યો છે એમ લાગતુ'

૧૮૩૧ની ૨૮મી ઑગસ્ટે તેણે છેલ્લી વર્ષગાઠ ઊજવી ને ૮૨ વર્ષની વૃદ્ધ વયે પોતાના બે પૌત્રોને ખભે ટેકાઇને પુત્રવધૂને પગલેપગલે દોરાઇને, વાઈમારની નૈઋત્યે આવેલી કિકેલહેનની ટેકરી પર વસવા ચાલી નીકળ્યો જ્યાથી એ પાછા ન ઊતર્યા ૫૧ વર્ષ પૂર્વે અહીં જ એક બારી પાસે પેન્સિલથી લખેલી પોતાની પેલી ગીતપક્તિઓ પર એની નજર ફરી ગઇ 'તુ યે થશે પરમ શાતિ મહીં જ લીન !' એ પારાવાર નીરવતામા લીન થવાની શ્રદ્ધા સાથે ૧૮૩૧ની આખરે વિશ્વમાગલ્યનુ મહાકાવ્ય 'ફાઉસ્ટ' એણે જગતને અર્પણ કર્યું

૧૮૩૨ના માર્ચની ૭મીએ એને શરદી થઇ આ અતિમ દિવસોમા એણે હ્યુગો, પ્લુટાર્ક ને યુરીપીડિસની રચનાઓ વાચી ૧૬મીએ રોજનિશીમા એણે અતિમ નોંધ ટાકી માદગીએ મને દિવસભર પથારીમા રાખ્યો' ૨૨મીની સવારે એના મુખમાથી અસ્પષ્ટ મર્મર ધ્વનિ નીકળ્યો 'સુન્દર સ્ત્રીમુખ, એના અંબોડાનો આંક, એનો મોહક વર્ણ ને એની શ્યામ ' ખડમા આમતેમ અટવાતા એક પત્રને જોઇને 'શિલરનો પત્ર શાદને આમ રખડતો રહ્યો છે !' એવુ આશ્ચર્ય વ્યક્ત કર્યું જીવનના છેલ્લા શ્વાસમા એણે આમ શિલરનુ નામ ન ઉચ્ચાર્યું હોત તો એની વિરલમધુર મૈત્રીમા એટલી અપૂરપ રહી હોત !

જાણે કે ફાઉસ્ટની જ આગળીને આધારે આકાશપારના આકાશને આંબતો એનો આત્મા જીવનના પરમ રહસ્યના અતરતમ દ્વારને જ 'Open the shutter' કહીને [જીવનો આટઆટલો તેજઅબાર પણ શું ઓછો પડ્યો?] અનતમા વિલીન થઇ ગયો ત્યારે ૨૩મીની વાસતી ઉષાના અધર પર મૃત્યુના માગલ્યનુ કોઈ તેજ વિલસી રહ્યું !

માનવતાનુ મગલ ગાનાર આ મહાગાયકના જીવનકાવ્યમાથી 'હુ માનવી માનવ થાઉ તો ઘણું' એ પ્રેરણા આપણો યુગ ઝીલી રહો

નિરંજન ભગત

[લેખમા આપેલા જર્મન શબ્દોના ઉચ્ચારો તજ્જ્ઞોની સહાયથી બને તેટલા આધારભૂત રાખવાનો પ્રયત્ન કર્યો છે ]



# Our Friends Abroad



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

E A Mischak Lagerdorf (Germany)નો

આ પત્ર મેળવનાર ભાઈ ગિરધારીલાલ શ્રૉફ, સાકર બજાર અમદાવાદ

પ્રિય મિત્ર શ્રૉફ

તમારા સુંદર પત્ર માટે ઘણો આભારી છું  દિલગીર છું કે છાપા હજી મને મળ્યા નથી  મને મહાત્મા ગાંધીનું ચિત્ર અને તેની પાછળનું લખાણ ગમ્યા  અમારે યુરોપિયનોને માટે તો હિંદી ભાષા ભણવી ખરેખર મુશ્કેલ થઈ પડે  તમે મને દર મહીને હિંદી છાપા મોકલતા રહેશો તો મોટી મહેરબાની થશે—ખાસ કરીને અંગ્રેજી  હું પણ આવતી ટપાલે તમને બે છાપા મોકલીશ  એક સચિત્ર જર્મન છાપુ છે, અને બીજું એક અંગ્રેજી માસિક છે

જર્મન સચિત્ર છાપાના પહેલા પાના પર એક જર્મન યુદ્ધકેદીની કથા છે  તેના ઉપર રશિયામાના એક જર્મન સૈનિકની વાત છે  તેમનામાના લગભગ બધા જ હાલહવાલ સ્થિતિમા છે  યુદ્ધમાથી પાછા ફરેલા હજારોએ પોતાનુ સર્વસ્વ ગુમાવ્યુ છે અને ક્યાં જવુ તેની પણ તેમને ખબર નથી  એમની ગરીબ મા—જેમ એમને પૂરતુ કામ આપી શકે તેમ નથી  કે નથી આપી શકતી એક નાની ઓરડી પણ  પૃષ્ઠ ૨–૩ ઉપર ડેન્માર્કની સરહદ પર આવેલા દક્ષિણ શ્લેસ્વિગ નામે જર્મન પરગણાની વાત છે, જે ડેન લોકો પચાવી પાડવા મથે છે  પૃ ૪થી૬ ઉપર ત્રણત્રણ વાર અમેરિકા નાસી જવાનો નિષ્ફળ પ્રયત્ન કરેલા એક જર્મન છોકરાની મુલાકાતનો અહેવાલ છે  અમેરિકાને કાંઠે પહોંચે કે તરત તે પકડાઈ જતો ને તેને ફરી જર્મની મોકલી દેવામા આવતો  પૃ ૧૦–૧૧ ઉપર પૈસા, ખોરાક અને વસવાટની તંગી ભોગવતા જર્મન વિદ્યાર્થીઓની દુર્દશાનો ચિતાર છે  પૃ ૧૩–૧૫ પર બાળકો માટેની રંગભૂમિની હકીકત છે, ૧૬–૧૭ ઉપર યુદ્ધ દરમ્યાન ચીતરાએલી એક કલાકૃતિની વાત છે અને પૃ ૩૦–૩૧ ઉપર હાસ્યના ટુચકા છે

'જર્મની' શબ્દનો તમારો અર્થ સાચો નથી લાગતો, કેમકે અમે તો મુકાબલે બહુ નાની વયની પ્રજા છીએ  ૨૦૦૦ વર્ષ પર જર્મનોએ અલબત્ત ઉચ્ચ કારીગરી કૌશલ મેળવેલુ  પણ સાંસ્કૃતિક ધોરણની દૃષ્ટિએ તો પ્રાચીન રોમનો અને ગ્રીકોને મુકાબલે—અને તેથી યે પૂર્વ દેશોના ઇતિહાસની વાત કરીએ તો આરબો, ચીનાઓ ને હિંદીઓની સરખામણીમા—અમે ક્યાય ઊતરતા હતા  અમે ટયુટૉનિક વેન્ડેલ, ગૉથેન, સિમ્બ્રીઅન  ઍલેમન વગેરે જાતિઓના મિશ્રણરૂપ હતા, અને બધા મળીને જર્મન કહેવાતા  જર્મન German એટલે German  જેઓ જર નામનુ ભાલા જેવુ હથિયાર સદા ધારણ કરતા તે  અને વળી 'જર્મની' એ તો અમારા દેશને અંગ્રેજોએ આપેલુ નામ છે  અમે તેને Deutschland ડૉઈશલૅન્ડ કહીએ છીએ  euનો ઉચ્ચાર boyમાના ઑય જેવો, ને andનો ઉચ્ચાર fundમાના 'અંડ' જેવો  અમારામા બધા જ સ્વરો ચોખ્ખા અને ભારપૂર્વક બોલાય છે

હવે હું તમને અમારે ત્યાની રાજકીય પરિસ્થિતિનો થોડો ખ્યાલ આપીશ  સાડા પાંચ વરસના વીરત્વભર્યા યુદ્ધ પછી ૧૯૪૫ના મે મા જર્મનીને નમવુ પડ્યુ  કેમકે તેનો લગભગ બધો પ્રદેશ છતાઈ ગયો હતો અને તેના લશ્કરો ખતમ થઈ ગયા હતા તથા શહેરો વેરાન  હું એ વખતે ચેકોસ્લોવાકિયામા હતો  પૂર્વ તરફથી રશિયન લશ્કરો આવ્યા અને ઉત્તર પશ્ચિમેથી તથા દક્ષિણ પશ્ચિમેથી આવ્યા અમેરિકનો  અમે અમેરિકન શરણાગતિ પસંદ કરી  ૧૯૪૬ની શરૂઆતમા હું વતન આવ્યો  યુદ્ધ પછીના આ ત્રણ વરસ તો કડવી વેદનામા વીત્યા છે  ખોરાકની હાડમારી તો જીવલેણ હતી  રૅશન એટલુ ઓછુ મળતુ કે લગભગ સૌને કાળા બજાર પર આધાર રાખવો જ પડતો  મોટા શહેરો તો કાટમાળના ઢગલા જેવા થઈ ગયા હતા  કપડા હતા નહિ અને દુકાનોમા ચિત્રો ને ઍશ ટ્રે સિવાય ભાગ્યેજ કાઈ મળતુ ! કાળા બજારિયા અને ચોરાટિયાઓનો ધંધો ધીકતો હતો  આખો દેશ અને અમારી રાજધાની બર્લિન ચાર ભાગમા વહેંચાઈ ગયા હતા  ઇંગ્લિશ અમેરિકન ફ્રેન્ચ અને રશિયન  પૂર્વ પ્રદેશમાથી પોલ લોકોએ દોઢ કરોડ જર્મનોને તેમના ઘરબાર અને ખેતરવાડીમાથી પશ્ચિમમા હાંકી કાઢીને પૂર્વ દેશનો કબજો લઈ લીધો હતો  એ બધા આ પહેલેથી જ ગીચ એવા પ્રદેશમા પૂરની પેઠે ધસી ભરાયા  નિષ્ક્રિય કરી મૂકવામા આવેલી ફૅક્ટરીઓ અને મશીનરીની કબજાગીરીએ બૉમ્બમારાથી અપંગ બનેલા જર્મન અર્થતંત્રને તદ્દન પાંગળુ બનાવી દીધુ હતુ  લાખો જર્મન સૈનિકો હજી દુશ્મન દેશોના કૅમ્પમા યુદ્ધકેદી હતા  યુદ્ધ તેમજ હવાઈ હુમલાઓમા માર્યા ગએલા અસંખ્ય દેશપુત્રોના શોકમા જર્મનો ગરકાવ હતા

૧૯૪૮માં જર્મનીની આ દશા હતી  ચારેય ઝોનમાં મોટે ભાગે સ્થિતિ સરખી હતી, છતાં કેટલીક બાબતમા નહિ  દાખલા તરીકે પશ્ચિમ ઝોનમા માણસો ઉપર સલામતી હતી  જ્યારે રશિયન ઝોનમા તો આજે ય બિનસલામતી પ્રવર્તે છે  દેશનિકાલી, ખૂન, લૂંટ અને સ્ત્રી અત્યાચાર તો ત્યા રોજિંદા થઈ પડ્યા છે  જર્મની આજ બે ભાગમા વહેંચાએલુ છે  પૂર્વમા કૉમ્યુનિસ્ટ કબજાગીરી  પ્રચાર અને સરમુખત્યારશાહી છે  પશ્ચિમમા અમારે મુક્ત મતસ્વાતંત્ર્ય અને લોકશાહી ચૂંટણીઓ તથા કાયદેસરની સ્થિતિ છે

પછી ૧૯૪૯મા નાણા-સુધારો આવ્યો  બધી જ નાણાકીય મિલકતની કિંમત ઘટાડીને પાંચ ટકા પર લઈ જવામા આવી અને સૌને નવુ ચલણી નાણું આપવામા આવ્યુ  પરિણામે ઉત્પાદન વધવા લાગ્યુ અને ઉત્પાદકોએ તથા વેપારીઓએ છુપાવી રાખેલો મોટો જથ્થો વેચાવા માટે બહાર આવ્યો  નવી આયાતથી જીવનધોરણ પણ ઊંચુ આવ્યુ  પણ જ્યાં સૂર્ય હોય ત્યાં પડછાયો પણ હોય જ  માર્કનો કિંમત ઘટાડો હજી ચાલુ છે અને કિંમતો એટલી બધી વધી છે કે ઘણાખરા કામગારો તથા બેકારો અને અપંગોને પોતાની રોજિંદી રોટી માટે પણ કપરી મુશ્કેલી વેઠવી પડે છે

દરમ્યાન બોલ્શેવિકોએ પશ્ચિમી પ્રજાઓને બર્લિનમાથી હાંકી કાઢવાનો પ્રયત્ન કર્યો  તેમણે બધા રસ્તા અને રેલ્વેઓ રૂંધી રાખી અને શહેરને બે ભાગમા વહેંચી નાખ્યુ  આથી પશ્ચિમ ભાગના વતનીઓ માટે ભૂખમરાનો ભય ઊભો થયો  બર્લિનમાં બે બર્ગોમાસ્ટર (મેયર), બે મૅજિસ્ટ્રેટ, બે ટ્રેઇડ યૂનિયન, બે પોલીસ સુપરિન્ટેન્ડન્ટ અસ્તિત્વમા આવ્યા! બન્ને પોલીસ સામસામી અથડામણમા આવવા લાગી  એક વિભાગના પોલીસો સામેવાળાના પોતાના જ પોલીસ

બધુઓને પકડવા લાગ્યા ! એ વખતે અમેરિકનો અને બ્રિટિશોએ હવાઈ કામગીરી બરોબર બજાવી બસ અને ટ્રામના કરતા પણ વધારે નિયમિતતાથી હવાઈ વિમાનોના વ્યવહારે જીવનની વસ્તુઓ લાવી લાવીને બર્લિનમા ઠાલવવા માડી

યુદ્ધના અંત પછી જર્મન પ્રજાને ફરીથી નવપલ્લવિત કરવા માટે અનેક રાજકીય પક્ષોએ પ્રયત્ન કર્યા છે, જોકે ફતેહ ઓછી મળી છે પણ આમારે ભૂલવુ ન જોઇએ કે અમારા ઇતિહાસમા કદિ નહોતુ એવુ કપરુ કામ એ છે જર્મન યુવાનો એમાબહુ ઓછો ભાગ લે છે આનુ મુખ્ય કારણ એ છે કે એપયો હજી જૂનવાણી વિચારો ને પ્રણાલિકાઓને વળગી રહે છે જુવાનો એવા પક્ષની રાહ જોઈ રહ્યા છે જે ગઇકાલની અને પરમદિવસની ભૂલો ન કરે હુ વિનીત પક્ષનો સક્રિય સભ્ય છુ

કુશળ ઇચ્છતો—ઈ એ મિશાક

## પરદેશનાં પત્રમિત્રો

(૧) Gred Koch, 20 Honnover-S, Brehm Str 66 II,(British Zone, Germany) માનવવંશશાસ્ત્રના અભ્યાસી આ ભાઈ દેશદેશના લોકો, તેમની કૃતિઓ, તેમની ભૌતિક તથા આધ્યાત્મિક માન્યતાઓ વિષે તેમજ માનવજાતના ઇતિહાસ તથા પ્રાગ ઈતિહાસકાળના વિકાસ વિષે જાણવાની ઈચ્છાથી પત્રવ્યવહાર કરવા ઈચ્છે છે (ઉલ્લેખ શ્રી કમળદાસ પારેખ, મુબઈ ૨),

(૨) જાપાનમાં પત્રમિત્રો મેળવવા ઈચ્છનારે નીચે જણાવેલ સરનામે લખવુ Miss Mary Kilabatake, Jr Secretary International Pen Friend Society, Ohsugi, Edogawa, Tokyo, Japan (ઉલ્લેખ· જયત પટેલ સીતાબર્ડી, નાગપુર-૧)

(૩) ભાઇ બસી શાહ (વડોદરા) નીચેનુ સરનામુ મોકલી જણાવે છે કે એ અમેરિકન બહેન હિંદી કૉલેજ-મિત્રો સાથે ઓરમેઇલથી પત્રવ્યવહાર કરવા ઇચ્છે છે Delares Schuler, 12/3 North B Street Richmond, Ind (U S A)

### વિવિધ દેશોના પત્રમિત્રો

ભાઈ રમેશચદ્ર શાહ (વાકાનેર) આ નીચેનાં સરનામા મોકલે છે તે આડે એવા વિવિધ દેશોના છે જે આગે જ પ્રકટ થયા છે આર્જેન્ટિના, બોલીવિયા, બ્રહ્મદેશ, ચીન, કેદાહ, લેબૅનન, પાપુઆ અને ઝુલુલૅન્ડ પત્રવ્યવહાર કરનારે એમના નામનો ઉલ્લેખ કરવો

(1) Juan Lewin, Rivera Indarte 373, Cordoba (Argentina)—Stamps, First-day Covers and Magazines, (2) Albert E Escolme, C/o All America Cables *and Radio Inc, La Paz, (Bolivia),—Airmail Stamps*, Music, Snapshots, Sports (3) Maung Myint Thein, 7, Hume Road, Kemmendine, Rangoon (Burma)—Stamps and Photographs, (4) Chan Tin Heng, 29, *Bonham Strand W, Hongkong (China)—Post cards* & Photographs, (5) Bob Selymn, 16, Pekan Melayn, Alor Star, (Kedah)—Photos and View cards, (6) Gaius Ilanjian, C/o American Mission, Beirut (Lebanon)—Stamps, First day covers and Magazines (7) Ronald B Radoniu, C/o Australian Petroleum Co, Pty. Ltd, Port Moresby (Papua)—British Empire Stamps, (8) A H Brown, C/o W C Haworth, "Spero" P O Umfolozi, (Zululand)—Stamps, First-day covers, and Gibbons' Catalogue

## હિંદી પત્રમિત્રોનાં સરનામાં

(ગયા અંકને અનુસધાને ચાલુ)

*(393) Nalin Manilal Vaidya, 1082, Luhar Pole*, Surat—16, Painting, Stamps, (394) Pravin N Dalal, Tara Bhuvan, 2nd Floor, Khetwadi Main Road, Bombay 4-19, Photography, Sports, (395) *Bhalchandra*S Oza, 605, Manekwadi, Bhavnagar (Saurashtra) —18, Stamps, Coins, Photography, (396) S K Makvana, 3/5, Ramnath Rd, Limbdi (Saurashtra)—20, Correspondence, (397) Arunkumar Chandrashanker Bhatt, Lodhawala Chawl, Manekwadi, Plot No 589, *Bhavnagar (Saurashtra)—16, Photography*, Cinema, Cricket, (398) Verma Harilal Popatlal, Juni Shakpith Bhavnagar (Saurashtra)—20, Sports (399) Chhotalal Valsi Shah, Bhatia St, Wankaner (Saurashtra)—18, *Stamps, Match lables, (400) Raghuvir Purushottam* Dave, Mahudha, Via Nadiad—19, Cricket, Music (401) Pravinchandra A Sheth, Near Morvi Gate, Ram Chawk, Wankaner (Saurashtra)—19, Drawing and Painting, Music, Stamps, (402) Patel Ambubhai Rambhai, Kaka's Khadki, Ode, Via Anand—19, Cricket, (403) Jivanbhai U Patel, Desai Falia, Dandi, Via Jalalpur (Dist Surat)—18, Stamps, (404) Sumantlal Chimanlal Choksi, C/o Jesingbhai Laberubhai Choksi, Khetervasi s Pado, Patan (N G)—17, Stamps Coins, (405) Thakorlal Rambhai Amin, Near Two Chora, Virsad, Via Anand—19, Reading, Touring; (406) Balkrishna Sevaklal, Bhutnath Falia, Broach *(B B & C I)—22, Science, Literature, Travelling* (407) Chimanbhai Gordhanbhai Patel, 1/1049 Mahajan Bhuvan, Opp D N High School, Anand—18, Drawing, Stamps (408) Joshi Kantilal Chhotalal, Vishnu Bhuvan, Hindu Lodge, Opp B B & C I Rly. Station, Dadar, Bombay 14—22, Astrology, Nature, Social Customs, (409) Nalinkant Chhaganbhai Patel, 1/1048 Mahajan Bhuvan, Station Rd., Anand—19, Drawing & Painting, Science, (410) Chandrakant Mamtora, *C/o Dr Jayant Khatri*, Mandvi Cutch—19, Stamps Coins, Politics, *(411) Rameshchadra S* Karnik, C/o Shankerrao P. Karnik, Opp Tata High School, Bilimora—Drawing, Stamps (412) Dhiru*bhai M Patel*, Dola Falia, Matvad, Via Jalalpur (Dist Surat)—15, Stamps, Reading, Sports, (413) Daly Eruchshaw Morena, Agano vad, Khansaheb House, Surat—25, Coins, (414) Premalkumar Desai, Shree Nivas, Diwan para Road, Bhavnagar (Saurashtra) —16, Stamps, Picture Post-cards, (415) Ashakant Nimbark, C/o Vaishnav House, Nanbha Rd, Bhavnagar—17, Painting, Stamps, Coins, *Reading (416)* Dharmadas Govindram, Bhoringda, Via Juna Savar (Saurashtra)—32, Gujarati Literature, Commerce



મધ્યમ વર્ગ
લેખક જમીઅત પડચા
('એકતા'માથી)

# મધુકરી

હતુ એણે ય ઊજવ્યુ પર્વ આઝાદીનું અંતરથી,
અને મુક્તિનું ગાણુ ગાયું'તુ એવા ઊંચા સ્વરથી,
ગુલામી જાય ભાગી સાભળીને અગનિ-અખરથી,
છતા પણ મુક્તિનુ ન્હાણુ હજી એનુ નથી વાગ્યુ

હજી પણ જન્મગત સંસ્કારિતા નિદાન રાખે છે,
નીતિ ને ન્યાયના પાલનથી એની શાન રાખે છે,
ભલાઇ ને બુરાઇનુ હજી પણ ભાન રાખે છે,
અને 'છે આપણી સરકાર' એવુ જ્ઞાન રાખે છે

છતા આજે વિષમતા જોઈ એ અકળાઈ જાયે છે,
ત્રિશકુની સ્થિતિમાં એનુ હિત હૂમાઇ જાય છે,
જીવન ધોરણ ઊંચા છે, જેને એ પહોચી નથી શકતો,
અને મઝિલ તરફ ઢળવા કદમ ભરતો એ ડગમગતો

## ચિત્રલેખા રાણી ચંદા

૧૯૪૭મા પારીસના યુનેસ્કો-સમારભના પ્રદર્શનમા પ્રશસા પામેલુ જે ચિત્ર આ અકના મુખચિત્રની પાછળ છાપ્યુ છે તેના ચિત્રલેખા શ્રીમતી રાણીદેવી ચદાનો જન્મ કલકત્તાના એક સરકારી બગાળી કુટુબમા ઈ ૧૯૧૨મા થયો હતો એમના પિતા સ્વ કુલચન્દ્ર દે પોલીસ અફસર હતા, પણ એમનુ હૃદય કવિનુ હતુ જોકે એમના કાવ્યો એમના હૃદયમા જ સમાએલાં રહ્યાં, યા તો થોડા એમના પત્નીની જીભે રમતા રહ્યા એ અશિક્ષિત પણ કલાકાર વિધવા આજે શાન્તિનિકેતનમા પોતાની પુત્રીઓ સાથે રહે છે

રાણીદેવીને ચાર ભાઈ અને એક બહેન છે ચારે ભાઇઓ—મુકુલ દે મનીષી દે, પરાગ દે અને સુહાસ દે—કલાકાર છે જેમાના મનીષી દેના ચિત્રોથી તો કુમાર'ના વાચકો પરિચિત છે પોતાના ઇચિંગ અને રેખા તસ્વીરોથી ખ્યાતનામા થએલા મુકુલચન્દ્ર દે હમણા જ કલકત્તાની સરકારી કળાશાળાના આચાર્યપદેથી નિવૃત્ત થયા છે પરાગ વ્યાપારમા પડ્યા છે, પણ અવકાશે ચિત્રો કરે છે સુહાસ વળી કલાની વ્યવહારુ શાખા 'ઍપ્લાઇડ આર્ટ'મા પડ્યા છે મોટી બહેન અન્નપૂર્ણા કલકત્તાના જાણીતા ફુટબૉલ ખેલાડી ગોરગોપાલ ઘોષના વિધવા છે તે હાલ શાન્તિનિકેતનમા શ્રીમતી રાણીદેવીની સાથે જ રહે છે અને નવા ટાપુઓની ઢબે કાપડ છાપવાની કળાની બારીક પદ્ધતિના નિષ્ણાત ગણાય છે શ્રીમતી રાણીદેવી વિશ્વભારતી કૉલેજના આચાર્ય શ્રી અનિલકુમાર ચદાને પરણેલા છે શ્રી અનિલકુમાર પહેલાગ્ય ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરના મત્રી અને અતેવાસી હતા અને કવિવર રાણીદેવીની કલાશક્તિને પ્રશસા ને પ્રોત્સાહન આપેલા ચદા દપતીનો બાર વર્ષનો પુત્ર અભિજિત પણ આજથી જ વિશિષ્ટ ચિત્રણા શક્તિ દાખવે છે

શાન્તિનિકેતનના આદરણીય કલાચાર્ય શ્રી નદલાલ વસુ પાસે ચાર વર્ષ કલાશિક્ષણ લીધા બાદ રાણીદેવીએ હિંદી કલાના ભીષ્મપિતામહ સમા અવનીન્દ્રનાથ ઠાકુરને ચરણે બેસી કલાના રહસ્ય સમજવાની અને પોતાના મનોગતને પ્રકટ કરવાની દીક્ષા લીધી આમ એમનુ કુટુબજીવન કલાથી પરિપ્લાવિત હોવા છતા તેમણે નવા રાષ્ટ્રવાદી દેશ પ્રાણથી અલગતા સેવી નથી, એટલુ જ નહિ પણ એમની પીઢીની જેમ એમની કલમે પણ લેખનક્ષેત્રમાં શક્તિઓ દાખવી છે ૧૯૪૨ની લોકક્રાતિમા ભાગ લેવા માટે રાજશાહી સેન્ટ્રલ જેલમા એમને એક વર્ષ ગાળવુ પડેલુ જે દરમ્યાન એમણે 'જનાના ફાટક' નામથી બંગાળીમા લખેલી પોતાની જેલ ડાયરી (જે એમણે પોતે જ પ્રસગચિત્રો અને રેખાચિત્રો વડે સચિત્ર કરી છે) એમની શ્રેષ્ઠ કૃતિ ગણાય છે આ ઉપરાત ચગાંકવા, ભરતકામ બાટીક ઢબની કાપડ છાપકામ અને આલ્પના (રગોળી) પણ તેમના શોખના વિષયો છે

માનમાનનાં
પખી ૪૪
ફાટીચાંચ



પાણીકાઠે વસતા સૌ પખીઓમા પોતાની વિચિત્ર ચાચથી જુદુ તરી આવતુ આ પખી પણ છે તો ગયા અકમા વર્ણવેલા 'ઘોકડા' (Stork)ના જ વર્ગનુ પણ કદે સ્હેજ નાનુ એનુ હિંદી નામ તો 'ઘુગલ', પણ આપણે ત્યા ચોક્કસ નામ ન હોવાથી, તે અંગ્રેજીમા જેમ open bill કહેવાય છે તેમ એને 'ફાટી ચાચ' કહીએ બેસાના રીગડાના રગની એ ચાચ ઘોકડા જેટલી લાંબી તો નહિ, એકાદ વેંતપૂર પણ એનાં બે પાખિયા એકમીજ પર ચપટ ન બેસતા વચ્ચે પોલાણ રહે છે

ગુજરાતનુ આ સ્થાયી પખી ઝીણવટથી અવલોકન કરનારને આ નવુંગા નદીતળાવ કે ઝીલને કાંઠે, પાણીના છીછરા, ડીપ રાખવાની જાત કે વખતે કરચલા વીની ખાતુ નજરે પડશે દેહેક ઘાટની એની કાયાનો રગ ફિક્કો ધોળો યા આછો આસમાની, ખભા, પાખો ને પૂછડી કાળા પગ મેલારાતા હિંદભરમા તેમજ સીલોન, બ્રહ્મદેશ ને સિયામ સુધી તે થાય છે

ચોમાસામા, પાણીની વચ્ચે કે કાંઠા પર ઉગેલા ઝાડમાં, સાઠીકડાના મોટા માળા બાધી વચ્ચેના ખાડામા પાથરેલા પાદડા પર બેથી ચાર ઇંડાં મૂકે છે બચ્ચા જન્મે ત્યારે સાવ નાગા, પીંછા વિનાના ને ઉડતા વાર લાગે તેવા હોઈ નરમાદાને તેમને ઉછેરવાની ચિંતા વધુ હોય છે (વનેચર પાપી)

## ખોરાકમાં ભેળસેળ

ખોરાકને બીજી વપરાશની ચીજોમાં ભેળસેળનો પ્રશ્ન પુરાણો છે. આપણે રોગો અને આરોગ્યની વાત કરીએ છીએ, પણ ક્ષય મૅલેરિયા અને બીજા રોગોને અટકાવવા માટે ખોરાકની શુદ્ધિ બહુ જરૂરી છે. મનુષ્યના શરીરમાં Vitality (પ્રાણશક્તિ) તથા Immunity રોગ નિરોધક શક્તિ વધે તો જ રોગજંતુ કંઈ કરી શકતા નથી. જો કે રોગ નિરોધક શક્તિવાળા શરીરમાં રોગજંતુ આવીને પડાવ તો નાખે જ, ખોરાકને પોતાનો વંશ પણ વધારે, છતાં તેના શરીરને એ રોગજંતુ પોતાનો ભોગ બનાવી શકતા નથી. પરંતુ આવા મનુષ્યો carrier કહેવાય છે. એવા carrier પોતે એના ભોગ ભલે નથી બનતા પણ બીજા નબળા માણસને ચેપ લગાડી બગાડી શકે ખરા. આમ વાયટેલિટી અને ઇમ્યુનિટી વધારવા માટે શુદ્ધ ખોરાક ને તેથી પરિણામે મળતી તંદુરસ્તી ને શક્તિની જરૂર છે. હિંદમાં કમનસીબે શુદ્ધ ખોરાક બાબત સખ્ત કાયદો નથી. પેટંટ દવા બાબત કાયદો થયો અને અમલમાં આવ્યો, પણ ખોરાક બાબત હજી કશું જ થયું જણાતું નથી.

ખોરાકમાં ભેળસેળના કેટલાક દાખલા જાણવા જેવા છે. નાના નાના બાળકો રોજ બરફના પખા ખાય છે. તેના પર લારીવાળો ઝેરી એનિલીન રંગનું પાણી છાંટી આપે છે. એ પાણીમાં જરા ખાંડ નાખેલી હોવાથી છોકરાંઓને પખા અપાવનાર માબાપ કે કાકા-મામાઓ બરફવાળાને કાલાવાલા કરીને વધુ રંગ છંટાવે છે. ડૉક્ટરી ભાષામાં આ રંગને પરિણામે થતા રોગોને Anilism અથવા Aniline Poisoning કહે છે. એનિલીન રંગનું ઝેર ધીમું ઝેર છે અને શરીરમાંથી મુશ્કેલીથી નીકળી શકે છે. એ ઝેર ચામડી વાટે પણ દાખલ થાય છે. એ રંગથી રંગેલા કપડા પહેરીએ તો પણ શરીરમાં ઝેરી અસર થાય છે. છતાં એ ઝેરનો ફેલાવો અટકાવવા કોઈ હેલ્થ ઑફિસર કે સૅનિટરી કમિશ્નર કે ઈન્સ્પેક્ટરે કદી કંઈ કર્યું હોવાનું જાણવામાં નથી.

મીઠાઈ અને ફરસાણવાળા 'મીઠો પીળો' નામનો રંગ વાપરે છે. હળદર અને કેસર મોંઘા હોવાથી આ રંગ વપરાય છે ને કોઈ વાંધો લેતું નથી! હળદર મોંઘી હોવાથી ગરીબોને પરવડતી નથી, ને તે બીચારા હળદરના ગાંઠિયા લાવી ખાંડી દળીને ભરી મૂકી શકતા નથી, એટલે ગાંધીને ત્યાંથી તૈયાર (દળેલી) હળદર લાવે છે. આ સસ્તી અને તદ્દન સુંવાળી હળદર મૂળે તો કોઈ લોટ પીળા રંગથી રંગીને Ball millમાં દળીને બનાવવામાં આવે છે!

આપણા બીજા ભાઈઓ વળી હીંગ બનાવે છે. બાવળ, ધાવડી વગેરેના ગુંદરનો કચરો મુંબઈની વખારોમાંથી બહુ નીકળે છે. તેમજ ફરસાણવાળાને ત્યાં વપરાતા 'ચણા'ના લોટના ખાલી કોથળા વેચાતા લાવનાર ખાસી બારદાનવાળા એ કોથળા ખંખેરીને તેમાંથી શેરશેર અચ્છેર અચ્છેર ચણાનો લોટ કાઢે છે. એ ખરીદીને તેમાં પાણી નાખી ઉકાળીને થોડા લાકડાના છોડા નાખીને છેવટે જરા હીંગનું મિશ્રણ કરીને એ ચીકણો ડામર જેવો લોદો પેટીમાં ઢાળી દેવામાં આવે છે. આને 'પેટી હીંગ' કહે છે. આ માલ લાખ્ખોનો બને છે ને વેચાય છે, અને બનાવનાર હિંદના ગરીબોને બનાવીને કરોડપતિ બને છે! માસ ઉકાળીને ગાળી કાઢતાં જે રેસા Fibers બચે છે તે કેસરી રંગથી રંગાઈ કેસરની સુગંધથી સુગંધિત બનીને તૈયાર પૅકબંધ ડબામાં પરદેશથી આવે છે અને 'કેસર' તરીકે વેચાય છે। સુખડના તેલને બદલે Cedaer wood oil (પેન્સિલના લાકડાનું તેલ), મોર પખીના લાકડાનું તેલ, થોડા સુખડના તેલની મેળવણી કરી વેચાય છે। લવિંગ, જાયફળ, એલચી, વરિયાળી, સ્પિરિટમાં પલાળી તેનું સુગંધીદાર તેલ સ્પિરિટથી કાઢી લઈને બાકી રહેલા ખોખા અસલ લવિંગ, જાયફળ, એલચી કે વરિયાળી તરીકે વેચાય છે! વૈદ્યો આવા ખોખા વાપરી દવા બનાવી ગુણની આશા રાખે છે! સૌથી વધુ બુદ્ધિમત્તાનો નમૂનો મેં એકેક વર્ષ પર જ બજારમાં જોયો તે જાણવા જેવો છે. દાળ ગરીના ધોળા મરી બનાવતા છોડાં નીકળી જવાથી વજનની ઘટ પડે છે, એટલે એક બુદ્ધિમાન ભાઈએ ધોળા મરીને મળતા રંગની કાંજી (કાપડના તારને ચડાવે છે તેવી sizing composition) બનાવી તેમાં મરીની ઉપર ચડાવી! આમ કરવાથી મરી ધોળાં થયાં, દાણો મોટો થયો, છોડાનું વજન ઘટ્યું નહિ અને પચીસ ટકા કાંજીનું વજન વધ્યું! આ માલ 'ઊંચી જાતના ધોળા મરી' તરીકે અમદાવાદના બજારમાં મોંઘા ભાવે વેચાયો, પાપડમાં નાખવા માટે મારા ઘરમાં આવ્યો ત્યારે મેં તપાસ્યો ત્યારે જણાયું! આવા અનેક પરાક્રમો આપણા ભાઈઓ કરી શકે છે અને આપણે તંદુરસ્તીની ઝંખના રાખીએ છીએ! 'દીઠે ચઢ્યો તે ચોર' એ કહેવત પ્રમાણે એકાદ દુકાનવાળો કે બીજો કોઈ પકડાય ને તેનો રીપોર્ટ છાપામાં છપાય અને મ્યુનિસિપાલિટીએ બહુ તકેદારી રાખી ગણાય. આ બધા ઢોંગ જ છે, ધતિંગ છે. ક્ષય, ટાઈફૉઈડ, ગરમી, પરમા અને બીજા રોગોવાળા જે કપથી ચહા કે પાણી પીએ તે જ કપ કે ગ્લાસ ઠંડા પાણીમાં જરા ઝબકોળીને બીજા તંદુરસ્ત માણસને તેમાં જ ચહા પાણી, સોડા, લેમન, શરબત, લસ્સી પીવા અપાય છે. એનાથી આગળ વધીને હજામ એક જ અસ્તરાથી રોગી માણસની દાઢી બોડીને તે અસ્તરો sterilize કર્યા વગર બીજાને બોડવા બેસે છે અને સીધો જ ચેપ લોહીમાં દાખલ કરે છે અને હજામ કરતાં આગળ વધીને છૂંદણાં છૂંદનારા ગમે તે દરદીને છૂંદણાં છૂંદેલી સોયથી બીજા તંદુરસ્ત માણસને પણ છૂંદણાં છૂંદે છે! સીધો જ ચેપ લોહીમાં દાખલ કરાય છે. મુંબઈની મ્યુનિસિપાલિટીની સામે જ આ બધું ચાલે છે, છતાં મોટા ખર્ચે નિભાવાતા પ્રજાની તંદુરસ્તીના ઈજારદાર ખાતાં કદી યે કશું કરતાં જણાયાં નથી!

ચાલવાના કુમાં Aniline colours ગુંદર મેળવેલા હોય છે. મીઠાં ઍરેટેડ વોટર્સ, શરબતો, મીઠાઈ ફરસાણ, આઈસક્રુટ, આઈસક્રીમ, પીપરમેંટ, ઘરમાં રસોઈમાં વપરાતાં દળેલી હળદર અને મરચાં, બધામાં જ ઝેર અપાય ત્યાં પ્રજા શી રીતે તંદુરસ્ત રહી શકે? તો પછી બહારની મીઠાઈ ફરસાણ કોઈ જ પ્રકારનાં પીણાં કે તૈયાર મરીમસાલા પણ ન જ ખવાય એવો 'મરજાદી ધર્મ' પાળવો એ તંદુરસ્તીનો હિસ્સો બાંધી લેવા જેવું નથી જણાતું?

આ તો આપણા દેશનો ઈલાજ થયો. પણ જેમાં આપણે સદંતર પરાધીન તરીકે ઝેર પીએ છીએ તેના થોડાક પ્રકારો પણ જોવા જેવા છે. મોટરો દિવસે દિવસે વધી રહી છે, મિલો ને કારખાનાં વધે છે. પરમાત્માએ કે પ્રકૃતિએ તો આપણને શુદ્ધ હવા બક્ષી દીધી, પણ આપણા ભાઈઓ એને ઝેરી બનાવે છે ને આપણે તે ઝેરી હવા શ્વાસમાં લેવી પડે છે. મોટરો અને મિલોમાંથી કાર્બન મૉનોક્સાઈડ નીકળ્યા જ કરે છે. ઘરઘરમાં વપરાતી સગડીઓ કાર્બન મૉનોક્સાઈડ હવામાં નાખ્યા કરે છે. બરાબર ઈજનેરી સિદ્ધાંત પ્રમાણે બનાવેલી સગડી કે ચૂના કાર્બન ડાયોક્સાઈડ ગૅસ કાઢે તે ભારે હોવાથી જમીન પર પથરાય, ખાડાઓમાં ભેગો થાય અને શ્વાસમાં લેનારને સખિયા જેવી અસર કરે, લોહીને લાલને બદલે ભુરાશ પડતું રાખે અને અપચો, સુસ્તી, કામ કરવાની અનિચ્છા વગેરેની પજવે. પણ કાર્બન મૉનોક્સાઈડ તો ઘણો જ ઝેરી છે, પ્રાણનાશક છે.

બીજી તરફ હાઈડ્રોજન સલ્ફાઈડ પણ આપણે અનિચ્છાએ શ્વાસમાં લેવો પડે છે. ગટરોના ગંધાતા પાણી નાનીનાની સુધ

રાઇઓ સડક પર છાંટી દઈ લોકોને ઝેરની અસર પહોંચાડે છે ! રસ્તા પર સૂકો કોરો કચરો નાખનાર ગુનેગાર ગણાય છે. તાજું વાસણ વીછળેલું પાણી રેડનાર ગુનેગાર ગણાય છે. પણ હાઇડ્રોજનસલ્ફાઈડના ખજાના જેવો કચરો, નરક ને ગટરનું પાણી વસ્તીની નજદીક ભેગુ કરનાર કે ફેંકાવનાર 'સુધરાઇ'નું નામ કોણ લઈ શકે?

એકંદરે આપણી સ્ટીમરના એકેએક નટ, બોલ્ટ અને રીવેટ ટાઈટ કરવા જેવા છે. એ સિવાય આપણી સ્ટીમર તરી શકે તેમ નથી. Anti-tuberculosis કે Anti-malaria કે એવી બીજી ઝુંબેશો અર્થ વગરની છે. મનુષ્યને પરમાત્માએ ઈમ્યુનીટી આપી છે તે રોગ-નિરોધક શક્તિને સતેજ કરવાની જરૂર છે. એમા સીરમ કે વૅક્સીન, વીટામીનથીએરી તરીકે ઓર્ગેનોથીરેપી કામ આવે તેમ નથી. શુદ્ધ ખોરાક અને શુદ્ધ હવાની વ્યવસ્થા થવાની જરૂર છે.

(ગુજરાત સમાચાર) —મોહનલાલ મા. ઝવેરી

### કાર્તિકેય

દેવ-સેનાપતિનું પદ પામનાર પરાક્રમમૂર્તિ કાર્તિકેયની જન્મ-કથા એવી છે કે શંકર-પાર્વતી જેવા તેજસ્વી યુગલનો પુત્ર મહા ભયંકર થશે એવો ડર લાગવાથી ઈન્દ્રે તેમાં વિઘ્ન નાખવા અગ્નિને મોકલ્યો. તેના છળથી શંકરનું રેત થોડું જમીન પર પડ્યું. તેની શિક્ષા તરીકે પાર્વતીએ તે અગ્નિ પાસે ધારણ કરાવ્યું. તેણે તે શાપ-ભયે થોડો સમય ધારણ તો કર્યું પણ પછી અસહ્ય થતા ગંગા પાસે ધારણ કરાવ્યું. તેણે પણ છોડી દેવાથી છ કૃત્તિકાઓ (ઋષિપત્નીઓ) એ તે ધારણ કર્યું. એ છ કૃત્તિકાઓને પેટે એક જ સાથે એનો જન્મ થયો, ને તેમના નામ ઉપરથી તે 'કાર્તિકેય' કહેવાયો; તેમજ અગાઉના ધારણ કરનારાઓનાં નામ પરથી તેનાં નામ 'અગ્નિપુત્ર', 'અગ્નિભૂ' તથા અગ્નિની સ્ત્રી સ્વાહાના નામ પરથી 'સ્વાહેય', ગંગાપુત્ર તરીકે 'ગાંગેય તથા સ્કન્ન થયેલા રેત ઉપરથી 'સ્કંદ' વગેરે પડયાં. એક જ મુખ અને બે હાથ વાળો તે હોવા છતાં છ કૃત્તિકાઓને પેટે એકસાથે તે જન્મવાથી તેનાં છ મુખ અને બાર હાથ કલ્પીને તેને ષણ્મુખ કે 'ષડાનન' પણ કહ્યો છે. વળી તેના હાથ (શાખા) બહુ લાંબા હોવાથી 'વિશાખા', તથા ગુહામાં વાસ હોવાથી 'ગુહ' પણ કહેવાય છે. કથા એવી છે કે તારકાસુર નામના એક ઉપદ્રવકારી અસુરને એવું વરદાન હતુ કે સાત દિવસના બાળકને હાથે જ તેનો વધ થઇ શકે,—જે અશક્ય હતુ. આથી અંતે તેના નાશ માટે આ તેજસ્વી બાળકનો અવતાર યોજાયો અને અમાસને દિવસે તે જન્મ્યા પછી સાતમે જ દિવસે, સુદ છઠે, તેણે તારકાસુરનો વધ કર્યો. તારકા-વધ પછી તે પાર્વતીનો લાડકો થવાથી દેવસ્ત્રીઓને છેડવા લાગેલો. આની સામે દેવોએ પોકાર ઉઠાવતાં, તેની ઇચ્છેલી સ્ત્રીને સ્થળે પાર્વતીએ પોતાનું રૂપ દર્શાવવા માંડ્યું આથી તેને એટલો પશ્ચાત્તાપ થયો કે તે પછી જગતની સર્વ સ્ત્રીઓને માતા તુલ્ય ગણવાની તેણે પ્રતિજ્ઞા કરી. વિશ્વામિત્રે તેનો ઉપનયન-સંસ્કાર કર્યો; વિષ્ણુએ તેને વાહન તરીકે ગુરુડ, મયૂર તથા કૂકડો આપ્યાં, વાયુએ પતાકા, સરસ્વતીએ વીણા, બ્રહ્માએ બોકડો, અને શંભુએ મેંઢો આદિ આપ્યાં.

ક્રૌંચ પર્વતમાં બાણ મારીને તેણે આરપાર છેદ પાડેલો એટલો ને પરાક્રમી નીવડ્યો. તેની તેજસ્વિતા તથા પરાક્રમ જોઇને દેવ-સૈન્યના સેનાપતિનું પદ તેને આપવામાં આવ્યું જન્મ પછી પાંચ-મને દિવસે તેનો સેનાપતિ તરીકે અભિષેક થયો અને છઠને દિવસે તેણે અસુર-વધ કર્યો તે ઉપરથી પાંચમ તથા છઠ તેની ઉપાસના-તિથિ ગણાય છે. ઉપર વર્ણવેલી પુરાણકથાની હકીકતોને રૂપક ગણીને જ એ પરાક્રમમૂર્તિના જીવનનો અર્થ ઘટાવવાનો છે.

## આ માસ (સપ્ટેમ્બર) ઈતિહાસમાં

તા. ૩ ઑલિવર ક્રૉમવેલનો શુકનવંતો દિવસ: આ દિવસે તે ડનબારની લડાઈ જીત્યો (૧૬૫૦), વૂસ્ટરનું યુદ્ધ જીત્યો (૧૬૫૧) અને આ જ તારીખે તે મૃત્યુ પામ્યો, ૧૬૫૮.

તા. ૪ હિંદના દાદા આદરણીય દાદાભાઈ નવરોજીનો જન્મ, ૧૮૨૫.

તા. ૬ અરબી સમુદ્રમાં ચાંચિયાગીરી ખેલાવતા ચાંચિયા આંગ્રે સામે મુંબાઇ કાઉન્સિલે યુદ્ધ જાહેર કર્યું, ૧૭૨૦.

તા. ૧૧ અંગ્રેજ સર્જિત ભેદનીતિના પરિપાક રૂપ મુંબાઇમાં પહેલ-વહેલું હિન્દુ-મુસ્લિમ હુલ્લડ થયું, ૧૮૯૩.

તા. ૧૪ ઇટાલીના મહાકવિ દાંતે આલીઘીરીનું અવસાન, ૧૩૨૧.

તા. ૧૬ લિવિંગ્સ્ટને વિક્ટોરિયા ન્યાંઝા સરોવર શોધી કાઢ્યું, ૧૮૫૯.

તા. ૧૯ હિંદ-ચડાઈ માટે તૈમુરે અટક આગળ સિંધુ ઓળંગી, ૧૩૯૮.

તા. ૨૦ સ્કૉટિશ સાહસ-સફરી મંગો પાર્કનો જન્મ, ૧૭૭૧.

તા. ૨૫ બાલ્બોઆએ પાસિફિક મહાસાગર શોધી કાઢ્યો, ૧૫૧૩.

તા. ૨૭ હિંદના સાંસ્કૃતિક નવવિધાનના પુરોધા રાજા રામમોહન-રાયનું મૃત્યુ, ૧૮૩૩.

### આ માસની વ્યક્તિવિશેષ: ભારતેન્દુ હરિશ્ચન્દ્ર



ગુજરાતમા નર્મદ, મહારાષ્ટ્રમાં ચિપળૂણકર ને બંગાળમાં વિદ્યાસાગર તથા બંકિમચંદ્ર સ્વ-ભાષાની અસ્મિતા સ્થાપવા ગયા એ જ કાળમાં હિંદી ભાષાનું સ્વત્વ સૌ પ્રથમ જગાડનાર તથા પોષનાર એ પ્રદેશમાં થયા તે ભારતેન્દુ હરિશ્ચન્દ્ર મહાકવિ ગણાવી શકાય એવા, કાશીનરેશના પ્રિય કવિ ગોપાલદાસને ત્યાં ૧૮૫૦ની ૯મી સપ્ટેમ્બરે એમનો જન્મ થયો. પાંચ વર્ષની વયે માતા ને નવમે વર્ષે પિતા ગુમાવવાથી ઘરના વિશ્વાસુ નોકર ગંગૂએ તેમને ઉછેર્યા. બચપણથી જ વૃત્તિ સ્વતંત્ર અને તોફાની હતી, એટલે અભ્યાસ માંડ કૉલેજ સુધી પહોંચ્યો, ત્યાં, મનાઇ હોવા છતાં પાન ખાઇને કૉલેજમાં જવાને પરિણામે રૂખસદ મળી. પછી એ હિંદના પ્રવાસે નીકળ્યા, ત્યાં પ્રતિ-પ્રાંતમાં ભાષાની અસ્મિતાના અંકુરો ફૂટતા જોઈ એમને પણ ભાષાના ખેડાણની લગની લાગી અને હિંદી ભાષામાં જ લખવાનું વ્રત લઈ 'કવિવચન-સુધા' નામે માસિક શરૂ કર્યું, જેમાં ઈતિહાસ, પ્રવાસ, પિંગળ, વિજ્ઞાન, નાટક, સમાજસુધારો, રાજકારણ આદિ સર્વ વિષયો પર કલમ ચલાવી. આથી પ્રજામાં જાગૃતિ આવતાં 'હરિશ્ચન્દ્ર-ચન્દ્રિકા' 'કાશી-પત્રિકા', 'આર્યમિત્ર' વગેરે બીજાં પત્રો શરૂ કરી હિંદી ભાષાનું ખેડાણ વિસ્તૃત કર્યું ને હિંદીનું મુખ ઉજ્જવલ કર્યું. પ્રજાએ પણ તેની કદરદાનાસીમાં તેમને 'ભારતેન્દુ' કહી નવાજ્યા, જે ઇલ્કાબ સરકારે પણ માન્ય રાખ્યો. પ્રવાસ દરમ્યાન તેમણે તામિલ અને તેલુગુ સિવાય હિંદની લગભગ બધી ભાષાઓ શીખી લીધેલી.

હિંદી ભાષા ખાતર કરેલી ન્યોછાવરીભરેલી ઉખાવનોને કારણે ઉત્તરાવસ્થામાં તેઓ ભારે તંગીમાં આવી પડેલા; છતાં એવે સમયે પણ બચપણની રમૂજ તથા તોફાની વૃત્તિ તો કાયમ જ રહેલી; અને હિંદી ભાષા ખાતરના કોઈ પણ ખર્ચમાં જરાયે કૃપણતા આવવા ન દીધેલી.

ઇ. ૧૮૮૫નું વર્ષ બેસતાં જ તેમની તબિયત લથડી અને જાન્યુઆરીની ૬ઠ્ઠી તારીખે તો એ ભારતેન્દુનો અસ્ત થઈ ગયો.

—અનુષ્ટુપ—

**પશુ નિંદ નહિ ચાહે અન્યન્હત શિકારને,**
**પરંતુ માનવી ચાહે અન્યનું જ પડાવવા!**

—રમણલાલ સોની—

૧૯૨૫મા ટોકિયોના એક પરાગા હીચી નાગનો એક વફાદાર કૂતરો રોજ સવારે પોતાના માલિક સાથે સ્ટેશને જતો અને સાંજે પાછો આવતો આમ ઘણા મહિના ચાલ્યા બાદ માલિક મૃત્યુ પામ્યો, છતા કૂતરો તો માલિકની રાહ જોતો મોડી રાત સુધી બેસી રહેવા લાગ્યો આમ સતત ૧૦ વર્ષ સુધી નિયમિતરીતે ચાલ્યા બાદ અંતે કૂતરો મરી ગયો હીચીની આ સ્વામીભક્તિની એવી તો છાપ પડી કે જાપાનીઝ સરકારે સ્ટેશન પર જ્યા તે દરરોજ માલિકની રાહ જોતો બેસતો ત્યા તેનું એક પૂતળુ કરાવીને મુકાવ્યુ એટલુ જ નહિ પણ દેશની દરેક શાળામા વફાદારીના પ્રતીક તરીકે તેના નાના પૂતળા મોકલ્યા

અનેકાર્થી શબ્દ હેલ= બોજો કે ભાર, બાળવાના લાકડા કે છાણાં ભરેલુ ગાડુ, બેડુ, હીચકવાની મજૂરી, હેલકરીનુ કામ

ગણિતગમ્મત (મ ના ખત્રી)

$10^1-1=9$
$10^2-1=99$
$10^3-1=999$
$10^4-1=9999$
$10^5-1=99999$
$10^{ક્ષ}-1=$(૯૯૯૯ ક્ષ વખત)

મિષ્ઠાન્નમા ભભરાવવાના મેવા તરીકે વાપરવાની દ્રાક્ષ ઉપયોગમા લેતા પહેલા, કોઈ ચૂસે ટીકળતી વસ્તુના ઢાકણા પર એક રકાબીમા મૂકી રાખવાથી વરાળને લીધે તે દ્રાક્ષ ફૂલીને વધુ રસવાળી બનશે

સુભાષિત કુસુમ

पात्रापात्र विवेकोऽस्ति
धेनुपन्नगयोरिव ।
तृणात् सजायते क्षीरं
क्षीरात् सजायते विषम् ॥

લાયક અને નાલાયક વચ્ચેનો તફાવત ગાય અને સાપ જેવો છે ગાય ઘાસખાઈને દૂધ ઉત્પન્ન કરે છે, જ્યારે સાપ દૂધપીને ઝેર ઉત્પન્ન કરે છે

કહેવતોના અર્થ 'નાચવુ નહિ એને આગણુ વાકુ'–કોઈ કામ કરવાની પોતાની ઈચ્છા ન હોય ત્યારે માણસ જાતજાતના ને નિરર્થક બહાના કાઢે છે તે દર્શાવવા માટે વપરાતી આ કહેવતમાં રહેલો શબ્દાર્થ સ્પષ્ટ છે કે સારુ નૃત્ય જાણનારને તેની કળા બતાવવાની વિનંતિ કરતા, તેને જો ઉમંગ ન હોય તો છેવટે 'તમારુ આગણુ વાકુ છે તેથી નહિ ફાવે' એવુ બહાનુ પણ કાઢે




ગઈ ૧૫મી ઑગસ્ટના ત્રીજા સ્વાતંત્ર્યદિને નીકળેલી હિંદની નવી ટિકિટો રદ કરવા માટે ટપાલ ખાતાએ તે દિવસ પૂરતી પોસ્ટ માર્કની ખાસ છાપ યોજેલી, જેના પર વચ્ચે, હિંદના પ્રતીકરૂપ હાથીનુ આલેખન, તે દિવસની તારીખ, તથા 'સ્વાતંત્ર્ય દિન' એવા અક્ષરો અંગ્રેજીમા હતા મુંબઈની જનરલ પોસ્ટ ઑફિસે વાપરેલા એવા સિક્કાની છાપનો નમૂનો આ ઉપર આપ્યો છે

ફિલિપાઈન્સ કુલ ૭૦૮૩ બેટાનો બનેલો દેશ છે, પણ તેમા ૪૬૫૬ બેટાને હજુ સુધી કોઈ નામ જ અપાયુ નથી!




વેપારને ઓથે હિંદમા પગ જમાવવા માટે પોર્ચુગીઝો, ડચ, ફ્રેંચ, ડેનિશ, અંગ્રેજો વગેરે આવતા ગયા તેમ તેમણે સત્તા જમતા ધીરેધીરે પોતાના સિક્કા પણ પાડવા માંડ્યા તે પૈકી પોર્ચુગીઝોનો સિક્કો ૧૮૮મા અંકમા આપેલો આ ઉપર આપેલો સિક્કો ડચ લોકોનો છે જેમા એક તરફ રાજકર્તાના મુકુટની નીચેની ઢાલ આકૃતિમા રાજચિહ્ન નીચે જલપ્રવાહ દર્શાવતી રેખાઓ દરિયાઈ પ્રવાસ સૂચિત કરે છે જમણી બાજુ દર્શાવેલી તેની પાછલી બાજુમા કંપનીનુ પ્રતીક ને સાલ છે

તળ (ત્વચા) ગરમી જણાતી હોય [તાવ ન હોય છતા શરીર ગરમ લાગે, યા શરીરે ફોલ્લીઓ નીકળે, યા ભૂખ ન લાગતા ઉબકા આવ્યા કરે] તો લીમડાના તાજા રસના સેવનથી તથા રોજ રાત્રે ગરમ પાણી સાથે આ તોલો હરડે લેવાથી ફાયદો થશે

**તમે જાણો છો?**

જેટલી વિદ્યુત્શક્તિ ૧૨૮૦૦૦ મણ કોલસા ઉત્પન્ન કરી શકે તેટલી માત્ર એક શેર યુરેનિયમ કરી શકે * રોજના લગભગ દોઢ લાખ શેફિલ્ડના અસ્ત્રા પરદેશ મોકલવામા આવે છે * એક ગ્રામ રેડિયમની કિંમત લગભગ ૧૩,૦૦૦ પાઉન્ડ થાય છે *



કલાકૃતિમા ઘરમા વપરાતા વાસણકુસણમા કદાચ સૌથી વધુ વપરાશ રકાબીઓ (તરાવરી) નો હોય છે ચાલુ સાંવત્રિક પ્રસંગે ઉપરાંત પાનસોપારી અથવા શુભ પ્રસંગની ચીજવસ્તુ રાખવા પણ તે જ વપરાતી હોવાથી તેના ઉપર તો ચીન જાપાનથી માંડી પશ્ચિમના સર્વ દેશો પર્યંતના દરેક દેશ ને કાળના માનવીઓએ કલાની અર્ચના કરી જ છે બાજુએ આપેલી તરાવરી રૂપેરી જડતરવાળા ઉત્તમ હૈદરાબાદના બીદરીકામનો નમૂનો છે

# અમદાવાદ

## ગુજરાતનું પાટનગર

દેશના ધોરી વ્યાપારમાર્ગ ઉપરની પોતાની કેન્દ્રવર્તી ભૌગોલિક સ્થિતિથી, અને અદ્યતન ઉદ્યોગનગર હોવા છતાં આંતરદેશીય સંસ્કૃતિના વહેણનો જીવંત ને પ્રબળ સાથ ધરાવવાને કારણે, અમદાવાદ જ ગુજરાતનું પાટનગર રહ્યું છે, રહેવાનું છે અને આ નવા યુગમાં સોળે કળાએ વિકસવાનું પણ છે

છતાં એને વિષે આપણે કેટલું સાચું જ્ઞાન ધરાવીએ છીએ? એનો વિવિધરંગી ઇતિહાસ એના દાદા સંસ્કારવહેણ અને એની પુરાણી શિલ્પ–સ્થાપત્યની સમૃદ્ધિથી ખુદ અમદાવાદીઓ પૈકી પણ સંપૂર્ણ જાણકાર કેટલા હશે? માત્ર એની શિલ્પ–સ્થાપત્યની સમૃદ્ધિની જ વાત કરીએ તો, આ શહેરના સ્થાપક બાદશાહ અહમદશાહના ખુદના અવશેષ સંઘરતા મકબરાથી માંડીને છેક હઠીભાઈની વાડી અને સ્વામીનારાયણના મંદિર સુધીનાં છેલ્લા એક જ સૈકા ઉપરનાં મંદિરોમાં આપણી પરંપરાગત વાસ્તુકલાનો જે સમૃદ્ધ વારસો સિલસિલાબંધ રીતે જળવાયો છે તે પોતે જ એક મૂક પણ રસભર ઇતિહાસગ્રંથ છે

જગતમાં બેનમૂન પથ્થરની કોતરકામવાળી ગણાતી સીદી સૈયદની મસ્જિદની જાળીઓ અને સપ્રમાણ શિલ્પના ઉત્તમ નમૂનારૂપ રાણી રૂપમતિની મસ્જિદથી માંડીને જલાગારો તથા સ્નાનાગારોમાં પણ ઉત્કૃષ્ટ નકશીથી કલાવંતીના અંશો ધરાવતી અડાલજની વાવ તથા કાંકરિયા તળાવ સુધીનાં અમદાવાદનાં શિલ્પ–સ્થાપત્યો હજી યે આપણા આ પાટનગરની પુરાતન જાહોજલાલીની વાચા બનીને ઊભાં છે

તમે એ બધું નજરે ન જોયું હોય, કે ન જોઈ શકો તેમ હો તો એનું એક સચિત્ર આલ્બમ બહાર પડ્યું છે એમાં, 'ગુજરાતનું પાટનગર–અમદાવાદ' નામના મહાગ્રંથના લેખક શ્રી રત્નમણિરાવ ભીમરાવે ખુદે આલેખેલી એ નગરની ઇતિહાસરેખા રૂપ પ્રસ્તાવના સાથે, બાવન સુંદર ફોટોગ્રાફો તે તે સ્થળના વર્ણનો સાથે આર્ટ પેપર ઉપર સુઘડ છપાઈ સાથે રજૂ કરાયા છે કિંમત માત્ર બે રૂપિયા [ટપાલખર્ચ જુદું] કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ



**અમદાવાદની સમૃદ્ધ શિલ્પકલાનો ઉત્કૃષ્ટ નમૂનો**

હિંદુ અને ઈસ્લામી સ્થાપત્યના સુંદર સમન્વય સમો, અમદાવાદના શાહઆલમના રોજાનો મનોહર દ્વારપ્રદેશ એની ઉપલી કમાન ઈસ્લામી અને નીચલી (બારણા ઉપરની) કમાન હિંદુ સ્થાપત્યની ઢબની છે એની જાળીઓની ડિઝાઈન, ઈસ્લામી આદેશ મુજબ કોઈપણ જીવંત પ્રાણીના આલેખન વિનાની છે, છતાં એ જાળીઓની ડિઝાઈનની ઢબ હિંદુ પરંપરા ઉપર છે, અને પિત્તળની જાળીવાળાં એનાં કમાડ અમદાવાદના જ કારીગરોના અદ્ભુત પિત્તળકામનો સુંદર નમૂનો છે. અમદાવાદના શિલ્પ અને સ્થાપત્યના આવા સુંદર નમૂનાઓના બાવન ફોટોગ્રાફોના સુંદર આલ્બમમાંની આ એક વાનગી છે.




પ્રકાશન તા ૧૯ ૧૧ ૪૯

ચિત્રો


સમુદ્ઘાતન પ્રસંગે સરદાર — ફોટો નરભેશંકુમાર મિસ્ત્રી પૂઠું
યુનેસ્કો પ્રદર્શનમાં ભારતની ભાવનાના ચિત્રો — પૂઠા પાછળ
નૂતન વર્ષાભિનંદનની સામગ્રી — પાછલા પૂઠામાં
માનિની રાધા (પહાડી કલમનું ચિત્ર) — મુખચિત્ર પાછળ
ચૌરપંચાશિકા (રાજસ્થાની કલમનું ચિત્ર) — ત્રિરંગી મુખચિત્ર


કાવ્યો


સૂર્યમુખી — સુન્દરમ્ ૩૨૦
અભિનવ યૌવનાને — બલવન્તરાય ક ઠાકોર ૩૨૦


ચરિત્ર


સરદાર વલ્લભભાઈ પટેલ — મનુભાઈ મગનભાઈ પટેલ ૩૨૧


વાર્તા


સાગરસ્વામીનું રત્ન — સીતારામ જે શર્મા ૩૨૭


લેખો


પારીસ — કૃષ્ણલાલ શ્રીધરાણી ૩૨૮
સંકેત લિપિઓ — હરભુસિંહ ગોવિંદસિંહ ચુડાસમા ૩૩૦
ચૌર પંચાશિકા — ૩૩૨
દહન [રોજિંદા જીવનમાં વિજ્ઞાન ૩૧] — નરસિંહ મુ શાહ ૩૩૪
નાયક નાયિકા લક્ષણ [નાટ્યશાસ્ત્ર ૩૯] — યોગેન્દ્ર પ્રિયદર્શી ૩૪૦
ટિકિટ સંગ્રહ [૪] — ૩૩૫


વિભાગો


પત્રમિત્ર વિભાગ — ૩૩૭
પચ્ચીસ વર્ષ પહેલાં — ૩૪૨
માધુકરી — ૩૪૯
ચરચરી [આસપાસના પંખી ૪૬] — 'વનેચર' ૩૪૯
આ માસ ઇતિહાસમાં [વ્યક્તિવિશેષ: માદામ ક્યૂરી] — ૩૫૨
છેલ્લું પાનું — ૩૫૨


## આહકોને

કોઇ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે, એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ, પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંકો ભરપાઈ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી

કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
ન લિ. લવાજમ રૂ. ૭॥ પરદેશમાં રૂ. ૯॥ અથવા ૧૫ શિલિંગ છુટક નકલ આઠ આના

કૃષ્ણની વિનતિને નકારતી
**માનિની રાધા**
લાક્ષણિક માધુર્યભરી
૧૯મી સદીની
પહાડી કલમનું
ઉમદા ચિત્ર
(સ્વ. આનંદ કુમારસ્વામીનો સંગ્રહ)



આ અને આની પાછળ છાપેલું ચિત્ર, એ બંને આ દેશની તળપદી રાજપૂત શૈલીનાં. બે અંતિમ છેડાનાં ઉદાહરણો છે, અને એ શૈલીના અભ્યાસની દૃષ્ટિએ ઉપયોગી ગણીને આ અંકમાં બંને એક-સાથે આપેલાં છે. અજંતા પછી તેના તંતુ પર આપણી ભૂમિમાંથી ઊગેલી એતદ્દેશીય ચિત્રશૈલીઓ બે: ગુજરાતી અને રાજપુત. બંને એકબીજીને ઘણી મળતી છે. મુઘલો પોતાની સાથે ઈરાની ચિત્રશૈલી લાવ્યા, તે રાજપુત કલમ સાથે ભળી જઈને મુઘલશૈલી નીપજી, અને તેની થોડી અસર, હિમાલયની તળેટીની કાંગડા ખીણમાંના રાજપુત રાજ્યોની ચિત્રશૈલી, જે 'પહાડી' કે 'કાંગડા' કલમને નામે ઓળખાય છે, તે પર પડી. આ સામેનું ચિત્ર, એ કાંગડા કલમ પોતાની પરાકાષ્ઠાએ પહોંચી તે અંતિમ કાળ (૧૯મી સદીના અંત)નો નમૂનો છે. પોતાની રેખાઓના કાવ્ય દ્વારા લાવણ્યની લય ઉતારવાનું એનું સામર્થ્ય જાણીતું છે. જ્યારે આની પાછળનું ચિત્ર રાજસ્થાનની રાજપુત શૈલીનું ૧૭મી સદીનું આલેખન છે, જેમાં ઘાટ કે ડોળની પરવા કર્યા વિના ચિત્રકાર મોકળે હાથે કલમ ઘુમાવી પોતાના મનઃપટલ પર પડેલી ચિત્ર-સૃષ્ટિ ઝપાટ બંધ આલેખનો. એમાં માનવ-આકૃતિઓ તથા અન્ય સરંજામ, તેના હૂબહૂ ઘાટપૂરની ચોક્કસાઈ જાળવીને નથી ઉતારેલાં; પણ એ કથાપ્રસંગ ધ્યાનકલ્પનામાં જેવો ઉદ્‌ભવ્યો તેવો સાદા સપાટ રંગોમાં, પૂરની ભભક અને ગતિ સાથે ઉતારેલો છે. અને છતાં તેમાં વિગતોની સચ્ચાઈ પૂરેપૂરી છે: પુરુષનો ઝીણી મલમલનો પારદર્શક જામો, તેની પાઘડી, મૂછનાં થોભિયાં, બેટનું વસ્ત્ર, જોડા—એકેએકમાં. અને સ્ત્રીનાં વસ્ત્રાભૂષણો જુઓ. પારદર્શક ઓઢણી નીચેની રેખાના વેણીબંધ, કનક-કુંડળ ને કંઠાભરણથી માંડીને એ કન્યાના પાલવને છેડે ઝૂલતાં ફૂમતાં સુધીનું આલેખન આપણને ૧૭મી સદીના આપણા પોશાકનો ખ્યાલ આપી રહે છે. અને એ પણ આવા પ્રાચીન ચિત્રોનું મહત્ત્વનું મૂલ્ય છે. એમાંથી આપણા એ સમયના પોશાક, રહેણીકરણી, ઉપસ્કરો, વાતાવરણ વગેરે સામાજિક ઇતિહાસની ઉપયોગી વિગતોનો અભ્યાસ મળે છે. આ બધી રીતે ચિત્ર સાથે તદાકાર થઈએ એટલે એની ભીતરમાંનો આનંદ માણી શકીએ. ઠેઠ આરથી જ સદી પરના આપણા પૂર્વજો આવાં ચિત્રોની મનભર મોજ લઈ શકતા અને આજે પણ કલાની ઊંડી સમજ ધરાવતા પશ્ચિમના ધુરંધર કલાકારો એનો એ જ આસ્વાદ માણે છે. તો પછી આપણી આંખ કે સમજમાં તો કશી મણ્પ નથી, કે? એ સમજ અને [illegible] પણ કેળવવા જોઈએ.

## સૂર્યમુખી

•મિશ્ર•

હું પૃથ્વીથી ઉદ્‌ગત પ્રાણ આતુર,
ઊભો છું કો સૂર્યમુખી શું ઉન્નત,
સહસ્રરશ્મિ, તવ રશ્મિ ઝંખતો,
રસાળ તારા ગગને વિમુગ્ધ.

મારી ધરા આ—મુજને ધરી રહી
કો શુક્તિમાં મૌક્તિક જેમ બદ્ધ,
એ માતના ભવ્ય વિરાટ અંતરે
હું કો મહા સંક્રમણો રટી રહું.

હે દ્યૌપિતા ! આ વહનો અહીંના,
એમાં રચો ઊર્ધ્વ પ્રવાહ આપનો,
ઘડી લિયો કોઈક જ્યોતિ-સ્તંભ જે
સાધી દિયે ભૂશ્ચ ભુવશ્ચ સ્વસ્ત્રય.

પ્રભો ! તદા મંદિર આરતી થશે,
ને મારી ત્યાં ઝાલર સૂર પૂરશે.

સુન્દરમ્



## અભિનવ યૌવનાને

મુક્તપૃથ્વી•સૉનેટ

ફળી ત્રિદલ વાન રૂપ રમ મોં પ્રકાશે હવે,
પડે ચરણ નાચતા, કર કગમતો કૈં કરે,
અલી, તુજ મુખાંગ પક્ષ્મ દગ ભાવવાચા ધરે;
સમાથ, શિખ કાંઈ જાત પર: બાલ્ય કયમ રે હવે પાલવે.

કુલીન જન આપણે, સુપથ આર્ય આંક્યા પિતર્:
વિલાસ કુગતો દનુજ, ના મનુજ, નથિ નથી જ રે જાનવર,
ન વા અલિ ન કીડિ યે કદિ જણાય પીતામ્બર.

ન કામવશતા, અનંગ શિવપૂત જોબનનિશાન,
ન સ્વાર્થપરતા, સનેહિહિત અબ્ધિતગણે સુકાન,
ન મોહજડતા ક્ષણે, કુંજતે ધડી છો સભાન

અહ્યો—અલિ કુટુંબ ના- ન ઈંન ન્યાતિ જનના વડી,
અન્યાં' મમ નથી જ ડખ' રતિ ના પરાણે કદી સાંપડી

મટે ગમતિએ ય ખૂબ અવધાર હૈડે, અલી,
સજી બનવવા જ મા 'થ ગૃહિણી, ન માદી નરી.

બલવન્તરાય ક. ઠાકોર

ટિપ્પણ • લીટીઓના ક્રમાનુસાર—(૧) વાન=વર્ણ (૫) આર્ય શબ્દ પિતર્ સાથે લેવો. (૮) મહાદેવે ઉમાને પીડતી કામવાસનાને ભસ્મ કરી, તેને અનંગ પ્રેમના નવા અવતાર રૂપ મોક્ષ આપ્યો છે (૧૧) ન ઇવ=નેવ (સરખાવો ભર્તૃહરિ જેવાએ લીધેલ ચ ઇ જેની છૂટો; ભેશક, અતિવિરલ, પરંતુ કોઇ કોઇ આવો પ્રયોગ કાલિદાસમાં પણ છે )(૧૨) પરાણે=બળ-જબરાઇએ (૧૩) અવધાર=મનમાં ફરીફરીને ઠસાવ (૧૪) 'થ=અથ=અથ ચ, અને વળી.

**આ**જની પેઢીને જે માર્ગદર્શક શીખ આપવાનો હક શ્રી બ. ક. ઠાકોર જેવા, ગઈ સાપેક્ષ પેઢીના છેલ્લા અંકોડા સમાન, વયોવૃદ્ધ અને પીઢ વડિલને છે તે તરુણ પ્રજાને એમના જેવા તરફથી સૉનેટ રૂપમાં મળે એ એક સદ્‌ભાગ્ય છે, અને એવો એક બોધ, તારુણ્યમાં પ્રવેશતી આજની 'અભિનવ' કન્યાને બહુ ઉચિતરીતે આ ઉપરની કૃતિમાં એમણે આપ્યો છે: ખીલેલી કળી જે હવે વાન-રૂપ રમ આદિ પ્રકાશે છે તેને જાત પર કાબૂ રાખવા, અને આપણી કુલિન આર્ય પરંપરાની યાદ આપી વિલાસથી બચવા તે ઉપદેશે છે, અનંગનો અર્થ કામ-વશતા નહિ પણ શિવે પવિત્ર કરેલું જોબન-નિશાન એવા મોંઘા સૂત્રો તે બોધે છે, અને અહ્યા અલીના સાંકડા વાડા તથા અન્યાય ત્યજવાનું કહી ઉપરાંત શીખ દે છે કે સ્ત્રી, એ માત્ર મદ ગમ્તીભરેલી નરી માદી થવા નહિ પણ ગૃહિણી અને માતા થવા સરજાઇ છે.

ભાષા અને રચનાની એમને માટે કહેવતી રૂપ થઈ પડેલી કઠોરતા એમના ઘણાં ડાહ્યા ભાવવાળા કાવ્યોનો આસ્વાદ લેવામાં ભલભલાને અંતરાયરૂપ થઇ પડે છે, તો 'કુમાર'ના વાચકોનું તો શું ગજું ? આથી જ એમણે સાથે ટિપ્પણ આપ્યું છે, ને અમે અહીં માર્ગ-દર્શક થવા પ્રયત્ન કર્યો છે. રૂક્ષ જણાતા એમના શબ્દપ્રયોગો પાછળ બલ અને ઓજ રહેલા હોય છે, છતાં અમુક જ ધારીને કારણે એમની મોટી કૃતિઓ દુર્બોધ બની જતી લાગે છે ઓજ બલ અને ઓજવાળા પણ પ્રસાદગુણયુક્ત કાવ્યો તેઓ ન આપે ? અમે નથી માનતા કે કાવ્યમાં પ્રસાદ લાવવાનું તેમનામાં સામર્થ્ય નથી એની સાક્ષી પૂરતા એમના અનેક કાવ્યો આજે ઊભા છે, જેમાંના કેટલાક તો ગુજરાતી સાહિત્યમાં ચિરકાળ રહી રહેશે પણ કવિને (ને તેય વડિલને) એ વિષે વધુ કહેવાનું અમારી મર્યાદા બહાર ગણીએ છીએ.



સરદાર વલ્લભભાઇ કુમાર વયે

બ્લૉક 'હિન્દુસ્તાન' દૈનિકના સૌજન્યથી

સરદાર વલ્લભભાઇના જીવન અને ચારિત્ર્યને સમજવા માટે એક માર્ગદર્શક વાર્તાલાપ મહાદેવભાઈની ડાયરીમા આવે છે તા ૨૫ ૨ ૩૨ના રોજ ગાધીજીએ સરદારને પૂછ્યુ સ્વરાજ્યમા તમને શેનુ દફતર આપશુ? જવાબ સ્વરાજ્યમા હુ લાંરા ચીપિયા ને તુબડી

ગમ્મતમા બોલાએલા આ શબ્દોની પાછળ સરદારના જીવનના આદર્શનુ પ્રતીક રહેલુ છે એમનો આદર્શ શિવ સમ થવાનો લાગે છે

शिल्पिक शिल्पिना श्रेष्ठ सर्वे शिल्प प्रवर्तक ।
भगनेत्राङ्कुशधर पूष्णो दतविनाशन ॥

આ છે શિવનુ સત્ય સ્વરૂપ શિવ એક શ્રેષ્ઠ શિલ્પકાર છે સર્જક છે અને સાથેસાથે ત્વરિત અને દાત ભાગનાર ભયકર સ્વરૂપ—સહારક પણ છે પણ શિવનુ એ ખડન રૂપ પ્રથમ નથી, મડન રૂપ પ્રથમ છે અને શ્રેષ્ઠ પણ મડન રૂપ જ છે સરદારના જીવનમા આ બન્ને રૂપો આપણને જોવા મળે છે આપણે તે તપાસીએ આપણા દેશની રાજકારી પ્રવૃત્તિમા સને ૧૯૧૬થી ગાધીજી સાથે સરદાર ઓતપ્રોત થયા તે પહેલા તેમણે ફોજદારી વકીલ તથા બૅરિસ્ટર તરીકે પ્રસિદ્ધિ મેળવેલી ગરીબ ખેડૂત કુટુબમા જન્મ આપબળ અને ઇચ્છાશક્તિ અન્યાય ને સત્તાનો સામનો તે માટે સઘળળ કેળવવાની શક્તિ એ એમના નાનપણના ગુણ એમના અભ્યાસનો કાળ તે શિક્ષકો ની સામે બડનો પણ સમય છે, એમની વકીલની કારકિર્દીનો કાળ અગ્રેજ ન્યાયાધીશોને નમાવવાનો સમય છે અને એમની રાજકીય કારકિર્દી અગ્રેજ સલ્તનતને નમાવવાનો સમય છે આમ એમનુ ખડનકાર્ય તો જગજાહેર છે પણ સાથોસાથ એમનુ મજબૂત મડન કાર્ય પણ થતુ જ આવ્યુ છે પણ એ લોકોની નજરે બહુ ચડ્યુ નથી સ્વાતત્ર્યપ્રાપ્તિ પછી એમણે દેશની પરિસ્થિતિને થાળે પાડવાનુ ને સગઠનનુ જે મહા કાર્ય કર્યું છે તે તો જગતના રાજકીય ઇતિહાસમા નોધપાત્ર ગણાય તેવુ છે એવુ જ મૂગુ ને મજબૂત અવિરત ને અશ્રાન્ત મડનકાર્ય એ જીવનભર કરતા આવ્યા છે એમની એ જીવન કથા એમના જ પોતાના તથા સ્વ૦ મહાદેવભાઈના શબ્દોમા (જે 'વીર વલ્લભભાઈ' પુસ્તકમા વર્ણવેલી છે તેમાથી સાર રૂપ) સાભળીએ

'મારા પિતાને મને ભણાવવાનો શોખ બહુ રોજ સવારના પહોરમા ખેતરે લઈ જાય ખેતરમા કામ કરવા નહિ પણ આવતાજતા રસ્તે પાડા બોલાવવા અને પલાખા ગોખાવવા ગુજરાતી સાત સુધી તો ભણ્યા પણ પછી શુ કરવુ? અમારી શાળાના માસ્તરને તો બધાને સીનિયર માસ્તર બનાવવા ની ભારે હોશ હતી મારી પણ એ જ દશા થાત પણ એવામા ગામડામા અગ્રેજી શાળા નીકળી આપણે તુરત તેમા જોડાયા ત્રણ ચોપડી ત્યા ભણ્યા ચોથી અને પાચમી પેટલાદમા અને પછી મૅટ્રિક થતા સુધીમા નડિયાદ અને વડોદરા આમ બે સ્કૂલો બદલેલી '

વડોદરાની કારકિર્દી વધારે નોધવા લાયક છે નડિયાદથી વડોદરા જવાનુ મુખ્ય કારણ ત્યા અગ્રેજી વધારે સારુ શીખવાય છે એમ સાભળેલુ એ હતુ પણ ત્યા સસ્કૃતમા બહુ રસ ન પડતો હોવાને લીધે વડોદરામા મૅટ્રિકમા આવતા સસ્કૃત છોડી ગુજરાતી લીધેલુ ગુજરાતી શીખવનારા તે વેળા શ્રેય સાધક અધિકારી વર્ગના પ્રસિદ્ધ છોટાલાલ માસ્તર હતા પણ સસ્કૃત છોડીને ગુજરાતી શીખવા આવનાર તરફ રહેજે તેમને અણગમો હશે જે દિવસે વલ્લભભાઈ તેમના વર્ગમા જોડાયા તે દિવસે છોટાલાલ માસ્તર તેમને કહે આવો મહાપુરુષ! ક્યાથી આવ્યા? સસ્કૃત છોડીને ગુજરાતી લો છો પણ સસ્કૃત વિના ગુજરાતી આવડે જ નહિ એ ખબર છે? એમ કહીને સસ્કૃત અભ્યાસના ઘણા લાભો ગણાવ્યા એટલે વિદ્યાર્થી વલ્લભભાઈ ધીમે રહીને બોલ્યા પણ સાહેબ અમે બધા સસ્કૃતમા જ રહેત તો આપ પછી શીખવત કોને? શિક્ષક ખીજાયા પાછલા બાક ઉપર ઊભા રહેવાની સજા થઈ તે સજા તો સુખે ભોગવી, પણ એ ઉપરાત સજા થઈ તે ભોગવવાની ના પાડી શિક્ષકે હુકમ કર્યો 'મહાપુરુષ જાઓ એકડાથી દશ એમ સુધીનો પાડો લખી લાવજો' એક દિવસ થયો બે દિવસ થયા પણ શેના લખી લાવે? માસ્તર સાહેબ રોજ ચીડાતા જાય અને રોજ શિક્ષા વધારતા જાય જાઓ હવે બે વાર લખી લાવજો 'હવે ચાર વાર' હવે આઠ વાર, એમ બસે પાના લખવાનો હુકમ થયો ત્યા સુધી મહાપુરુષ ના ઉપર અસર ન થઈ એક દિવસ છોટાલાલ માસ્તરે પૂછ્યુ કેમ લાવવા છે કે નહિ? કે બીજી શિક્ષાનો વિચાર કરુ? શિષ્યે જવાબ આપ્યો ૨૦૦ પાડા તો લાવ્યો હતો પણ તેમાથી ૨ મારકણા નીકળ્યા તે દરવાજા આગળથી નાસી ગયા એટલે કાઇ ન રહ્યુ પોતાના વિદ્યાર્થીનો આવો મરત વિનોદ સમજવા અને સહન કરવા માટે તો આ જમાનાના શિક્ષકો પણ તૈયાર ન થાય છોટાલાલ માસ્તરે તે ન સાખ્યો એટલે તેને વધુ ધમકી આપી બીજે દિવસે પાછુ પૂછવામા આવ્યુ બીજે દિવસે જરાય ખસિયાણા પડ્યા વિના વલ્લભભાઈએ વિનોદને આગળ વધાર્યો શિક્ષક આગળ જઈને કહ્યુ હા લખી લાવ્યો છુ એમ કહી એક કાગળ બતાવ્યો તેમા લખ્યુ હતુ બસે પાડા છોટાલાલ ર! એક કાગળ બતાવ્યો તેમા લખ્યુ હતુ બસે પાડા છોટાલાલ માસ્તરની અહિંસાનેય પચે કે તેમણે આ અપમાનનો સ્થૂલ પ્રહારથી જવાબ ન આપતા આ ન સુધરી શકે એવા નઠોર છોકરાને મુખ્ય શિક્ષક નરવણે પાસે મોકલ્યા વલ્લભભાઈ આ ધન્યવાદ ની સામે વાધો લે છે તેઓ કહે છે કોઈ પણ શિક્ષક મને મારતા ડર એવો હુ હતો આ મુખ્ય શિક્ષક ની આગળ વિદ્યાર્થીએ નિવેદન કર્યું આવી તે સજા હોતી હશે સાહેબ? કાઇ અમારા અભ્યાસમાથી લખાવતા હોય તો મને ફાયદો થાય આ પહેલી ચોપડીના એકના પાડાથી તો કોઇને ફાયદો ન થાય ઊલટા એ પાડા લખતો જોઇને મને કોઈ મૂરખ કહે' મુખ્ય શિક્ષકે વલ્લભભાઇને મુક્તિ આપી પણ પછી વલ્લભભાઈ તો બીજા એક શિક્ષકની સાથે ઝઘડો કરીને બે જ મહિ

નામાં ત્યાંથી નીકળ્યા, — બલ્કે તેમને કાઢી મૂકવામાં આવ્યા!

આવાં તોફાનમાં સાક્ષરી શિક્ષણ તો તેમને બહુ થોડું જ ગમ્યું હોય? નડિયાદમાં જઈને મૅટ્રિક થયા. અને મૅટ્રિક પાસ થયા પછી તેમને જવાબદારીનું ભાન આવ્યું. ત્યાર પછીનું તેમનું આયુષ્ય તો કોઈ પણ જણના ઉપર પુરુષાર્થી જીવનની છાપ પાડે છે.

આમ, માતપિતાના ઘડતર કરતાં બાળપણની મસ્તીમાં તેમણે કરી લીધેલું પોતાનું ઘડતર વધારે દેખાઈ આવે છે. છતાં માતાપિતાના ઉત્તમ જીવનના સંસ્કારો વલ્લભભાઈ ઉપર અસર પાડ્યા વિના નહિ રહ્યા હોય. કોઈ શિક્ષકને વિષે ભક્તિભાવથી તેમને વાત કરતા નથી સાંભળ્યા, પણ માતાપિતા પ્રત્યેનો તેમનો પ્રેમ ને ભક્તિભાવ તેઓ ઘણીવાર વ્યક્ત કરે છે. પિતાશ્રીનાં કેટલાંક સ્મરણોમાં એકનો-



સરદાર ૧૯૪૭માં (ટાઇમ ઈન્ટરનૅશનલ [illegible])

## દેશના સ્વાતંત્ર્યના લડવૈયા અને સંગઠનના ઘડવૈયા

# સરદાર વલ્લભભાઈ પટેલ

થવા જેવાં છે. નાનપણમાં તેમણે ૧૮૫૭ના બળવામાં ભાગ લીધેલો — ઝાંસીની રાણીના પ્રદેશમાં, અને બેત્રણ વર્ષ સુધી તેમનો ઘેર પત્તો જ નહોતો લાગ્યો! એક વાર મલ્હારરાવ હોળકરે તેમને કેદ કરેલા. કેદ કરી તેને પોતાની સામે બાંધી રાખી મલ્હારરાવ શેતરંજ રમતા હતા. શેતરંજમાં રાજા ખોટી ચાલ ચાલતા જાય ત્યાં ઝવેરભાઈ કહેતા જાય: 'રાજા ફલાણું મહોરું આગળ ચલાવો.' મલ્હારરાવ ચકિત થઈ ગયેલા અને કેદીને છોડીને મિત્ર કરેલા. ડોસા સ્વામીનારાયણના મહાભક્ત હતા. ૪૫ વર્ષની વય પછી તો ઘેર માત્ર એક વેળા જમી જતા; સૂવા-બેસવાનું સ્વામીનારાયણના મંદિરમાં જ રાખ્યું હતું. ૯૨ વર્ષ તેઓ જીવ્યા, પણ વડતાલની યાત્રા તો તેમની હમેશાં ચાલ્યા જ કરતી. વલ્લભભાઈ પણ વડતાલ અનેકવાર ગયેલા, ને ૧૭ વર્ષના થયા ત્યાં સુધી નિરાહારી એકાદશી વિનાનું એકે વર્ષ નહિ ગયું હશે.

ડોસાની શરીરસંપત્તિ તો એટલી બધી સારી હતી કે એક મૂઠી ચોખા અને બાજરી લગભગ આખરની અવસ્થા સુધી નિત્ય હાથા ચાવતા. માતુશ્રીની બહુ વાતો સાંભળી નથી, પણ તેમણે ૮૦ વર્ષની ઉમરે રેંટિયો હાથમાં લીધેલો, અને વલ્લભભાઈને ઘેર અમદાવાદ આવે ત્યારે આખો દિવસ રેંટિયો કાંતતા કે માળા ફેરવતાં.

મૅટ્રિક થયા પછી કૉલેજમાં જઈને સાક્ષરી કેળવણી લેવા જેટલા પૈસા ઘરમાં ન મળે, એ કેળવણીનો મોહ પણ ન મળે, અને એટલાં ચારપાંચ વર્ષ કૉલેજમાં મઝા કરવાની ધીરજ પણ ન મળે, એટલે 'ડિસ્ટ્રિક્ટ પ્લીડર'ની પરીક્ષા આપી પાસ થયા અને ગોધરામાં વકીલાત કરવા માંડી. બોરસદમાં તે વેળા વિઠ્ઠલભાઈ વકીલાત કરતા હતા. નડિયાદમાં મોટા મોટા વકીલોએ પોતાની સાથે રહીને વકીલાત કરવાને તેમને નોતરેલા, પણ વલ્લભભાઈએ કેવળ સ્વતંત્રતાની ખાતર ગોધરાનું નાનકડું ક્ષેત્ર પસંદ કર્યું. એમની નેમ તો પ્રથમથી જ બૅરિસ્ટર થવાને માટે વિલાયતમાં જવા અને રહેવા જેટલા પૈસા અહીં વકીલાત કરીને રળી લેવાની હતી. એટલે આમ, વકીલાત પણ વિલાયત જવાનું પોતાનું સ્વપ્નું ખરું કરવા ખાતર કરવા માંડેલી.

વકીલાત-કાળની એમની વાતો કરતાં એમના અનેક તોફાનો જ યાદ આવે છે. ફોજદારી વકીલ તરીકે જ તેમણે ભારે પ્રતિષ્ઠા મેળવી હતી અને આખા ખેડા જિલ્લામાં થોડાં જ વર્ષની વકીલાતમાં તેમણે હાક વગાડી હતી. કેવળ તેમનાથી ડરીને બોરસદના રેસિડેન્ટ મૅજિસ્ટ્રેટની કોર્ટ આણંદ લઈ જવામાં આવેલી. વલ્લભભાઈ આણંદ પહોંચ્યા, એટલે પાછી પેલી કોર્ટ બોરસદ આવી! ત્રાસ આપનારા પોલીસ અમલદારોને, અને વકીલોનું અપમાન કરનારા તથા તેમને ધમકાવનારા મૅજિસ્ટ્રેટોને વશ કર્યાના અનેક દાખલા એમની વકીલાતમાં મળે છે. એક હરબાન્ડ કરીને મૅજિસ્ટ્રેટની તો તુમાખીનો પાર નહિ. મોટા મોટા અમદાવાદના વકીલોનું પણ તે અપમાન કરતો અને તેની પાસે જતાં સૌ ડરતા. એક ખૂનનો કેસ (વલ્લભભાઈ પાસે ખૂન, ખોટા દસ્તાવેજ ને ધાડ પાડવા સિવાય બીજા કેસો આવે જ શેના?) એ મૅજિસ્ટ્રેટ પાસે ચલાવવાનું વલ્લભભાઈને થયેલું. સાક્ષીઓને શરમાવવા અને દબાવવા ખાતર એ મૅજિસ્ટ્રેટ દરેક સાક્ષીની સામે મોટો અરીસો મુકાવતો. આરોપી પટેલની સામે એણે અરીસો મુકાવ્યો. વલ્લભભાઈએ તુરત જ મૅજિસ્ટ્રેટને કહ્યું કે આ અરીસો સામે રાખીને આરોપીની જુબાની લેવાય છે એ વાતની નોંધ કરો. પેલો ગભરાયો. આવી રીતે તેને પકડનાર કોઈ વકીલ અગાઉ મળ્યો નહોતો. ખૂબ તકરાર ચાલી. વલ્લભભાઈએ કેસ બીજી કોર્ટમાં ચલાવવાની અરજી આપવાનું કહ્યું. આખરે પેલો મોળો પડ્યો ને સાક્ષીઓ લાવવાનું કહ્યું. વલ્લભભાઈ કહે એકે સાક્ષી અહીં રજૂ કરવા માગતો નથી, પણ આ બંધ પાકીટમાં મેં સાક્ષીઓનાં નામ લખ્યાં છે તે સાક્ષીઓ હું સેશન્સ કોર્ટમાં રજૂ કરીશ. અને એ પાકીટ સેશન્સમાં જ ફોડી શકાય તેવી માગણી કરી. મૅજિસ્ટ્રેટ વધારે ગભરાયો! પાકીટ ફોડ્યું. પાકીટમાં એ મૅજિસ્ટ્રેટને જ સાક્ષી તરીકે ટાંક્યો હતો, જે સ્ત્રીનું ખૂન થયું હતું તે જ સ્ત્રીને સાક્ષી તરીકે ટાંકી હતી. અને બીજી ચીજો પેલાને વિમાસણ અને ગભરાટમાં નાખે એવી હતી! મૅજિસ્ટ્રેટ પાણી જેવો પાતળો થઈ ગયો. વલ્લભભાઈની વકીલાતમાં કાયદાના અભ્યાસ કરતાં તેમનું ઊંડું વ્યવહારજ્ઞાન, માનવસ્વભાવની પરીક્ષા, કુદરતપાસની અને પુરાવાને છણવાની અજબ શક્તિએ વધારે ભાગ લીધો છે.



સરદાર વલ્લભભાઈ ઇંગ્લંડમાં બૅરિસ્ટરનો અભ્યાસ કરતા હતા ત્યારે. બ્લૉક: 'હિંદુસ્તાન' દૈનિકના સૌજન્યથી

વિલાયત જવાનાં સ્વપ્નાં તો વલ્લભભાઈએ બાળપણથી જોયાં હશે એમ લાગે છે. ૧૯૨૧માં આપેલા એક હૃદયસ્પર્શી ભાષણમાં તેમણે પોતાના જીવનના આ ભાગ ઉપર સરસ પ્રકાશ પાડ્યો હતો:

"હું તો સાધારણ કુટુંબનો હતો. મારા બાપ મંદિરમાં જ જિંદગી ગાળતા અને તેમાં જ પૂરી કરેલી. મારી ઇચ્છા પૂરી કરવા તેમની પાસે સાધન ન હતું. મને માલૂમ પડ્યું કે દસ પંદર હજાર રૂપિયા મળે તો વિલાયત જવાય. મને કોઈ એટલા રૂપિયા આપે એમ નહોતું તેથી વકીલાતનો અભ્યાસ કર્યો ને વકીલાતનો ધંધો કરી ખર્ચ જેટલી કમાણી કરી ત્યારે વિલાયત જવાનો નિશ્ચય કર્યો. પણ જે કંપનીની મારફત વિલાયત જવાની ગોઠવણ કરવા પત્રવ્યવહાર કર્યો, તેના મને જવાબો મળ્યા, તે જવાબો મારા ભાઈના હાથમાં આવ્યા (બન્ને ભાઈ અંગ્રેજીમાં વી. જે. પટેલ કહેવાય તેથી!) તે ઉપરથી ભાઈએ કહ્યું: 'હું તમારાથી મોટો; મને જવા દો. મારા આવ્યા પછી તમને જવાની તક મળશે, પણ તમારા આવ્યા પછી મારાથી નહિ જવાય.' તે વિલાયત ગયા. તેમના ગયા પછી મારે કુટુંબ-ક્લેશ વેઠવો પડ્યો. તે ત્રણ વર્ષે આવ્યા ત્યાર પછી હું ગયો."

સ્વાશ્રયથી જીવન-ઘડતરનું આ કાર્ય વિલાયતમાં એમણે ટોચે ચડાવ્યું. 'વિદ્યાર્થી દશામાં જેટલા તોફાની હતા તેટલા જ સ્થિર ને એકાગ્રતાવાળા તે વિલાયતમાં બન્યા. જ્યાં રહેતા ત્યાંથી મિડલ ટેમ્પલ (બૅરિસ્ટરના અભ્યાસનું સ્થળ) ૧૧ માઈલ છેટું હતું. દરરોજ સવારે ૧૧ માઈલ ચાલે. અને છેક સાંજે ટેમ્પલની લાયબ્રેરી બંધ



સરદાર વલ્લભભાઈ કરાંચી કૉંગ્રેસના પ્રમુખપદે બાજુમાં મહાત્માજી અને તેમની પાછળ પંડિત માલવીયજી છે પાછળ પંડિત જવાહરલાલ ઊભેલા છે વલ્લભભાઈ કરાંચી કૉંગ્રેસના પ્રમુખપદે ચુંટાયા ત્યારે સ્વ. સાક્ષર શ્રી નરસિંહરાવ દિવેટિયાએ ગીતાના છેલ્લા શ્લોકનું ચરણ પલટીને લખેલું યત્ર યોગેશ્વરો માધો વલ્લભશ્ચ ધુરંધર એ ઉક્તિનું આ ચિત્ર સ્મરણ કરાવે છે (ફોટો બળવન્ત ભટ્ટ)

.ાહસ એ જ એ પુરુષસિંહનું લક્ષણ આપણે બાળપણથી જોતા .ાવ્યા છીએ આ સાહસથી તેમનો જીવનપલટો શરૂ થયો .લ્લભભાઈના જ શબ્દમાં એ જીવનપલટો વર્ણવીએ

" '૧૯૧૬ સુધી તો ચાલુ રાજમરણથી હું કંટાળેલો હતો ગાંધી .જીની સાથે પણ મને સંબંધ નહોતો આશ્રમમાં બકરાંથી કાંકરા .ીણાવે છે ને દળાવે છે એટલું જ હું તેમને વિષે જાણતો પણ ગુજરાત .ભાનું પ્રમુખપદ લેવાનું તેમને કહેવામાં આવતા તેમણે જે શરતોએ .ે પ્રમુખપદ લીધું તેથી મારી ખાત્રી થઈ કે હવે કાંઈક સાચું કામ .વાનું છે હિંદ સ્વરાજને માટે કૉંગ્રેસ અને મુસ્લિમ લીગે કરેલી .ાગણીનો મુસદ્દો તેમણે દસ જ લીટીનો ઘડેલો પણ એ દસ લીટી .ા મને સેંકડો પાનાના લખાતા મેમોરિયલોના કરતા વધારે જોર .ાગ્યું અને ત્યારથી હું એમના વધારે સમાગમમાં આવતો ગયો'"

આ પછી ખેડાના ગામેગામે તે ગાંધીજી સાથે ફર્યા, અને ખેડાની .ડત પૂરી થયે ગાંધીજીએ જ્યારે પહેલા મહાયુદ્ધમાં સરકારને મદદ .રવા રંગરૂટ-ભરતીનું કામ ઉપાડ્યું અને ગાંધીજીની પોતાની સેના .ાડી થઈ ત્યારે પણ રંગરૂટોમાં પહેલી સહી વલ્લભભાઈની હતી !

પછી તો એકાદ વર્ષ વલ્લભભાઈએ વકીલાત કરી હશે ત્યાં આવ્યા .ોલેટ ઍક્ટ, અને સત્યાગ્રહ તથા અમદાવાદના તોફાન વલ્લભભાઈને

પછી જ્યારે ગાંધીજીએ ગુજરાતના રાજકારણમાં ભાગ લેવા માંડ્યો ત્યારે લૂખા રાજકારણથી કંટાળી જઈ તેના તરફ કાંઈ ટીખળી ફિલસૂફની જેમ હસતા વલ્લભભાઈને ખાતરી થઈ કે હવે સાચા સંગીન કાર્યને માટે માર્ગ ખુલ્લો થાય છે ગોધરામાં મળેલી ગુજરાતની પહેલી રાજકીય પરિષદમાં ગાંધીજી પ્રમુખ થયા અને તે વેળા આદરવામાં આવેલા રચનાત્મક કાર્યને અમલમાં મૂકવા માટે નીમાએલા મંડળના શ્રી વલ્લભભાઈ મંત્રી થયા તે પછી ખેડાની લડત માંડી એ લડત 'ગુજરાત સભા' મારફતે ચલાવવાનો વિચાર કરવા માટે વલ્લભભાઈના ભદ્રના ઘરમાં રોજ સભા થતી ઘણા દિવસની ચર્ચા પછી સર્વાનુમતે લડત લડવાનો ઠરાવ થયો 'મારી સાથે કોણ ખેડા આવવાને તૈયાર છે ?' એમ ગાંધીજીએ પૂછતાંની સાથે પહેલું નામ આપનાર વલ્લભભાઈ હતા તે વેળા વલ્લભભાઈનો બહાર જવાનો પોશાક કાળા સાહેબના જેવો હતો, પણ ગાંધીજી પાસે મૅનચેસ્ટર કેપ, ચાઈના સિલ્કનો હાફકોટ અને કૉલર પહેરીને તેઓ આવતા સામાન્ય રીતે તેઓ ઓછું જ બોલતા, એટલે તેમનું અંતર જોતા પણ ગાંધીજીને ઠીક સમય લાગેલો બસ ખેડામાં ઝંપલાવ્યું તે ઝંપલાવ્યું

બારણે તો મોટી પલટણ પડી હતી વલ્લભભાઈના ઘરમાં દીવાબત્તી થતા ગોરાઓને શંકાઓ જાય અને વારંવાર બત્તીના સિગ્નલ કેમ થાય છે તેનો વલ્લભભાઈ સામે પિસ્તોલ ધરીને ખુલાસો માગે પણ જેમ તોફાનમાં મગજ ઠેકાણે રાખીને તેઓ ઘૂમ્યા, તેમ જ તોફાન પછી પણ તેઓ એની જ શાંતિ જાળવીને ઘૂમ્યા આજે લોકોના કેસો લડ્યા એમાં પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ મિ. હિલીનો તો એમણે એટલો બધો વિશ્વાસ મેળવ્યો કે તે પછી દસે વર્ષે એ જ માણસે વલ્લભભાઈ વિના બારડોલીમાં શાંતિ ન જળવાય એવી સાક્ષી પૂરી છે !

આ પછી દેશવ્યાપી અસહકાર આવ્યો ત્યારે વલ્લભભાઈએ ગુજરાતના સાચા સૂબાનું સ્થાન પ્રાપ્ત કર્યું ગાંધીજી પકડાયા તેમને જેલ મળતાં વલ્લભભાઈએ ગાંધીજીનું સ્થાન લીધું ગુજરાત મહાવિદ્યાલય માટે બરમા સુધી પર્યટન કરી ૧૦ લાખ ભેગા કર્યા, ફેરનાફેરવાદી થયા, પક્ષાપક્ષીઓમાં અનેકના આગેવાન બન્યા પણ અસહકારના ધ્રુવતારા તરફની તેમની દૃષ્ટિ કદી ન ખસી

ખેડાની લડત દરમ્યાન શાંત અહિંસક લડત લેવાના પાઠ તેઓ શીખતા હતા ત્યારે ભાગ્યે જ કોઈને લાગ્યું હશે કે એવી જ લડાઈ થોડા જ સમયમાં વલ્લભભાઈ પોતે લેતા થશે પણ અજ્ઞાત રીતે તેમના પાઠ ચાલતા જ હતા ગમે તેટલા કકળાટમાં પણ ન ગભરાવ

એવી હિંમત તો એમની હતી જ, અપાર વ્યવહારજ્ઞાન વકીલાત માથી મળ્યુ હતુ, તેમા સત્ય અને અહિંસા વિષેની અચળ શ્રદ્ધા ભળી, અને એ ત્રણ હથિયારથી એઓ પોતાની લડાઇઓ લડ્યા છે

જમનાલાલજીના જેલ જવા પછી નાગપુરની ઝડા સત્યાગ્રહની લડતના નાયક તરીકે મહાસભાએ વલ્લભભાઇને નીમ્યા એ લડતમા જોડાયા પહેલા જ ગુજરાતથી તેમો સેંકડો સૈનિકો મોકલી ચૂકયા હતા તેમના ગયા પછી ગુજરાતના અનેક વીરો ત્યા ગયા ત્યાના ગવર્નરે આખી લડત ગેરકાયદે છે અને રાજ્ય ઊંધુ વાળવાને માટે છે એવુ ભાષણ આપેલુ પણ આ પછી તરત ગવર્નરને વલ્લભભાઇને બોલાવવા પડ્યા એકાદ બે અઠવાડિયામા તો લોકોનો હક સ્વીકારાયો, અને હજાર ઉપરાંત કેદીઓને મુક્ત કરાવી વલ્લભભાઈ વિજય વજ ફરકાવતા ઘેર આવ્યા

આ પછી બોરસદની લડાઇ આવી બોરસદની પ્રજા ઉપર બહારવટિયાઓને આશ્રય આપવાનુ, બહારવટિયાઓને પકડવામા મદદ ન કરવાનુ આળ ચઢાવી, વધારાની પોલીસ મૂકી, તેના ખર્ચ માટે ૨,૪૦,૦૮૦નો દડ નાખવામા આવ્યો હતો આમાનો એકે આરોપ સાચો નથી એમ કહી વલ્લભભાઇએ સરકાર ઉપર ગભીરમા ગભીર આરોપો મૂકયા આ આક્ષેપો તેમણે દિવસ ને રાત એક મહિના સુધી ગામડે ગામડે ભાષણો કરીને મૂક્યા સરકારી રીપોર્ટરોએ આખમા તેલ આજીને એમના શબ્દે શબ્દના રીપોર્ટ કર્યા વલ્લભભાઈ આજે પકડાશે, કાલે પકડાશે, એમ સૌ માનતુ હતુ, ત્યા તો સવા મહિનાની અદર, સરકારે પોતાના 'હોમ મિનિસ્ટર'(ગૃહ સચિવ)ને તપાસને માટે મોકલ્યા અને દડ માફ કર્યો એ લડતની અસર એટલી બધી સરસ થઈ કે આણદ તાલુકાના કેટલાક ગામો ઉપર નાખેલો એવો જ કર સરકારે કેવળ એક અરજી ઉપરથી જ રદ કર્યો

ગાધીજી છૂટ્યા પછી લડતો કરવાનુ વલ્લભભાઇને રહ્યુ નહિ, એટલે તેઓ પોતાને મનગમતા રચનાત્મક કાર્યમા પડ્યા એ કાર્ય તે શહેરસુધરાઈ અમદાવાદ મ્યુનિસિપાલિટીમાના પોતાના એ કાર્યને વર્ણવતા તે કહે છે કે, 'પાચ વર્ષ લગી અમદાવાદમા ગટર પાણીમા પડેલો હતો ' એ શબ્દોમા તેમની એ કાર્ય વિષેની મમતા અને અભિમાન આવી જાય છે પણ તેમના રચનાત્મક કાર્યનો ઉત્તમ નમૂનો તો તેમનુ પ્રલયનિવારણનુ કાર્ય જ્યારે સરકાર માથે હાથ દઈને બેઠી હતી, ત્યારે વલ્લભભાઈએ મોકલેલા સ્વયસેવકો પ્રલયવાળા ભાગોમા પહોચી વળ્યા હતા તેમની દેખરેખ નીચે એ કાર્ય થયુ તેની વ્યવસ્થા, કરકસર ને કાર્યદક્ષતા જોઈને સરકાર પણ હેરત પામી વલ્લભભાઇએ દુકાળ ફડમાથી માગેલા કોડ રૂપિયા પણ સરકારને કાઢવા પડ્યા એ પણ એક લડત હતી એ કરોડની માગણી સ્વીકારતા જ સરકારે વલ્લભભાઈની સત્તા અને અને શક્તિનુ પૂરુ પારખુ કર્યું હતુ અને સરકારના અર્થસચિવે ગાધીજીની ગાદી વલ્લભભાઇએ સાચવી એમ જગતની આગળ કબૂલ કર્યું હતુ તે પછી બારડોલીની લડતથી તો સરકારનુ રાજ્ય બારડોલીમા ગયુ હોય અને વલ્લભભાઈનું રાજ્ય થયુ હોય એમ જ લાગ્યુ એ લડતે તેમને ગુજરાતના સરદાર બનાવ્યા અને એ બિરુદ તેમણે એવુ સાર્થ કરી બતાવ્યુ કે દેશ આખાએ તે સ્વીકાર્યું અને તે સર્વના સરદાર બન્યા

નાગપુરમા તો વલ્લભભાઇએ તબૂમા બેસી, લડતના વ્યૂહો ઘડીને [illegible]ઈ સરદાર લડત જીતે તેમ જીતી બાગ્રે જ એકે ભાષણ તેમને [illegible]રવુ પડ્યુ હશે બોરસદની લડત એટલી ટૂકી હતી કે વલ્લભભાઈના [illegible]ાષણના ભણકારા પણ ગુજરાતમા પહોચ્યા નહોતા ત્યા તો વિજય [illegible]ળ્યો પણ બારડોલીએ જ વલ્લભભાઇના આત્મા અને વાણીનો



સરદાર શક્તિના શિખરે

ગુજરાતને પરિચય કરાવ્યો જેમણે તેમને પ્રત્યક્ષ બોલતા જેયા છે તેમણે તેમની આખમા અલૌકિક તેજ ભાળ્યુ છે વૈખરીનો શોખ તેમને કદી હતો નહિ, એટલે કદી તેમણે અગાઉથી વિચારી રાખેલા ભાષણ કર્યા નથી અને એટલે જ તેમની વાણીમા અજબ સ્વાભાવિકતા લાગે એ ભાષણોમા રહેલી વીરતા અને શૂરતા તો ગુજરાતના ખેડૂતોને વર્ષોના વર્ષો સુધી ચેતન આપતી રહેશે બારડોલી પછીનુ એમનુ જીવન એટલુ જગજાહેર છે કે તેની વિગતોના ઉલ્લેખની જરૂર નથી

સરદાર અને ગાધીજીનુ મિલન એક રાજદ્વારી કોયડો છે એક બીજાની કયી શક્તિઓએ એકબીજા તરફ આકર્ષણ કર્યું હશે? એક સ્થળે એમણે પોતે એ સમજાવતા કહ્યુ છે કે 'મને ઘણા ગાધીજીનો આધળો ભક્ત કહે છે પણ હુ તો સામાન્ય બુદ્ધિનો દાવો કરનારો છુ મારામા સમજશક્તિ પડેલી છે મેં જગત પણ ઠીકઠીક જેયુ છે, એટલે સમજ્યા વગર વિના એક હાથની પોતડી પહેરીને ફરનારની પાછળ ગાડો થઇને ફરુ એવો હુ નથી મારી પાસે ઘણાને ઠગીને ધનવાન થાઉં એવો ધધો હતો, પણ તે છોડયો, કારણ એ માણસ પાસે હું શીખ્યો કે લોકોનુ કલ્યાણ એ ધધો કરીને ન થાય 'ગાધીજીના તત્ત્વજ્ઞાન, અને સરદારની વ્યવહારિકતા બન્ને એકબીજાના પૂરક છે એક સાત્ત્વિક છે તો બીજા રાજસી ગાધીજી પ્રત્યે એમની ભક્તિ કેટલી અનન્ય હતી અને આવા લોખડી માણસનું હૃદય કેવુ ઋજુ હતુ તેના ઘણા પ્રસગો મહાદેવભાઈની ડાયરીમા મળે છે એક સ્થળે મહાદેવભાઈ લખે છે "જે પ્રેમથી બાપુને માટે એ ફળ સમારે છે, ને દાતણ કચરવાનુ ભૂલી ગયા હોય તો, યાદ આવતા દાતણ લેવા દોડે છે, એ બધુ એમની અપાર ભક્તિ સૂચવે છે અને એ ભક્તિ શીખવાને માટે પણ એમના પગ આગળ બેસવાને પ્રેરે છે" પણ એ જ ભક્તિના અધિકારથી તેઓ ગાધીજીને ઠપકો પણ આપી શકે છે જુઓ, એ જ ડાયરીનો (અનુસધાન આગળ પૃ ૩૪૭મે)



મારી પાછળ કાલાવાલા ને લવારો કરતો દોડયા કર્યો

# રામસ્વામીનું રત્ન

વિશ્વમા કેટલીક એવી વિચિત્ર ઘટનાઓ બને છે, જેનો ઉકેલ કોઇકને ભલે સહજ લાગે, છતા તેનો પાર પામી શકાય નહિ એવી એક અદ્‌ભુત કથાનુ અહીં બ્રિટિશ વ્યાપારી કાફલાના એક જહાજના ભૂતપૂર્વ રેડિયો-અફસર શ્રી ટી ડબ્લ્યૂ ક્રેમર આલેખન કરે છે

★

અનુવાદક

**સીતારામ જે શર્મા**

ભરદરિયાની નોકરીની પહેલી સફરે હું ગયો એ વાતને આજ પચીસ વરસના વહાણા વાઇ ગયા છે ત્યાર પછીની જુવાની અને તેનું ઉછળતુ જોમ એટને કોઈ પણ પ્રકારની અલૌકિક કે ગહન તત્ત્વોની અદ્‌ભુત વાતો વિષે મારા દિલમાં ઊંડી અનાસ્થા જ હતી એ વખતે મને રામસ્વામી નામના એક ઠીંગણા હિંદી ઝવેરીનો પરિચય થયો અને અમે મિત્રો બન્યા કુદરતનુ કરવુ કે આ જ રામસ્વામી ગહન તત્ત્વ તરફના મારા એ ઉપહાસને ભયમા ફેરવી નાખવામા કારણભૂત બન્યો, અને મને ખાતરી કરાવી આપી કે જગતમા કશુક એવુ એક તત્ત્વ છે જેનો પાર માનવી પામી શકતો નથી, તે ગૂઢ છે અગમ્ય છે, અગોચર છે

એ રામસ્વામી સાથે પચીસ વર્ષ પૂર્વે મારો જે આખરી મેળાપ થએલો તે પ્રસગનુ અત્યારે સ્મરણ કરતા લાગે છે કે તે વખતે અગમ્ય તાગેથી એ વસ્તુનુ કાઇક તર્કશુદ્ધ સ્પષ્ટીકરણ ભલે કરી શકાય, પણ છતા યે એટલુ તો નક્કી કે એ વખતે હુ કેવળ અજાણમા સામાન્ય કાળા માથાના માનવીની સમજ બહારના એક એવા પ્રદેશમા ગબડી પડેલો કે આજે પણ રખેને એ રામસ્વામીનો કે એના પડછાયાનો યે ફરી ભેટો થઈ જાય, એવા ભયમાંથી હુ છૂટી શકતો નથી

રામસ્વામી સાથેની મારી પહેલી મુલાકાત તો સાવ સામાન્ય હતી એલરમેન—વિલ્સન કપનીના જહાજ 'ઍથેલો' ઉપર મારી નોકરી હતી ત્યારે રામસ્વામી એના ધધા અગે જેમ બીજા જહાજોમા જતો તેમ તેમા આવી ચડ્યા હતો મુબઇ બદરે દુનિયાના સાતે સમુદ્રના જહાજો આવી નાગરતા તેના ખલાસીઓને કિસમકિસમની કલા કારીગરીની અને નવાઇની વસ્તુઓ તથા મોઘુસોઘુ ઝવેરાત વેચવાનો એનો ધધો હતો મુબઈના બારામાં આવીને લગર નાખતા દેશદેશાવરોના એ અગણિત જહાજોમા કોઇક જ એવુ હશે કે જેના કામગારો, ઉજળા બરફ જેવા કપડાવાળા ને કાળા ચળકતા વાળવાળા ઠીંગણા રામસ્વામીને ન ઓળખતા હોય

સવારના સાડા દસનો શુમાર હતો હુ વિરામાસનમા લાબો થઈને જાસૂસી નવલકથા વાચતો હતો જહાજોમાં માલની ચડઊતર કરતા ઊંટડાયન્ત્રોના અવાજો ને માલ ગોઠવતા મજૂરોની વાતો તથા પગલાના કોલાહલથી બહારનુ વાતાવરણ ગાજતુ હતુ નિરભ્ર આકાશમા તપતો મુબઇનો ઉનાળાનો સૂરજ, પોલાદી તુતકને તેની સીડીના પગથિયા તથા ઠેકઠીઆને, ને જે તેની ક્રૂર ઝડપમા આવ્યુ તે સહુને દઝાડી દે એવા ધીકતી રહ્યો હતો બારામા ઊડતી ધૂળમા અસખ્ય ઝીણી જીવાત ને પ્રખર તાપમા રજકણો સાથે બળીને ઉડતી હતી

એવે મારી કૅબિનના બારણે ધીમા ટકોરા પડયા, અને મેં અદર આવવાનુ કહેતા બેઠી દડીનો એક હિંદીવાન અદર આવ્યો એના હાથમા કપડામાં વીંટાળેલી કેટલીક વસ્તુઓનાં પડીકા હતા કૅબિનમા પ્રવેશી તે જરા થોભ્યો અને મારી સામે જોઇ સસ્મિત બોલ્યો 'ગુડ મૉર્નિંગ સર, આપને મારો માલ જરા બતાવુ ?'

અને હું કાઇ બોલુ તે પહેલા તો તેણે પોટકુ છોડીને અદરનો માલ મારી સમક્ષ ગોઠવવા માડયો પથ્થરના વાદરા, અબનૂસના હાથી તાબા પિત્તળની હિંદવી કારીગરીની ચીજો અને બીજી અનેક વસ્તુઓ તેમા હતી આજે તો હુ એ બધીને ભગાર જેવી ગણુ પણ ત્યારે તો હુ નવોસવો હિંદ આવેલો, તેથી ત્યાની કલાકારીગરીની વસ્તુઓમા મને રસ હતો એટલે મેં થોડી ખરીદી કરી, થોડીક રકઝક કરીને કિંમત ઠરાવી અને પછી તો જહાજો અને બીજી બાબતોની વાતોમા અમે તણાયા થોડી વારે ઝવેરી પોતાનો સરસામાન સમેટી લઈ, [illegible]

એના વ્યક્તિત્વથી હુ આકર્ષાયો હતો કશા ભપકા વિનાનો પણ ગૌરવયુક્ત, સીધે સીધી વાત કરનારો, જરા જેટલી યે ખુશામદ નહિ કે માલ ખરીદાવવા કાજે સહેજ પણ વધારે પડતો આગ્રહ નહિ આવા એના વિવેકભર્યા છતા સ્વતત્ર મિજાજથી જ હુ એની તરફ આકર્ષાયો હતો ગમે તે કારણ હોય, પણ ત્યારથી મારા દિલમા રામસ્વામી માટે 'સારા માણસ' તરીકેની છાપ પડી

બરાબર સાત દિવસ પછી તે જ વારે, એણે ફરીથી મારે બારણે ટકોરા માર્યા અને અદર આવ્યો એ જ કાળજીપૂર્વક ઓળેલા ચમકદાર વાળ જરા પણ ડાઘ વિનાના ઊજળા દૂધ જેવા કપડા, બગલમા માલનુ પોટકુ અને આખમા એ જ તેજનો ચમકારો

'ગુડ મૉર્નિંગ સાહેબ,' કહીને એણે મારુ અભિવાદન કર્યું 'સર'ને બદલે એ હિંદી 'સાહેબ' શબ્દ મારી પ્રશસામા એણે વાપર્યો હતો, અને મને એ ગમ્યો પણ ખરો (અનુ પૃ ૩૪૪મે)

# પારીસ મેં જ્યારે છેલ્લું જોયું

લેખક ડૉ. કૃષ્ણલાલ શ્રીધરાણી



જેઓ અમેરિકામા લૉર્ડ હાલીફાક્સ સાથે વાત કરતા આ બાજુના ફોટોગ્રાફમા જણાય છે

પારીસનુ મેં છેલ્લુ દર્શન કર્યું પાનખરમા ત્યારે 'ગ્રાન્દ બુલેવાર્દ', એની આસપાસની શેરીઓ 'સીન' અને 'બ્વા દ બુલોન્ય' પાસેના તરુવરોએ લાલ પીળા અને ગુલાબી રગનો શણગાર ધર્યો હતો પારીસની પાનખરમા પ્રકૃતિ એની અપૂર્વ રગ લીલા રચી રહે છે —ઉત્તર અમેરિકા અને કાશ્મીરમા રચે છે તેમ પારીસમાં રગોની વસત પાનખરમા વિલસી રહે છે

પારીસને મેં સદાય જગતનુ સુન્દરતમ નગર માન્યુ છે અને પારીસના મારા છેલ્લા દર્શને એ માન્યતા વધુ દૃઢ બની છે વિશાળ 'બુલેવાર્દ' (રાજમાર્ગો) રગબેરગી ઉપવનો અને અવિરામ ફુવારા ની જલધારાઓ,—આવા આખને આજી દેનાર સ્થળોથી પારીસ ભર્યુંભર્યું છે એની રચના માનવીને બહિર્જગતની મુક્તિનો પરિચય કરાવે છે આકાશને આવરી લેતા સીધા સોટા જેવા સીમેન્ટ લોખડના તોતિંગ મકાનોની પાસે ન્યૂ યૉર્કમા માનવી વામણો લાગે છે, જ્યારે પારીસના આકાશને આવુ કોઈ જ આવરણ નથી પરિણામે પારીસ એ મુક્ત વિહારનુ સ્થળ બન્યુ છે ન્યૂ યૉર્કમા ચાલવુ એટલુ આનન્દ જનક નથી લાગતુ —અવિશ્રાત માનવસમુદાય અને એકસરખા મકાનોને કારણે લડનમા ચાલવુ એટલુ આનન્દજનક નથી લાગતુ —એની કા તો ધુમ્મસની ધૂધળી નહિ તો વર્ષાની ઝરમરને કારણે ન્યૂ દિલ્હીમા ચાલવુ એટલુ આનન્દજનક નથી લાગતુ,—એની ધૂળની ડમરીઓ અને રસ્તે રખડતા આખલાઓના અતરાયને કારણે ત્યારે પારીસમા ચાલવુ અત્યત આનન્દજનક લાગે છે,—આવી અગવડોને બદલે જાતભાતના દર્શનોના દર્શન દેવાની અને મોકળાશમા મ્હાલવા દેવાની એની ઉદારતાને કારણે

નગરવાસીઓ લેખે પારીસના લોકો અનન્ય છે પૂરા વ્યક્તિવાદી છે એથી પારીસનો માનવમેળો અનેકરગી લાગે છે પુરુષોનો પહેર વેશ ન્યૂ યૉર્ક અને લડનની જેમ નિશ્ચિત નથી જ્યારે સુન્દરીઓની સજાવટ તો માત્ર ચટકરગી જ નહિ પણ કલ્પનારગી પણ હોય છે ચીંથરા જેવા વસ્ત્રો અને વિખરાએલા વાળવાળો પુરુષ અહીં 'ફ્રાન્સ બ્લ હૉટેલ્સ'મા પણ અતડો નથી લાગતો, પણ ઉલટાનો કવિ કે કળાકાર જેવો લાગી રહે છે નગરની વચ્ચોવચ્ચ પણ આમ દરરોજ નજરે ચડે છે પાસેથી 'બસ' અને મોટરગાડીઓનો પ્રવાહ સતત વહી રહ્યો હોય ત્યારે પણ સીન ને કાઠે લોકો ક્યારે માછલુ પકડાય છે એની રાહ જોતા ઊભેલા જોવા મળે છે

ફ્રેન્ચ સસ્કૃતિ પ્રાચીન આર્ય સસ્કૃતિ અને નવોદિત અમરિકી સસ્કૃતિનુ અનેક રીતે મિલનસ્થાન છે અમરિકી જીવન વેગીલુ છે,—લોકો એક દિવસમા બે દિવસનુ જીવન જીવી કાઢે છે જ્યારે આર્ય જીવન ધીમુ છે —લોકો એક દિવસનુ કાર્ય કરવાને બે દિવસ બગાડે છે પણ પારીસનુ જીવન સમતોલ છે લોકો એક દિવસ બરોબર એક દિવસ જેટલુ જ જીવે છે જરીય વત્તુઓછું નહિ લોકો અધરા કે આળસુ નહિ પણ આરામપ્રિય છે એટલે કે તેઓ કેમ જીવવુ એ જાણે છે જીવનની નજીવી ને નાનીનાની વાતો પણ તેઓ માણે છે, અને મહત્ત્વની સૌ વસ્તુઓ માટે એમની પાસે પૂરતો સમય હોય છે

બીજી રીતે પણ પારીસ ન્યૂ યૉર્ક અને ન્યૂ દિલ્હીથી અર્ધે રસ્તે રહેલુ છે અમરિકી સસ્કૃતિ અતર્મુખ છે ત્યા કુદરત એટલી તો ક્રૂર છે કે સારો યે સમય ચાર દીવાલોના આશ્રયમા રહેવુ પડે છે તમે બહાર જાઓ તે પણ એકમાથી બીજા મકાનમા જવા માટે જ આર્ય સસ્કૃતિ બહિર્મુખ છે,—એટલે તો કે આપણા મકાનો પણ અરધા ઉઘાડા અને બારીબારણા, પહોળી પરસાળ અને ખુલ્લી અગાસી વાળા હોય છે જ્યારે પારીસ અર્ધુ અતર્મુખ ને અર્ધું બહિર્મુખ છે

પારીસના જગતનુ સૌથી આહ્લાદક અગ એના રાજમાર્ગોની ધારપરના 'કાફે' છે ત્યા તમે અસખ્ય માનવીઓની આવનજાવનની વચ્ચે કલાકોના કલાકો લગી નિરાતે 'કૉફી' પીતા કે 'કૉગ્નાક' દારૂ આસ્વાદતા બેસી રહી શકો તમે ઓછુ ખરચીને વધુ સમયની મોજ માણો છો એવુ માનીને કોઇ વેઇટર તમને કશું ય સૂચન નહિ કરે, પણ ઉલટાનો તમને નવલકથાકાર માનીને કદાચને કોઈ અણધારી ક્ષણે તમને પ્રેરણા થઈ આવે તો એકાદ પ્રકરણ લખી નાખી શકો એ માટે કલમ અને કાગળ તમારી આગળ ધરશે ઘણીવાર કવિઓ અને કલાકારો આ 'કાફે'મા એમની કૃતિઓ રચે છે 'મોન્ત પારનાસ'-મા 'દોમ' ને 'કુપોલ' જેવા કાફે છે, જ્યા કલાકારો, લેખકો અને ફિલસૂફો મહેફિલ જમાવીને પડ્યા જ રહે છે

પારીસ જ એક માત્ર એવુ નગર છે જ્યા ગરીબો પણ ગૌરવથી રહી શકે છે મોઘુ ને છતા ય ખાવાપીવાનું જ્યા સારુ હોય એટલુ

# પ્રા     સંકેત-લિપિઓ

લેખક
કનકસિંહ ગોવિંદસિંહ ચુડાસમા

પ્રાચીનકાળમાં ગુપ્ત સંદેશા મોકલવા માટેના ત્રણ પ્રકારો ('કરપલ્લવી', 'ધ્વજ સંદેશ' ને 'દુંદુભિ સંદેશ') પૈકી ગયા અંકમાં આપણે 'કર પલ્લવી'નો પરિચય કર્યો હવે ધ્વજ સંદેશ લઈએ. તેની યોજના ત્વરિત યાદ રાખવા માટે નીચે મુજબ શ્લોક છે

કર્ણ, ચક્ર, ટકાર, તરુ, વળી પાયા ને વ્યોમે, શિરસ્ત્રાણ
અવકાશ અગર કમરેકકાર, એક, શૂન્ય સંખ્યા પરિમાણ



'ક—ખ—ગ—ઘ—ઙ' એ ક વર્ગ માટેની સંજ્ઞા 'કર્ણ',—એમાં ડાબા હાથના ધ્વજથી ડાબો કાન દર્શાવવો



'ચ—છ—જ—ઝ—ઞ' એ ચ વર્ગ માટેની સંજ્ઞા 'ચક્ર',—એમાં ડાબા હાથને કોણીમાંથી વાળી ધ્વજને ઊંચે રાખી હવામાં ચક્ર દોરવું



'ટ—ઠ—ડ—ઢ—ણ' એ ટ વર્ગ માટેની સંજ્ઞા 'ટકાર',—એમાં ડાબા હાથને કોણીમાંથી વાળી ધ્વજ વડે ટકોરા મારતા હોઈએ એવી નિશાની કરવી



'ત—થ—દ—ધ—ન' એ ત વર્ગ માટેની સંજ્ઞા 'તરુ',—એમાં ડાબા હાથે ધ્વજને ખભાની સીધી લીટીએ રાખી ઝાડની ડાળ જેમ સ્થિર રાખવો.



'પ—ફ—બ—ભ—મ' એ પ વર્ગ માટેની સંજ્ઞા 'પાયા' (પગ),—એમાં ડાબો હાથ નીચો રાખી ધ્વજને ડાબા પગે અથડાવવો



'ય—ર—લ—વ—ળ' એ ય વર્ગ માટેની સંજ્ઞા 'વ્યોમ';— એમાં ડાબો હાથ ઊંચો સ્થિર રાખી ધ્વજથી વ્યોમ—આકાશ દર્શાવવું



'શ—ષ—સ—હ—ળ' એ શ વર્ગ માટેની સંજ્ઞા 'શિરસ્ત્રાણ',—એમાં ડાબે હાથે ધ્વજને માથાના શિરસ્ત્રાણ પાઘડી અથવા ટોપ ઉપર મૂકતા હોઈએ એમ દર્શાવવું



'અ—ઇ—ઓ—ઉ—એ' એ સ્વર વર્ગ માટેની સંજ્ઞા 'અવકાશ',—એમાં ધ્વજને હવામાં ઊંચો કરીને, પછી 'વ્યોમ'ની સંજ્ઞા જેમ તેને સ્થિર ન રાખતાં વર્તુળમાં ફેરવવો

આમાં પણ કર પલ્લવીની માફક લિપિના અક્ષરોના સમૂહ ક, ચ, ટ, ત, પ, ય, શ, અ, પ્રમાણે તે તે વર્ગોના અક્ષરોના આઠ વિભાગ, તથા કાના, માત્રા અને સંખ્યા માટેના બીજા ત્રણ વિભાગ, એમ અગિયાર વિભાગના ૧૧ સંકેતો યોજેલા છે અને પ્રત્યેક વર્ગના ક્રમાનુસાર અક્ષરો માટે જમણા હાથના સંકેતો છે તેના ચિત્રો સાથે આ નીચે તે દરેકની વિગત સમજાવી છે.



'ા—ૅ—ૈ—ં—ઃ' કાનો, માત્રા, બેમાત્રા, અનુસ્વાર, વિસર્ગ વગેરે વ્યંજનોને લગાડવા માટેનાં ચિહ્નોની સંજ્ઞા 'કમરે કકાર',—એમાં ડાબા હાથના ધ્વજને કમર પર જમણી તરફ સ્થિર રાખવો.



'૧—૨—૩—૪—૫' એ ૧ થી ૫ સુધીની સંખ્યાના વર્ગ માટેની સંજ્ઞા 'એક',—એમાં ડાબા હાથના ધ્વજને જમણા ખભા અને માથાની જગ્યા વચ્ચે તિરકસ રાખવો



'૦—૬—૭—૮—૯' એ ૬ થી ૦ સુધીની સંખ્યાના વર્ગ માટેની સંજ્ઞા 'શૂન્ય';—એમાં ડાબા હાથને સામો લંબાવી જોનાર સામે હવામાં વર્તુળ દોરવું

## જમણા હાથની સંજ્ઞાઓ



આમાં પણ, કરપલ્લવીની માફક, જમણા હાથનો ઉપયોગ ડાબા હાથના વર્ગનો પહેલો, બીજો, ત્રીજો, ચોથો ને પાંચમો અક્ષર સમજવા માટે થાય છે એ કેવી રીતે તે દર્શાવતા ચિત્રો તથા સમજ નીચે પ્રમાણે જમણા હાથે ગળાને ક્રૉસ કરી, એક સંખ્યાના ડાબા હાથના સ્થાનની જગ્યાએ ધ્વજ સ્થિર કરવો આથી આ નિશાન વર્ગનો પહેલો અક્ષર દર્શાવે છે 'ક' વર્ગનો પહેલો અક્ષર આપતી વખતે બન્ને હાથ છાતી પર ક્રૉસ થશે



જમણા હાથને સીધો આકાશ તરફ સ્થિર કરવો,→ એ વર્ગનો બીજો અક્ષર દર્શાવશે



'એક' સંજ્ઞાના સ્થાનની સ્થિતિમાં, જમણો હાથ ઊંચો કરીને વર્ગનો ત્રીજો અક્ષર દર્શાવાય છે



વર્ગનો ચોથો અક્ષર દર્શાવવા માટે જમણા હાથના ધ્વજને જમણા ખભાની સીધી લીટીએ રાખવો



ઉપરની ચોથા અક્ષરની સ્થિતિમાં પગ ને ખભાની વચ્ચે જેટલા અંશનો ખૂણો થાય, તેના બે સરખા ભાગ કરતા જે ખૂણો બને, તે ખૂણા પર ધ્વજ રાખીને વર્ગનો પાંચમો અક્ષર દર્શાવવો



અર્ધો અક્ષર દર્શાવવા માટે અક્ષર કાપવા સારુ બન્ને ધ્વજની છાતી પર ચોકડી દર્શાવવી.



અક્ષર ખોટો હોય તેને રદ કરવા માટે જમણા હાથે વાવટો ડાબા-જમણો હલાવી ના પાડતા હોઈએ તેવી સંજ્ઞા કરવી



અક્ષર પૂરો થયો, એમ દર્શાવવા માટે પગ આગળ બન્ને ધ્વજની ચોકડી પાડવી.



શબ્દ પૂરો થયો, એમ દર્શાવવા માટે પગ પાછળ બન્ને ધ્વજની ચોકડી પાડવી.



સંદેશ પૂરો થયો એમ દર્શાવવા માટે બન્ને ધ્વજને માથા સુધી ઊંચા કરી તેને બન્ને પગ પાસે લાવવા. વળી, 'નમસ્તે', 'ફરી પઢો' વગેરે સંજ્ઞાઓ પણ આ સંજ્ઞાથી જ દર્શાવાય છે.

'જમણા જાઓ', એમ દર્શાવવા માટે બન્ને હાથના ધ્વજને ડાબી તરફથી જમણી તરફ લઈ જવા. એ જ રીતે 'ડાબા જાઓ', એમ દર્શાવવા બન્ને હાથના ધ્વજને જમણી તરફથી ડાબી તરફ લઈ જવા. 'પાછા જાઓ' દર્શાવવા પગ નીચેથી આગળના ભાગમાં લાંબા હાથે માથા તરફ ધ્વજ લઈ જવા. અને 'આગળ આવો' દર્શાવવા સારુ માથા ઉપરથી બન્ને ધ્વજ પગ તરફ લાવવા.

રાત્રે સંદેશા આપવા માટે ડાબા હાથમાં લાલ ફાનસ તથા જમણા હાથમાં લીલુ ફાનસ રાખી ઉપરની જ સંજ્ઞાઓ વાપરીને સમાચાર આપી શકાય. ધ્વજસંદેશ આપતી વખતે માણસ આપણું સામે ઊભો રહી સમાચાર આપે છે તેથી તેનો ડાબો હાથ આપણી જમણી બાજુએ ને તેનો જમણો હાથ આપણી ડાબી બાજુએ રહે છે એ ધ્યાનમા રાખવું જોઈએ. વળી ધ્વજમાં પણ કાનો માથાથી જમણી તરફ પગ સુધી, િ ી જમીન નીચે, ુ ૂ જમણી તરફથી ડાબી તરફ, એક માત્રા ને બે માત્રા ડાબી તરફ ઊંચેથી નીચે તથા અનુસ્વાર વાવટાનું બિંદુ માથા પર મૂકીને આપવાની રીત પણ છે. (ચાલુ)

## કરકસર અને સગવડની એક વાત

ઘણુંખરું જૂજ અપવાદ સિવાય મોટા ભાગના ગ્રાહકોના લવાજમ આવતા અંક સાથે પૂરાં થાય છે. એ વિષે એક કરકસરની વાત કહેવાની છે. 'કુમાર'નું લવાજમ સેલ્સ ટૅક્સ સાથે હવે રૂપિયા ૭-૧૨-૦ થાય છે. તે મની ઑર્ડરથી મોકલતાં બે જ આના તેનાથી વધુ થાય; પણ જો વી. પી.થી મંગાવવામાં આવે તો ૭ આના થાય; એટલે કે ચાર આના વધારે ભરવા પડે. ઘણાખરા ગ્રાહકો મની ઑર્ડર કરતાં વી. પી.ને આશરે જવું પસંદ કરે છે, કેમકે એથી ટપાલીને ઘેર બેઠા પૈસા વસૂલ આપી શકાય છે ને પોસ્ટ ઑફિસે મની ઑર્ડર કરવા જવાનો ધક્કો બચે છે. ચાર આના કરતા ધક્કો એમને કદાચ વધુ કિંમતી હશે. પણ એ તો અંગત સગવડનો સવાલ છે.

પરંતુ એથી એક બીજી અગવડ ઊભી થાય છે. બધા જ ગ્રાહકોને એકસામટાં અમારે વી. પી. કરવાનાં હોવાથી તેની સંખ્યા ઘણી મોટી—અમુક હજારની થવા જાય છે. પોસ્ટ ઑફિસ એટલાં વી. પી. એકસામટાં નથી લેતી,—રોજ ગણત્રીનાં જ લે છે. આથી તેમના વી. પી નો ક્રમ આવતાં દિવસો વીતી જાય છે. પરિણામે ગ્રાહકો અધીરા થઈ અમને કાગળો લખે છે ને પુછાવે છે કે અમારું વી. પી. હજી કેમ ન આવ્યું. એટલે સરવાળે બંને પક્ષે પત્રવ્યવહારનુ વધારાનું ટપાલખર્ચ થાય છે. જોકે 'કુમાર' તો ક્રમાનુસાર ટપાલ ઑફિસ વી. પી. સ્વીકારે ત્યારે જ લાંબા ગાળે એમને મળવાનું. આમાં સરવાળે લાભ થયો કે ગેરલાભ ?

એક બીજી વાત કરવાની છે. પોતે ગ્રાહક તરીકે ચાલુ રહેવા ઇચ્છે છે, પણ પોતે મનીઑર્ડર નહિ કરે, માટે અમારે વી. પી.થી મોકલવું, એવા ખબર પણ ઘણાખરા નથી આપતા. અલબત્ત, અમે વી. પી. કરીએ તે સ્વીકારી લે છે ખરા. આથી જેમના કાંઈ ખબર ન આવ્યા હોય તે સૌને અમારે તો વી. પી. કરવાં જ પડે છે. પણ જેમને ગ્રાહક તરીકે ચાલુ નથી રહેવું હોતું એ લોકો વી. પી. પાછાં વાળે છે. પરિણામે એવા દર વી. પી. દીઠ અમારા સવા-ચાર આના એળે જાય છે, અને આવ-જામાં અંક ચુંથાઈને મળે છે તે નફામાં! અને આવાં પાછા વી. પી ની સંખ્યા પણ ઓછી નથી હોતી. એટલે આમ અમને નાહકના દંડવા કરતાં આપ અગાઉથી ખબર આપવાની કૃપા કરો તો?

આ બે વાત ઉપર આપ કાળજીથી વિચાર કરશો તો જણાશે કે ગ્રાહક તરીકે ચાલુ રહેવું હોય તો ૭-૧૨-૦નો મની ઑર્ડર કરી દેવો એ જ સારું છે. અને... ચાલુ ન રહેવું હોય તો કૃપા કરીને તેમ વેળાસર જણાવશો.

# ચૌરપંચાશિકા

આ અંકનું મુખચિત્ર જેના પરથી આલેખાયું છે તે કવિ બિલ્હણનું રસભર્યું લોકપ્રિય કાવ્ય

ચૌરપંચાશિકા (એટલે ચોરના પચાસ શ્લોકો) એ વિરહ-શૃંગારનું ખંડકાવ્ય છે ઈ. ૧૦૩૦ થી ૧૧૦૦ના ગાળામાં થઈ ગએલો એનો કર્તા પંડિત કવિ બિલ્હણ કાશ્મીરના પ્રવરપુર શહેર પાસેના ખોનમુખ ગામના વિદ્વાન પંડિત જ્યેષ્ઠકલશનો પુત્ર હતો. વેદ, વ્યાકરણ ને કાવ્ય, અલંકાર વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કર્યા બાદ એ પ્રવાસે નીકળ્યો. 'પંચાશિકા' કાવ્યના રચના પ્રસંગને માટે જે અનેક વાર્તાઓ પ્રચલિત છે તે સર્વમાં મૂળ ખરી હકીકત તરીકે આપણા વિદ્વાન સંશોધક સ્વ. દી. બ. કેશવલાલ ધ્રુવ એમ જણાવે છે કે પ્રવાસમાં તે કેટલોક વખત પંજાબના હાકેમ ક્ષિતિપતિ કે ક્ષિતિપાલને ત્યાં રહેલો, તે દરમ્યાન તેની પુત્રી સાથે એને સ્નેહ બંધાયો. પાછળથી તે જાહેર થતાં કવિને દેશત્યાગ કરવો પડ્યો, ને એ સ્નેહને સંભારીને મોહબદ્ધ બિલ્હણે સંસ્કૃતમાં 'બિલ્હણપંચાશિકા' લખી, જે આજ સુધી ખૂબ લોકપ્રિય કાવ્ય મનાય છે. એમાં રાજકુમારી સાથે ભોગવેલા ભોગનું ઉન્માદક ચિત્ર છે.

પંજાબથી મથુરા, પ્રયાગ, કાશી વગેરે ફરીને તે ગુજરાતમાં આવેલો અને અણહિલપુર પાટણમાં રાજ્યમંત્રી સંપત્કરને ત્યાં થોડો સમય રહેલો. એ કાળે સિદ્ધરાજ જયસિંહનો પિતા કર્ણદેવ ત્યાં રાજ્ય કરતો હતો. અહીં તેણે 'કર્ણસુંદરી' નામની નાટિકા રચી, જેમાંની નાયિકા તે ઇતિહાસપ્રસિદ્ધ રાણી મીનળદેવી. ગુજરાતમાંથી કાંઈક કારણે તે અત્યંત અપ્રસન્ન થઈ ચાલ્યો ગયો અને સોમનાથ થઈ દક્ષિણમાં છેક રામેશ્વર સુધીની યાત્રાઓ કરી. ત્યાંથી પાછા ફરતાં તે દક્ષિણના ચાલુક્ય રાજાઓની રાજધાની કલ્યાણમાં આવ્યો અને ત્યાંના રાજા વિક્રમાંકદેવે તેને પોતાનો વિદ્યાપતિ બનાવ્યો. કવિ ત્યાં સ્થાયી થયો અને રાજાની પ્રશસ્તિમાં તેનું વિખ્યાત કાવ્ય 'વિક્રમાંકચરિત્ર' લખ્યું, જેના ૧૮મા સર્ગમાં તેણે પોતાનો આત્મવૃત્તાંત લખ્યો છે.

ગુજરાતમાંથી તે નારાજ થઈને ગયો એ વાત તાજી હતી અને પંજાબવાળી વાત વિસારે પડી હતી, તેથી પાછળથી કોઈ બીજા કવિને હાથે એ કાવ્યકૃતિ રૂપાન્તર પામી અને તેમાં ક્ષિતિપાલને બદલે ગુજરાતના રાજા વીરસિંહ અને તેની પુત્રી શશિકલાના નામો સ્થપાયા, એમ દી. બ. કેશવલાલભાઈ જણાવે છે. એ રૂપાન્તરની કથા એવી છે કે રાજપુત્રી શશિકલાને કવિ ભણાવતો હતો, તેમાં તેમની વચ્ચે પ્રીતિ થઈ અને તે દાંપત્યવ્યવહારમાં પરિણમી. રાજાને આની જાણ થતાં તેણે કવિને શૂળીએ ચડાવવાની સજા કરી ને તેને વધસ્તંભે લઈ ગયા. વધસ્થાન દૂર હતું અને તેને પચાસ પગથિયાં હતાં. વધસ્થાને ચડતાં પહેલાં રાજાએ તેને પોતાના ઇષ્ટદેવને સંભારી લેવા કહ્યું. પણ કવિએ તો શશિકલાને જ પોતાની ઇષ્ટદેવતા જાણી તેનું સ્મરણ કરીકરીને વધસ્થાનનું એકેક પગથિયું ચડતો ગયો તેમ તેમ એક એક શ્લોક લલકારતો ગયો. તેમાં એણે જે રસમધુર વર્ણન કર્યું તેમાંની કવિત્વશક્તિથી તથા તેના પ્રેમની નિશ્ચલતાથી પ્રસન્ન થઈ રાજાએ એને માફી બક્ષી ને શૂળીને બદલે પોતાની સુતા આપી.

આ કથામાં પણ ઘણા ફેરફાર છે. એક સ્થળે એવું છે કે શશિકલાના સ્નેહનું વર્ણન કરી રહ્યા બાદ કવિને વધસ્તંભે લઈ જતા હતા ત્યાં શશિકલાની નજરે તે પડ્યો, અને 'કવિને મારશો તો હું પણ મરીશ' એવો પુત્રીએ આક્રંદ કરતાં પ્રધાને રાજાને સમજાવ્યો અને બંનેનું લગ્ન થયું. કર્ણાટકમાં વળી આ કાવ્યની પ્રતમાં રાજાનું નામ મદનાભિરામ અને પુત્રીનું નામ યામિનીપૂર્ણતિલકા છે, અને તેમને પંચાલ દેશના લક્ષ્મીમંદિર નગરના વર્ણવેલાં છે, તો કોઈ વળી શ્રીપુર પાટણ અને પૃથ્વીચંદ રાજા જણાવે છે.

'લાઈટ ઑવ એશિયા' નામના સુંદર અંગ્રેજી કાવ્યમાં બુદ્ધની જીવનકથા ઉતારનાર વિખ્યાત અંગ્રેજ કવિ સર એડવિન આર્નોલ્ડે અંગ્રેજી પદ્યમાં એનો મુક્ત અનુવાદ કર્યો છે. એ તો એના પર એટલા મુગ્ધ હતા કે પોતાનો એ અનુવાદ પોતાના હસ્તાક્ષરમાં એમણે છપાવ્યો છે. એ લખે છે કે પ્રથમ ઑનરેબલ ઇસ્ટ ઇંડિયા કંપનીની લાયબ્રેરીમાં તેની હસ્તપ્રત ઈ. ૧૭૯૮માં લાસેન નામના વિદ્વાનને હાથ આવી. તેણે પોતાની ટીકા સાથે ડૉ. ગિ. પીટરને આપી, તેણે દેવનાગરી શ્લોકો સાથે લૅટિન ભાષાંતર સાથે એ પ્રકટ કરી ત્યારથી વિલાયતમાં એની કીર્તિ પ્રસરી. સર એડવિન વળી એની કથા એમ જણાવે છે કે કાંચીપુરના મહારાજા સુંદરવાની કુમારી વિદ્યા સાથે, રાજકવિ ચૌર પ્રેમમાં પડેલો, અને તેની જાણ થતાં રાજાએ એને દેહાંતની સજા ફરમાવી કેદમાં પૂરેલો, ત્યાં એણે આ શ્લોકો રચેલા. જ્યારે એક માન્યતા એવી છે કે શશિકલા સાથે ચોરીથી લગ્ન કરવાથી બિલ્હણની ખ્યાતિ ચૌર કવિ તરીકે ફેલાઈ હશે અને તેથી જ એ 'બિલ્હણપંચાશિકા' કરતાં 'ચૌરપંચાશિકા' નામે વધુ ખ્યાત થઈ.

ગમે તેમ, પણ આ કાવ્ય આજ સુધી એમાંની રસિકતાને કારણે અતિ લોકપ્રિય થયું છે અને તેના હિંદી, ગુજરાતી, મરાઠી વગેરે ભાષાઓમાં અનુવાદો થયા છે. ગુજરાતમાં તો છેક ઈ. ૧૬૨૬માં જૈન કવિ જ્ઞાનાચાર્યે એને અપભ્રષ્ટ સંસ્કૃતમાં ઉતારેલી, ત્યારથી ગુજરાતીઓ એના રસથી મોહ પામ્યા છે. શ્રી નાગરદાસ ઈ. પટેલ અને શ્રી રતનમણીશંકર શિવે તેના કરેલા અનુવાદો તો તાજા છે.

'અદ્યાપિ તાં' એ શબ્દોથી શરૂ થતા એના પચાસે વસંતતિલકાના શ્લોકો મુક્ત શૃંગારના માધુર્યથી ભરેલા છે. આ અંકનું મુખચિત્ર દર્શાવે છે તેમ, તેના ઉપર સચિત્ર પોથીઓ પણ આલેખાઈ છે એ જ એની લોકપ્રિયતાનો પુરાવો છે. એ આખું કાવ્ય તો અહીં ઉતારું જાય તેમ નથી, પણ મુખચિત્રમાંનો ૧૮મો શ્લોક આ મુજબ છે :

अद्यापि तां धवलवेश्मनि रत्नदीपमालामयूखपटलैर्दलितान्धकारे

प्राप्तोद्यमे रहसि संमुखदर्शनार्थं लज्जाभयार्तनयनामनुचिन्तयामि

અદ્યાપિ તે ભવન રત્નદીપ પ્રકાશે<br>
અપાર નાશ થઈ ક્જ્જ્વલ'રોહતુ, ત્યાં<br>
સન્મુખ દર્શન મથું કરવા હું તેના,<br>
લજ્જા ભરે નયન હાલતી, તે સ્મરું છું

(રત્નના ઝગઝગતા દીવાથી જેના અંધકારનો નાશ થયો છે એવા મારા ધવલ ઊજળા ભવનમાં તેના મુખના સંમુખ દર્શનને માટે હું મથતો હતો ત્યારે લજ્જા અને ભયથી પીડાયેલાં જેનાં નયનો ઢળી પડ્યાં હતાં એવી એ (પ્રિયતમા)નું હું હજી યે ચિંતન કરું છું.)

એ કાવ્યનો છેલ્લો પચાસમો શ્લોક તો સુભાષિત તરીકે પણ બહુ જાણીતો છે. તેને વિષે એમ કહેવાય છે કે વધસ્થાને મરતાં ૪૯ પગ-

થયા પૂરા થયા ત્યારે રાજાએ કવિને ફરીને પૂછ્યું કે હજુ યે તમે શશિકલાનો ખ્યાલ છોડી શકતા નથી? ત્યારે કવિએ આ છેલ્લો નિશ્ચયાત્મક શ્લોક કહ્યો

अद्यापि नोज्झति हर किल कालकूट कूर्मो बिभर्ति धरणी खलुपृष्ठभागे
अम्भोनिधिर्वहति दु सहवाडवाग्निमङ्गीकृत सुकृतिन परिपालयन्ति

અદ્યાપિ શંકર ત્યજે નવ કાલકૂટ,
ધારે હજી ધરણી પીઠ પરે જ કૂર્મ
સિંધુ હજી નિજ ઉરે વડવાગ્નિ ધારે
પાળી રહે ત્યમ જ સજ્જન જે સ્વીકાર્યું

(હજી પણ (ભગવાન) શંકર હળાહળ ઝેરનો ત્યાગ કરતા નથી (ધરણી ધર) કૂર્મ હજી પણ પૃથ્વીને પોતાની પીઠ પર ધારી રહ્યો છે, સાગર હજી યે પોતાના અંતરમાં વડવાગ્નિ શમાવી રહ્યો છે (તેમ) ઉદાર આત્માઓ એક વખત પોતે જેને સ્વીકાર્યું તેને વળગી રહે છે)

કાર્બન (અનુસંધાન સામેના પાના પરથી) વીજળી વ્રેપોમાં અને બૅટરીઓમાં થાય છે આ ગુણ કાર્બનની બીજી જાતોમાં નથી હોતો. કોલ ગૅસ અને બીજા પદાર્થો કાઢી લીધા પછી જે લાલચોળ કોલસો રહે છે તેને ઠારવાથી કોક બને છે કોકની સખત જાત (હાર્ડ કોક) ધાતુઓ ગાળવા માટે વપરાય છે આપણા દેશમાં કોલસો તેની ખાણમાંથી કાઢીને એમ ને એમ વાપરવામાં આવે છે આ પ્રથા નુકસાનકારક છે તેથી કોલસામાંથી મળતા ઉપયોગી પદાર્થો વેડફાઈ જાય છે પરંતુ કોકિંગ કરીને વાપરવાથી આ ઉપયોગી પદાર્થો મેળવી શકાય કોલસો દેશનું રાષ્ટ્રીય ધન છે તેનો ઉપયોગ બાર બાર યોગ્ય રીતે થવો જોઈએ ઇંગ્લંડ, અમેરિકા અને બીજા દેશોમાં કોલસામાંથી ખૂબ કિંમતી રસાયનો કાઢવામાં આવે છે કોલસાને હાઇડ્રોજન સાથે સખત દબાણમાં સંયોજીને પેટ્રોલિયમ બનાવવામાં આવે છે આવું કારખાનું કાઢવાનો વિચાર હિંદી સરકાર કરી રહી છે

## નાટ્યશાસ્ત્ર (અનુ૦ પૃ૦ ૩૪૧થી ચાલુ)

કેવા પ્રકારના પાત્રો નૃત્ય માટે અયોગ્ય છે તે પણ દર્શાવેલું છે જેમકે પુષ્પાક્ષી (જેની આંખમાં સફેદ ફૂલું હોય), કેશહીના (જેના વાળ ઊતરી ગએલા હોય), સ્થૂલૌષ્ઠી (જેના હોઠ જાડા હોય) લંબિત તન્વી (જેનું શરીર અતિ લાંબુ હોય), અતિસ્થૂલા (જેનું શરીર અતિ જાડું હોય), અતિકૃષા (જેનું શરીર અતિ દુર્બળ હોય), અતિ ઉચ્ચ કે અતિ વામ (અતિ ઊંચું કે નીચું શરીર હોય) કુબ્જ (કૂબડું કે ખૂંધું શરીર હોય), સ્વરહીના (જેનો કંઠ બસૂરો હોય) આ દસ પ્રકારની ક્ષતિઓવાળા પાત્રો નર્તન માટે વર્જિત જાણવા

સ્વ૰ આનંદ કુમારસ્વામીએ 'અભિનય દર્પણ'ના તેમના અંગ્રેજી અનુવાદ 'Mirror of Gesture'માં 'પુષ્પાક્ષી'નો અર્થ 'જેની આંખો પુષ્પ જેવી છે તે' એવો કર્યો છે પરંતુ પુષ્પ જેવી આંખો તો ગુણ રૂપ ગણાય તે દોષ રૂપ કે વર્જ્ય જેવી કેવી રીતે ગણાય? આથી પુષ્પાક્ષીનો અર્થ 'જેની આંખમાં ફૂલ પડ્યું હોય તે' એવો હોવો જોઈએ, કારણકે તેવી આંખો સૌંદર્યમાં હાની રૂપ છે

નર્તક તથા નર્તકી વગેરે નૃત્યારંભમાં રંગભૂમિ પર કેવી રીતે ગોઠવાએલા હોવાં જોઈએ તેનું વિવરણ પણ શાસ્ત્રમાં કરેલું છે તે અનુસાર રંગભૂમિના મધ્ય ભાગમાં નર્તકી તથા તેની બાજુમાં નર્તક તેની જમણી તરફ કરતાલ ધારી તથા બન્ને તરફ પાછળ બે મૃદંગી વળી કરતાલધારી તથા મૃદંગીઓની વચ્ચે ગાયક તથા શ્રુતિકાર ઊભેલા હોવા જોઈએ અર્વાચીન તાનપુરા કે તંબૂરની જગ્યાએ પ્રાચીન કાળમાં વપરાતા વાદ્યવિશેષના વાદકને શ્રુતિકાર કહે છે

પ્રયોગકારો રંગભૂમિ પર ઉપર મુજબ ગોઠવાઈ ગયા બાદ નૃત્યનો આરંભ કરવો એમ કહ્યું છે આ નૃત્ય ગીત તથા અભિનયવાળું તેમજ ભાવ તથા તાલમય હોવું જોઈએ કહ્યું છે કે —

आस्येनालम्बयद् गीतम्  हस्तेनार्थं प्रदर्शयत् ।
चक्षुभ्याम् दर्शयद् भावम्  पादाभ्यां तालमादिशेत् ॥

અર્થાત્ મુખ દ્વારા ગીત હસ્ત દ્વારા (ગીતનો) અર્થ નેત્ર દ્વારા (અર્થને અનુરૂપ) ભાવ, તથા પગ દ્વારા (ભાવને અનુરૂપ) તાલ દર્શાવવો (ચાલુ)

# નવાં પુસ્તકો

**ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન :** સર સર્વપલ્લી રાધાકૃષ્ણનના તાત્ત્વિક આલોચનાત્મક ગ્રંથ Indian Philosophy Vol Iના પ્રકરણ ૪ થાનો અનુવાદ કરનાર ચંદ્રશંકર પ્રા શુક્લ પ્રકાશક વોરા ઍન્ડ કં લિ મુંબઈ ૩ ૮ ૦, **પરિશીલન** પ્રા વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદીના વિવેચનાત્મક નિબંધોનો સંગ્રહ પ્રકાશક પ્રા વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદી સન્માન સમિતિ વતી નટવર મૂ બીમાવાળા, સુરત, ૪ ૦ ૦, **ગંધાક્ષત** અનંતરાય મ રાવળના વિવેચનલેખોનો સંગ્રહ, પ્રકાશક પરમસુખ પંડ્યા એન એમ ત્રિપાઠી લિ મુંબઈ ૨, ૪ ૦ ૦ **ઇતિહાસ-સંમેલન નિબંધ સંગ્રહ** ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમે યોજાએલ ઇતિહાસ સંમેલન પ્રસંગે સ્વીકારાએલા ઇતિહાસવિષયક નિબંધોનો સંગ્રહ ૪ ૮ ૦, **ગુજરાત સાહિત્યસભા અમદાવાદની કાર્યવાહી સને ૧૯૪૬-૪૭,** ૩ ૮ ૦, **મંદિર-દ્વારે** વિખ્યાત લેખક ખલીલ જિબ્રાનની કૃતિનો અનુવાદ કરનાર કાંતિ ઉપાધ્યાય, પ્રકાશક કૃષ્ણપ્રસાદ લ ભટ્ટ- અમદાવાદ, ૧ ૮ ૦, **રખડતા રામ**- જિબ્રાનના The Wanderer નો અનુવાદ-કરનાર 'પલાશ', ૨ ૦ ૦, **ભિક્ષુક** જિબ્રાનના ચૂંટેલા કથાનકોનો અનુવાદ-કરનાર 'શિવમ્ સુંદરમ્', ૦ ૧૨ ૦, **પાગલ** જિબ્રાનના The Mad Manનો અનુવાદ-કરનાર ગોકુળભાઈ પટેલ ૧ ૮ ૦, ત્રણે પુસ્તકોના પ્રકાશક નવનીતલાલ મદ્રાસી અમદાવાદ **ગાંધી કથા ગીતો** બધા વર્ગોના લોકોને સ્પર્શી શકે એવી શ્રી ચિમનલાલ પ્રા ભટ્ટની પુષ્પાંજલિ કવિતાઓનો શ્રી કાકા સાહેબની પ્રસ્તાવના સાથેનો સંગ્રહ પ્રકાશક નગીનભાઈ દ શાહ- અમદાવાદ ૦ ૧૨ ૦, **ગાંધી ગીતા** ગાંધીજી અને બીજા દેશનેતાઓના પદ્યગ્રંથ સંવાદરૂપે ગાંધીવાદનું તત્ત્વજ્ઞાન સમજાવતી પુસ્તિકા પ્રયોજક ચંદુલાલ બહેચરલાલ પટેલ પ્રકાશક શ્રી સાવિત્રીચંદ્ર લાલ પટેલ ગોડલ, **ગીતવર્ષા** કવિ 'પંકજ'નો કાવ્યસંગ્રહ પ્રકાશક નટવર વોરા મુંબઈ ૭ ૧ ૮ ૦ **વિદ્યાર્થી માર્ગદર્શન વિભાગ ૧** આગળ અભ્યાસ કરવા ઇચ્છતા વિનીત વિદ્યાર્થીઓને માર્ગદર્શન કરાવતી શિક્ષણ સંસ્થાઓની યાદી સંપાદક અને પ્રકાશક કાંતિભાઈ લલ્લુભાઈ દેસાઈ બોટાદ ૧ ૦ ૦, **લઘુહસ્તરેખાદર્શન** હસ્તરેખાશાસ્ત્રમાં પ્રવેશ કરવા ઇચ્છનારાઓને ઉપયોગી થઈ પડે તેવું અભ્યાસયુક્ત સચિત્ર પુસ્તક લે૰ મગં જોશી પ્ર૰ મુકુંદ કે શાસ્ત્રી, નાગરવાડા માંગરોળ (કાઠિયાવાડ), મુખ્ય વિક્રેતા એમ કુમારની કં, મણિભુવન, ખાડિયા અમદાવાદ ૧, ૧ ૪ ૦

# કાર્બન

લેખક ડૉ. નરસિંહ મૂ. શાહ એમ. એસસી. પીએચ. ડી.

કાળો કોયલા જેવો' એ આપણામા જનતાની એક પ્રચલિત ઉપમા છે આપણને અપ્રિય એ કોયલાનુ તત્ત્વ તે કાર્બન આપણી ધરતી પર અસ્તિત્વ ધરાવતા મૂળ તત્ત્વોમા અદ્ભુત એ તત્ત્વ છે એક બાજુ કાર્બન આપણા શરીરની રચનામા આવશ્યક અગભૂત તત્ત્વ છે—આપણા પ્રાણનો આધાર છે, તો બીજી બાજુ એ તત્ત્વવાળો કોલસો, આપણા આધુનિક જીવનમા ઉપયોગી પુરવાર થયેલા અનેક પ્રકારના પદાર્થો માટે જરૂરી કાચા પદાર્થો પૂરા પાડનાર એક અતિ મહત્ત્વપૂર્ણ ઉપયોગી ચીજ છે એટલુ જ નહિ પણ શક્તિ પેદા કરવાનુ એક આદિ સાધન છે આપણે કોલસો બાળીએ છીએ તે આ કાર્ય માટે જ તે ક્રિયા દ્વારા પેદા થતી શક્તિ આપણો ખોરાક રાખે છે આપણને હૂંફમા રાખે છે ને આધુનિક યન્ત્રોને ચલાવે છે

કાર્બન કુદરતમા સ્વતત્ર અવસ્થામા તેમજ સયુક્ત દશામા જડી આવે છે હીરો અને ગ્રેફાઇટ તેના સ્ફટિકમય પાસાદાર રૂપાતરો છે કોલસો તેનો અ સ્ફટિકમય બીનપાસાદાર પ્રકાર છે ખરતા તારાઓમા તેમજ સૂર્ય અને તારાઓમા પણ સ્વતત્ર કાર્બનનુ અસ્તિત્વ માલૂમ પડે છે ખનીજ તેલ યા પેટ્રોલિયમ એટલે કાર્બન અને હાઈડ્રોજનના સયોજનથી પેદા થયેલ હાઇડ્રો કાર્બનનુ પ્રવાહી મિશ્રણ આપણા વાતાવરણમા કાર્બન ડાયોક્સાઈડ વાયુ જૂજ પ્રમાણમા સ્વતત્રરીતે હોય છે તેના સયોજનો એટલે કાર્બોનેટો, જેવા કે ચૂના પથ્થર, આરસપહાણ પુષ્કળ મળી આવે છે કૅલશિયમ અને મૅગ્નેશિયમનો સયુક્ત કાર્બોનેટ ડોલોમાઇટ તરીકે ઓળખાય છે અને કેટલીય પર્વતમાળાઓ તેની બનેલી હોય છે

વનસ્પતિ તેમજ પ્રાણીને નિભાવતા જીવનરસમા કાર્બનના સયોજનો છે આધુનિક રસાયને પ્રાણિજ તેમજ વનસ્પતિજ કાર્બન-પદાર્થો પુષ્કળ સખ્યામા પ્રયોગશાળામા બનાવી જનતાને સુલભ બનાવી દીધા છે આ રસાયન કાર્બનિક રસાયન (Organic Chemistry) તરીકે ઓળખાય છે કાર્બનિક રસાયન કાર્બનના રસાયનનો એક ભાગ છે—એક પ્રકરણ છે પરતુ તેમા આવતા પદાર્થોની સખ્યા અતિશય મોટી હોવાથી સગવડ ખાતર તેને અલાયદુ રાખવામા આવે છે બાકી તો જે રસાયનના સિદ્ધાતો બીજા પદાર્થોને લાગુ પડે છે તે બધા કાર્બનિક પદાર્થોને પણ લાગુ પડે છે

કાર્બનિક પદાર્થોને ગરમ કરવાથી કાળા પડી જાય છે, અને છેવટે તેમાથી કાળો કોલસો રહે છે લાકડાને બાળવાથી તેનો રગ બદલાતો જાય છે અને તેમાથી કોલસા પડે છે કોલસાને વિશેષ ગરમી આપવાથી તે સળગે છે અને છેવટે થોડીક રાખ રહે છે આ ક્રિયામા કોલસાનો કાર્બન હવાના ઑક્સિજન સાથે સયોજાઈ કાર્બન ડાઈ ઑક્સાઇડ બને છે અને તે વાયુ હોઈ હવામા ભળી જાય છે કોલસામા આવેલી બીજી અશુદ્ધિઓ રાખરૂપે પાછળ રહે છે આ ક્રિયામાથી મળતી ગરમી માનવી જૂના કાળથી ઉપયોગમા લેતો આવ્યો છે

કાર્બનની અ સ્ફટિક જાતોમા આપણા રોજિંદા જીવનમા ઉપયોગી પ્રકારો નીચે પ્રમાણે છે (૧) કોયલો લાકડામાથી બનાવેલો (વૂડ ચારકોલ) ખાડમાથી યા એવા બીજા પદાર્થોમાથી બનાવેલો (સ્યુગર ચારકોલ), (૨) મેશ (લૅમ્પ બ્લૅક) કોઈપણ બળતા કાર્બનિક પદાર્થની જ્યોત ઉપર ઠડુ વાસણ ધરવાથી ભેગો થતો કાળો પદાર્થ, (૩) પ્રાણિજ કોલસો (ઍનીમલ ચારકોલ) હાડકા બાળીને બનાવેલો કોલસો, આયવરી બ્લૅક વગેરે, (૪) કોક ખાણમાથી નીકળતી જુદીજુદી જાતો, (૫) ગૅસ કાર્બન, અને (૬) ઇલેક્ટ્રોડ કાર્બન, જેનો પરિચય આગળ આવે છે આ બધાય કાળા ને અપારદર્શક હોય છે

શુદ્ધ અ સ્ફટિકમય કાર્બન મૅગ્નેશિયમ ધાતુને કાર્બન ડાય-ઑક્સાઈડ વાયુના વાતાવરણમા બાળવાથી બને છે

ગુજરાતમાં કોયલો ખૂબ બનાવાય છે પરતુ જે રીત પ્રચલિત છે તે આર્થિક દૃષ્ટિએ ખામી ભરેલી છે ખાડામા લાકડાનો ગજ કરીને બાળવાથી તેમાથી નીકળતા ઉપયોગી પદાર્થો હવામા ચાલ્યા જાય છે તેમાથી બળતણ માટે ઉપયોગી ગૅસ, ઍસેટિક ઍસિડ, એસીટોન અને મિથાઇલ આલ્કોહોલ વૂડસ્પિરિટ એવા પદાર્થો મેળવી શકાય એટલા માટે બધ બકપાત્રોમા લાકડાને બાળી કોયલો બનાવાય છે આ કોયલા વધારે કઠણ હોય છે આ રીતે માઇસોરમા ભદ્રાવતીમા કામ ચાલે છે કોયલામા વાયુઓ સગ્રહવાની શક્તિ છે, કારણ કે તે છિદ્રાળુ છે એટલે તેનો ઉપયોગ પાણી શુદ્ધ કરવા માટે પણ થાય છે ગદકીવાળી જગ્યામા કોયલાની ભૂકી નાખવાથી બદબો અટકી જાય છે નાળિયેરની છાલમાથી બનાવેલો કોયલો વિશેષ ક્રિયાશીલ હોય છે

મેશ બનાવવા માટે તેલ મીણ ને ટર્પેન્ટાઇન જેવા પદાર્થોને અપૂરતી હવામા બાળવામા આવે છે એસીટીલીનમાથી આ પણ પૂરક તરીકે બનાવાય છે આનો ઉપયોગ રબરટાયરની બનાવટમા થાય છે થોડોક ભાગ રગરોગાનમા પણ વપરાય છે

હાડકાઓને નિર્વાતક રીતે આસવનાથી તેમાથી ઍમોનિયા અને બીજા પદાર્થો, વાયુઓ અને હાડકાનુ તેલ (ડીપેલ ઑઈલ) નીકળે છે, અને છેવટે જે કાળો પદાર્થ રહે છે તે ઍનિમલ ચારકોલ કહેવાય છે તેને વિશેષ શુદ્ધ કરવાથી આઈવરી બ્લૅક બને છે ઍનીમલ ચારકોલ ખાડને શુદ્ધ કરવાથી આઈવરી બ્લૅક બને છે ઍનીમલ ચારકોલ ખાડને શુદ્ધ સફેદ કરવા માટે વપરાય છે ગળીના દ્રાવણને ઍનિમલ ચારકોલના બારીક ભુક્કા સાથે ઉકાળો પછી તેને ગાળવાથી રગવિહીન સફેદ દ્રાવણ નીકળે છે યુદ્ધમા ઝેરી વાયુઓને રોકવા વપરાતા ગૅસ માસ્કમા પણ તેને સક્રિય બનાવીને વાપરવામા આવે છે

ખાણમાથી નીકળતો કોલસો એટલે ભૂસ્તરીય કાળમા આપણી પૃથ્વીપર થયેલ ઉલ્કાપાતો અને જ્વાળામુખીય પ્રવૃત્તિઓમા દટાઈ ગએલી વનસ્પતિના અશ્મીભૂત અવશેષો આપણા દેશમા ઝરીઆ અને રાણીગજની ખાણોમાથી ખૂબ કોલસો કાઢવામા આવે છે આસામમા પણ કોલસા નીકળે છે પરતુ એ કોલસામા ગધકનુ પ્રમાણ વિશેષ છે આ કોલસો વાપરવાલાયક બનાવવા સશોધન ચાલે છે હિંદી સરકારે ફ્યુઅલ રીસર્ચ ઇન્સ્ટીટ્યૂટ આવા કામ માટે કાઢ્યુ છે કોલસાને બધ બકપાત્રો (retorts)મા આસવવાથી તેમાથી કોલ ગૅસ, ઍમોનિયા અને ડામર જેવા ઉપયોગી પદાર્થો મળે છે આ ક્રિયા દરમિયાન બકપાત્રોના ઉપરના ભાગમા સખત કાળુ પડ બધાય છે તે ગૅસ કાર્બન કહેવાય છે આ ગૅસ કાર્બન વિદ્યુત્વાહક છે એટલે તેનો ઉપયો । (અનુ૦ સામેના પાના ઉપર)

# ટિકિટ-સંગ્રહ આ યુગનો એ સંસારવ્યાપી શૉખ

કેમ કેળવવો તેની તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ



ભારત સરકારના ઉપયોગ માટે ૧૯૫૦ના જાન્યુઆરીથી નીકળનારી નવી 'સર્વિસ સ્ટૅમ્પ'નો નમૂનો જેમા હાલ આવતી રાજા જ્યૉર્જની છાપને બદલે અશોકસ્તંભનુ ચિત્ર આવશે. એક પૈસાથી માંડી દસ રૂપિયા સુધીની ૧૩ કિંમતની ટિકિટો એમા છે

Registered

UPU

75th ANNIVERSARY

1874

1949

Issued by the authority of THE BRITISH PHILATELIC ASSOCIATION AND THE PHILATELIC TRADERS SOCIETY

UNIVERSAL POSTAL UNION INDIA

INDIA

UNIVERSAL POSTAL UNION INDIA

G L SHROFF Esqr.,

711/3 Sakar Bazar,

AHMADABAD-2

INDIA

'લીગ ઑવ નેશન્સ'ની યે પહેલા સ્થપાયેલા જગત પ્રજાઓના પ્રથમ સંઘ યુનિવર્સલ પોસ્ટલ યુનિયન (વિશ્વ ટપાલ સંઘ)ને ગયે મહિને પોણી સદી પૂરી થઈ. તે નિમિત્તે વિવિધ દેશોએ કાઢેલી ટિકિટો પૈકી ઇંગ્લંડ અને આફ્રિકાના નમૂના સામેના પાને આપેલા છે. હિંદની તે પ્રસંગની ટિકિટો સાથે તેના ફર્સ્ટ ડે કવરનો એક નમૂનો અમે ગયા અંકમા આપ્યો હતો. આ ઉપર એવું બીજું કવર આપ્યુ છે. જે બ્રિટિશ ફિલેટેલિક એસોસીએશન તથા ફિલેટેલિક ટ્રેડર્સ સોસાયટીના અધિકારથી કાઢેલુ છે. એ પ્રસંગે ટિકિટોને રદ કરવા માટે જે ખાસ પોસ્ટમાર્ક યોજાયેલો તે પણ આ ઉપરના કવર પર દેખાય છે. હિંદે કાઢેલા એવા બીજા ફર્સ્ટ ડે કવરનું ચિત્ર સામેના પાને આપ્યુ છે

યા અંકમા આપણે ટિકિટોને કાગળ ઉપરથી સલામત કેમ ઉખેડવી, તેમજ જૂની ટિકિટો ઉપરનો મેલ યા પાછળ ચોંટેલા કાગળ કેમ સાફ કરવા તેની વિગતો જોઈ. તેમા એકબે બાબતો ઉમેરવા જેવી છે. વગર વપરાએલી ગુંદરવાળી ટિકિટો ચોમાસામા ભેજને લીધે એકબીજીને ચોંટી જાય છે. તેમ સુકી ઋતુમા એવી ટિકિટો કોકડું વળી જાય છે. એના પર આપણો શ્વાસ મોમાંથી નાખીને તેના ગરમ ભેજથી તેને નરમ પાડી સીધી કરી શકાય છે. એ ન ફાવે તો એક ટેબલના ખાનામા પાણી ભરેલી રકાબીને પડખે એક ડબ્બામા તેને થોડો સમય મૂકી છોડવી, એથી પણ એ ઢીલી થઈ જશે. પછી તેને કોરા કાગળના બે ટુકડા વચ્ચે મૂકી પોચે પોચે દબાવીને સીધી કરી લેવી. એથી ઊલટું ભેજથી ચોંટેલી ટિકિટોને ગયા અંકમા બતાવ્યા પ્રમાણે ઉખેડ્યા બાદ તેને ઉતાવળે સૂકવવાના લોભે ગરમી આગળ ન રાખવી. નહિતર એ કોકડું વળી જશે.

ટિકિટો જેમ બેશરાપણ ખંડિત મેલી, ભારે પોસ્ટમાર્કવાળી, ઊઝરડાવાળી કાગળ ઉખેડીને 'થિન' થઈ ગએલી ખંડિત પરફોરેશનવાળી કે કરચલીવાળી બિલકુલ ન હોવી જોઈએ તેમ તેના પર પોસ્ટમાર્ક સિવાય બીજા કોઈ પ્રકારનો શાહી કે પેન્સિલનો ડાઘ ન હોવો જોઈએ. તેના ખંડિત પરફોરેશનને હાથેથી સુધારવાનો, કે ફપાઈ ગએલા ખૂણા ફરી જોડવાનો, યા ઝાંખી પડી ગએલી તેના પરની આકૃતિને હાથ વડે ચીતરીને સુધારવાનો પ્રયત્ન પણ હરગીઝ ન કરવો જોઈએ. નહિતર એથી ટિકિટની કિંમત માંડી વાળવી થઈ જશે.

ગયા અંકમા જણાવ્યું છે કે ટિકિટ પરના ચિકાશવાળા ડાઘ બેન્ઝાઇનમા પલાળવાથી નીકળી જશે. આ સંબંધમા અમારા મિત્ર ડૉ. નરસિંહ શાહ જણાવે છે કે તે બેન્ઝૅઇન નહિ પણ બેન્ઝોલ યા બેન્ઝીન જોઈએ. બેન્ઝૉઈન તો ઘન હોય છે અને ગુજરાતીમા લોબાનના ફૂલ તરીકે જે વસ્તુ પ્રચલિત છે તેમા રહેલો તે પદાર્થ છે. બેન્ઝીન જે સહેલાઈથી સળગી ઊઠે એવું પ્રવાહી છે. બેન્ઝીનમા જ ચિકાશવાળા ડાઘ કાઢી નાખવાનો ગુણ છે અને ડ્રાઈ ક્લીનિંગમા તે વપરાય છે. ટિકિટ સંગ્રાહકોને એ વસ્તુ મેળવતા મુશ્કેલી ન પડે એ માટે એમણે આ ખુલાસો મોકલ્યો છે

## 'યુ. પો. યુ.'ની પોણી શતાબ્દી ઉપર આફ્રિકાએ કાઢેલી ટિકિટો

ગયા અંકમાં જેની માહિતી આપી હતી તે, સમસ્ત જગતના દેશોના ટપાલખાતાના સંઘ 'યુનિવર્સલ પોસ્ટલ યુનિયન'ને સ્થપાયે ગયે મહિને પોણોસો વર્ષ પૂરાં થતાં તેની ઉજવણી નિમિત્તે દુનિયાના અનેક દેશોએ ખાસ ટિકિટો તથા ફર્સ્ટ-ડે કવરો કાઢ્યાં છે, કેમકે ટપાલખાતા જેની સાર્વત્રિક સેવા આપનારું ખાતું રાજકારણથી અદૂષિત હોઈ સૌ દેશ તેમાં એક ગાંઠ થઈ શકે. જેમાં જગતભરના દેશો સંઘ રૂપે એકત્રિત થયા હોય એવી એ દુનિયાની સર્વ પ્રથમ સંસ્થા છે. લીગ ઑફ નેશન્સ પણ ત્યાર પછી સ્થપાઈ. આમ હોવાથી ઘણા દેશોએ એ પ્રસંગ ઉજવ્યો હોઈ તેની ટિકિટો વાચક-મિત્રો અમારા ઉપર મોકલે છે. આફ્રિકાની એવી ટિકિટો ચોડેલું ફર્સ્ટ-ડે કવર, બ્રોકન હિલ, ઉત્તર રહોડેશિયા (આફ્રિકા)થી ભાઈ ઠાકોરભાઈએ મોકલેલું આ સામે છાપ્યું છે, જેમાં ચારેમાં વિવિધ આલેખનો છે. પહેલી ટિકિટમાં, અવકાશમાં પૃથ્વીના ગોળાની આસપાસ, તેના પાંચ ખંડો પાંચ રૂપ પાંચ પાત્રોને હાથની સાંકળ રચી રાસ લેતાં આલેખ્યાં છે. બીજીમાં પૃથ્વીના ગોળા ઉપર યુરોપનો પુરાણકાલિન દેવ 'મરક્યુરી' (વ્યાપાર અને વ્યવહારના દેવતા) બેઠેલો ચીતર્યો છે; ચોથી ટિકિટમાં પણ તેના જ આલેખન સાથે અવકાશમાં મોટું પરબીડિયું આલેખેલું છે; અને ત્રીજી ટિકિટમાં પૃથ્વીના બે ગોળાર્ધના નકશા સાથે ઉપર વિમાન તથા નીચે સ્ટીમર છે. બ્રિટિશ આફ્રિકાના વિવિધ પ્રદેશોની ટિકિટો ઉપર આ જ આલેખનો છે.




ઉપર: કાઢેલી આ પ્રસંગની ચાર ટિકિટો ચોડેલું, પોતા પર આવેલું મુંબઈથી ભાઈ શ્રી એ મોકલેલું કવર આફ્રિકાથી આવ્યું છે.



આફ્રિકાએ કાઢેલી 'યુ.પો.યુ.'ની પો
ણીશતાબ્દી જયંતી પ્રસંગની ટિ




### હિંદનું એક વધુ ફર્સ્ટ-ડે કવર

'યુનિવર્સલ પોસ્ટલ યુનિયન'ની પોણી સદીની ઉજવણી નિમિત્તે હિંદે કાઢેલાં ફર્સ્ટ-ડે કવરના એક વધુ ડિઝાઈનનો નમૂનો. જેના પર, પૃથ્વીના ગોળાની બે બાજુએ, સ્થાપનાનું ૧૮૭૪ તથા આજનું ૧૯૪૯ એ બે વર્ષો. અને તેના ઉપરના ભાગમાં એક તરફ પ્રાથમિક ટપાલ લઈ જતો હલકારો અને બીજી બાજુ આજે વિમાની ટપાલ લઈ જતું એરોપ્લેન, એમ પોણોસો વર્ષ પહેલાંની તથા આજની સ્થિતિ આલેખી પ્રગતિ દર્શાવી છે. મથાળે ભારતનું રાજચિહ્ન અશોકસ્તંભ છે. ઉપર-નીચે કવરને લગતાં અંગ્રેજી લખાણ છે. આ તથા સામેના પાનાનું, એ બંને કવરો શ્રી ગિરિધારીલાલ શ્રોફે મોકલ્યાં છે.





# Our Friends Abroad



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

Jan Sebestik
Hradistska 210 Uhersky Brod (Moravia Czechoslovakia)નો
આ પત્ર મેળવનાર: ચંપકલાલ શાહ, ૯૩૪, પાછિયાની પોળ, કાળુપુર, અમદાવાદ

પ્રિય શાહ ચંપકલાલ 　　　　　　　　 ૨૪મી ઑગસ્ટ ૧૯૪૯

આજે તમારો કાગળ મારા ટેબલ પર જોતાં મને ઘણું જ આશ્ચર્ય થયું. મારા મોડા જવાબ માટે કૃપા કરી મને ક્ષમા કરશો. અહીં જુલાઈ ને ઑગસ્ટ માસમાં રજાઓ પડે છે તેથી તે દરમ્યાન મારા મિત્રોને ખેતરોમાં કાપણીના કામમાં મદદ કરવા હું ગએલો. આથી તમારો કાગળ મેં આજે જ ઘણો મોડો વાંચ્યો.

હું એ જાણીને ઘણો જ ખુશ થયો કે તમને પણ મારા જેવા જ શોખ છે. હું પિયાનો વગાડી જાણું છું. શું તમારે ત્યાં પણ સંગીતમાં પાશ્ચાત્ય સંગીતના સ્વર ચિહ્નો હોય છે? મુસાફરીનો પણ મને શોખ છે. પણ મારો પ્રિય શોખ તો સાહિત્ય તથા ફિલસૂફીનું વાચન છે. રવીન્દ્રનાથ ઠાકુર કૃત 'સાધના' મેં વાંચી અને હવે હું ઉપનિષદો વાંચીશ. પરદેશી ભાષાઓમાં હું જર્મન, ફ્રેન્ચ, રશિયન ને લૅટિન શીખું છું, ને મને આશા છે કે આપણે બન્ને એકબીજાને સારી રીતે સમજી શકીશું.

થોડું મારા દેશ વિષે. મોરેવિયા, બોહીમિયા અને સ્લોવાકિયા એ ત્રણે વિભાગો મળીને, યુરોપના હૃદયભાગે આવેલું અમારું આ ચેકોસ્લોવાકિયાનું નાનકડું પ્રજાસત્તાક રાજ્ય બનેલું છે. મારું કુટુંબ રહે છે તે યુહર્સ્કી બ્રોડ મોરેવિયાના પાટનગર બ્રુઓની પૂર્વે ૬૦ માઈલ દૂર વસેલું છે. વિખ્યાત જોડા બનાવનાર ટૉમસ બાટાના ઝ્લીનથી મારું ગામ બાર માઈલ જ છે. મારું અમારું ગામ બહુ મોટું નથી: ૯૦૦૦ની વસતિ છે.. હું અત્યારે અમારા શહેરની માધ્યમિક શાળામાં અભ્યાસ કરું છું Nardar, My Dear Frined!

તમારા પત્રની રાહ જોતો, સહૃદય તમારો યાન સેબેસ્ટિક.

પ્રિય મિત્ર ચંપકલાલ 　　　　　　　　 તા. ૨૪, સપ્ટેંબર ૧૯૪૯

તમે કદાચ કલ્પના પણ નહિ કરી શકો કે તમારો આટલો સુંદર કાગળ મળતાં મને કેવો આનંદ થયો હશે. પરદેશના યુવક-યુવતીઓ સાથે પત્રવ્યવહાર કરવાની અમારે માટે કોઈ શક્યતા નથી. અમારા ચેકોસ્લોવાકિયામાં તમારે ત્યાંના જેવા બધી સગવડ આપતા માસિકો નથી, તેથી આંતરરાષ્ટ્રીય મૈત્રીવ્યવહાર બાંધવાની તરફનું ચેકોસ્લોવાકોની ઝંખના અધૂરી રહે છે. અમે અટૂલા પડી ગયા છીએ. અમે ફક્ત રશિયા, પોલૅન્ડ, બલ્ગેરિયા, હંગરી અને રૂમાનિયા સાથે જ પત્રવ્યવહાર કરી શકીએ; પણ અમને તેમની ભાષા નથી આવડતી. એટલે તમારા સિવાય મારે બીજો કોઈ પત્રમિત્ર નથી.

મારી ઊંચાઈ પાંચ ફીટ અને છ ઇંચ છે. મારી માતા અહીંથી ચાર માઈલ દૂર એક શાળામાં ભણાવે છે, જ્યારે મારા પિતા અમારા ગામથી ૯૭ માઈલ દૂર એક શાળામાં શિક્ષક છે. હું મારી માતા તથા મારી ત્રણ બહેનો સાથે અહીં રહું છું. પિતા મહિનામાં એકાદ બે વાર અમારી પાસે આવી જાય છે ... આ વર્ષે મૅટ્રિક્યુલેશન પરીક્ષા પછી શાળા છોડીને શું કરવું તે નક્કી કરીશ. કદાચ હું યે શિક્ષક જ બનું; પણ કદાચ ખેડૂત બનું તે પણ શક્ય છે. તમારી માફક મને પણ સંગીતમાં રસ છે, પણ હું બહુ સારું વાઈબલ વગાડી શકતો નથી. વળી મારા અભ્યાસ તેમજ માતાને ઘરકામમાં મદદ કરવામાં ઘણો સમય જાય છે. જોકે મારા શહેરમાં થતો સંગીતનો કોઈપણ કાર્યક્રમ હું ચૂકતો નથી. વાચનમાં મને ઐતિહાસિક તેમજ વૈજ્ઞાનિક પુસ્તકો ગમે છે, પણ મારો મુખ્ય શોખ તો તત્ત્વજ્ઞાન છે. હાલમાં હું મારા અંગત ઉપયોગ માટે 'પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન'ના ટૂંકા ઇતિહાસનું લખાણ કરી રહ્યો છું. હું ડિક્શનેરીની મદદથી જર્મન, રશિયન, અંગ્રેજી, ફ્રેન્ચ તથા લૅટિન વાંચી શકું છું, પણ અમારે ત્યાં રશિયન સિવાય પરદેશનાં બીજાં કોઈ પુસ્તકો હોતાં નથી. તમે મને 'ગીતા'ની અંગ્રેજી આવૃત્તિ મોકલી તે માટે હું તમારો કેટલો પાડ માનું! કારણ કે મને એશિયાની સંસ્કૃતિમાં ખૂબ રસ છે. મારી પાસે ચીન, જાપાન અને ઇરાનની સંસ્કૃતિને લગતા પુસ્તકો તો છે, પણ હિંદી સંસ્કૃતિ વિષે અમારે ત્યાં એકે પુસ્તક નથી. જોકે સોશિયોલૉજિકલ (સમાજશાસ્ત્રને લગતાં) સામયિકોમાંથી મેં થોડીઘણી માહિતી મેળવી છે, ને હવે તો તમારા તરફથી સીધું જ હિંદની સંસ્કૃતિ વિષે જાણવા હું આતુર રહીશ. તમને યુરોપની અને ખાસ કરીને ચેકોસ્લોવાકિયાની સંસ્કૃતિ તથા જીવન વિષે માહિતી જોઈશે તો હું આપીશ.

અમારી પ્રજાનું જીવન તમે બરાબર સમજી શકો તે માટે હું અમારા ઇતિહાસનો વિકાસ કેમ થયો તે ટૂંકામાં સમજાવીશ. અમારા દેશનો ઇતિહાસ હજુ યુવાવસ્થામાં જ છે. ફક્ત ૯મી સદીમાં જ તે શરૂ થાય છે. ખ્રિસ્તી ધર્મનો અંગીકાર, લખવાની કળાનું શિક્ષણ અને જર્મન તેમજ ફ્રાન્સની ઉચ્ચ સંસ્કૃતિનો સંપર્ક, એ ત્રણ વસ્તુઓની પ્રેરણાથી અમારો દેશ યુરોપના તખ્તા પર આવ્યો. ઈ. સ. ૩૯૫ થી ૧૫૯૨ સુધી સંત વેન્સેસ્લસ, ચાર્લ્સ ૪થો (અમારી ભાષામાં Karel IV) અને પવિત્ર રોમન મહારાજ્યના શહેનશાહ વગેરે રાજવીઓનો અમલ એજ મધ્યયુગના અમારા ઇતિહાસ તથા સંસ્કૃતિનું ઘટક તત્ત્વ છે. પણ ૧૫મી સદીને અંતે ખ્રિસ્તી ધર્મગાદી અને શાહીવાદ સામે બંડ પોકારનાર યાન હુસ (જેને શહેનશાહે વધસ્તંભ પર જીવતો બાળી મૂક્યો ને શહીદ થયો તે)ના ઉપદેશથી નવી હુસ્સીઝમની હીલચાલ અમારે ત્યાં થઈ. સમસ્ત ચેકોસ્લોવાક પ્રજા તથા દેશ ઉપર તે વ્યાપી ગઈ અને વીસ વર્ષ સુધી અમારો દેશ ધાર્મિક યુદ્ધોમાં સંડોવાએલો રહ્યો. તે પછીના સૈકાઓ રાજાશાહી સામેના બળવામાં ગયા અને ૩૩૦ વરસ પર ચેક પ્રજાએ સ્વાતંત્ર્ય ખોયું. ઑસ્ટ્રિયાના શહેનશાહ અમારા પર રાજ્ય કરવા લાગ્યા. પણ પ્રથમ મહાયુદ્ધ શરૂ થતાં કેટલાક આગેવાનોએ અમારા સ્વાતંત્ર્યની લડત ઉપાડી, તેઓ દેશનિકાલ થયા; પણ મહાયુદ્ધના અંતે તેમનું કાર્ય સુખદ રીતે પાર ઊતર્યું, અને ૧૯૧૮ના ઑક્ટોબરની ૨૮મી તારીખે ચેકોસ્લોવાકિયાનું પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું. સ્લોવાક પ્રજા તો ૧૦૦૦ વરસથી હંગેરિયનોના જુલમ નીચે કચડાતી હતી. (ઈ. ૧૬૨૦ પહેલાં તો ચેક લોકોનું સ્વતંત્ર રાજ્ય હતું; પણ સ્લોવાક લોકો તો ઘણા લાંબા કાળથી હંગેરીના અમલ નીચે હતા.) અંતે ચેક લોકોએ (બંનેનું) સ્વાતંત્ર્ય મેળવ્યું. અમારા દેશના પહેલા પ્રમુખ તરીકે, અમારા સ્વાતંત્ર્યયુદ્ધના મહાન યોદ્ધા તેમજ એક મહાન ચેક ફિલસૂફ ટૉમસ જી. મસારિક ચૂંટાયા. ૧૯૩૭માં તેમના અવસાન બાદ તેના પરમ મિત્ર એડવર્ડ

બેનેસ ચુંટાયા. એટલામાં બીજું મહાયુદ્ધ શરૂ થતાં (જર્મનોના આક્રમણને લીધે) તેને પણ તેના મહાન પુરોગામીની માફક દેશવટે જવું પડ્યું, જે દરમ્યાન ચેકોસ્લોવાક પ્રજા જર્મન જુલમ નીચે પીસાતી રીબાતી રહી. મહાયુદ્ધ પૂરું થતાં બેનેસે સ્વતંત્ર ચેકોસ્લોવાકિયામાં વિજયપ્રવેશ કર્યો અને ત્રણ વરસ પછી ઈ. ૧૯૪૮માં તેનું અવસાન થયું. આખી પ્રજા તેને માટે આજે આંસુ સારી રહી છે તે પણ મસારિકની પેઠે અમારી પ્રજાના હૃદયમાંથી કદિ નહિ ભુલાય.

હવે અમારા દેશની ધાર્મિક સ્થિતિ વિષે. મુખ્ય ધર્મ ખ્રિસ્તી છે. માત્ર પાંચ ટકા નિરીશ્વરવાદી અને અઢી ટકા યહુદી છે. પણ ખ્રિસ્તી ધર્મના ઘણા પંથ અહીં છે. મુખ્ય પંથ કેથોલિક છે: લગભગ પોણો ભાગ (હું પણ કેથોલિક છું.) એ સિવાય પ્રોટેસ્ટન્ટ, મોરાવિયન, ચરૈન, ચેકોસ્લોવાક વગેરે અનેક પ્રચલિત છે.

અમારી સંસ્કૃતિ પણ અમારા ઈતિહાસ માફક હજી ઘુવારયામાં જ છે. ખરી રીતે તો તે ૧૯મી સદીમાં જ શરૂ થઈ ગણાય. અમારી પાસે ઇંગ્લંડ ને બીજા દેશો જેવું બહોળું સાહિત્ય નથી, પણ હાલમાં અમારી સમગ્ર સંસ્કૃતિ ફાલતી જાય છે. કારેલ ચાપેક (Karel Capek) એ અમારો જગવિખ્યાત મહાન નવલકથાકાર છે અને ઑટોકર બ્રેઝીના (Otokar Brezina) પરમ સુંદર કવિ છે. આ નીચે અમારા દેશનો નકશો ચીતરી મોકલું છું તેમાં મારું ગામ ક્યાં આવ્યું તે દર્શાવ્યું છે.




હવે હું મારા દૈનિક જીવન વિષે થોડું કહીશ. સવારના ૮થી બપોરના ૧ વાગ્યા સુધી હું શાળામાં હોઉં છું ત્યાં એક ભાષા, ગણિત ને ભૌતિકશાસ્ત્ર ઉપરાંત વિદેશી ભાષાઓ પણ શીખવાની હોય છે: અંગ્રેજી, રશિયન, લૅટિન તથા ગ્રીક. મેં બે અઠવાડિયાંથી ગ્રીક શરૂ કરી છે. આ ઉપરાંત પ્રકૃતિવિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ ને ચિત્રકળા પણ ખરા જ. નિશાળે જવું તો મને ખુબ જ ગમે છે, કેમકે અનેક અજ્ઞાત



વસ્તુઓનું જ્ઞાન મેળવવાની મને ઝંખના-તમન્ના છે. ત્યારબાદ બપોરે બીજા દિવસનો અભ્યાસ તૈયાર કરવાનો હોય છે. અને ત્યાર બાદ ફરવા જાઉં છું. નદીકિનારે લાંબી ખીણોમાં ને જંગલોમાં ફરફર ફરવા જવાનું મને બહુ ગમે છે. ખમે ખડિયો ભરાવીને નાના પ્રવાસો કરવા પણ ગમે છે, કેમકે હું ટપાલ ટિકિટોનો સંગ્રહ કરતો નથી, પણ તમારા માટે આ સાથે થોડીક અમારા દેશની ટિકિટો મોકલું છું. મને ટિકિટો કરતાં બીજા દેશોના શહેરોના તેમજ ત્યાંના શિલ્પ-સ્થાપત્યના ચિત્રોનો શોખ છે. મને એવું મોકલશો તો આનંદ થશે. મેં તમને મોકલેલી ટિકિટોમાંની એક ઉપર અમારા દેશનું રાજ્ય-ચિહ્ન છે. તમે મને પુછાવ્યું છે કે મેં Nardar લખેલું તેનો અર્થ શો થાય છે. 'Nardar' એ અમારા દેશના યુવાનોની રાષ્ટ્રીય સલામી છે. અંગ્રેજીમાં જેમ કોઈને બોલાવતી વખતે 'હલો' કહીએ છીએ તેવું.

કૃપા કરીને તમારી સંસ્કૃતિ, ફિલસૂફી ને ધર્મ, તમારા લેખકો, દેશ ને લોકો, તેમજ તમારા વિષે વિગતવાર લખશો. Nandar!

તમારો સહૃદય મિત્ર, યાન સેબેસ્ટિક (Jan Sebestik)

---

**આ** વિભાગના નિયમો અમે આ અગાઉ ઘણી વખત પ્રકટ કરી ગયા છીએ, છતાં તેનું પાલન થતું જણાતું નથી. આથી ફરી તે પ્રકટ કરીએ છીએ; એનું પાલન નહિ થએલા પત્રો રદ ગણાશે અને તે વિષેનો કોઈ પણ પત્રવ્યવહાર કરવામાં નહિ આવે. (૧) પોતાનું નામ પ્રકટ કરાવવા ઇચ્છનારે પોતાના જ હસ્તાક્ષરમાં પોસ્ટકાર્ડ પર અંગ્રેજીમાં (પહેલી એ બી. સી. ડી.માં જ) પોતાનું સંપૂર્ણ નામ, પોતાના ઘરનું (શાળા અગર દુકાનનું નહિ) પૂરું સરનામું, ઉંમર અને શોખ જણાવવા; (૨) પોતે ક્યાં સુધી ભણેલા છે અથવા ભણે છે તે જણાવવું. માત્ર અંગ્રેજી ૬ઠ્ઠું કે મૅટ્રિક ભણતા કે ભણી ચૂકેલાઓના જ નામો પ્રકટ થશે, કારણકે પરદેશમાં પત્રવ્યવહાર કરવા ઓછામાં ઓછું અંગ્રેજીનું એટલું જ્ઞાન હોવું આવશ્યક છે; (૩) આ માહિતી નીચે પોતાના વાલી અગર શાળા શિક્ષકની સહી કરાવવી. (૪) આ વિભાગમાં પ્રકટ કરવા માટેના પરદેશી પત્રમિત્રોના પત્રો ખાસ નવી માહિતી કે દૃષ્ટિવાળા હોય તે જ (બને ત્યાં સુધી ટૂંકા) પસંદ કરીને મોકલવા; સાથે ફોટો કે ચિત્ર હશે તો તે આવકારપાત્ર થશે; (૫) તેનો ગુજરાતી અનુવાદ પણ સાથે કરી મોકલવો જરૂરી છે; એમાં ઘટતા સુધારા અમે કરી લઈશું. (૬) એ બધી સામગ્રી ન સ્વીકારાયે પાછી મેળવવા માટેનું પૂરતું પોસ્ટેજ પણ સાથે બીડવું. કીમતી સામગ્રી હોય તો વળતી વખતનું રજિસ્ટર્ડ કરવા સાથેનું પોસ્ટેજ મોકલવું. (૭) પોસ્ટેજ બીડ્યા વિના આ વિભાગને લગતી કોઇ પણ પૃચ્છાનો ઉત્તર આપવામાં નહિ આવે. ❡ કેટલાક અમારી પાસેથી પોતાને મનફાવતા દેશોના પત્રમિત્રોની યાદી મંગાવે છે; પરંતુ અમારી પાસે તેવી કોઇ કાયમી યાદી રહેતી નથી. અમારી પાસે જે કાંઇ આવે છે તે અમે 'કુમાર'માં પ્રકટ કરી દઇએ છીએ. માટે સૌએ પોતપોતાની પસંદગીના સરનામા કુમારના અંકોમાંથી શોધી લેવા; અમારી સાથે નાહક પત્રવ્યવહાર કરવો નહિ. ❡ અમુક ભાઇઓ ખાસ કરીને પરદેશની છોકરીઓના જ સરનામા મગાવે છે. આ માનસ સમજાતું નથી. પરદેશી પત્રમિત્રો સાથે પત્રવ્યવહાર કરનારાઓએ, પોતે આ દેશનાં સંસ્કાર, ચારિત્ર્ય, અને પ્રતિષ્ઠાનાં પ્રતિનિધિ છે એ ખ્યાલમાં રાખીને એવા ગૌરવપૂર્વક પત્રવ્યવહાર કરવો જોઇએ.

## પરદેશના પત્રમિત્રો

### હિંદ આવવા ઇચ્છતા જર્મન પત્રમિત્ર

નીચે જણાવેલા જર્મન પત્રમિત્ર હિંદ આવવા પૂરતી નાણાંની જોગવાઈ કરવા અહીંની આયાત નિકાસ કરતી પેઢીઓના સરનામાં જાણવા ઇચ્છે છે, જેથી તેમની સાથે પોતે વ્યવહાર બાંધી શકે એવા નામથી જાણકાર પત્રમિત્રો તેમને લખી જણાવે નામ સરનામું W,O Andernach (16) Kassel Kohlen Str 11 1/2 (Germany) ઉલ્લેખ મારફત મેહુ શાહ (વડોદરા) તથા કુમાર

(1) Eric T Cabraal, Makewita Ga-ela, W P (Ceylon)—15, Stamps, Puzzles, (2) P Obeyesekera, St Thomas College, *Gurutalawa (Ceylon)—17*, Stamps, Coins, Picture Post cards, (3) Kingsley Goonesekena, C/o N V Goonesekena, 76, Kuruppumulla (Ceylon)—12, Stamps, Picture Post cards, Cricket Pictures (4) A Sothinathan, Manalpiddy, Karainagar (Ceylon)—16, Politics, Science, Stamps, Photography (5) Z H Ibrahim Esq, 346, Trincomalie Street, Kandy *(Ceylon)-20*, *Correspondence*, *Stamps*, *Coins*, Cricket Picture, (6) P E Seneviratne, 17 Railway Bunglow, Namioya (Ceylon)—14, Stamps, Coins, Pen pals (ઉલ્લેખ ચંદુ પટેલ-વડોદરા) (7) Master Ratilal M Mehta, G P O Box No 170, Suva, Fiji Islands —16, Stamps, Snaps, Reading, (8) Bhikhubhai Purshotam Patel, P O Box No 262, Dar es salaam, I T, B E Africa—*19*, Stamps View cards, Coins, Literature, Photography

**હિંદી પત્રમિત્રોનાં સરનામાં (ગયા અંકને અનુસંધાને ચાલુ)**

(417) Ramesh C Shah Shree Gujarat Vaishya Sabha, Jamalpur, Ahmedabad—17, Stamps, View cards, (418) Jairam Champsey Ved, Manek Bhavan, Bundar Road Cutch Mandvi—18, Stamps, (419) Bakulesh Anantrai Bhatt *C/o* G A *Bhatt, Plot No* 5 Manek Wadi, Station Road, Krishnanagar, Bhavnagar (Saurashtra)-16, Stamps, (420) Parekh Ghanshyam Pranlal, Vaidya Vilas, 102 Ghod Bundar Rd, Borivali (B S D, B B & C I Rly)—16 Fret work, *Stamps, Coins, Photography, (421) Goverdhandas* Dahyabhai Reshamwala, C/o Prabhudas Gangadas Reshamwala, Rampura Rd, Surat—19, Stamps, Photography, (422) Nalinkant Chhaganbhai Patel, Mahajan Bhavan, Anand—18, Stamps, View-cards, (423) Yashavant Chhaganbhai Patel, Mahajan Bhuvan, Anand—16, Drawing, Music, History, Stamps (424) *Miss Indira Patel*, C/o Kantibhai Chhotabhai Patel, Dave Pole, Nadiad—18, Stamps, Coins (425) Miss Jaya Patel, C/o Dineshbhai *Jayantilal Pat*-Kaker Khad, Haveli, Dave Pole, Nadiad-18, Stamps (426) Prafullchandra D Trivedi, M A, 28, Saraswati Society, Ahmebabad 7—28, Gujarati literature, Music, Philosophy, Religion, Spiritualism, Reading Photography, Travelling, Nature, (427) Chinubhai M Patel, C/o Manilal M Patel, Station Master, Siddhpur—18, Stamps, Coins (428) *Chandrasinh Mathuradas*, Swali Street, Mundra Cutch—19 Stamps Crossword Puzzles, (429) Dave Ratilal Manishanker C/o C V Shah, Bhatia Street, Wankaner (Saurashtra)-18, Rubber Stamps, Book Binding, Travelling (430) *Ramanlal B Patel*, Gamdi, P O Nandej Dist Ahmedabad—23, Philosophy, Metaphysics (431) Dinkerlal K Bodalia, *C/o Govind Nana*, School Falia, Matwad (Surat)—14, Stamps (432) Upendra, C/o R P Shah, Ambalal Chawl, Pritamnagar, Ahmedabad-6—15, Stamps, Coins, View-cards (433) Ravinkumar, Navapara, Bhavnagar (Saurashtra)—17, Sports, Stamps, (*434*) *Rajnikant H* Kothari and Mulprasad Ramji Pujara, Dhiraj Kunj, 5, Jairaj Plot Rajkot (Saurashtra)—19, *Touring*, *Politics*, Stamps (435) Indulal P Shah, Baniya St, Wankaner (Saurashtra)—19, Coins, Stamps, View cards, Sports (436) Mangeshchandra S Bhavsar, P O Box No 12, Ahmedabad—21, Science, Drawing, Reading, Politics (437) Chandrakant Jamnadas *Mehta, C/o Kapu*rchand Kalidas Mehta, Panchadevadawala Building, Opp City Dispensary, Damnagar (Saurashtra)—16 Music, Photography, Dancing, Coins, (438) Rajen B Sheth, C/o Bhagwandas M Sheth, Bibodi Building, Digvijaya Plot, Jamnagar (Saurashtra)—15, Literature, Music, Photography (439) Ramankumar A *Gandhi, C/o Jayant Colour Co, Chippa Moholla* Beawar, Rajputana—19, Stamps, Swiming (440) Bakulray L Bhatt, Lodhawala Building, Plot No 589, Navi Manekwadi, Bhavnagar (Saurashtra)—16, Stamps, Cricket, Literature (441) Shamji Bhanji Opp Pujara Dali, Mandvi Cutch—17, Stamps, Coins (ચાલુ)

### અક્ષરોનો પરિચય પામી ચૂકેલા
### બાળકોને વાંચતાં કરવાની એક યુક્તિ

બાળકની રંગતિયાળ કલ્પનાને જગાવે તથા તેમને ગમ્મત આપે એવી કોઈ સરસવાર્તા એને કહેવા માંડો, અને વાતનો રસ બરોબર જામે તથા બાળક તલ્લીન બની જાય ત્યાં જ વાર્તા કહેવી અટકાવી દો પછી, જે પુસ્તકમાંની એ વાર્તા તમે કહેવા માંડી હોય તે પુસ્તક બાળકના હાથમાં આપીને તેને કહો કે 'એ આખી વાર્તા આ પુસ્તકમાં આપી છે, તેમાંથી હવે બાકીની વાર્તા વાંચી લે' અધૂરી રહેલી વાર્તાના રસનું માર્યું બાળક એ વાર્તા સાદ્યંત વાંચી જશે, અને એમ એને આડકતરીરીતે વાચનનો મહાવરો પડતો જશે પણ એટલું જોવું કે એ પુસ્તક, બાળક ઉકેલી શકે તેવા મોટાં ચોખ્ખાં બીબાંમાં, પુષ્કળ ચિત્રો વાળું, અને બને તો થોડાં રંગીન ચિત્રો વાળું હોવું જોઈએ ચિત્રે પણ એવા હોય કે બાળકો હોંશેહોંશે વાંચવા લલચાય એવા એક પુસ્તકની માહિતી આ અંકના પાછલા પૂંઠા પર ચિત્રો સાથે આપી છે



# પ્રાચીન નાટ્યશાસ્ત્ર — નર્તક-નર્તકી-લક્ષણ

તથા તેની અનુષંગી અન્ય કળાઓનો પરિચય આપતી લેખમાળા——લેખક——હપતો ૩૯ મો

યોગેન્દ્ર પ્રિયદર્શી



નર્તન કરનાર પુરુષ તથા સ્ત્રીને નર્તક તથા નર્તકી કહે છે 'નર્તન' શબ્દમા નૃત્ત, નૃત્ય તથા નાટ્ય એ ત્રણે ક્રિયાઓનો સમાવેશ થઇ જાય છે તે આપણે આગળ જોઈ ગયા છીએ

નર્તક-નર્તકીના લક્ષણો નાટ્યશાસ્ત્રમા તો અલ્પાંશે જ આપેલા છે પરતુ 'અભિનય-દર્પણ' વગેરે ગ્રંથોમાં તેનો સારો વિસ્તાર કરેલો છે આ લક્ષણો નૃત્યકારના ખાસ જરૂરી ગુણો હોવાથી ઉત્તમ નૃત્યકાર થવા માટે કેટલી કેટલી લાયકાતો હોવી જોઇએ તે જાણવુ નૃત્યાભ્યાસમા રસ ધરાવનારાઓ માટે ઉપયોગી થઇ પડશે

આ ગુણો બે પ્રકારના છે ઈશ્વરદત્ત તથા યત્નસિદ્ધ કેટલાકને અમુક ગુણો કુદરતીરીતે જ મળેલા હોય છે, જ્યારે કેટલાક તે કેળવેલા હોય છે પરતુ ઘણીવાર બધા જ ગુણ કેળવી શકાય તેવા હોતા નથી જેમકે રૂપ તે કુદરતીરીતે જ મળેલુ હોય છે એ જ રીતે અમુક ગુણો કેવળ પ્રયત્નથી જ કેળવી શકાય તેવા હોય છે જેમકે ઝડપ. જોકે રૂપ પણ પ્રયત્નથી અમુક અંશે કેળવી શકાય ખરુ આધુનિક વિજ્ઞાન પણ એ દિશામા પ્રશંસાપાત્ર પ્રયોગો કર્યે જાય છે અને પાશ્ચાત્ય દેશોમાં આજે અમુક વૈજ્ઞાનિક પ્રક્રિયાઓ દ્વારા શરીરના વિવિધ ભાગો કે નાક કાન વગેરે અગ ઉપાગોને જોઇએ તેવો ઘાટ આપવાનુ શક્ય બનવા લાગ્યુ છે છતા બનાવટી ને કુદરતી વચ્ચેનો ભેદ તો રહેવાનો જ. આથી જેને જે માટેની કુદરતી બક્ષિશ મળી હોય તે જ વિષય તેણે ગ્રહણ કરવો સારો તેથી દરેક જણ જો પોતાની કુદરતી વૃત્તિ કે બક્ષિશ અનુસાર જ વિષયપ્રવેશ કરે તો પોતાની સારી ઉન્નતિ સાધી શકે

ઘણા કિસ્સાઓમા ઘણાઓનો નૃત્ય પ્રેમ બચારા માણસના સગીત શોખ સાથે સરખાવી શકાય તેવો હોય છે બીમાર માણસ માટે જેમ પકવાન નિષિદ્ધ હોય છે, તેમ શાસ્ત્રમા અરૂપ પાત્ર માટે નૃત્યનો નિષેધ ફરમાવેલો છે; કારણકે તેને નૃત્યની સિદ્ધિ થતી નથી વળી સુંદર વસ્તુનો આધાર પણ સુંદર હોવો જોઈએ નૃત્યકાર સુંદર હોય તો જ નૃત્ય સુંદર લાગે છે, નહિ તો તે નૃત્યની વિડંબના તથા હાંસીનુ કારણ બને છે લોકોમાં આજે નૃત્યનો શોખ વધ્યો હોવાનુ કહેવાય છે ખરુ, પરતુ આ વધી પડેલા શોખની પાછળ નૃત્ય પ્રેમ કરતા બીજી જ વૃત્તિઓ તથા કારણો કામ કરી રહેલા હોય છે નૃત્ય શીખનારાઓનો મોટો વર્ગ સાચા નૃત્ય પ્રેમ કરતા તેની પાછળની મોહિની, ચમકાટ તથા ઝાકઝમાળથી ખેંચાઇને જ તેમાં પડતો હોય છે તેમા યે ખાસ કરીને જાત જાહેરાતની વૃત્તિ સૌથી વધુ ભાગ ભજવતી હોય છે પરિણામે તેમા ઉપરછલ્લાપણુ ઘણુ આવી ગયેલુ છે (જોકે છીછરાપણું તો આજે દરેકે દરેક વિષયમા આવતુ જાય છે.)

'નટ' શબ્દ આપણે અભિનયકાર કે 'ઍક્ટર' માટે વાપરીએ છીએ, પરતુ તેનો મૂળ અર્થ નર્તક કે પ્રયોગકાર થાય છે, જેને માટે અંગ્રેજીમા 'Player' એવો શબ્દ છે 'નટ' શબ્દ નાચવુ માટે છે આથી જ નૃત્યમૂર્તિ શકર 'નટરાજ' કહેવાયા નાટ્ય શબ્દ પણ આ શબ્દ પરથી જ આવેલો છે, કારણકે 'નટનુ કાર્ય કે નટનને યોગ્ય તે નાટ્ય' એવી વ્યાખ્યા છે આથી પ્રાચીન કાળમા નાટ્ય નૃત્ત રૂપે જ ભજવાતુ હશે એવુ અનુમાન છે

આ જ રીતે 'પાત્ર' શબ્દ પણ પ્રાચીન કાળમા નર્તક કે નર્તકીના પર્યાય શબ્દ તરીકે જ વપરાતો હતો, પરતુ આજે તો તે નાટકમાં અમુક રૂપ ધારણ કરનાર માટે જ વપરાય છે આ શબ્દ માટે વળી કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે તે નર્તક માટે નહિ પણ માત્ર નર્તકી માટે જ પ્રયોજાતો શબ્દ છે હિંદીમા નર્તકી માટે પાતુરિયા કે પાતુરા શબ્દ છે તે કદાચ આ પરથી જ આવેલો હશે

નર્તકીની જેમ નર્તકના લક્ષણો બધા જ ગ્રથોમા આપેલા નથી પરતુ સ્ત્રી પુરુષના પ્રાકૃતિક ભેદ સિવાય તેમના ઘણાખરા લક્ષણો સયુક્ત કે એકસરખા જ છે.

સયુક્ત લક્ષણો : એક બીજા ગમે તેને વિષે યોજી શકાય તેવા નર્તક ને નર્તકીના એકસમાન લક્ષણો વિવિધ શાસ્ત્રો અનુસાર તારવીને આ નીચે આપ્યાં છે:

નાટ્યશાસ્ત્ર અનુસાર બુદ્ધિ સત્ત્વ, સુંદર સ્વાભાવિક રૂપ, લય તથા તાલ, પરિપૂર્ણ યૌવન, કૌતુહલ (જિજ્ઞાસા વૃત્તિ), ગ્રહણશક્તિ, ધારણશક્તિ (શીખેલુ યાદ રાખવાની શક્તિ), ગીત અને અભિનય ના ગુણો, શ્રમસહિષ્ણુતા તથા ઉત્સાહ વગેરે

સગીત મકરન્દ અનુસાર સર્વ કલા સુશિક્ષિત, વિવિધ વસ્ત્રાભરણયુક્ત, મૃદગ આદિના તાલમા દક્ષ ઇત્યાદિ આ ઉપરાત નર્તક યા નર્તકીના શારીરિક ગુણો તેમા આ પ્રમાણે દર્શાવેલા છે. અગ સૌષ્ઠવ (ઘાટીલુ શરીર), રૂપસપદ (રૂપ-સપત્તિ), સુંદર સુડોળ વદન-મડલ, વિશાલ નયન, બિંબાધર, સુચારુ દતપક્તિ, મોહક ગ્રીવા (ડોક), ક્ષીણ કટિ (પાતળી કમર) સ્થૂલ નિતબ, અતિ ઊંચાઈ કે બહુ નીચાઈ નહિ, ગૌર અથવા શ્યામ વર્ણ, તેમજ લાવણ્ય, કાન્તિ તથા માધુર્ય, વળી ઔદાર્ય, પ્રાગલ્ભ્ય વગેરે માનસિક ગુણો પણ તેમા જણાવેલા છે

ઉત્તમ નર્તકનુ લક્ષણ જણાવતા તેમા કહ્યું છે કે જે લય તથા તાલ અનુસાર ગીતાક્ષરોનુ પોતાના ગાત્ર(શરીર)વિક્ષેપ દ્વારા

ઉચ્ચારણ કરી શકે (ગીતના અર્થને અંગ ભંગીથી દર્શાવી શકે) અથવા જે ગીતધ્વનિને શરીરભંગીથી આંખ દ્વારા પ્રત્યક્ષ કરી શકે તેને ઉત્તમ નર્તક કે નર્તકી જાણવા

**નર્તક-લક્ષણ** 'અભિનય દર્પણ'માં નર્તકના લક્ષણો આ પ્રમાણે જણાવેલા છે સુરૂપ, સુકંઠ, વાદ્યનિપુણ, ગીતભિજ્ઞ, નર્તન પારદર્શી, વિદ્વાન, દક્ષ વાગ્મી, કલા વિજ્ઞાનશાસ્ત્રવિદ્, મધુરવાક્, આત્મનિર્ભરશીલ (આત્મવિશ્વાસવાળો), પરિહાસપ્રિય ઇત્યાદિ 'સંગીત રત્નાકર'માં નર્તકનું લક્ષણ જેણે કરણ તથા અંગહારાદિક (જે આપણે આગળના હપતાઓમાં જોઇ ગયા છીએ) માર્ગે નૃત્યનો અભ્યાસ કર્યો છે તે એવું આપ્યું છે તેને આંગિક, વાચિક આહાર્ય તથા સાત્વિક અભિનયનો તથા દસ રૂપક (જે પણ આપણે જોઈ ગયા છીએ)નો જાણકાર પણ જણાવ્યો છે

**નર્તકી-લક્ષણ** 'પાત્ર' યા 'નર્તકી'ના લક્ષણો 'અભિનય દર્પણ'માં આ પ્રમાણે આપ્યા છે તન્વી (નાજુક અંગવાળી) રૂપવતી, શ્યામા ઉન્નત પયોધરા (ઉન્નત સ્તનવાળી), પ્રગલ્ભા (આત્મશ્રદ્ધા વાળી) સરસા, (સુરુચિ તથા સુંદર વ્યવહાર વાળી) કાન્તા (કાન્તિ ઓજસવાળી), કમનીયા (સુંદર), મનોહરા, (મોહક) કુશલા, નિપુણા, સ્વગર્વા, ગીત વાદ્ય તાલભિજ્ઞા, પ્રસન્ન મુખપંકજ (કમળ જેવા પ્રફુલ્લિત મુખવાળી) તથા સુંદર વેષભૂષા વાળી

'શ્યામા'નો અર્થ શ્યામવર્ણી—કાળા રંગની એવો કરવાનો નથી, કારણ કે તેનો સંબંધ શરીરના વર્ણ સાથે નહિ પરંતુ વય સાથે હોવાનું જણાય છે 'કલ્પદ્રુમ' નામના એક કોષમાં 'શ્યામા'ની વ્યાખ્યા 'યૌવન મધ્યસ્થા' એવી કહેલી છે 'શીતકાલે સુખોષ્ણ તથા ગ્રીષ્મકાળે સુખશીતલા' એવી નવયૌવના નારીનું નામ શ્યામા' એમ પણ એક સ્થળે કહેલું છે બીજા મત અનુસાર જેના સ્તન યુગલ કઠણ હોય, નિતંબ વિશાળ હોય તથા કમર પાતળી હોય તેવા ત્રણ લક્ષણોવાળી સ્ત્રીને શ્યામા કહે છે પરંતુ પ્રચલિત અર્થમાં તો સોળ વર્ષીય શ્યામવર્ણી યુવતી તે શ્યામા અહીં એ ખ્યાલમાં રાખવાનું છે કે શ્યામ વર્ણ એ પાત્રનો ગુણ છે, પણ અત્યંત કૃષ્ણ વર્ણ એ દોષ રૂપ છે

નર્તકીના અન્ય લક્ષણો આ મુજબ કહ્યા છે બિંબતુલ્ય અધર, ચંદ્રના જેવું મુખમંડલ, કંચુકાવૃત્ત કુચકુંભ (કંચુકી એટલે પ્રાચીન સમયમાં વપરાતી રત્નજડિત ચોળી) તેનાથી ઢંકાએલા સ્તન વાળી, ચિત્ર વિચિત્ર રત્નાભૂષણ તથા મણિમૌક્તિકહાર ધારણ કરવાથી સહૃદય દર્શકગણ (પ્રેક્ષકો)માં ચિત્તવિભ્રમ ઉપજાવી શકાય છે એમ પણ કહ્યું છે વળી કહ્યું છે કે સુલક્ષણયુક્ત શરીર, પદ્મતુલ્ય રક્ત કોમલ હસ્ત ચરણ તલ (કમળના જેવી લાલીવાળી હથેળી તથા પાનીઓ) કુસુમશોભિત સુદીર્ઘ વેણીરચના (ચોટલો), સલજ્જ મૃદુ વાણી મૃગતુલ્ય સલીલ ગતિ લાસ્યબહુલ તનુભંગિમા (કોમલ મધુર શરીરભંગી) તથા હાવભાવ વગેરેનું મનોહારિત્વ વગેરે ગુણોથી રંભા, તિલોત્તમા, મેનકા ઉર્વશી આદિ દેવાંગનાઓ તુલ્ય ખ્યાતિ મેળવી શકાય છે

**અલંકરણ** નર્તકીના અલંકરણ તથા વસ્ત્ર પરિધાનનું વર્ણન આ પ્રમાણે આપ્યું છે મસ્તકે પુષ્પની માળા, મુક્તાજાલથી શોભતી વિલંબિત સરલા વેણી, લલાટમાં કસ્તુરી ચંદન, ગાલમાં પત્રલેખા, રત્નથી સુશોભિત અલકાગુચ્છ (લટોનો ગુચ્છ), નેત્રમાં સૂક્ષ્મ અંજનરેખા, કર્ણમાં સમુજ્જવલ વલયકુંડળ અથવા તાલપત્ર, કંઠમાં તારાહાર, મુક્તાહાર મંડિત સ્તન યુગલ, હાથમાં રત્નજડિત સુવર્ણકંકણ તથા આંગળીઓમાં માણેક અને નીલમથી શોભતી હીરક મુદ્રિકાઓ (વીંટીઓ) ઇત્યાદિ

**યૌવન-ભેદ** નર્તકીના, તેના યૌવન અનુસાર મુગ્ધા મધ્યા તથા પ્રગલ્ભા એવા ત્રણ ભેદ પાડેલા છે ત્રણ પ્રકારના યૌવન તથા તેના લક્ષણો તો આપણે આગળ જોઈ ગયા છીએ 'મુગ્ધા' નર્તકી પ્રથમ યૌવનમાં હોય છે, 'મધ્યા' નર્તકી દ્વિતીય-યૌવનમાં હોય છે તથા 'પ્રગલ્ભા' નર્તકી તૃતીય-યૌવનમાં હોય છે

વયની આ રીતની ન્યૂનાધિકતા અનુસાર નર્તકીના 'બાલા (કિશોરી), તરુણી તથા 'યૌવના' એવા પણ ત્રણ ભેદ છે. કેટલાકના મત અનુસાર આ તથા ઉપરના ભેદો એક જ છે માત્ર નામોનો જ ફેર છે

**પાત્ર-પ્રાણ:** નર્તક તથા નર્તકીના ઉપર જોયા તે સિવાયના કેટલાક ખાસ ગુણ પણ શાસ્ત્રમાં દર્શાવેલા છે તે 'પાત્ર' અર્થાત્ 'નર્તક યા નર્તકી'ના પ્રાણ રૂપ હોવાથી તેને 'પાત્ર-પ્રાણ' નામ આપેલું છે આ ગુણો બે પ્રકારના છે: અન્ત પ્રાણ તથા બહિર્પ્રાણ

**અંત પ્રાણ** અંતરંગ કે આંતરિક ગુણવિશેષને અન્ત પ્રાણ કહે છે તે આ દસ છે: વેગ, સ્થિરતા, રેખા, ભ્રમરી, દૃષ્ટિ, શ્રમઅભાવ મેધા, શ્રદ્ધા, વાક્ય તથા ગીત તેની સમજણ આ પ્રમાણે છે

વેગ એટલે ત્વરા કે ઝડપ કેટલાક શાસ્ત્રોમાં આની જગ્યાએ 'જવ' નામનો ગુણ પણ જણાવેલો છે પરંતુ વસ્તુત આ બન્ને ગુણો એક જ કે એક સમાન છે, કારણ કે 'જવ'માં પણ ચપળતા વગેરે ગુણોનો જ સમાવેશ થાય છે

સ્થિરતા—અ ચળતાપણું

રેખા—સ્વ૦ આનંદ કુમારસ્વામીએ તેનો અર્થ 'અંગસૌષ્ઠવ' કે Semmetry કર્યો છે, પરંતુ શાસ્ત્રમાં તેનો અર્થ બીજો કરેલો છે તે મુજબ 'મસ્તક નેત્ર તથા હસ્તની મિલાવટથી ઉત્પન્ન થતી નયન મનોહર સંસ્થિતિ'ને રેખા કહે છે

ભ્રમરી—મંડલ આકારે (ગોળાકારે) અંગ પરિભ્રમણ કરવું તે

અશ્રમ થાક ન લાગવો તે

દૃષ્ટિ—રસ કે ભાવયુક્ત નજર

મેધા—સ્મૃતિ કે બુદ્ધિની ધારણ શક્તિ

શ્રદ્ધા—શાસ્ત્રમાં કહેલી વિધિ ગુરુ તથા પોતા પ્રત્યેનો દૃઢ વિશ્વાસ

વાક્ય—પરિશુદ્ધ તથા સ્પષ્ટ વાક્યોચ્ચારણ

ગીત—અસાધારણ ગાનશક્તિ

આ ગુણો સિવાય પાત્રપદ જાળવી રાખવું શાસ્ત્રમાં મુશ્કેલ કહ્યું છે

**બહિર્પ્રાણ**: નર્તનને અનુષંગી નર્તકના બાહ્ય ગુણ સાધનોને બહિર્પ્રાણ કહે છે જેમકે તાલ, સ્વર, વાદ્યકાર, ગાયક તથા કિંકિણી

વાદ્યકાર—પટહ શંખ, બીના વગેરે વાદ્યો બજાવનાર.

કિંકિણી—નૂપુર કે ઘૂઘરાને કિંકિણી કહે છે તેના લક્ષણો જણાવતા કહેલું છે કે તે સુસ્વર (સુરીલા મધુર રણકારવાળા) સુરૂપ (ઘાટીલા) સૂક્ષ્માકૃતિ (નાના કદના) તથા કાંસ્યનિર્મિત (કાંસાની બનાવટના) હોવા જોઇએ વળી તેની સંખ્યા તથા તે બાંધવાની રીત જેવી સૂક્ષ્મ તિસૂક્ષ્મ વિગતો પણ શાસ્ત્રમાં જણાવેલી છે તે એક એક આંગળીને અંતરે, નીલ સૂત્ર (ભૂરા દોરા)થી, સો સોની સંખ્યામાં, બાંધવાનું જણાવ્યું છે વળી શાસ્ત્રમાં નક્ષત્રસમૂહ (તારકવૃન્દ)ને આ કિંકિણીઓના દેવતા તરીકે જણાવેલા છે તે શા કારણથી તે સ્પષ્ટ નથી પરંતુ કિંકિણીઓ તથા નક્ષત્રસમૂહમાં અમુક સામ્ય રહેલું જાણીને શાસ્ત્રકારોએ આવો યોગ સાધ્યો હોય એમ જણાય છે તેની પાછળ તેના આકારનો તથા કદાચ કિંકિણીઓ નક્ષત્રોના જેવી ચ... તથા ચમકારવાળી હોવી જોઇએ તેવો સંકેત પણ હોય

**વર્જનીય પાત્ર** 'અભિનય દર્પણ' ગ્રંથમાં (અનુ પૃ ૩૩૩મે)

# પચ્ચીસ વર્ષ પહેલાં






## અંક ૧૧ · કારતક ૧૯૮૧ (નવેમ્બર ૧૯૨૪)

'નવા વરસે તારા કોડ પૂરા થાઓ. તારી બુદ્ધિમા નમ્રતા, લાગણીમા વિવેક, વિદ્યામા ડહાપણ અને કર્મમા કલ્યાણ પ્રકટો. આરંભ એવો કર કે અંત શુભ આવે.'—એવા આશીર્વચન સાથે ઊઘડતા, પચ્ચીસ વરસ પહેલાના, 'કુમાર'ના ૧૧મા અંકમા તેની નિયમિત સ્વસ્થતાથી રાખેલા મુન્જવણના અગો ઉઠાવ પકડે છે. એ પૈકી સ્વ. નવલરામ જગન્નાથ ત્રિવેદીએ લખેલા કવિ બોટાદકરના સસ્મરણોમાથી એકાદ બે તારવીએ .

''સવત ૧૯૭૪ના ઉનાળામાં મારા મિત્ર અમૃતલાલ દાણીના લગ્ન પ્રસગે હું બોટાદ ગયો હતો. 'કલ્લોલિની' આ પહેલા મેં વાચેલી તેના લેખક કવિ 'દામોદર શા' ભાઈ દાણીના પત્નીના મામા થાય છે એ વાત જાણતા તેમની સાથે હું કવિને મળવા ગયો. લાકડાની અનેક ચીપોનાં થીગડા મારેલા, તૂટુંતૂટું થતા કમાડવાળી નીચી ખડકીમા થઈ, અમે ડેલી ઉપરના મેડે ચડયા. મેડો વાસનો બાંધેલો કોઈ નીચો અને જર્જરિત માળણવાળો હતો. જૂના ફાટેલા ગોદડાના ડામચિયા પાસે કવિ બેઠા હતા. કવિનું વય તે સમયે ૪૭ વર્ષનુ હતુ. તેમના મો પર ઘડપણની કરચલી દેખાતી હતી, વાળ સફેદ થયા હતા તથા આખો ધુમાડાયલી જેવી અને પાણી ઝરતી હતી. શરીર સુકલકડી, ડાચા બેસી ગયેલા, ને અવાજ ખોખરો—એવા એ કવિનુ પ્રથમ દર્શન મારી યાદદાસ્તમા સજ્જડ ચોટી ગયુ છે. ભાઈ દાણી જોડે કેટલીક કુટુબકથા દુઃખદ સ્વરે અને પ્રસગોપાત્ત ઉત્તેજિત થઈને કર્યા પછી મારી ઓળખાણ જાણી લઈ મને પૂછ્યુ, 'કેમ આવ્યા છો?' મેં કહ્યુ, 'કલ્લોલિની લેવા.' એક ભાગેલા કબાટ જેવુ કાંઈક પડયું હતુ તેમાથી 'કલ્લોલિની'ની એક નકલ તેમણે મને કાઢી આપી. મેં પૈસા આપવા માડ્યા તો કહે, 'એ ન બને તમે અમૃતલાલની સાથે આવ્યા, મારી સાથે ઓળખાણ કરી, હવે પૈસા લેવાય જ નહિ. લાવો નામ લખી આપુ.' એમ કહી પોતાનુ નામ લખી મને પુસ્તક ભેટ દીધુ.

સંવત ૧૯૭૫ના ઉનાળામા કવિ સાથે ભાવનગરમા ફરી મેળાપ થયો. આ વેળા બોટાદની પાસેના સમઢીઆળા નામના નાના ગામમા બાર કે તેર રૂપિયાના પગારથી એ શિક્ષક હતા. આવી કફોડી આર્થિક સ્થિતિમાં જરા રાહત મેળવવા માટે કોઈ ઉપાય શોધવાનું કવિને સૂઝ્યુ. તે સમયે ભાવનગરમા મોટી વયની જૈન સ્ત્રીઓ માટે એક શાળા કાઢવામા આવી હતી. તેના શિક્ષક તરીકે કેટલાક મિત્રોની ભલામણ પરથી તે રહ્યા હતા. અહીં કવિની આખે પરવાળા આવતા હતા, તબિયત પણ સારી ન હતી, તેમજ તેમને મળેલ કામ પણ અનુકૂળ પડયુ નહિ. ઘણીખરી બાઈઓ મોટી ઉંમરની—વૃદ્ધ ગણાય તેવડી હતી. જેવું કામ હતુ તેવું જ તેમનું ભાવનગરનુ રહેઠાણ હતુ એક ગદા લત્તામા તદ્દન અંધારિયા મેડા પર તે રહેતા હતા. અહીં થોડો સમય રહી તે સમઢીઆળે પાછા ફર્યા.

કવિના ભાવનગર જવાનો ઉપયો પ્રસગ લખતા, તેમણે ગુજરાતનું સાધન મેળવવા માટે કરેલા અનેક પ્રયત્નો તથા યોજનાઓની ગમગીન યાદ આવે છે વૈદ્યનું, વૈષ્ણવ મહારાજના મંત્રી તરીકેનુ તથા ખેડૂતનું જીવન પણ તેમણે જુદેજુદે સમયે અનુભવ્યુ હતુ પણ એકેમા તે ફળીભૂત થયા ન હતા

સવત ૧૯૬૯મા તેમની બદલી લાખેણી ગામે થઈ. અહીં તેમણે એક મોટી નોટ બાધી, અને તેમા વિધવિધ ૫૦-૭૫ ધંધા કેમ, કયા કયા સાધનોથી, કઈ મોટી પેઢી સાથે થઈ શકે તેની ધધાવાર નોધ સુદર અક્ષરે કરી એ નોટના પૂઠા ઉપર નામ લખ્યુ છે :'ઉદ્યોગમાલા'. તેમા ઘણા ધધાના નામ છે. જેવા કે તમાકુનો વેપાર, આપટાના પાન, સરસીઉ તેલ, વસાણાની મોટી દુકાન, ઘીની દુકાન, ગ્યાસતેલની એજન્સી, તૈયાર રૂનો વેપાર, રાણપુરમા કરિયાણાની. રૂ. કપાસીઆ વગેરેના વાયદાનો વેપાર વગેરે આ બધી ટીપ ચાલે છે તેમા વળી એક પાનુ આવે છે કે 'કલ્લોલિની' સ્ટેશન-બુકસેલરોને મોકલવી, અમુક ખાતામા અરજી કરી ઈનામ-લાયબ્રેરીની મંજૂરી માટે મોકલવી. વળી પાછું ઑઈલએન્જિન આદિથી 'ઉદ્યોગમાળા' શરૂ થાય છે. 'વીશી અને હૉટેલ' પેગ કરવી તેની માહિતી પણ ટીપમા છે. શાકભાજીની આડત પણ વિચારમા રહી ગઈ નથી ''

પાછળથી જેના વિકાસ રૂપે 'સરજનહારની સૃષ્ટિ' અને 'વનવગડાના વાસી'ની લોકપ્રિય લેખમાળાઓ પ્રકટી તે જળજગલની જીવસૃષ્ટિનો પરિચય આપવાની પોતાની યોજના પણ 'કુમારે' પહેલા જ વર્ષથી અમલમા મૂકી હતી. એ રીતે આ અંકમા વનરાજ સિંહનો સાડા છ પાના ભરીને જે પરિચય આપવામા આવ્યો છે તેને અને ઉતારેલો એક સાચો કિસ્સો ઉતારીએ :

રોઝા બૉન્હર નામની એક ચિત્રકાર બાઈને જગલી પ્રાણીઓ પાળવાનો બહુ શૉખ હતો. એક વખત તેણે 'નીરો' નામે વિકરાળ સિંહ ખરીદ્યો. લોકો કહેતા કે તે સિંહ બહુ ક્રૂર અને ન હળી શકે તેવો છે પણ રોઝાએ પ્રેમ, માયાળુપણા ને નમ્રતાથી તેને કેળવ્યો

રોઝા મુસાફરીએ જવા નીકળી ત્યારે તેણે તે સિંહ પારીસમા લૅન્ડિન નામના માણસને વેચ્યો. બે વર્ષ પછી તે પાછી આવી ત્યારે તેને માલૂમ પડ્યુ કે નોકરોના જુલમ અને ક્રૂરતાથી તે સિંહ આધળો થઈ ગયો હતો. રોઝા તે સિંહના પાજરા પાસે ગઈ અને 'નીરો' કહીને હાક મારી. આ શબ્દ સાભળતાવેંત જ તે બીમાર વનરાજ પીંજરાના સળિયા તરફ એટલા જોરથી પ્રેમપૂર્વક ધસ્યો કે તેનો ધક્કો લાગવાથી તે અથડાઈને પાછો પડ્યો, અને એક વિચિત્ર અવાજ કાઢી અધમૂઓ થઈ પડયો જ્યારેજ્યારે રોઝા બહારથી આવતી ત્યારે તેને આવકાર આપવા તે આવો અવાજ કાઢતો.

સિંહની આ દશા જોઈ રોઝાને એટલી બધી લાગણી થઈ આવી કે તેણે તે પાછો ખરીદી લીધો. તે એને ઘેર જ મરણ પામ્યો મરતીવેળા તેણે પોતાના પજા પોતાની શેઠાણીના ખોળામા મૂક્યા હતા, કેમ જાણે દીનતથી આજીજી કરતો ન હોય, કે મારો તિરસ્કાર ન કરશો

રોઝા કહેતી કે વિશુદ્ધ નિર્મળ પ્રેમ મને તેવા ભયકર જંગલી પ્રાણીને પણ વશ કરી શકે છે.

**શ્રી** ધૂમકેતુની 'ઇતિહાસદર્શન'ની માળામાંથી પણ એક ફકરો ટાંકીને ઉતારવા જેવો છે.

સર હેન્રી લૉરેન્સ, જે 'પઠાણ બળવામાં લખનૌમાં ખપી ગયા, તેણે 'ધ ગાઈડ્ઝ' કરીને ચુનંદા સૈનિકોની એક ખાસ ટુકડી બનાવી હતી. જેમ યૂરોપમાં નેપોલિયન બોનાપાર્ટે 'ફ્રેન્ચ ગાર્ડ્ઝ' નામે અસલ ચૂંટી કાઢેલા નામચીન લડવૈયાઓની એક ટુકડી, આપત્તિના વખતે કામ આવે તે માટે રાખેલી, તેમ આ 'ગાઈડ્ઝ'માં બીજા કોઈ નહિ પણ શીખો, પઠાણો ને રજપૂતો હતા. ઇતિહાસ પરથી સિદ્ધ થયું છે કે માત્ર હિંદુસ્તાનમાં જ નહિ પણ જ્યાં જ્યાં બ્રિટિશ સલ્તનત પોતાનો ઝંડો ફરકાવી રહી છે ત્યાં ત્યાં સર્વ ઠેકાણે, તેનો પાયો બાંધવામાં આવા ધનેયા જેવા ચુનંદા શીખો, સાચા મુસલમાનો ને અણીશુદ્ધ રજપૂતો જ હોમાઈ ગયા છે! એ સામ્રાજ્યની તસુ એ તસુ જમીન આ સૈનિકોના લોહીમાંથી જ પેદા થઈ છે.

અફઘાન લડાઈ શરૂ થઈ તે પહેલાં એક વેળા ખૈબરઘાટમાંથી 'ગાઈડ્ઝ' પસાર થવાના હતા. વાયવ્ય પ્રાંત છોડ્યા પછી જે પહાડી મુલક આવે છે તેમાં યુસફઝઈ, આફ્રીદી વગેરે પહાડી જાતો વસે છે. આ 'ગાઈડ્ઝ'માં એક આફ્રીદી સિપાઈ પણ હતો. આ સિપાઈનું ગામ લશ્કરના રસ્તામાં જ આવતું હતું! અને કદાચ તેને પોતાના જ ગામ પર—કે કદાચ પોતાના ઘર પર પણ—હુમલો કરવાનું આવે તેમ હતું! એ વિચારથી, આ જુવાન ચિંતાતુર રહેતો હતો.

એક વેળા આગળ જઈને ચોકી રાખવાનો તેનો વારો આવ્યો. તેની સાથે એક ગુરખો સિપાઈ પણ હતો. બન્ને જણા રાત્રિના ભયંકર અંધકારમાં એકલા ઊભાઊભા ડુંગરાઓની પરંપરા વચ્ચે, પાકું ખખડે તેની પણ ચોકસી કરતા ઊભા. ગુરખા સિપાઈએ પોતાની બંદૂક આ જુવાનને આપીને કહ્યું કે હું જરા તળેટીમાં જઈ આવું.

માણસ કોઈ ફરકતું હતું નહિ. રાત્રિ અંધારી ઘોર હતી. અચાનક જુવાનની નજર આગળ તેનું ઘર, તેનો દેશ, તેના ભાઈભાંડુ તરી આવ્યા, તેની માતા કેટલા પ્યારથી તેને ફરીફરીને નીરખશે એ યાદ આવ્યું, તેના હૃદયે જાણે ભારે બંડ ઉઠાવ્યું, અને અંતે તે બન્ને બંદૂકો લઈ પલાયન કરી ગયો!

તે વખતે 'ગાઈડ્ઝ'નો સરદાર જેન્કિન્સ હતો. તેને આ વાતની ખબર પડી કે તરત જ તે સિપાઈની જાતના જે સત્તર બહાદુર આફ્રીદી જુવાનો પોતાની ટુકડીમાં હતા તે બધાને બોલાવી મગાવ્યા, તેમના હથિયાર લઈ લીધા, તેમના શરીર પર માત્ર લજ્જા ઢાંકવા પૂરતો કપડાનો એક ટુકડો જ રહેવા દીધો, ને પછી તેમને કહ્યું, 'તમે જ્યાં સુધી પેલી બે બંદૂકો લાવી ન શકો ત્યાં સુધી તમને રજા છે! જાઓ, ત્યાં લગી મને તમારું મોં ફરીને બતાવશો નહિ!'

પણ આ પહાડી બચ્ચા તો ખરા વફાદાર હતા. લોહીનું ટીપેટીપું આપીને બદલામાં અનાજનો એક એક દાણો લેનારા હતા. બસ, તે તો ગયા તે ગયા. એ વાતને વરસ બે વરસ વીતી ગયાં.

પેલા સિપાઈઓની જગ્યાઓ પણ પુરાઈ ગઈ, ને એ વાત પણ ભુલાઈ ગઈ. બે વર્ષ પછી, અચાનક એક દિવસે, આ સત્તરે બહાદુર પુરુષો હાજર થયા. તેમના મોં પરથી, જંગલેજંગલ ને પહાડેપહાડ રખડતાં નૂર ઊડી ગયું હતું, ચીંથરેહાલ દશામાં તેઓ હતા, ને બે વર્ષના રાત્રિદિવસના પરિશ્રમ વેઠીને સાહેબની બે બંદૂકો તેઓ મેળવી લાવ્યા હતા! એ સત્તરે જુવાનોના ચહેરા પર જાણે એક ઈશ્વરી સંદેશ કોતરાઈ રહ્યો હતો: 'સાહેબ! આ તમારી બે બંદૂકો, અમે અમારી માની કૂખ ઉજાળી છે તેનું આ દૃષ્ટાંત!'

અને આ સત્તર જુવાનો ફરી નોકરીમાં રહ્યા. આવા આવા હિંદી જુવાનોએ જ ૧૮૫૭નો બળવો ને ચિત્રાલનું યુદ્ધ, અફઘાન લડાઈ ને શીખ લડાઈ, એ બધામાં બ્રિટિશ સરકારની આબરૂ જાળવી હતી.

**સૌ**રાષ્ટ્ર ગુજરાતથી કદી અલગ ન હતું, પણ વચમાં જાના અંધકાર યુગમાં 'કાઠિયાવાડ' નામથી તેનું જે વિભિન્ન વ્યક્તિત્વ ગણાવા માંડ્યું તેની 'પાછળની વિશિષ્ટ સોરઠી સંસ્કૃતિ'ની અસલી સાક્ષીનું જે આલેખન આ અંકની 'માધુકરી'માં એ કાળે નવા નીકળેલા તેજસ્વી ત્રૈમાસિક 'કૌમુદી'માંથી ઉતાર્યું છે, તે પરથી એના લેખકોનું હવે તેની આજે તો સહેજે કલ્પના થઈ શકે એમ છે.

' સૌરાષ્ટ્ર નામનો ટાપુ એક વખત હિંદને તીરે તરતો હતો. સમુદ્રના આસમાની મોજાં એને હાથેપગે ચોગમ રત્નાલંકારો સજાવતાં હતાં. કુદરત એના હૈયા પર બેસીને પાંચકૂકા રમતી હતી.

એક દિવસ કુદરતે સૌરાષ્ટ્ર ને ગુજરાત વચ્ચે સેતુ બાંધી દીધો. સમુદ્ર શોષીને સિંધ કચ્છને સૌરાષ્ટ્રની સહેલગાહે જવાના માર્ગ ખુલ્લા કરી દીધા. દશે દિશામાંથી અહીં ઘણા વિજેતાઓ આવ્યા. આવીને તલવારો આ ભૂમિને ચરણે ધરી દીધી. મુગ્ધ બનીને અહીં કેટલાં પોતપોતાની સંસ્કૃતિની ભેટ અહીં ધરી દીધી. એ નોખનોખ હીર-દોરીઓને ગૂંથીને સૌરાષ્ટ્રે પોતાની એક નવીન સંસ્કૃતિ રચી.

ચોરાઓ, ઠાકરદુવારાઓ, સંધ્યાની આરતી, કોઈ રડ્યોખડ્યો કોઠો, પ્રેમમાંથી વિવેકમાં પલટીને પણ સજીવન રહેલી સોરઠી મહેમાનદારી, આમડાને પાદર ઊઘલતી જાન, ઘુમટામાં આંસુ સારતી 'પ્યારી લાડી'નું ધૂંધરીઆળું વેલડું, ઘોડે બેઠેલો કિનખાબની આભ દીવાળો 'વર લાડો', શરણાઈના શોર, બંદૂકદાર વોળાવીઆ અને ઘોડાની નૃત્યરમતો—એ અમારી જૂની સંસ્કૃતિના રત્નો છે. એમાંથી સાહિત્ય જન્મ્યું છે. કાઠી રજપૂત દરબારોની માનવસૂની ડેલીઓ, રૂપેરી હોકાઓ, કસુંબાની ભેળી પ્યાલીઓ, બથ ભરીને બેસવાને રિવાજે, મૂછોના થોભા અને રાતીચોળ આંખો, રડ્યાખડ્યા સાંઢ ઘોડા ને રડ્યાખડ્યા બહારવટિયાની પવિત્ર નીતિરીતિ અને એ પાળિયાં ચડાવતા રડ્યાખડ્યા ચારણો—એ બધામાં એક વખત અમારી સંસ્કૃતિનો આત્મા ટહુકતો હતો. યુદ્ધના ધમસાણો, લૂંટફાટો, અપહરણો અને લોહીની ધારાઓમાં જેટલું હિંસાનું તત્ત્વ હતું, લોહીની ઘાતકી પિપાસા અને હત્યાકારી દ્વેષ હતા, તેથી સાતગણા વીરત્વની ખેલ કરવાના કોડ, વીરત્વ પ્રત્યે ભક્તિ, માન ને પ્રશંસા હતાં.

કાઠી રજપૂત અને ચારણ, આયર રબારી અને ભરવાડ એ કાઠિયા વર્ણો આ સંસ્કૃતિના સરજનહાર હતા. શિષ્ટ વર્ગોની નિર્બળતાઓ ને કૃત્રિમતાઓ એમનામાં નહોતી. છતાં રસિકતા, ઇન્દ્રિયનિગ્રહ ને બિરદપ્રતિપાલન ઉચ્ચ હતાં. શૌર્ય વિના સ્નેહ નહોતો. સ્નેહથી જુદી ભક્તિ ન સમજતી. હૃદયના અંતરમાં પણ ભક્તિ વહેતી.

કલ્પનાથી ઘેરાતા એ માનવીઓના લોચન હતાં. વીરપૂજા, સૌંદર્યપૂજા, સ્નેહપૂજા ને અતિથિપૂજા, સત્યપૂજા ને ટેકપૂજા, એમની પૂજાઓ હતી. વાસ્તવિક એ બધાં એક જ સંસ્કારના—જે હીરાના જુદાજુદા પાસા હતા, એક જ રસ જુદીજુદી ધારાઓમાં ટપકતો, નોખનોખા ઝરણું વહાવતો ને સમયધર્મના નોખનોખા કિરણો પડે ત્યારે નોખનોખા રંગો ધારણ કરતો. એ સંસ્કાર હીરો, એ રસ ક્યો? ક્ષત્રિવટ. એ એક જ સંસ્કૃતિના અર્ણમાં બધા વીરો, દાતાઓ ને પ્રેમિકો જન્મ્યા.'

કુમારનું લવાજમ સેલ્સ ટૅક્સ સાથે રૂ. ૭ ૧૨-૦ છે એ વિષેની એક જરૂરી વાત પૃ. ૩૩૨ ઉપર છે

## રામસ્વામીનું રત્ન

(અનુસંધાન પૃષ્ઠ ૩૨૯થી ચાલુ)

ફરીથી અમે અલકમલકની વાતો કરી, મેં એકબે વસ્તુઓ ખરીદ કરી અને મારો આભાર માનીને એ ગયો. એના ગયા પછી મને વિચાર થયો કે રામસ્વામી ઝવેરી તરીકે સુવિખ્યાત હોવા છતાં બેમાંથી એકે વખત એણે મને ઝવેરાત તો બતાવ્યું જ નહિ. મને એ વિચિત્ર લાગ્યું. કદાચ એને એમ પણ લાગ્યું હોય કે એવું મોંઘું ઝવેરાત ખરીદવાનું મારા જેવા સામાન્ય માણસનું ગજું નહિ હોય.

'ઑયેયો' પરનો તમામ માલ હવે બંદરમાં ઊતરી ચૂક્યો હતો. અને જહાજ પર ચાલતી વાતો પ્રમાણે કદાચ આવતા બુધવારે અમારે પાછા સ્વદેશ હંકારી જવાનું થાય તેમ હતું. પેલા હીંગણા હિંદી ઝવેરીને બંદર પરની નાનીમોટી તમામ બાતમીઓ મળી રહેતી, તેથી આ વાતની યે તેને ખબર હોવી જોઈએ. એને જ મંગળવારે બપોરના ખાણા બાદ થોડી વારે જ મારા બારણે જરા સંકોચભર્યા ટકોરા પડતા મેં સાંભળ્યા. એ જ સ્વચ્છ કપડાં અને સુઘડ વાળવાળો રામસ્વામી મારી કૅબિનમાં પ્રવેશ્યો. તેણે કહ્યું 'આપને છૂટા પડતી વખતના નમસ્કાર કરવા, અને જતા પહેલાં મારી પાસેથી આપને કાંઈ ખરીદવું હોય તો જાણવા આવ્યો છું.'

'ખરીદવું હતું તે મેં ખરીદી લીધું છે અને હવે કશું ખરીદવાની મારી વૃત્તિ નથી', એવું મેં કહેવા છતાં પણ તેણે પોતાના પોટલા છોડીને અંદરનો માલ બહાર કાઢવા માંડયો. અને એ જ અખનુસના હાથી, તાંબાપિત્તળના વાસણ વગેરે માલ તેણે બેઠક ઉપર ગોઠવ્યો. મેં હાથ વતી બધું ઉસેટી નાખી ફરી કહ્યું કે મારે હવે કાંઈ ખરીદવું નથી.

જરાયે માઠું લગાડયા વિના તેણે સૌજન્યભર્યું માઠું સ્મિત કર્યું ને કહ્યું 'બહુ સારુ, સાહેબ, મને એક નોટપેપર આપશો જરા?'

મને એની માગણી વિલક્ષણ લાગી. એક વિપળ શૂન્ય મનસ્ક હું એમની તરફ તાકી રહ્યો. પછી મેં કાગળનું 'પૅડ' લઈ તેમાંથી એક પાનું ફાડીને આપ્યું. રામસ્વામીએ પછી પોતાના કપડામાંથી ફરીફથી ચાર નાનકડાં ચોરસ પડીકાં કાઢયાં. તેમાંથી ત્રણ પડીકાં એણે મારા ટેબલ ઉપર મૂકયાં અને ચોથું એ ઉઘાડવા લાગ્યો. મેં જોયું કે એનું પરબીડિયું સાવ ફાટી ગયું હતું એટલે તરત તેમાંની વસ્તુઓ હળવે લઈને એણે કાગળ ઉપર ઠાલવી. લગભગ સોએક નાના હીરા હશે એ! મારી તરફ પીઠ કરીને રામસ્વામી બેઠક પર એ કાગળ મૂકી તેમાં હીરા ગોઠવીને એનું પડીકું વાળવા માંડયો. તે એ કામમાં મશગૂલ હતો એ દરમ્યાન મારા ટેબલ પર પડેલા બાકીના પડીકામાં શું છે તે જાણવાની ઉત્સુકતાથી મેં એક પડીકું હાથમાં લઈ જોવા માંડયું. તેમાં ત્રણ ઓપલ રત્નો હતાં.* મારી બિનઅનુભવી આંખને એ અતિ મૂલ્યવાન લાગ્યાં અને એમાંનું એક બહુ નંગ તો મને ઘણું જ ગમી ગયું. જમરૂખ આકારનું ને એક છેડે અણીદાર એ નંગ કાનના એરિંગ માટે જ જાણે ખાસ તૈયાર કરાવ્યું હોય તેવું હતું. અનો પ્રકાશ તો જળાહળાં થતો હતો. હું એને ધારીધારીને જોઈ રહ્યો, ને જેમ તેને વિશેષ જોતો ગયો તેમ એનો મોહ મને આકર્ષવા લાગ્યો. કોઈ અનઅનુભૂત લાગણી હૈયામાં સળવળી ગઈ. 'આ નંગ હાથ લાગે તો કેવું' એવા વિચારે હું ડોલી રહ્યો. 'કેવું અનુપમ છે! ગમે તેમ થાય તો પણ આ તો મારે લેવું જ' એવો નિર્ધાર થઈ ગયો. પણ એને ખરીદવા જેટલી મારી આર્થિક શક્તિ નહોતી!

એકાએક અણકલ્પ્યો વિચાર વીજળીવેગે માથાને ઘેરી રહ્યો. લાલસાનું બળ નીતિની ભાવનાઓને ધક્કા મારીને ઉપર તરી આવ્યું. એની સામે ટકવા જેટલી તાકાત ન રહી. લાલચે મને ઘેરી લીધો. કહેતાં મને શરમ આવે છે, પણ—જીવનમાં પહેલી ને છેલ્લી વખત—એ નંગ ચોરી લેવાનો અધમ નિર્ણય મેં કરી નાખ્યો! મને સૂઝી આવ્યું કે પડીકાને સહેજ નમાવતાં એ નંગ જરા યે ખડખડાટ વિના, બાજુમાં ખુલ્લા પડેલા માસિકના પાનામાં સરકી આવશે. તસ્કરની સિફતથી મેં રામસ્વામી તરફ દૃષ્ટિ ફેંકી. હજુય એની પીઠ મારી તરફ જ હતી, અને પેલું હીરાનું પડીકું સજ્જડ વાળવામાં એ ધ્યાનમગ્ન હતો અને મારી હીલચાલથી તદ્દન અજ્ઞાત હતો.

ધીરે રહીને મેં પડીકું નમાવ્યું અને જમરૂખ આકારનું એ નંગ સરકીને માસિકના ખુલ્લા પાનામાં પડયું. પછી, જાણે કશું યે બન્યું ન હોય તેવા ભાવથી, મેં એ પડીકું બીજા પડીકાની ભેગું ગોઠવી દીધું. માત્ર ગણત્રીની ક્ષણોમાં જ આ બની ગયું, પણ મારે મન તો તે ક્ષણો યુગો જેટલી લાંબી બની ગઈ હતી.

મારું ગુનેગાર દિલ ખૂબ ડખી રહ્યું હતું. તેથી મારું અંગ જરાક ધ્રૂજી ઊઠયું. પણ રામસ્વામી તરફ જોતાં તેને તો નીચો વળીને કામમાં એવો મશગૂલ જોયો કે એણે કશું જ જોયું ન હોવાની મારી ખાતરી થઈ ને મારા મનને શાતા વળી. હીરાનું પડીકું સારી રીતે વાળી વઈને ઊઠયો, ને બાકીના પડીકાં લઈને ચારેને યથાસ્થાને ગોઠવી દીધાં. તે પછી બીજી ચીજવસ્તુઓ એકઠી કરી, એનું હમેશનું સ્મિત ચમકાવતા તેણે મને શુભેચ્છાઓપૂર્વક છેલ્લા નમસ્કાર કર્યાં.

એને જતો જોઈને મારો જીવ જરા હેઠો બેઠો. પણ બીજે દિવસે સવારે અમારા જહાજે લંગર ઉઠાવ્યું ને અમે મુંબઈનું બારું છોડયું ત્યાં સુધી મારા દિલના ગભરાટ અને અશાંતિથી ચિત્તને થતા ચટકા તો ચાલુ જ રહ્યા. પછી, જોકે હું ચોર બન્યો છું એનું ભાન મને સતત હોવા છતાં, 'ઑયેયો' મુંબઈથી દૂર નીકળી ગયું તે પછી જ મારા મનને શાતા વળી. રામસ્વામીના ગયા પછી સલામતીની ખાતર મેં એને બુટપૉલિશની ડાબડીમાં છુપાવ્યું હતું ત્યાંથી બહાર કાઢી ધોઈ સાફ કરીને હવે જોવા માંડયું. અનુ પાણીદાર તેજ જેમજેમ હું જોતો હતો તેમતેમ મને તેનો મોહ વધતો હતો. કેટલું સુંદર એ નંગ હતું! ઈંગ્લંડ પહોંચતા અમને જે સાત અઠવાડિયાં થયાં તે દરમિયાન નિશદિન હું એનું નિરીક્ષણ કર્યા જ કરતો હતો. એણે જાણે મને ભૂરકી નાખી હતી.

**અ**મારી સફર જોકે આનંદદાયક હતી. તેમ છતાં વતનમાં પાછા આવ્યાથી મને થએલો ઉલ્લાસ તો કંઈ ઓર જ હતો! ઇંગ્લાંડના જે પરગણામાં હું રહેતો હતો તેની શાંતિ અને અચલ માધુર્ય બીજી કોઈ પરભોમમાં શોધ્યાં વાધે જેમ ન હતાં. તેમાં યે વળી મારી માતા અને બહેનોએ આ લાંબા વિયોગને અંતે કરેલા ઉમળકાભર્યા સ્વાગતનો આનંદ નિરવધિ હતો.

મિલનના આનંદની ઉત્કટતા જરા શમી અને હું ઠરીઠામ થયો. મેં ટ્રેનમાં સફરોમાં આણેલી અજાયબીભરી ચીજવસ્તુઓવાળી પેટીઓ મેં ઉઘાડી. પેલું નંગ, રેશમી કાપડનો એક તાકો ને કેટલાક કલામય વાસણો મેં બાને આપ્યાં. બહેનો માટે એમને મનગમતી ચીજ વસ્તુઓ હતી. એ સૌ બેહદ ખુશ થયાં, જોકે બાએ નંગ હાથમાં લીધું ત્યારે જ શંકા દેશાવેલી કે ભાઈ, આવા નંગ ઘણીવાર અપશુકનિ

---

* 'ઓપલ' મોટે ભાગે સીલોનમાં નીકળે છે. તેની વિશેષતા તેમાંની રંગલીલામાં રહેલી છે. સાધારણ રીતે તે સફેદ અથવા દૂધિયા રંગના હોય છે, અને તેમાં સોનેરી તેમજ અન્ય રંગના વરખની ઝાંય જેવા સુંદર રંગો દેખાય છે, અને તે બહુ જ આકર્ષક લાગે છે. ઘણી વખત તેમાં સંધ્યાના રંગો જેવા રંગો પણ હોય છે. બહુ—એટલે કે આકાશ વર્ણા ભૂરા રંગનું ઓપલ હોય અને તેમાં ઉપર વર્ણવેલી વિવિધ રંગોની ઝાંય દેખાતી હોય તે ઉચ્ચ કોટિનું ગણાય છે.

ચાળ હોય છે પણ મેં કહેલું કે 'આ એ તો બધા મિથ્યા વહેમ છે, એવી વાતમાં કંઈ માલ નથી' અને આને તેથી સંતોષ થએલો.

પણ બે જ દિવસ પછી આના વેણ યાદ કરવાનો વખત આવ્યો. રામસ્વામીનો તાર આવ્યો. 'સાહેબને સબહુમાન વિનંતિ કે મારું ઓપલ વળતી જ ટપાલે પાછું મોકલશો. નહિતર તમારા પર આપત્તિ ઊતરશે.' નીચે 'કે. રામસ્વામી'ની સહી અને એનું સરનામું હતું.

સામાન્ય પરિસ્થિતિમાં તો મને એના તારની અણઘડ ભાષાથી હસવું જ આવ્યું હોત. પણ ખરી વસ્તુસ્થિતિ હું જાણતો હોવાથી એ વાંચતાં જ હું ભયથી ધ્રૂજી ઊઠ્યો. એ નગ મેં જ ચોર્યું હતું એ તેણે કેમ જાણ્યું? જોકે મારા દિલમાં ખાતરી હતી કે તેણે કેવળ અટકળ જ કરી હોવી જોઈએ, કેમકે મને એ નગ ચોરતા એ જુએ તે તો તે વખતે શક્ય જ ન હતું ગમે તેમ. પણ હવે હું તેને એ પાછું યે કેમ કરીને મોકલી શકું? આ બધી વાતનો ખુલાસો આ સમક્ષ કરી દઉં? પણ એ વિચારમાત્રથી જ હું ભયથી કંપી રહ્યો. મારી મૂંઝવણનો પાર ન રહ્યો. અને એમાંથી રસ્તો કાઢવા જેમ જેમ હું મથતો ગયો તેમતેમ એક જ નિર્ણય થતો ગયો. હવે એ નગ પાછું વાળવાનું તો બની જ શકે તેમ નહોતું રહ્યું. હવે તો સરસે કે તિન પાઈ કરીને નન્નો જ પકડી રાખવો મુનાસબ હતું. જોકે મને ઘણું યે થયું કે એ કમબખ્ત ચીજ મારી નજરે જ ન પડી હોત તો સારું હતું. હવે શું થાય? ધનુષ્યમાંથી બાણ છૂટી ગયું હતું.

વળતી સવારે ખૂબ વિચારને અંતે મેં રામસ્વામીને તારથી જવાબ મોકલ્યો. 'દિલગીર છું. સમજી શકાતું નથી. ઓપલ મારી પાસે નથી. તમારી ગલતી થાય થાય છે.' એની વળતી પડપૂછ કાંઈ આવી નહિ. તેથી મારા જીવને ભારે નીરાંત વળી.

ત્યાર બાદ થોડા સમય પછી વળી પાછું અમારે મિસર, મુંબઈ ને દૂર પૂર્વની સફરે જવાનું થયું. પણ આ વખતે એ રંગભરી સફરમાં મને બહુ જ ઓછો ઉમળકો રહ્યો. મારું ગુનાહિત દિલ ડંખી રહ્યું હતું ને ફરી એ ઝવેરીને મળવાનું આવશે એ વિચારે જીવ બળ્યા કરતો હતો. સિવાય કે હું એને નહિ જ મળવાની કાંઈક હિકમત શોધી કાઢું. પણ તો તો ઉલટું એનું નગ ચોરનાર હું જ છું એ શંકા પાકી થાય. આમ ચિંતાથી હું ખૂબ વ્યગ્ર થઈ ગયો. મારા એ હતોત્સાહને ખંખેરી નાખવા બને તેટલા ફાંફાં મેં કર્યાં. પણ વ્યર્થ.

અમારી સફર અગાઉની જેમ એલેક્ઝાન્ડ્રિયા, પોર્ટ સૈયદ, સુએઝ, એડન અને પછી હિંદી મહાસાગર થઈ મુંબઈ એમ બંદરો કરતી રહી. પૂર્વના દેશોના જે વિધવિધ રંગી ચિત્તહર દશ્યો જોતા અગાઉ મારું રોમરોમ પુલકિત બની ઊઠતું તે જ દશ્યોથી આ વખતે મારા મનને કશો મોદ થયો નહિ. આખી સફર દરમિયાન મને રામસ્વામીના જ વિચાર સતત આવ્યા કર્યા. એને મારે મોઢામોઢ મળવું પડશે. એના બધા આક્ષેપો ને ઉપાલંભો સાંભળીને સાંખી લેવા પડશે, એ સિવાય બીજા કશા વિચાર જ હૈયામાં ઊગતા નહોતા.

આખરે અમારા જહાજે મુંબઈના કિનારે લંગર નાખ્યું. ત્યારે જૂનનો ઉનાળો વાતાવરણને અકળાવી રહ્યો હતો. કૅબિનની અંદર ઉકળાટથી હું ગૂંગળાઈ રહ્યો હતો, છતાં, જહાજ બારામાં ગોઠવાઈ ગયા પછી ય કલાકો સુધી હું બહાર નીકળવાની હામ ભીડી શક્યો નહિ! રખે પેલા સ્વચ્છ ઢીંગણા ઝવેરીનો ભેટો થઈ જાય એ ભય મને ગભરાવી રહ્યો હતો! પણ મારાથી કાંઈ ઓછું જ અનંત કાળ સુધી કૅબિનમાં પગ બાંધીને રહી શકાય? રામસ્વામી મારી પહેલી તલાશ તો મારી કૅબિનમાં જ કરે ને? આથી હામ ભીડીને હું ઉચાટે બહાર નીકળી તૂતક પર ગયો. સુભાગ્યે ત્યાં ઝવેરીનું નામનિશાન જણાયું નહિ. બાકીનો દિવસ મેં આનંદમાં ગુજાર્યો. સાંજના પાંચ વાગે તો રામસ્વામી કામકાજ બંધ કરી દે છે એવું જાણ્યું હતું, એથી ત્યાર પછી તો એની મુલાકાતનો ભય ભાગી ગયો હતો.

પણ બીજે દિવસે સવારના પહોરમાં તો એ આવી પહોંચ્યો. મારે બારણે ટકોરા પડતા તે કોના હોવા જોઈએ એ હું સમજી ગયો. મને યાદ છે કે 'અંદર આવો' કહેતાં પણ મારો અવાજ જરા કે થરાએલો. તે અંદર આવ્યો. એને જોઈને હું અચંબાથી સ્તબ્ધ થઈ ગયો. એ છેક જ બદલાઈ ગયો હતો. અવ્યવસ્થિત વિખરાએલા વાળ, મેલાદાટ કપડાં અને જાણે મૃત્યુનો હાથ ફરી ગયો હોય તેવા ફિક્કા ચહેરામાં તગતગતી, અર્ધ દીવાના જેવી ઊંડી ઊતરી ગએલી આંખો! એવો વિલક્ષણ દેખાવ જોઈને હું એવો તો ગભરાઈ ગયો કે ક્ષણભર મારી નિર્ઘૃણતાને હું વિસરી ગયો ને હું બોલી ઊઠ્યો: 'અરે રામસ્વામી! તમને આ શું થઈ ગયું છે?!'

મારા પ્રશ્નની ઉપેક્ષા કરીને એ મારી સામે ફાટે ડોળે તાકી જ રહ્યો. પછી એ બોલ્યો: 'સાહેબ! કૃપા કરીને મારું ઓપલ મને પાછું આપો. એ મારી વારસાગત સોગાદ છે. એના વિના મારાથી નહિ જ રહેવાય. એનો એવો પ્રભાવ છે કે જો એ નંગ ખોઈ બેસું તો મારા કુટુંબ ઉપર મહાન આફત તૂટી પડે અને જે એને ખોટી રીતે દબાવી રાખે તેનું ય ખેદાનમેદાન થઈ જાય તેવું છે. એ હે સાહેબ, હું તમારે પગે પડીને કહું છું કે મને એ પાછું આપો!'

એના આ કાલાવાલાએ મારા હૈયામાં શૂળ ભોંક્યું. મને તે ઘડી કમતડી થઈ કે એ નગ ચોરવાની મૂર્ખાઈ કરી? જો અત્યારે તે મારી પાસે હોત તો એ જ પળે મેં એને તે આપી દીધું હોત ને મારા અપરાધ માટે ક્ષમા યાચી હોત. પણ દુર્ભાગ્યે હવે તો એ નગ હજારો માઈલ દૂર ઇંગ્લંડમાં પડ્યું હતું. એટલે એ પણ શક્ય નહોતું.

મેં કહ્યું: 'રામસ્વામી, જો શક્ય હોત તો મેં ખુશીથી તે તમને આપી દીધું હોત. પણ મારી પાસે તે છે જ નહિ.' આ શબ્દો બોલતાં જ મને લાગી ગયું કે મારા એ શબ્દોના ભાવાર્થમાં અજાણપણે પણ મેં ચોર્યું હોવાની [illegible] કબૂલત આવી ગઈ હતી!

એ શબ્દો સાંભળતા વેંત જ રામસ્વામી ગાંડો થઈ ગયો હોય તેવું લાગ્યું. એના મોંમાંથી પછી તેલુગુ ભાષામાં શબ્દોનો અસ્ખલિત ધોધ વહેવા લાગ્યો. દરેક વાક્યને અંતે એનો ઘાટો છેક ઊંચે ચડી જતો ને સાથે તેના હાથ પણ ઊંચાનીચા ઊછળતા હતા ને સર્વાંગ ધ્રૂજતું હતું. એના અભિશાપ વધુ વખત સહન કરવા જેટલી તાકાત મારામાં રહી નહિ. એટલે મેં બારણું ઉઘાડી નાખ્યું. બહાર નીકળ્યો ને પાછળના તૂતક પર થઈને સલૂન તરફ દોડી ગયો. રામસ્વામી મારી પાછળ જ કાલાવાલા, શડાશડ ને હવાલા કરતો દોડ્યા કર્યો. સદ્ભાગ્યે આ ભવાડો જોવા એ ડેકમાં કોઈ નહોતું.

સલૂનમાં પેસીને મેં બારણાં વાસી દીધાં. તે પછી રામસ્વામીનો અવાજ ધીરેધીરે વિલીન થઈ ગયો. છતાં થોડી મિનિટ સુધી તો હું અંદર બેસી રહ્યો. તે પછી ધીમેથી બારણું થોડુંક ઉઘાડી તૂતક પર નજર નાખી. પોતા પર આવી પડેલી આપત્તિ અનિવાર્ય છે તે સ્વીકારી લીધા વિના છૂટકો નથી એવું મન વાળીને રામસ્વામી પાછો ફરતો જણાયો. ખિન્ન અને હતાશ બનીને ધીમેધીમે એ ડગ માંડતો હતો. એ કેવો મેલોઘેલો, દાઢી વિનાનો ને ફિક્કો લાગતો હતો! એના દિલ ને દિમાગનો ભંગાર બની ગયો હતો. એની આ દશા જોઈને મારા હૈયા માંહેલો સત્ પુરુષ મને ડામ દઈ રહ્યો: 'ભૂંડા તારા જ કાળા કામને કારણે આ બાપડા ભલા આદમીની આવી દુર્દશા થઈને!' પણ હવે, આટલે સુધી બગડેલી બાજી કેવી રીતે

સુધારી શકાય તેની મને કશી ગતાગમ જ રહી ન હતી

હુ મારી કૅબિનમાં આવ્યો પણ એ દુર્ભાગી આદમીની આ ભીષણ મુલાકાતે ભૂતની માફક મારી પાછળ પડી મને એવા તો ડખ્યા કર્યો કે તત્કાળ મેં નિર્ધાર કરી નાખ્યો 'અબઘડીએ જ હુ જાઉં અને એ ઝવેરીને શોધી કાઢુ મારી વરતી કારવાઈની રજેરજ વાત દિલ ખોલીને એની પાસે કરી નાખુ અને હારી બાજીને હાથ કરવા માટે કશોક પણ વ્યવહારુ માર્ગ શોધી કાઢુ તરત નાસ્તો પતાવીને હુ રામસ્વામીની દુકાન શોધવા નીકળ્યો ત્યારે મારા ખળભળી ઊઠેલા મનને શાતા વળી હતી

રામસ્વામીના સ્થાનની ભાળ મેળવી ત્યા પહોચતા મને એક શબવાહિની લઇને ડાઘુઓ મળ્યા મુબઇ જેવા ગીચ વસતિવાળા શહેરમા તો આવા દશ્યો અનેક વખત જોવા મળે છે પણ પાછળ થતા સ્ત્રીઓના લાક્ષણિક રુદનના કરુણ અવાજો રામસ્વામીવાળા મકાનમાથી જ સભળાતા જોઇને કદાચ ને ત્યાં જ કોઇનુ મરણ થયુ હોવાનો વિચાર મને આવ્યો, અને તેની સાથે જ દિલને અણચિંત્યો કારમો આઘાત થયો કદાચ એના શોકથી વિકળ હોવાથી જ રામસ્વામી હમણા મારી સાથે આવી વિચિત્ર રાડારાડ કરી ગયો ય તો પણ નવાઇ નહિ આવા સયોગોમા મારા જેવાએ એની વણનોતરી મુલાકાત લેવી તે જરૂર વિવેકવિહોણુ ગણાય

આથી શી ઘટના બની છે તેની ભાળ કાઢવા હુ રામસ્વામીની બાજુની દરજીની દુકાનમા પેઠો તમારા પાડોશી રામસ્વામીને ઘેર આ બધી રોકકળ શાની છે?' મેં પૂછ્યુ

એ માણસ આશ્ચર્યથી મારી સામે તાકી રહ્યો 'સાહેબ એ રોકકળ રામસ્વામીની જ પાછળ થઇ રહી છે' દરજીએ કહ્યુ

મારે માથે જાણે વીજળી તૂટી પડી! 'બંદરમાના જહાજોમા જે રામસ્વામી માલ વેચવા આવે છે તેની તમે વાત કરો છો?' મેં પૂછ્યુ દરજીએ હકાર સૂચવતુ માથુ હલાવ્યુ

'પણ—પણ એ બને જ કેમ?' હુ બૂમ પાડી ઊઠ્યો 'હજી કલાક ઉપર તો મેં એની સાથે મારા જહાજ પર વાત કરી છે!'

આ સાભળીને આધેડ બનેલો દરજી તો મને નિરખી જ રહ્યો પછી મને દયાવશ આપતો હોય તેમ મને કહેવા લાગ્યો 'મારા સાહેબ તમે તો ગાંડી વાતો કરો છો રામસ્વામીનુ મુડદુ તો મધરાતનુ એના ઘરમા પડ્યુ હતુ!'

હવે કશુ બોલવા જેવુ મારે માટે રહ્યું ન હતુ તેથી હુ ત્યાથી ત્વરિત વેગે ચાલી નીકળ્યો મારુ મન જોરથી ઘુમરીઓ લઇ રહ્યુ હતુ!

તે પછી થોડા જ વખતમા અમે સિંગાપુર જવા જહાજ હંકાર્યું ઘેર પહોચતા વચ્ચે કેટલા ય મહિના વીતી ગયા એ વચગાળાના સમયમા મારુ થોડુઘણુ સ્વાસ્થ્ય મેં પાછુ મેળવ્યુ અને જીવનમા પહેલાની માફક રસ લેતો થવા લાગ્યો

'સૅાથેલો'એ લીવરપૂલના બંદરમા લગર નાખ્યુ ત્યારે નવેમ્બર ચાલતો હતો સ્ટીમર કપનીમા મારી નોકરીના ખતપત્રો આપીને લાગલો જ હુ ઘેર પહોચ્યો અગાઉની માફક જ બાએ તથા બહેનોએ મીઠા ઊમળકાથી મને નવડાવી દીધો પણ જોયુ કે બાના કાનમા પેલા નગવાળુ એરિંગ ન હતુ! રાતે વાળુ જમતે એણે એ કુડળની વાત કહી 'એક દિવસ રાત્રે સૂતી વેળા હમેશની માફક મેં એને ઘરેણાની પેટીમા સાચવીને જ મૂક્યુ હતુ, પણ બીજી સવારે જોઉં તો એમા એ મળે જ નહિ! મેં એને માટે આખુ ઘર તળેઉપર કરી નાખ્યુ પણ એનો ક્યા ય પત્તો જ લાગ્યો નહિ, તે આજની ઘડી સુધી મારી તો બુદ્ધિ જ બહેર મારી ગઈ છે કે એ આમ અચાનક ગુમ કેમ થયુ હશે એ ગૂઢ રહસ્યથી તથા એવુ સુદર કિંમતી નગ ગુમાવવાને કારણે મારુ મન આ બધા દિવસ ચચર્યા જ કર્યું છે'

'એ કયે દિવસે બન્યુ તેની ચોક્કસ તારીખ યાદ આવી શકે ખરી?' એમ મેં પૂછતા જે તારીખ તેણે કહી તે સાભળતા હુ ચમકી ગયો! જે સવારે હુ રામસ્વામીને તેના મૃત્યુ બાદ મળ્યો હતો બરાબર તે જ તારીખે એ કુડળ ગુમ થયુ હતુ

# નવાં પુસ્તકો

## નવજીવન કાર્યાલયનાં પુસ્તકો

**રાષ્ટ્રભાષાનો સવાલ** પંડિત નહેરુના નિબંધનો અનુવાદ—કરનાર નગીનદાસ પારેખ, ૦ ૭-૦, **ગાંધીજીની સાધના** દક્ષિણ આફ્રિકામા ગાધીજીએ કરેલી સ્વરાજ સાધનાના સસ્મરણો, લેખક રાવજીભાઈ પટેલ, ૨ ૪ ૦, **પ્રેમપન્થ-૪** ગાધીજીની આત્મકથાનો સરળ સારાંશ યોજક દેસાઈ વાલજી ગોવિંદજી ૦ ૪ ૦, **જાતે મજૂરી કરનારાઓને** ટૉલ્સ્ટૉયના નિબધનો અનુવાદ—કરનાર નરહરિ પરીખ, ૦ ૪ ૦, **ત્યારે કરીશું શું?** ટૉલ્સ્ટૉયના એ પુસ્તકની સુધારેલી બીજી આવૃત્તિ, અનુવાદકો નરહરિ પરીખ ને પાડુરંગ વળામે, ૨ ૮-૦, **અનાસક્તિયોગ** ગાધીજીએ ગુજરાતીમા ઉતારેલી શ્રીમદ્ ભગવદ્ગીતા, ૦-૮ ૦, **ગ્રામસેવાના દસ કાર્યક્રમો** ગાધીજીના આદેશાનુસાર રચનાત્મક કાર્ય કરનારાઓને ઉપયોગી માર્ગદર્શન લેખક જુગતરામ દવે, ૧-૦-૦, **અચલાયતન** રવીન્દ્રનાથ ઠાકુર પ્રણીત પ્રખ્યાત રૂપકના અનુવાદની બીજી આવૃત્તિ—અનુવાદક ગિરિધારી કૃપાલાની, ૧ ૦ ૦, **આંધળાનુ ગાડુ** જુગતરામ દવેનુ જાણીતુ નાટક ૦ ૪ ૦

## ગુજરાત વિદ્યાસભાનાં પ્રકાશનો

**ગુજરાતનો ઇતિહાસ-૧-૨** આર્યોના આગમનથી લઈ ગુજરાત દિલ્હીની સત્તા નીચે આવ્યુ ત્યા સુધીના પ્રો૦ કોમીસેરિયેટ કૃત તદ્દન નવા જ દૃષ્ટિબિંદુથી લખાયેલ ઇતિહાસનુ ભાષાન્તર કરનાર ડૉ છોટુભાઈ ર નાયક ૩ ૮ ૦, **ઉમર ખય્યામ** અલ્લામા સૈયદ સુલેમાન નદવીના અભ્યાસનિબધનો અનુવાદ—કરનાર અબ્બાસ મુલ્લા નજરઅલી ૨ ૦ ૦, **દવાઓ અને રોગો** દરેક ઘરમા રાખવા યોગ્ય ઘરગથ્થુ દવાઓનો પરિચય ને તેનો ૬૫ રોગ સમજાવતી પુસ્તિકા—લેખક ડૉ હરિપ્રસાદ વ્ર દેસાઈ, ૦ ૬ ૦ **સૂર્યગ્રહણ** ગણિતને આલેખપદ્ધતિ દ્વારા સરળ રીતે સમજાવતુ સચિત્ર પુસ્તક લેખક હરિહર પ્રા ભટ્ટ અને છોટુભાઇ સુથાર, ૨ ૮ ૦, **શતાબ્દી વ્યાખ્યાનમાળા** વિદ્યાસભાના શતાબ્દી મહોત્સવ પ્રસગે યોજિત વ્યાખ્યાનમાળાના વ્યાખ્યાનો ૧ ૦ ૦, **વાર્ષિક વ્યાખ્યાનો** વિદ્યાસભાની વાર્ષિક વ્યાખ્યાનમાળાના સાહિત્યિક સશોધનના અભ્યસનીય વ્યાખ્યાનો, ૨ ૦ ૦

## ભારતી સાહિત્યસંઘ લિ. નાં પ્રકાશનો

**સંશોધનને માર્ગે** ગુજરાતી સાહિત્યના આરભકાળથી માડી છેક આજ સુધીના તેના વિકાસની કેટલીક બાજુઓને સ્પર્શતો લેખસગ્રહ લેખક કેશવરામ કા શાસ્ત્રી, ૩ ૦ ૦, **જ્ઞાનગોષ્ઠી** જુદીજુદી પ્રચલિત વાતોને સસ્કારીને કરેલો સગ્રહ લેખક ધૂમકેતુ ૧ ૦ ૦, **મેઘબિંદુ** ઉપરની જાતમે કરેલો ઐતિહાસિક વાતોનો સગ્રહ, લેખક ઉપર મુજબ, ૩ ૦ ૦

ના ?' વ૦ 'હા' બાપુ "વારુ ત્યારે એ વાત ગઈ તમે ના કહો તે થાય ?'

એમની અનુપમ મક્કમતાથી હિંદી રાજકારણ તો ઠેકઠેકાણે રંગાએલુ છે મહાદેવભાઈ ડાયરીમા એક સ્થળે લખે છે "અબુલ કલામ આઝાદનો તાર આવ્યો કે તેર મુદ્દા હિંદુઓને કબૂલ હોય તો સયુક્ત મતદાર મડળ ઉપર ઐક્ય થઈ શકે એમ છે તમે બહાર નથી એટલે અડચણ આવે છે. તમે આશીર્વાદ આપો બાપુ 'આપણે ઐક્યને માટે ઝંખીએ છીએ તે ભલે આવો, બાકી શરતો વિષે ખરી સ્થિતિ જાણ્યા વિના અહીં બેઠા આગથી કાઇ કરી શકાય નહિ ' વલ્લભભાઈ 'આ સ્થિતિ મુશ્કેલ છે એમ બતાવે છે એ લોકો તેર તેરને વળગી રહેવા હોય તો ચૌદમુ (') શા માટે ન આપવુ ? તેર કોઇ હિંદુ ન આપે '

સરદારની વ્યવસ્થાશક્તિ એમને માટે વિજયચિહ્ન સમાન છે અને એમના પ્રતિસ્પર્ધીઓ માટે મહાન ભય છે બ્રિટિશ બ્યુરૉક્રસી પણ એમની સપૂર્ણતાથી ત્રાસી હતી એ બળે જ તેમણે અમેલોને હઠાવ્યા, અને એમના એ વહીવટી ગુણો વડે જ એમણે જીવનભર સફળ ગઠનકાર્ય કર્યું અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખપદથી માડીને પાર્લમેન્ટરી બોર્ડના ચેરમેન સુધીના અને આજે ગૃહસચિવ તથા નાયબ વડાપ્રધાનના હોદ્દાઓ એમણે જે અજબ સફળતાથી પાર પાડ્યા છે તેને માટે તો કોઇ પાસે પ્રશસા વિના બીજો શબ્દ નથી

નૂતન હિંદના તે સાવચેત શિલ્પી છે ડગલે ને પગલે તે હથોડા મારી ચકાસે છે કે કયા માટી કઠણ છે ને કયા પોચી લશ્કરનુ ઐક્ય જાળવવામા, સિવિલ સર્વિસનુ દિલ જીતી લઇ કાબૂમા રાખવામા ને પીઠબળ ટકાવી રાખવામા તેમની એ ગઠનશક્તિનો જ વિજય છે ભાગલાથી હિંદે જેટલુ ગુમાવ્યુ છે, તેટલુ જ બે વર્ષના ટૂકા ગાળામા એમણે અજબ કુનેહ અને અથાગ મહેનતથી રજવાડાઓને લોક-શાસનમા મૂકી પ્રાપ્ત કર્યું છે હિંદના દેહ પરના એ ગૂમડા આટલી ઝડપથી નાબૂદ કરી શકાશે એવુ કોઈએ નહિ ધાર્યું હોય નવુ બધારણ અમલમા આવે તે પહેલા હિંદ એક રાષ્ટ્ર બનવુ જોઇએ એ કૉંગ્રેસનુ સ્વપ્ન એમણે સિદ્ધ કરી બતાવ્યુ છે

એમની સિદ્ધિઓને કારણે કોઈ એમને ચક્રવર્તી અશોક સાથે સરખાવે છે, કોઈ બિસ્માર્ક સાથે તો કોઈ હિટલર કે લેનિન સાથે સરખાવે છે પણ એટલુ તો ચોક્કસ કે પોતાની ઝડપી કાર્યશક્તિ ને અસાધારણ નિશ્ચયબળને કારણે હિંદભરમા સર્વત્ર એમનો ધાક છે, તેમ સાથોસાથ એમને માટે આદર પણ છે લોકો ઉપરનો તેમનો આ અસાધારણ કાબૂ એમના ત્રણ ગુણોને લીધે છે એમની કડક શિસ્ત, પરિસ્થિતિનો ને માણસોના તાગ લેવાની એમની કુનેહ ભરી નજર, સ્પષ્ટ નિર્ણાયક બુદ્ધિ ને ત્વરિત અમલ બજાવણી એક લેખક લખે છે કે સ્વતત્ર હિંદના પ્રથમ ગવર્નર જનરલ તરીકે લૉર્ડ માઉન્ટબૅટનને જ રાખવાનો નિર્ણય, ટેલિફોન પરની પાંચ જ મિનિટની એમની ટેલિફોન વાતચિતમાં થયો હતો ૧૯૪૮ની ૧૨મી સપ્ટેમ્બરની મધરાતે, આકાશમાથી એકાએક વીજળી પડે તેમ હૈદરાબાદ પર "પોલીસ પગલા"ની શરૂઆત એમણે અજબ સાહસ વ્યૂહથી કરાવી અને દૂધમા સાકર ઓગળી જાય તેમ દેશી રાજ્યોને સ્વતત્ર હિંદમા ઓગાળી એકરસ કરી નાખવાની એમની કુનેહ, કૌશલ અને ત્વરાએ તો એમની સિદ્ધિઓ પર કળશ ચડાવ્યો છે

પોતાના હાથ નીચેના માણસો પાસેથી કામ લેવામા તેઓ જેટલા કડક તેટલા જ તેમના દિલ જીતી લેવામા નરમ અને તેમને પડખે ઊભા રહેવામા નિશ્ચલ છે એ અતેવાસીઓ તો લાંબા સમયથી જાણે છે, પણ પ્રજાએ, હિંદી સિવિલ સર્વિસના એમના અડગ બચાવ વેળા જાહેરરીતે જાણ્યુ બધારણ સભામા સિવિલ સર્વિસની વફાદારી તથા દેશભક્તિ સામે થએલા આક્ષેપ વેળા એમણે કરેલી ગર્જના આની સાબિતી છે "એ માણસો તો એમના ભારોભાર સોના જેટલા મૂલ્યવાન છે અને ૧૯૪૬-૪૭ ની કટોકટીના સમયમા એમને આપેલો કોલ અદા કરવાને જો આ સભા તૈયાર ન હોય તો એવો વચનભગ કરવા કરતા હુ પણ એમની સાથે જ બહાર નીકળી જઈશ ' પાર્લમેન્ટમાની ચર્ચાઓ વેળા વિરોધીઓને ઉત્તર આપવા એ ઊઠે છે ત્યારે એવા સત્તાવાહી અવાજે જડબાતોડ જવાબો આપે છે કે સૌ મર્યાદાશીલ નિશાળીઆઓ પેઠે શાન્ત થઇ જાય છે

૧૯૪૮મા મહાત્મા ગાધીજીના અવસાન પછી તો, (શ્રી ક મા મુનશીના શબ્દોમા) "એક નવા જ સરદારનો ઉદ્ભવ થયો થોડા દિવસ તો તે શાન્ત, ખિન્ન ને પોતાના કાર્યોમા રસ ગુમાવતા દેખાયા પણ થોડા જ સપ્તાહમા એ દુ ખી મૌન તૂટ્યુ અને ગાધીજીના ક્લાસિક ગૌરવ રૂપે તે દેખાયા હવે તેઓ આક્રમણકારી અજીત લડવૈયા નથી રહ્યા, પણ બધાને ફરજ પાડી શકે તેવી ઊચી શક્તિના શિખરે બેઠેલા છે બોલવાનુ તેમણે હવે બહુ ઓછુ કરી નાખ્યુ છે, પણ બોલે છે ત્યારે સપૂર્ણ સત્તાધીશ અવાજથી બોલે છે તેઓ માત્ર નાયબ વડા પ્રધાન જ નથી, પણ દેશ સમસ્તના રખેવાળની ચકોર નજર ધરાવતા વાલી છે પડિત નહેરૂ સાથે હવે તેમને મતભેદો પડતા નથી, પણ પોતાના એ જુવાન સાથીના ચપળ અને અધીર પગલા પર બારીક નજર રાખી રહેલા પીઢ રાજપુરુષ તે બની રહ્યા છે આપણા વૈદિક દેવોમા જે સ્થાન વરુણનુ છે તે આપણે ત્યા એમનુ છે—'રાજ્યના રક્ષક ને રજેરજ હીલચાલ પર પહેરો રાખતી ચકોર એમની નજર છે, જીવનને સ્થિર કરતી વ્યવસ્થા સ્થાપતા એમના બાહુ છે, ને સૌના એ એવા પ્રેરણાસ્થાન છે કે જેનાથી રાજ્ય તાકાતવાન બને છે "

મનુભાઈ મગનભાઈ પટેલ

## સરદાર વલ્લભભાઈનાં ભાષણો

એમની આ ૭૫મી જન્મજયતીને ટાકણે નવજીવન પ્રકાશન મદિરે સાડા છસો પાનાના દળદાર ગ્રથમા, ૧૮ એપ્રિલ ૧૯૧૮થી ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ સુધીની લગભગ ત્રણ દાયકા દરમ્યાન સરદારશ્રીએ કરેલા ૧૫૮ જેટલા વિપુલ ભાષણોનો સમગ્ર બહાર પાડ્યો છે, જેમાના થોડા હિંદી તથા અગ્રેજી ઉપરથી પણ છે (કિં રૂા ૫ ૦ ૦) એનો પરિચય આપતા પ્રકાશકે જે લખ્યુ છે તે અમને સર્વથા યથાર્થ લાગેલ હોવાથી એમનુ જ કથન આ નીચે ઉતારીએ છીએ, જે ઈચ્છુકોને માર્ગદર્શક નીવડશે 'સરદાર પટેલના વ્યક્તિત્વના અનેક નાનામોટા ગુણોનો પરિચય મેળવવાનુ એકમાત્ર સાધન એમના ભાષણો છે એમનુ તેજ, એમની નિર્ભયતા, એમનુ શૂર, એમની અખૂટ ધીરજ, અન્યાય જ્યે બાળી મૂકે એવી ચીડ અને ગુજરાતના ખેડૂત વર્ગને ટટાર કરવાની ને તેજસ્વી બનાવવાની એમની તાલાવેલી—એ બધા ને એવા જ બીજા એમના ચારિત્ર્યના લક્ષણો એમના ભાષણોમા બરાબર પ્રતિબિબિત થાય છે એમની વાણી દ્વારા ગુજરાતી બોલીનુ જે તેજ અને જે સામર્થ્ય પ્રગટ થયુ છે તેવુ બીજે ભાગ્યે જ થયુ હશે હૃદયમા સોસરા ઊતરી જાય એવા રૂઢ પ્રયોગોવાળી જોરદાર તળપદી ભાષા અને શૈલીનો એક નવો જ પ્રકાર આ પુસ્તક દ્વારા સગૃહિત સ્વરૂપમા રજૂ થાય છે અને તે આપણા સાહિત્યમા એક નવી જ ભાત પાડે છે સરદાર પટેલનો ઊછરતી તેમજ ભાવિ પેઢીને સાચો પરિચય કરાવવાને માટે, તેમના વ્યક્તિત્વના ગુણો પ્રગટ કરવાને માટે, પાછલા ત્રીસ વરસ દરમિયાન ગુજરાતમા થયેલી પ્રજાજાગૃતિના ઇતિહાસના દસ્તાવેજ તરીકે અને એક પુરુષાર્થી, સમર્થ તેમજ તેજસ્વી પુરુષની વાણીમા ગુજરાતી બોલી કેવી સમર્થ બની શકે છે તે જોવા માટે સરદાર પટેલના આ ભાષણો એક કીમતી સાધન થઇ પડશે '

મને બનારસમાં જ બાંધી રાખ્યા. બનારસમાં તેઓ સેવાભાવથી આવેલા ને એ ભાવને તેમણે અંતિમ ક્ષણ સુધી ટકાવી રાખ્યો. લ્લી બીમારી હૃદયરોગની હતી. ડૉક્ટરોએ અને વાઈસ ચાન્સલરે મને સંપૂર્ણ આરામ લેવાનું કહેલું. વાઈસ ચાન્સેલરે તો તેમને કૉલેનું કાર્ય એમ. ઈ. સ્થિતિને સોંપી દઈ ઘેર બેસીને પૂરેપૂરા સાજા ન થાય ત્યાં સુધી પૂરો પગાર લેતા જવાનું કહેલું. યુનિવર્સિટીમાં માત્ર એમને માટે એ બન્યું. છતાં ડૉ. પાઠકે અંતિમ દિવસો સુધી કૉલેજ–ઑફિસનું કાર્ય જ્યાં સુધી કલમ ચાલી ત્યાંસુધી છોડયું નહિ.

મહામના માલવીયનો સ્વર્ગવાસ થયો ત્યારે વિદ્યાર્થીઓ કહેતા ભારતનો દેવતા ચાલ્યો ગયો. આજે જ્યારે ડૉક્ટર પાઠકનું મૃત્યુ યું ત્યારે તેમના પ્રિય છાત્રોના મોઢે સાંભળવા મળ્યું કે આયુર્વેદનો વતા ચાલ્યો ગયો. ડૉક્ટર છતાં આયુર્વેદ માટે તેમણે જે કર્યું તેને થી વિશેષ અંજલિ શી હોઈ શકે? વૈદ્યોને ડૉક્ટરો જેટલી જ માતા આપવાની તપાસ માટેની ચોપડા કમિટીનું કાર્ય ચાલતું હતું ારે તો ભારપૂર્વક આયુર્વેદનો પક્ષ પ્રસ્થાપિત કરવા મથેલા ને તેમાં વભવા ડૉક્ટરો સાથે ટક્કર ઝીલી તેમનું અજ્ઞાન ખુલ્લું પાડી દેતા.

એમની જિજ્ઞાસાવૃત્તિ બહુ થોડામાં દેખાય છે. જ્યાં સુધી પોની વાંચવાની શક્તિ રહી ત્યાં સુધી નવુંનવું પોતાના વિષયનું નેનું વાંચ્યા વિના રહી શક્યા નથી. આ બધો જ્ઞાનનો ભંડાર આજે લુપ્ત થયો. તેથી દેશને જે હાનિ થઈ છે તે તરત પુરાવી મુશ્કેલ છે.

જૂનમાં મેં તેમને અમદાવાદથી લખ્યું કે ડૉક્ટરોની સલાહ મુબ તમારે બનારસ છોડી હવાફેર માટે અન્યત્ર જવું. એ પત્રના વાબમાં તેમનો આશાવાદ ને આદર્શ બન્ને પ્રતિબિમ્બિત થયા. મણે લખ્યું કે હવે તો હું તદ્દન સારો છું. અને માત્ર કેરીમાં વઉ મારો રોગ નાબૂદ થઈ જ જશે. અને જો મરવાનું જ હશે તો છી કાશીનું મૃત્યુ શું ખોટું છે? ત્યાં રોતાંકકળતાં સગાંવહાલાંની ધે ચડવા કરતાં અહીંના મારા પ્રિય છાત્રો અને સાથીઓની કાંધે ઢીને હરિશ્ચંદ્ર ઘાટે જવું એ તો મૃત્યુનો એક લહાવો છે. તેમની આશા સફળ થઈ. પુષ્પતોરાથી શણગારેલા તેમના શબને તેમના સાથી ડૉક્ટરો ને વૈદ્યોએ તથા તેમના પ્રિય છાત્રોએ વહ્યું અને તેમના અંતિમ સંસ્કારો તેમના પ્રિય સબંધીજનોને હાથે થાત તેથી સવિશેષ ને શાંતિપૂર્ણ થયા. પ્રભુ તેમના આત્માને શાંતિ આપે અને તેમ પોતાની પાછળ મૂકી ગયેલા બે પુત્રો ને એક પુત્રીને આ સંકટ સહન કરવાની શક્તિ આપે.'

—હસમુખ માવજણિયા

## ઝેરી વાયુથી ઝગારા મારતી ફ્લોરેસન્ટ ટ્યૂબ

ચાંદનીના તેજ અંબાર જેવું શુભ્ર તેજ વહાવતી ફ્લોરેસન્ટ ટ્યૂબ કેટલી મનોહર દેખાય છે. તેના પ્રકાશમાં પ્રત્યેક વસ્તુનું સૌન્દર્ય પણ ખીલી ઊઠે છે. તેની વિશિષ્ટતા એ છે કે બહુ ઓછો વિદ્યુત પ્રવાહ વાપરી તે વધુ પ્રકાશ આપે છે. સામાન્ય વપરાશમાં પણ તે 'ગ્લોબલ્બ' કરતાં સસ્તી પડે છે. તેનું આયુષ્ય વધુ હોય છે. પણ તે ફૂટે અથવા અથડાઈને ભાંગે તો અમૃતધારા જેવા તેના પ્રકાશના સ્થાને ઝેરી વાયુ જ વાતાવરણમાં પ્રસરી જાય છે. આ ઝેરી વાયુથી ખૂબ ચેતવા જેવું છે. બેદરકારીને પરિણામે પ્રાણઘાતક નીવડે છે.

એક વખત એક બાર વર્ષના છોકરાને ફ્લોરેસન્ટ ટ્યૂબના કાચ વાગ્યા હતા. ડૉક્ટરે કાચની કરચો કાઢી ઘા તો રુઝાવ્યો, પણ થોડા સમયમાં ત્યાં ગાંઠો બાઝવા માંડી. ફરીથી શસ્ત્રક્રિયા કરવામાં આવી, તો થોડા વખત પછી ફરી ગાંઠો દેખાઈ.

કદાચ ફ્લોરેસન્ટ ટ્યૂબ એકાએક તૂટી પડે અને તેના કાચની કરચો આજુબાજુ જમીન પર વેરાય, તો એકાએક તે ઉપાડી લેવા કે જમીન સાફ કરવા ધસી જવું જોઈએ નહિ. ટ્યૂબ ફૂટે કે તરત જ તે ઓરડામાંથી બહાર નીકળી જવું. થોડા વખત પછી ટ્યૂબમાંથી વાતાવરણમાં પ્રસરેલો ફૉસ્ફરસનો ઝેરી વાયુ બહાર નીકળી જાય તે પછી જ ઓરડામાં આવવું. જમીન પર પાણી છાંટી કાચની કરચો હાથ વડે નહિ પણ બ્રશ વડે ભેગી કરી બહાર ફેંકી દેવી. આ રૂપ રાત બધી જમીન કંતાન વડે લૂછી તે કંતાન નાખી દેવું જોઈએ.

આ ટ્યૂબ ઝળહળતો પ્રકાશ પાથરી શકે તે માટે તેમાં ફૉસ્ફર રસ ભરવામાં આવે છે અને એ સાથે બેરીલિયમ નામનો ઝેરી વાયુ પણ ભરાય છે. તાજેતરમાં વેસ્ટિંગહાઉસ, જનરલ ઈલેક્ટ્રિક ને

## —ચંપાષષ્ઠી—

માગશર સુદ પડવાથી છઠ સુધી ઘણાં શિવાલયોમાં તથા વિશેષે દેવી મંદિરોમાં ઓચ્છવ ચાલે છે. જેમાં છેલ્લો સ ષષ્ઠી વિશેષ મહત્ત્વનો હોય છે. કેટલેક સ્થળે એ ચંપાષષ્ઠી ઓળખાય છે. સાધારણરીતે આખો વ છઠની તિથિ દેવપ્રીત્યર્થ વામાં આવે છે, જેમાં માઘ માસની શીતળા ષષ્ઠી, ચૈત્ર માસની ક ષષ્ઠી અને જેઠ માસની અરણ્ય ષષ્ઠી વધુ પ્રસિદ્ધ છે.

ચંપાષષ્ઠીનો આ તહેવાર વિશેષે કરીને મહારાષ્ટ્રમાં ઘણી ધામધીઅને ભાવપૂર્વક ઊજવવામાં આવે છે. શંકરભગવાને ખંડોબાનો તાર લઈ મણિમલ્લ નામના દૈત્યનો સંહાર કરેલો એવી કથા પ્રચલિત હોવાથી ખંડોબા ત્યાં શંકરના અવતાર મનાયા છે. જેજુરી ), મંગસુળી ઇત્યાદિ ઠેકાણે ખંડોબાના ઘણાં સુપ્રસિદ્ધ મંદિરો આવેલાં છે ને ત્યાં ચંપાષષ્ઠીનો ઉત્સવ ઘણા મોટા પ્રમાણમાં ભક્તિથી ઊજવાય છે. ખંડોબાની સ્ત્રી 'મ્હાળસા' ના નામે ખ્યાત હોવાથી ખંડોબા 'મલ્હારી મ્હાળસાકાન્ત' કે 'મલ્હારી ન્ડ'ને નામે પણ ઓળખાય છે. 'મલ્હારી માર્તંડ' ઘણા મરાઠા ક્ષત્રિય ખવાસોમાં કુળદેવત તરીકે પુજાય છે. જો કે વેદ અને ણોમાં શિવ વિષે જે માહિતી આપેલી છે તેમાં ખંડોબા વિષે કોઈ ઉલ્લેખ નહિ હોવાથી કેટલાકોનું એમ માનવું છે કે ખંડોબા નામનો કોઈ અસાધારણ શક્તિવાળો મનુષ્ય થઈ ગયો હોવો જોઈએ, જે વખતે જતાં લોકોમાં દેવનો અવતાર મનાયો હશે.

માગશર સુદ પડવાથી ઊજવાતા આ તહેવારમાં કોઈ શાસ્ત્રોક્ત વિધિ નથી. ઘટસ્થાપના, સુવાસિની ભોજન ઇત્યાદિ વિધિ હોય છે. ખાસ કરીને સમાજના નીચલા વર્ગોના લોકોમાં આ તહેવાર વિશેષ પ્રચલિત હોવાથી કેટલીક ખરાબ વિધિઓ આ તહેવારમાં પેસી ગઈ છે. મહારાષ્ટ્રમાં ખંડોબાને 'વાઘ્યા મુરળી' (દેવદાસી) અર્પણ કરવાનો તથા 'બગાડ કાઢવાનો' રિવાજ પેસી ગયા હતા. જેમાંનો 'બગાડ કાઢવાનો' અમાનુષ રિવાજ તો બંધ કરાવવામાં આવ્યો છે. 'બગાડ કાઢવો' એટલે એક ગાડાની વચ્ચોવચ્ચ એક થાંભલો ઊભો કરી તેમાં એક આડો ખીલો ઠોકવામાં આવતો. જે માણસે માનતા માની હોય તેની પીઠમાં એ ખીલો પરોવીને તેને લટકાવવામાં આવતો. પછી હજારો માણસો ભેગા થઈ 'જયમલ્હારી' (ખાંડેરી હજૂર) ઉછાળી ત્યાંથી બળદ જોડી તે ગાડું ચલાવતા.

ચંપાષષ્ઠી કેટલેક ઠેકાણે સ્કન્દષષ્ઠી (સ્કન્દ=કાર્તિકેય) તરીકે પણ ઓળખાય છે.

—માસમાસના તહેવારો-૨—

સીલ્વાનિયાની એ ત્રણ ફ્લોરેસન્ટ ટ્યૂબ બનાવનારી કંપનીઓના ઇજનેરોએ સંયુક્ત મંત્રણા કરી બેરીલિયમને બદલે હેલોફાસ્ફેટ નામનો નવો રાસાયણિક પદાર્થ વાપરવા વિચાર્યું છે.

આમ છતાં પણ ફ્લૉરેસન્ટ ટ્યૂબના ઉપયોગ અંગે સાવચેતીનાં પગલાં લેવાં જરૂરી છે. લોકોએ સામાન્ય રીતે નકામી થએલી ટ્યૂબોને જાડા પૂંઠામાં લપેટી તેના પર 'ફ્લોરેસન્ટ ટ્યૂબ' એવું લખી કચરાની પેટીમાં ન નાખતાં જુદી મૂકવી જોઈએ, જેથી કચરો ભેગો કરનાર તેની ઉચિત વ્યવસ્થા કરી શકે. (નવસૌરાષ્ટ્ર)

### ગોકર્ણ પીછી

ગઈ બીજી ઑક્ટોબરે, ગાંધીજીની ૮૧મી જન્મતિથિએ વલસાડમાં સ્થાનિક ચિત્રકાર અમૃત ભટ્ટે એક ચિત્રપ્રદર્શન યોજ્યું હતું. તેના ઉદ્ઘાટનમાં તાળું ઉઘાડવા કે પટ્ટી યા દોરી કાપવાને બદલે તાળાનું એક ચિત્ર બનાવી તેના ઉપર ચિત્રકારે જાતે જ બનાવેલી 'ગોકર્ણ પીછી' વડે ઉદ્ઘાટન કરનાર સજ્જન પાસે છેકો મરાવ્યો હતો, તથા ચિત્ર નીચે તેમની સહી લીધી હતી. ગોકર્ણ પીછી એટલે ગાયના કાનના વાળમાંથી બનાવેલી પીછી. વિષ્ણુધર્મોત્તર પુરાણમાં પ્રાચીન ચિત્રકળા વિષે આવતા ઉલ્લેખોમાં જણાવ્યા મુજબ એ કાળમાં ગાયના વાછરડાના કાનના વાળની પીછીઓ બનાવવામાં આવતી. એ ઉપરથી ભાઈ અમૃત ભટ્ટે એવી પીછીઓ બનાવી. તેનો ઉલ્લેખ કરતાં એઓ લખે છે કે 'જ્યારે પરદેશી પીછીઓ મળતી મોંઘી હતી ત્યારે મેં એવી પીછીઓ મારી જરૂરિયાત પૂરતી જાતે બનાવી લેવાની રાખી. તેને માટે વાંસની હોલ્ડર બનાવું છું. સેબલ તથા રીંછની પીછીઓ કરતાં એ વાળ કાયમ સીધા રહે છે અને એનાથી રેખા ઘણી જ સુંદર બને છે. એ વાળ ઘણા ઓછા પ્રમાણમાં મળે છે તેથી મેં બકરીના વાળનો અખતરો કર્યો. તેમાં એના શરીરના બીજા ભાગના વાળ કરતાં ગરદનના વાળની પીછી ઘણી સારી બને છે. ગાયના કાનના વાળની પીછીનું નામ ગાયની મહત્તા વધારવા મેં 'ગોકર્ણ પીછી' રાખ્યું છે.'

## આ માસ (નવેમ્બર) ઇતિહાસમાં

તા. ૧ હિંદની પ્રથમ સામ્રાજ્ઞી તરીકે વિક્ટોરિયાનો ઢંઢેરો ૧૮૫૮
તા. ૨ હિંદના સમર્થ વિજ્ઞાની મહેન્દ્રલાલ સરકારનો જન્મ ૧૮૩૩
તા. ૬ બ્રિટિશ લશ્કરે અમદાવાદ શહેર જીતી કબજે લીધું ૧૮૧૭
તા. ૮ અફઘાનિસ્તાનના અમીર નાદીરશાહનું ખૂન ૧૯૩૩
તા. ૯ મહાયુદ્ધના અંતે વિલિયમ કૈસરે ગાદીત્યાગ કર્યો ૧૯૧૮
તા. ૧૨ બેહોશીની દવા ક્લોરોફોર્મ પ્રથમ વપરાયું ૧૮૪૧
તા. ૧૯ ઝાંસીની વીરાંગના રાણી લક્ષ્મીબાઈનો જન્મ ૧૮૩૫
તા. ૨૦ મહાન રશિયન ચિંતક ટૉલ્સ્ટૉયનું અવસાન ૧૯૧૦
તા. ૨૯ વેલેસ્લીએ ભોંસલેને હરાવી ગ્વાલિયર જીત્યું ૧૮૦૩
તા. ૩૦ લંડનનો ક્રિસ્ટલ પૅલેસ આગથી તારાજ થયો ૧૯૩૬

### આ માસની વ્યક્તિવિશેષ : માદામ ક્યૂરી



અકિંચનતાને વરેલી પ્રતિભાવાન દેશભક્ત ને રેડિયમની શોધથી જગવિખ્યાત થએલી આ વૈજ્ઞાનિક વિદુષીનો જન્મ વૉર્સો (પોલાંડ)માં ૧૮૬૭ની ૭મી નવેમ્બરે વ્લાડીસ્લાવ સ્ક્લોડોવસ્કી નામના એક અધ્યાપકને ત્યાં થએલો. નાનપણમાં જ પોતાની પ્રતિભાથી સુવર્ણ ચંદ્રક મેળવી તે ૧૮૮૩માં પારીસની સૉર્બોં વિદ્યાપીઠમાંથી પહેલે નંબરે એમ. એ. થઈ અને ત્યાં પ્રો. પીએરી ક્યૂરી સાથેના વિજ્ઞાનસહકારમાં પરિચય વધતાં ૧૮૯૫માં તેની સાથે લગ્ન કર્યાં.

યુરેનિયમમાં કિરણો ફેંકવાનો જે ગુણ છે, તેનો અભ્યાસ કરતાં મેરીને થોરિયમમાં પણ એ તત્ત્વ જણાયું, અને તે પરથી બીજાં પણ કેટલાંક પ્રબળ તત્ત્વો અજ્ઞાત હશે જ એમ માની, અવિશ્રાંત પ્રયોગો પછી એ દંપતીએ રેડિયમની શોધ કરી. તેને માટે ઑસ્ટ્રિયન સરકારે ભેટ આપેલા પદાર્થ પીચ બ્લૅન્ડનું સતત અન્વેષણ કરીકરીને પોણાચાર વર્ષે ૧૯૦૨માં, મેરીએ એક ડેસીગ્રામ ભાર શુદ્ધ રેડિયમ તૈયાર કર્યું, જેની, રોગાક્રાન્ત કોષોનો નાશ કરવાની શક્તિને કારણે સાડા સાત લાખ સોનાના ફ્રાંકની કિંમત અંકાની. પણ તેનો આર્થિક લાભ ન લેતાં તેણે તેને જનહિતાર્થે જાહેર કર્યું. સાથોસાથ આવા કિરણોત્સારી પદાર્થો વિષે મહાનિબંધ લખી ડૉક્ટરની ઉપાધિ મેળવી.

૧૯૦૬માં પ્રો. ક્યૂરીનું ગાડીના અકસ્માતમાં અવસાન થયું, પણ મેરીએ તો પતિનું કાર્ય ચાલુ રાખ્યું. તેની આ જનહિતાર્થ અને અભિનવ શોધને લીધે ૧૯૦૩ તથા ૧૯૧૧માં તેને વિજ્ઞાનના નોબેલ પારિતોષિક મળ્યા અને ૧૯૧૪માં વિશ્વયુદ્ધ લાગતાં પારીસ વિદ્યાપીઠ તથા પાસ્તર ઇન્સ્ટિટ્યૂટે ૮,૦૦ ૦૦૦ ફ્રાંકને ખર્ચે તૈયાર કરાવી આપેલ રેડિયમ ઇન્સ્ટિટ્યૂટમાં એક્સ રેનાં સાજ તથા રેડિયોલૉજિકલ કાર્ય તૈયાર કરી ૧૦ લાખ ઉપરાંત સૈનિકોની તેણે સારવાર કરી.

પોતે પ્રથમ તૈયાર કરેલું રેડિયમ તેણે તો દેશહિતાર્થે પ્રયોગશાળાને ભેટ આપી દેવાથી પ્રયોગો માટે પોતાનું અંગત એવું જરાયે રેડિયમ મેરી પાસે નથી એમ જાણતાં, મિસિસ મેલોની નામની એક અમેરિકન બાઈએ લાખ ડૉલરનું ફંડ ભેગું કરી મેરીને અમેરિકા બોલાવી અને ગ્રામભાર રેડિયમ તેને ભેટ આપ્યું. જે તેણે તો પોતાના મૃત્યુ બાદ પોતાની પ્રયોગશાળાને જ મળે એવી શરતે સ્વીકાર્યું.

૧૯૨૩માં રેડિયમની રજતજયંતી ઊજવી ફ્રેન્ચ સરકારે તેને ૪૦ ૦૦૦ ફ્રાંકનું વર્ષાસન બાંધી આપ્યું. ૧૯૩૪ના જુલાઈની ૪થી તારીખે તેનો દેહાન્ત થયો.

**આ માસનો પ્રસંગ-વિશેષ : ખડકીનું યુદ્ધ**—[illegible] ઝગડામાં યશવંતરાવ હોળકરે ઈ. ૧૮૦૨માં પેશ્વા બાજીરાવ બીજાને હરાવીને પૂના સર કર્યું ત્યારે પેશ્વાએ પોતાનું પેશ્વાપણું ટકાવી રાખવા અંગ્રેજોને શરણે જઈ તેમની મદદ લેવા વસઈની સંધિ કરી. એથી અંગ્રેજોની મદદ તો મળી પણ પોતાનું સ્વાતંત્ર્ય ખોઈ અંગ્રેજોની સર્વોપરિતા તેને સ્વીકારવી પડી. પારતંત્ર્યના એ પાશમાંથી છૂટવા તેણે આખરી પ્રયત્ન ઈ. ૧૮૧૮ની ૧લી નવેમ્બરે કર્યો. તેણે ખડકી પાસે રહેતા અંગ્રેજ રેસિડેન્ટ એલ્ફિન્સ્ટન પર લશ્કર સાથે અચાનક હુમલો કર્યો. પ્રસિદ્ધ મરાઠા સરદાર બાપુ ગોખલેએ પેશ્વાના લશ્કરની સરદારી લીધી હતી. અંગ્રેજ મરાઠા વચ્ચે જબ્બર ધીંગાણું મચ્યું પણ અંગ્રેજોનો સિતારો ચડતો હતો. પેશ્વા હાર્યો અને નાઠો. આ હારથી મરાઠા સામ્રાજ્યનો મૃત્યુલેખ લખાઈ ગયો.

આ અંકના પૃ. ૩૩૧ ઉપર કરકસર અને સગવડની એક ઉપયોગી વાત લખી છે તે તરફ વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ.

આદર કરે અપાર, ભોજનમાં ભાજી ભલી,
આણે મન અહંકાર, કડવાં ઘેબર કિસનિયા

સરદાર વલ્લભભાઈને નાનપણમાં બામ-લાઈ થએલી, તેથી આગળી ઉપચાર પ્રમાણે હજામ પાસે ડામ દેવડાવવા ગયા હજામે સળિયો તો ધગાવ્યો, પણ આટલી કૂમળી વયના છોકરાને તે ચાંપવાની તેની હિંમત ન ચાલે વલ્લભભાઈએ તેને કહ્યું 'આમ લાવ્યા શું કરે છે? લાવ તારાથી ન થાય તો હું ચાંપું!' અને એમ કહી એ ત્રણ ચપકા મૂકી દીધા!

ગોધરાની કોર્ટમાં એક વખત તે કેસ ચલાવતા હતા એવામાં તેમનો એક તાર આવ્યો તે ફાડી વાંચી, શાંતિથી ગજવામાં મૂકી દીધો ને ફરી પાછી પોતાના કેસની દલીલો આગળ ચલાવીને કેસ પૂરો કર્યો મુંબઈમાં એમનાં પત્નીને દફ્ફમરનું ઑપરેશન કરેલું તેમાં તે અવસાન પામી ગયાનો એ તાર હતો!

અનેકાર્થી શબ્દ, ઘા—પ્રહાર, જખમ, કાપ, મોટા દુઃખની ઊંડી અસર, યોગ્ય વખતે જોર કરવું તે, લાગ, દાવ (ઘા આવ્યે સોગટી મારવી), આફત આવી પડે તે, ચોવીસ કાગળનો જથ્થો દર્શાવતું પરિમાણ

કહેવતોના અર્થ 'સરસે કે તીન પાઉં'—પોતે કરેલી ચોરી કે ગુના માટે કોઈ છડે ચોક નામુક્કર જવાની નફ્ફટાઈ દેખાડે (અને ઘણી વાર ઉપરથી ભળતી જ વાત ઉપજાવી કાઢી પોતાનો બચાવ કરે) તે માટે વપરાતી આ કહેવત માટે એવી વાત છે કે સફરે નીકળેલા બે મુસ્લિમ મિત્રોને કકડીને ભૂખ લાગતા તેમણે જંગલમાં સસલાનો શિકાર કર્યો, અને તેની ખાલ ઉતારી સાફસૂફ કરી રાખવાનું એકને સોંપી બીજો મિત્ર તેને પકાવવા માટે સૂકાં લાકડાં વીણવા ગયો પણ પાછળ રહેલાને એટલી કકડીને ભૂખ લાગેલી કે શિકારને સાફસૂફ કરતાંકરતાં જ તેનો એક પગ કાપી કાચો ને કાચો ખાઈ ગયો! બીજા મિત્રે આવીને લાકડાં સળગાવી તે પકાવવા લેતાં તેના ત્રણ જ પગ જોયા, તેથી શું આવું આ થઈ, આવી બેવકૂફ ચોરી માટે મિત્રને ધમકાવવા લાગ્યો, ત્યારે પેલો નિર્દોષભાવ દેખાડી તદ્દન નામુક્કર જઈને ઉલટો સામો થઈ કહેવા લાગ્યો કે 'તૂ મેરે પર ખામુખા જૂઠા જુરમાના રખતા હય; યે સરસે કે તીન હી પાઉં થે, ઉનકા ચૌથા પાઉં હી ન થા!' પોતાની ચોરી ઉપર જૂઠનો કળશ ચડાવતી તેની આવી છડે ચોક નફ્ફટાઈથી પેલો મિત્ર તો દંગ થઈ ગયો!



વ્યાપારને આથે હિંદમાં યુરોપીય પગદંડો જમાવવા માંડેલી સત્તાઓએ સિક્કા પણ પાડવા માંડેલા તેવા, ત્રણ પ્રજાઓના (પોર્ટુગીઝ, ડચ અને ડૅનિશના) સિક્કા આ અગાઉ આ પાના પર આવી ગયા છે આ ઉપર ફ્રેન્ચપ્રજાએ શરૂઆતમાં પાડેલો 'હિંદી ફ્રેન્ચ સિક્કો આપ્યો છે

ગણિત ગમ્મત: ૪૫માંથી ૪૫ બાદ કરતા પણ ૪૫ બાકી રહે છે એ જાણો છો? જુઓ

૯+૮+૭+૬+૫+૪+૩+૨+૧= ૪૫
૧+૨+૩+૪+૫+૬+૭+૮+૯=−૪૫
૮+૬+૪+૧+ +૭+૫+૩+૩= ૪૫

ચુંબકસોયવાળા હોકાયંત્રનો ઉપયોગ લોકો ૩ હજાર વર્ષથી કરે છે

'કુમાર'પ્રેમી વાચકો તેના નામાક્ષરો જે વિવિધ ખૂબીથી અમને આલેખી મોકલે છે તે પૈકી નીચેનો નમૂનો ગોંડલથી શશિકાન્ત શાન્તિલાલ ગજ્જરે આલેખી મોકલ્યો છે



ત્રણ વ્યક્તિઓ નીચે મુજબ વાત કરે છે

કુસુમ અહીંયા માધુ! કદિ લેસન કરે છે કે? ક્યાં રખડતો હતો?

માધુ હું રમા જોડે રમવા ગએલો

રમા પણ અમે તો લેસન કરીને ગએલા

ઉપલા ચિત્રમાં આ ત્રણે વ્યક્તિઓ પોત પોતાના નામના પહેલા અક્ષરથી જ બની છે અને એ ત્રણે મળી "કુ મા ર" થાય છે

અમેરિકામાં કેવળ દાંતમાં ભરવા માટે ૭॥ કરોડ રૂપિયાનું સોનું અને ૧॥ કરોડ રૂપિયાની ચાંદી વપરાય છે ● મૂર જાતિના લોકોમાં સ્ત્રીને પોતાની ઉમર ખબર ન હોય એ માનાર્હ ગણાતું સમજાય છે ● પતંગિયાને લાલ ને ધોળા રંગનું ઘણું આકર્ષણ હોય છે ● જગતના સૌથી મોટા શહેર લંડનના સાંજિદા કારભાર પર ૧,૫૫,૦૦૦ પૌંડ ખર્ચાય છે



કલાકારીગરીઓ કાશ્મીરના શાલદુશાલા ગાલીચા નમદા પોશાકો લાકડાનું કોતરકામ, વાસણો અને પેપીઅર માશે (કાગળના માવાના વિવિધ સાધનો) આદિ ઉપરની વેલબુટ્ટીની બારીક તથા ભરચક લીલા તો જાણીતી છે તેવા ભરતકામનો એક નમૂનો

લાકડાના વહેરને ગંદરના પાણીમાં પલાળી તેમાં ગરમ કરેલું મીણ રેડવું અને ત્યાર બાદ તેમાં સમાય તેટલું મશીનમાંથી નીકળેલું નકામું ક્રૂડ ઑઇલ ઉમેરવું આટલે કુમારની માગીના જેવા ૩ પગા મોટા બની જશે પછી તેને વાસણમાં ઠારી દેવું અને ઇચ્છાપ્રમાણ વજનના ચોસલા પાડી લેવા સગડી સળગાવવા માટે એક ચોસલાને કોલસાના મધ્યભાગમાં મૂકી દીવાસળીથી તેને સળગાવવાથી તરત ચોસલું સળગવા માંડશે અને તે કોલસાને સળગાવશે —અંબુ રાવળ

# IMPORTANT

- Press Publicity & Printing,
- Stationery, Rubber Stamps,
- Designs,
- Blocks,
- Cinema Slides

**S. P. GANDHI & Co.**

1060, Near Kothari Pole, Gandhi Road, Ahmedabad

સ્ટોકિસ્ટ :

**બી. કે. ફાર્માસ્યુટિકલ ઍન્ડ કૅમિકલ વર્ક્સ**

(ભાવનગર–મુંબઈ)

ની મશહુર બનાવટો જેવી કે :—

**ઍકસ્ટ્રા સ્ટ્રૉંગ કૃષ્ણાંજન** પેઇન બામ
(શરદી, સળેખમ અને માથાના દુખાવા માટે)

**જર્મ્સ ઍનિમી** (ખસ, ખૂજલી તથા ચામડીના દર્દો માટે) ટિન બાય ટિન પૅકિંગમા મળશે.

લખો યા મળો —

**એસ. પી. ગાંધી ઍન્ડ કાં.**

૧૦૬૦, કોઠારીપોળ પાસે, ગાંધીરોડ, અમદાવાદ

એક નવું કલાપ્રકાશન

# નવચિત્ર

શ્રી અરવિંદ આશ્રમના કલાકારોની કલાકૃતિઓનો

**સમૃદ્ધ ચિત્રસંપુટ**

**શ્રી માતાજીએ દોરેલાં બે ચિત્રો
આ ચિત્રપુટની અભિનવ સમૃદ્ધિ છે**

ગુજરાતના જાણીતા ચિત્રકાર
શ્રી કૃષ્ણલાલ ભટ્ટ તથા બીજા બે
ચિત્રકારોનાં આ નવ ચિત્રો પ્રથમ
વાર સંગ્રહરૂપે હવે ઉપલબ્ધ બને છે.

કિંમત રૂપિયા ૧ રજિ. પોસ્ટેજ રૂ. ૧

મળવાના સ્થળ

**શ્રી અરવિંદ કાર્યાલય આણંદ
શ્રી અરવિંદ આશ્રમ - પોંડીચેરી
તથા બીજા જાણીતા બુકસેલરો**




રંગાવલીઓ અને છાયાચિત્રો, લગ્નચિત્રો ને વ્રતચિત્રો,
શૃંગારચિત્રો ને દેવચિત્રો ના ચિત્રસંપુટો: સૂચિપત્ર મંગાવો
**કુમાર કાર્યાલય લિમિટેડ · અમદાવાદ**

**કુમારના વાંચકોને**

'ચંદનમૂર્તિ', 'રક્તસંધ્યા', 'માયામૃગ' વગેરે વાર્તાઓ તો યાદ હશે જ. શરદેન્દુબાબુની એ બધી અને બીજી થોડી નવી રસપ્રદ વાર્તાઓનો શ્રી રમણિક મેઘાણી અનુવાદિત સંગ્રહ **"મરૂભૂમિમાં"**—નામથી હવે પ્રકટ થયો છે.
કિં ૩–૮–૦ પોસ્ટેજ જુદું. **ભારતી સાહિત્ય સંઘ લિ.**



# કુમાર

મુખપૃષ્ઠ [illegible] : કલાકાર રવિશંકર રાવળની [illegible]
( ચિત્રલેખન ઉપર શ્રી રવિશંકર રાવળનો પુષ્કળ નમૂનાઓ સાથેનો
વિગતવાર લેખ આ અંકમાં આપેલો છે )

આવતી કાલના નાગરિકો
માટે આજનું અગ્રણી માસિક
સંસ્થાપક • રવિશંકર રાવળ
તંત્રી • બચુભાઈ રાવત
વર્ષ છવ્વીસમું અંક બારમો
ડિસેમ્બર ઓગણીસસો ઓ-
ગણપચાસ સળંગ અંક ૩૧૨




ચિત્રો


હરણનું લાવણ્ય — શ્યાવક્ષ ચાવડા — પૂંઠું
દેલવાડા જૈન મંદિરની છતો (ફોટો વિક્રમ દલાલ) — પૂંઠા પાછળ
લય અને તાલ — નારાયણ શ્રીધર બેંદ્રે — મુખચિત્ર પાછળ
ગીત — કનુ દેસાઈ — ત્રિરંગી મુખચિત્ર
કલાકાર શ્યાવક્ષ ચાવડાની પ્રાણીચિત્રણા — પાછલા પૂંઠામાં


કાવ્યો


પવન પથે — સુન્દરમ્ ૩૫૩
ઊઘડ્યાં હરિનાં દ્વાર — નિરંજન ભગત ૩૫૩
ઉપાલંભ — વ્રજલાલ દવે ૩૫૩
મૂંગાનું સ્વપ્નું — મકરન્દ દવે ૩૫૩
ફલિતા — રજનમ્ ૩૫૩


ચરિત્ર


સાને ગુરુજી — વસંત જોષી ૩૫૪


નાટિકા


ગિરિગુરુ ગિરનાર — ચન્દ્રવદન મહેતા ૩૫૬


લેખો


કલાકાર શ્યાવક્ષ ચાવડાની પ્રાણીચિત્રણા — રવિશંકર રાવળ ૩૬૦
છૂપી પોલીસનું ગુનાશોધન વિજ્ઞાન — હીરાનાયક અને રતુનાયક ૩૬૫
ગોપાલ ભાંડ — આચાર્ય ક્ષિતિમોહનસેન ૩૬૭
કાર્બન અને તેનાં વિવિધ રૂપો (રોજિંદા જીવનમાં વિજ્ઞાન ૩૨) — ન. ભૂ. શાહ ૩૬૯
સંકેત લિપિઓ (૩) — કરણસિંહ ગો. ચુડાસમા ૩૭૩
મૅરેથૉનની ૨૬ માઈલની દોડ — વાસુદેવ ભટ્ટ ૩૭૪
સ્ત્રી પુરુષ પ્રકૃતિ (નાટ્યશાસ્ત્ર ૪૦) — યોગેન્દ્ર પ્રિયદર્શી ૩૭૬
ટિકિટ સંગ્રહ [૫] ૩૭૭


વિભાગો


પચ્ચીસ વર્ષ પહેલાં ૩૭૮
નાતાલ (માસમાસના તહેવારો ૧૩) ૩૭૯
માધુકરી (માઓ ત્સે તુંગ, ઑરેન્જ ચાર્ટ, ગાળાનું મહત્ત્વ) ૩૮૦
ઘુવડ [માસમાસનાં પંખી ૪૬] ૩૮૦
આ માસ ઇતિહાસમાં [વ્યક્તિવિશેષ જદુનાથ સરકાર] ૩૮૩
છેલ્લું પાનું ૩૮૪



કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક બચુભાઈ પોપટભાઈ રાવત
મુ. પ્ર. પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂા. ૭॥ પરદેશમાં રૂા. ૯॥ અથવા ૧૫ શિલિંગ છૂટક નકલના બાર આના

જાહેરખબરના સોલ એજન્ટ મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટી કંપની
ફર્નાન્ડિઝ બ્રિજ, ગાંધી રોડ, અમદાવાદ



લય અને તાલ (લીથોગ્રા.)

કલાકાર નારાયણ શ્રીધર બેન્દ્રે

## ઊઘડ્યાં ઉરનાં દ્વાર

મારાં ઊઘડ્યાં ઉરના દ્વાર,
મહીં ગળ્યો માનવનો મેળો,
હું જ રહ્યો રે બહાર!

લખ આવે, લખ જાય,
થાય શી ભીડમાં હેલહેલ;
મને જ ના કહે 'આવ!'
અવરને રસની રેલછેલ;
ખાલી ઓખે બહાર ઊભો છું,
અંદર રસની ધાર!

જગને દીધું ઠામ
અરે, ત્યાં મારો તે શો ભાર?
આ તે કેવો કામ,
દીધો તેં પોતાને જાકાર!
હળવે પૂછું: હૈયા, તારો
હું જ ન પામું પાર?
મારાં ઊઘડ્યાં ઉરના દ્વાર!

નિરંજન ભગત

## ઉપાલંભ

હે મન! આવા ન હાવશે ટંગ.

કોક હૂંફાળી પાંપણો ઓઢી
પોઢી જવાના તરંગ,
શ્યામ લટો કેરા કોગળ હીંચકે
ઝૂલતા જાવું મંગ.—હે૦

લાલમ લાલ કો ગાલ ગાલીચે
આળોટવાનું અ-સંગ,
પાતળા દેહની પામરી આડેથી
નેણના વીજલ દંગ.—હે૦

રૂપપિયાસી! સ્વરૂપને ઓળખ
દેખ મા એક જ રંગ,
ભૂલ મા, ભીપણ, ભવ-જટામહીં
ખળખળી કાળની ગંગ—હે૦

વ્રજલાલ દવે

## મૂગાનું સ્વપ્નું

દિને ખીલ્યાં ફૂલ બોલે રંગભરી વાણી:
'હતભાગી એક છે આ મૂગી રાતરાણી'

રાતે અંધવાયા સહુ ફૂલને ટંટોળે,
કોણ સુણે કથા પોઢેલા જે ધરાખોળે?

સંપદા જે મળી તેનું સુખ નહિ ઉરે,
એથી આખું વન ભરી નિરાગંધા સૂરે.

મકરન્દ દવે

## પવનપંથે

· પૃથ્વી સૉનેટ ·

અહીં જડ જમીન સંગ અમને જડ્યા, આંખને
દિધો તિમિર-અંચળો, હૃદયને દિધો કામના-
વિમૂઢ વિપલાગ્નિ, પાંખ કરતી અમારે બધે
રચી અદશ ઇન્દ્રજાળ, અહ દાવ ખાસ્સો ઘડ્યો!

વિદારી મહુ આ હવે ગગન મેર આરોહવુ—
પ્રચણ્ડ પડકાર આ; પરમ તારું આમન્ત્રણ
અહો કયમ સહાય આ અબ જમીનની જિન્દગી?
ઉડે કફડી પાખ, આખ ગગનોની યાત્રા અહે.

અનંત અવકાશના પટ ક્રમત તું ગોદરે
ખડી છ અમ ગામ જ ખમ, એટલી વાર કે
તછ ધરની ગોદને નિમરીએ, ત્યહીં તાહરો
ખડો પવનપંથનો રથ ગ્નેશનો પાડ્યો.

કશી રણઝણી રહી મધુર ચક્રની ઘૂઘરી!
પ્રશસ્ત તવ મૂર્તિ સંગ અબ પ્રીત છે આદરી.

સુન્દરમ્

## ફલિતા

· પૃથ્વી સૉનેટ ·



કલામય ગુથેલ પુષ્પ થકી શોભતો કુન્તલ;
ગુલાબ સમ ખીલતા મૃદુલ ગાલ, માથે તલ;
અચુંબિત હસી રહ્યા અધરસંપુટ પ્રેમલ;
સુલોચન લમે, તહીં સરવું શોભતું કજ્જલ;
કપોત સમ પાતળી મલપતી ગ્રીવા નાહરી;
બધે ય મુજ દૃષ્ટિ આ ફરી ફરી અને ત્યાં ઠરી
સુડોળ તવ વક્ષ પે સ્થિર થઈ; બન્યો લીન હું.
મનોહરિ' તુજ ચારુતાસભર સર્વ અંગાંગમાં
દીઠી અજબ માધુરી; તદપિ ચિત્ત આ ચંચલ
વિમુગ્ધ નવ એ થયું; ન જરી ડોલતું રંગમાં.
પરન્તુ મુજ આંખડી રતન છુપાવતા અંચલ
પરે પડી અને ઊઠી મનમહીં તરંગાવલિ.
ભવિષ્ય શુભ ભાળતો; હસતું પાલવે કો કલિ
સમુ મૃદુલ બાલ કૃષ-મરવાણીને ઝીલતું.

રંજનમ

ગેરનાર: શ્રીકૃષ્ણે ૮૧મે વર્ષે મહાભારત ખેલ્યુ. અને અહીં પ્રભાસમાં ખેલાઇ યાદવાસ્થળી. કૌરવોને જીતી, અહીં પાછા સૌરાષ્ટ્રને કીર્તિવંતો કરી પ્રભાસનાર્થે, સોમદેવની નિકટ તાં એમનાથી યાદવાસ્થળીના રક્તપ્રપાત ન સહન થઇ શક્યા, 'પિતામહ'નો શ્લોક રટતા હતા...

નાદધ્વનિ:

*પિતાહમસ્ય જગતો, માતા ધાતા પિતામહ,*

*વેદ્યં પવિત્ર ઓંકાર ઋસામ યજુરેવ ચ.*

ગેરનાર: શ્રીકૃષ્ણચન્દ્ર એ શ્લોક રટતા હતા ત્યારે અચાનક— પ્રાસ એક પારધિએ અજાણતા તીર માર્યું, અને પ્રભુએ અસાર-સંકેલી લીધી અહીં જ, મારી દૃષ્ટિ સમુખ એમણે ચિતા- .કીધુ ત્યારે શ્રીકૃષ્ણે હરિણતટે સોમદેવ પ્રતિ મીટ માંડી. નિકટમા દેહ ત્યજતા બોલ્યા હે સોમનાથ! જય હો સોમનાથ' સોમનીથથી સોમદેવે પ્રતિધ્વનિ પુકાર્યો.

સંઘધ્વનિ: શ્રીકૃષ્ણચન્દ્ર કી જય'

[ઘોષ સંગીત કંઇક વાર રહે; પછી સિંહગર્જના; પછી મન્દ સંગીત ]

૨

ગેરનાર. એ યુગ અને એની સંસ્કૃતિ કાળના ઓધારમા ક્યાંક ડૂબી ગયા અનાદિ અનંત ને અગાધ એવા અગમ્ય કાળની એક પાંખ ફરી વાર વીંઝાણી

સંઘધ્વનિ: धर्मम् चर । सत्यम् वद ।

ગેરનાર: એક માનવેન્દ્રે મારી ગોદમાથી એક દઢ અને નક્કર કોતરી કાઢી એ ઉપર એ અશોકદેવે બોધપાઠ કોતરાવ્યા કાળદેવને વિનતિ કરી કે લોકકલ્યાણાર્થે એને કાળની તડકી ાથી અલિપ્ત રાખજે, જાનુ જતન કરી જાળવજે કાળે ઉચ્ચાર્યુ કાશ ધ્વનિ: તથાસ્તુ 'મહારાજ અશોકદેવ! ઝંઝાવાતોથી મુક્ત અમર રહેશે તારો આ શિલાલેખ સહસ્રસહસ્ર વર્ષો પછી પ્રસ્થાન પામશે તારુ રાજ્યચક્ર, ને સજીવન રહેશે તારો મર્મમંત્ર.

ગિરનાર મારે 'મસ્તકે ભગવાન દત્તાત્રેય પધારી પોતાની ત્ર પાદુકા મૂકતા ગયા હતા પડખે મારા નાના ભાઇ શત્રુ- ાશિરે ભગવાન જિન પગલીઓ માંડી અને સિદ્ધાચળ બનાવી .અહીં, અમારી આંખ આગળ જ, ઇસાઈ શતક ત્રણથી સાતની . વલ્લભીપુર મ્હોર્યું. જૈન ધર્મનાં સૂત્રો પ્રથમ અહીં જ ગ્રન્થ ૂખાયા ફરતા ફરતા પ્રખર પ્રવાસી હ્યુએનસંગ ચીન દેશથી પધાર્યા, અને આ ભૂમિના ગુણગાન ગાતા ગયા.

એક ધ્વનિ: ઐસો નગર ન મૈંને દેખ્યો

હર્ષોદ્ધ કી ભરની થી.

ઐસો દાન ન મૈંને પેખ્યો,

કીર્તિ ઉજ્જ્વલ કરની થી.

ગિરનાર: પછી તો વલ્લભીપુર ભાંગ્યુ અને ઇડર સ્થપાયુ ના અવશેષોમાથી વળી ચિત્તોડ સરજાયુ, અને ગે ચિત્તોડના ત હિમાદ્રિ સિંહાદ્રિ સુધી ફેલાયા

'અહિંસા પરમો ધર્મ'નો અશોકવર્ધનનો લેખ મારા હૃદય પર ાાએલો છતા કરાળ કાળની રણચંડી તાંડવે ચઢી ભયંકર નોબતો ના ડંકા બજાવવા માંડી

નાદધ્વનિ: યાદવકુળથી ઊપન્યાં, વિવિધ કુળઅભિમાન,

દિન પલટ્યો પલટી ઘડી, ભુલ્યા સકળ સહુ ભાન

ભૂમિ કુજનવન ભમી, દમનવશ્ણી ભેદ,

અગનઝાળ પ્રગટી અહીં, ને ઝઝૂમ્યો વળી મેદ.

ખડ્ગનીર વર્ષાઝડી, વહી રુધિરની ધાર

ગતિ મતિ બગડી અતિ, કુજનવન મોઝાર,

ગિરનાર: મૌર્ય વંશ અને ક્ષત્રપો; એના લોપ પછી ગુપ્ત વંશ, અને પછી પાછા અંધારપછેડો... એમાં ક્યાંક ક્યાંક ચાવડા ને સોલંકીઓ, ગોહીલો ને જેઠવાઓએ પોતા ની મશાલો ફેરવી થડુ- વંશના વારસોએ પાછું વલ્લભીપુર, અહીં વામલી, ત્યાં ઘૂમલી, એમ કાળની કતારોમા અધર્મી વિધર્મી અને પરધર્મીઓના લોહીના છંટ કાવોમાં તાંતી તલવારો રમી

સંઘધ્વનિ: જય અંબે! જય અંબે!

જય અંબે! જય અંબે!

[સંઘધ્વનિ ધીમેધીમે વધે છે એમાં શંખ, કરતાલ, શંખ, શરણાઈ વગેરે સંભળાય છે ]

ગિરનાર: એ છે સૌરાષ્ટ્રની ત્રણ સતીઓનો ચિતાપ્રવેશ ગિર- નારને કપાળે ફટકારાએલા શાપોના સાદ' પહેલો શાપ સોનરાણીનો સોન! એને ઘૂમલીના રાણાએ હરી અને હલામણને જલાવતના દીધી સોરઠની એ કવિત્રી હતી એણે વિલાપ લવકાર્યો

સોન: (એ...) લાજે આ રાણગાર, હલામણ! તારા વિના!

તુ મોરો ભરથાર, આજ અગનશય્યા સજુ.

(એ ..) ભીડળ ફૂટે રમગાન, હું હારી હલામણા'

સાથે સ્વર્ગપ્રયાણ, ભૂજડુ થાશે ઘૂમલી

ગિરનાર: સોન ગઈ, ઘૂમલીનો વિનાશ થયો, અને આવ્યો મતિ ભ્રષ્ટ રા'મંડળીક. એની સામે ફટકારાએલો ચારણિયાણી નાગબાઇનો ભીષણ શાપ:

નાગબાઈ: તારા ગરવા ગઢ, મુ સતાપે મંડળીક!

ધૂળમાં ધમરો ધડ, વંશનિકંદન તાહરો!

ગિરનાર: પણ આપણે ઇતિહાસનો ક્રમ જરા ફેરવ્યો પરંતુ મહાકાળના અનંત અગાધ સાગરમા ભૂત શું, ભાવિ શું? એ જ મંડળીક વંશમા બરાબર દોઢ સૈકા પહેલા, અહીં સોરઠની ભૂમિ પર સિદ્ધરાજ જયસિંહે મારેલો છાપો, રા'નોઘણની મૃત્યુશય્યા, રા' ખેંગારની પ્રતિજ્ઞા, એની મહાતેજસ્વી મહારાની સતી રાણી રાણક; એના બે લાડકવાયા પુત્રોની કારમી અને ક્રૂર હત્યા; આખરે રાણક- ના અમર સતીત્વનો રોમાંચક ભડકો.

અવાજો: જય અંબે! જય અંબે'

જય અંબે' જય અંબે!

[કોલાહલ ધીમેધીમે શમે છે ]

રાણક: સાજણ રા'ખેંગાર! સુરલોકે સીધાવિયા;

ગરવા ગઢ ગિરનાર, કોણ હવે સથવારી આ?

સિદ્ધરાજ: અરે! આ તેં શું કર્યું? ક્યાં છે રાણક અને ક્યા બે એના કુંવરો? આહીર દેવયતન' ખેંગારના કુંવરોને બદલે તેં આ તારા કુંવરોની મારી પાસે હત્યા કરાવી? ધન્ય છે તારી રાજભક્તિ- ને! પણ સિદ્ધરાજને અત્યારે એની ચર્ચા કરવાનો વખત નથી ક્યાં છે રાણક અને ક્યા છે એના કુંવરો...આ...આ.. તો લે, પેલા તારા ત્રે ભેગા આ પણ જાય... [ચીસ અને કોલાહલ]

રાણક: 'મામેરા તુ મ રોય, મા કર રાતી આંખડી.'

પતિ વિજોગણ નાર, પુત્ર વિહોણી માવડી

સધરા! અભાગી ભાગ! અંતર આગ ન જંપવી એ.

ઘડી બે ઘડીનો લાગ; ચુકતા શાપ ન ચૂકશે

પરિચય
કરાવનાર
**શ્રી રવિશંકર
રાવળ**

આ બને આડા પાનામા સેપીઆ ફાઉન્ટનપેનથી કરેલા સ્કેચ છે, જ્યારે આ નીચે સામસામા આપેલાં ઊભા ચિત્રોમાના પખી થાથી-ક્રેયૉનથી આલેખેલા છે લેશ માત્ર રબર વાપર્યા વિનાના એ સ્કેચોમાનો સચોટ આવેગ કલાકારના હાથની તાકાત બતાવે છે.



નાવની પોતાની અનોખી શૈલીમા પ્રાણીઓના એંશી ઉપરાત ચિત્રો તૈયાર કરી, મુબાઈની તાજમહાલ હૉટેલમા એક વ્યક્તિગત પ્રદર્શન રજૂ કર્યું ત્યારે એ કૃતિઓ જોઇને મુબાઈ આશ્ચર્યમુગ્ધ બની ગયુ હતું પ્રાણીચિત્રોમા બહુ જ થોડા હિંદી કલાકારો રસ ધરાવે છે અને તે પણ કોઈ પ્રસગ કે કથાનિરૂપણ કરનારાં ચિત્રો જ હોય છે, પરતુ ભાઇ ચાવડાએ તો વિવિધ પ્રાણીઓના અગમરોડ, આવેગ સવેગ અને સ્વભાવના સકેત દાખવતા પિંડોને રેખાબદ્ધ કરવામા અનોખી સફળતા બતાવી છે

ભાઈથી ચાવડા કદી ચિત્રગૃહમા ભરાઇ રહેવાનુ કે ધધાનું જ કામ કર્યા કરવામા સતુષ્ટ બની બેસવાનું પસદ કરતા નથી જરાકે અવસર મળે એટલે શક્ય તેટલા દૂરના પ્રદેશમા જઈ લોકજીવન, વન્યજીવન કે પ્રાણીજીવનનો સપર્ક પામવા, કે કોઈ પ્રાચીન શિલ્પ-





પ્રાણીઓનો મિજાજ પકડવાને એક એવી ખાસ દાવ રેખાનો ઉપયોગ કરે છે કે તેને કોઈ ઉસ્તાદ ગવૈયાના એકજ તાનમા રાગનો લય ઉતારવાના સામર્થ્ય બરોબર ગણી શકાય અથવા તો કોઇ કાબેલ બીનકાર એક જ મીંડમા રાગનુ સ્વરૂપ ખડુ કરી દે છે, તેવો પ્રકાર કહી શકાય એમના એ સ્કેચોમા વાઘ હરણ, મગર કે રીંછ એવા જુદાજુદા લક્ષણોવાળા પ્રાણીઓના સ્વરૂપની એક જ રેખા તેની નાસિકાથી લઇ પૂછડીના છેડા સુધી એક જ સપાટે પૂરી થાય છે અને તેમા તે તે પ્રાણીના ગતિવેગ કે મિજાજ ઝડપાઇ જાય છે પછી બીજા અવયવો ચીતરાય ન ચીતરાય તોપણ એ એક જ રેખા તેની વાત પૂરી કરી દે છે

પ્રાણીઓના આવેગ, બલ ચપલતા કે સુકોમળતા દર્શાવનારી રેખાઓને અતીવ સ્ફૂર્તિમાન અને આનદપ્રેરક બનાવવામા ભાઇશ્રી ચાવડાનુ નૈપુણ્ય અને વિશેષતા છે રેખા અને રૂપનો આનદ આપવાનુ કલાકારનુ પ્રધાન કર્તવ્ય બજાવવાની સાથોસાથ તેઓ આપણને પ્રકૃતિના નિષ્પ્રપંચ તટસ્થ વાતાવરણમા ખેંચી જાય છે માણસોના મો અને તેની વિવિધ પ્રવૃત્તિઓના ચિત્રોથી કટાળેલા સસારમા આ ચિત્રો નવી જ ભાત પાડે છે અને જીવનની પ્રાથમિક નિસર્ગ રમણીયતા તથા સાહજિક સૌંદર્ય તરફ તે અગુલિનિર્દેશ કરે છે ઈશ્વરપ્રણીત રૂપ અને અગમરોડને માનવસર્જિત અલકારો તથા સુશોભનો શા કામના છે? એવુ પણ નથી કે માનવીએ આ પ્રાણીઓ ઉપરથી જ પોતાના અગમાર્દવ અને રગલેપનના પાઠો લીધા હશે?











ℂ એ ધ્યાનમા રાખવાનુ છે કે આ બધા આલેખનોમાં પેન્સિલ કે રબરનુ નામનિશાન નથી સ્કેચ બુક પર સીધી ફાઉ ટન પેન જ ચાલી છે વચ્ચે દાખવેલી છાયાઓ પણ પેનના લીટા પર આમળી મારીને ઉપજાવી છે



શ્રી ચાવડાની સ્કેચ બુકમાંથી પશુ-પંખીઓની વિવિધ લીલાઓના કેટલાક નમૂના

# છૂપી પોલીસ ખાતાનું ગુનાશોધક વિજ્ઞાન અને તેના વિખ્યાત હિંદી નિષ્ણાત શિવાબાસાપ્પા

અંગ્રેજોનો અમલ હતો ત્યાં સુધી આપણા દેશમાં અમુક ખાતાઓમાં આપણને પ્રવેશ સુલભ ન હતો, ને અમુક ખાતાઓ પ્રત્યે આપણને ઉપેક્ષા હતી. પરિણામે આજે લશ્કર, નૌ-સેના, હવાઈદળ, શહેર-પોલીસ અને છૂપી પોલીસ જેવા ખાતાઓમાં, તેમજ આઈ સી એસ જેવા ઊંચા અને પ્રતિભાયુક્ત વહીવટી શક્તિ માગતા ખાતાઓમાં ખાસ કરીને આપણા ગુજરાતીઓની સંખ્યા ઘણી ઓછી છે,—કાંઈક અંશે સ્વભાવે સલામતી શોધક ને સુખનરતુ હોવાને લીધે તથા થોડે અંશે એ દિશાની માહિતીઓને અભાવે હજી આજે પણ બને ત્યાં સુધી વેપાર કાં કારકુની શોધતા ગુજરાતીઓ એમાં પડવાનો વિચાર બહુ ઓછો કરતા હોય છે પણ એ વૃત્તિ પોતાના તેમજ દેશના હિતમાં ઉચિત નથી એ વાત સમજવાનો અવસર હવે આવી લાગ્યો છે અને સવેળા એ દિશામાં ઉદ્યુક્ત નહિ થઇએ તો પસ્તાવાનો યે વખત આવે તો નવાઇ નહિ. ‘કુમાર’નું હમેશાં એ દૃષ્ટિબિંદુ રહ્યું છે અને હવે પછી તે વિભાગોની ઉપયુક્ત માહિતી આપતા લેખો તથા માળાઓ પુષ્કળ ચિત્રો સાથે પ્રકટ કરવાની યોજના છે. એવા એક વિભાગ છૂપી પોલીસના ગુનાશોધક વૈજ્ઞાનિક સાધનોની લેખમાળા શરુ કરતાં આ લેખમાં, એ દિશામાં તેજસ્વી બુદ્ધિ ધરાવતા એક પ્રતિભાવાન હિંદીની સાધના અને સિદ્ધિની કથા સાથે એ પદ્ધતિઓનો પ્રાથમિક પરિચય આપ્યો છે.

રજૂ કરનાર

**નીરા નાયક અને રેણુ સા. નાયક**

સી. આઈ. ડી. કે ડિટેક્ટિવ એ શબ્દો આજના વિજ્ઞાનયુગમાં હવે અજાણ્યા ન ગણાય. વિજ્ઞાનની સર્વવ્યાપી અસરોમાંની એક મોટી અસર ગુનાશોધનની કલા ઉપર પણ થઈ છે. અને વિજ્ઞાને કેટલીક એવી શોધો આપી છે કે એનાથી ગુનાઓ અત્યંત ત્વરાથી ને ઓછી તકલિફે તથા સચોટરીતે પકડી શકાય છે, એટલું જ નહિ પણ વિજ્ઞાનની કેટલીક અદ્યતન શોધો તો ગુનો બનવાનો હોય તે પહેલાં જ એની જાણ કરી દે છે!

વિજ્ઞાનની આવી શોધોમાં ઇંગ્લંડ અને અમેરિકાએ ઘણી સારી પ્રગતિ કરી છે. આથી ત્યાં જઇને એ અદ્યતન પદ્ધતિઓથી વાકેફ થઇ આવીને હિંદમાં પણ એ દાખલ કરવાની આકાંક્ષાથી ગયે વર્ષે એક હિંદીએ એ દિશામાં નવું જ પ્રયાણ કર્યું છે, અને પોતાની પ્રતિભા, ઉદ્યમ, દૃઢતા, ને ખંતથી એણે ધાર્યું ધ્યેય પાર પાડ્યું છે.

એ હિંદી યુવક તે શ્રી પુટપ્પા શિવાબાસપ્પા. મ્હૈસુરમાં ગરીબ કુટુંબમાં એમનો જન્મ થએલો. નાનપણમાં જ પિતાની છાયા એમને ગુમાવવી પડેલી. માતા જેમતેમ કરી એમનું અને એમનાથી મોટા બે ભાઇઓનું ગુજરાન ચલાવતી. નાનપણથી જ પુટપ્પાને ડિટેક્ટિવ વાર્તાઓમાં ખૂબ રસ પડતો અને એ વાંચતા વાંચતા મોટપણે એક ડિટેક્ટિવ બની શેરલૉક હોમ્સ જેવાં સાહસો કરવાની એમણે મહત્ત્વાકાંક્ષા બાંધેલી.

પરંતુ અનેક જુવાનોના જેવા એ કુમારકાળના હવાઈ તુક્કાઓ ન હતા. એમનો એ નિશ્ચય દૃઢ હતો. પણ શરુમાં એ માટે અભ્યાસની ડિગ્રી તો મેળવવી જોઇએ જ. એટલે એમણે પાયામાંથી સાધના આરંભી. પ્રથમ તો અભ્યાસમાં હોંશિયારી બતાવી ફી માફ કરવા પ્રયત્નો કર્યાં, અને બીજી બાજુથી મદદો મેળવવા મથ્યા. એક તરફ સખત અભ્યાસ, ફીની ચિંતા ને વધારામાં કંઈ જ ન કમાતા બે ભાઈઓ અને માતાના ગુજરાનમાં સાથ આપવાની ચિંતા હતી. છતાં ય એમણે નિશ્ચયને વળગી રહી આગળ ધપ્યે રાખ્યું. કદીકદી એવા કપરા દિવસો પણ પસાર થતા કે એમને થઇ જતું કે આના કરતાં આપઘાત કરી જીવનનો અંત આણવો સારો. છતાં અંતરમાં બેઠેલી પેલી મહત્ત્વાકાંક્ષા આ હતાશાને હઠાવી દેતી અને યોજનાપુરઃસર પરિશ્રમથી તે ધપે જતા. પોતાના ભાવિ કાર્યપ્રદેશ માટે તેમણે વિષય પણ વિચારપૂર્વક પસંદ કરેલો. પ્રાયોગિક માનસશાસ્ત્ર અને એ વિષય સાથે તેઓ બી. એ. માં ઑનર્સ પાસ થયા. અને હવે પેલી મહત્ત્વાકાંક્ષાને જાણે કે માર્ગ મળવાનાં દ્વાર ખુલ્લાં થયાં.

એમણે વિચાર કર્યો કે હું અભ્યાસકાળમાં ગૂમડા જેવો સૌથી અતડો અપરિચિત રહેતો આમ જ જો હજુ યે રહીશ તો કોઈ મારી બાંહ્ય પકડશે નહિ ને આગળ વધી શકીશ નહિ. આથી એમણે એ દિશામાં યોજનાપૂર્વક પરિચયો કેળવવાના પ્રયત્નો શરુ કર્યાં. અને પરિણામે એમને સી. આઇ. ડી. ખાતામાં જ નોકરી મળી ગઈ.

એમને મન એ દિવસ જીવનનો સોનેરી દિવસ હતો. એમણે ત્યારથી જ નિશ્ચય કરી લીધો કે ઇશ્વરે જ જો મને મારા મનગમતા ખાતામાં અને તે ય આટલી ત્વરાથી નોકરી અપાવી છે તો એમાં દેશને હવે ગૌરવ અપાવીને જ જંપવું. અને એક નિર્ણય કર્યા પછી જળોની જેઠે એને ચોંટી રહેવાની ને તીરની પેઠે લક્ષ્યને વેધવાનો પુરુષાર્થ તો એમનામાં મૂળથી હતો જ. વળી શિવનમારપણું પણ કેળવ્યું જ હતું. એટલે મ્હૈસુરના દીવાન શ્રી મિર્ઝા ઇસ્માઇલની દૃષ્ટિ એમના પર તુરત ઊતરી અને એમને નોકરીમાં સારા લાભ મળતા ગયા. ચૌદ વર્ષ સુધી તો એમણે ત્યાંની ગોપાલસ્વામી આયંગર લૅબૉરેટરીમાં વૈજ્ઞાનિક અખતરા જ કર્યા કર્યા. ઉપાસના કાંઈ નાનીશાની ન હતી! દરમ્યાન એમના ક્ષેત્રમાં એમની પ્રતિષ્ઠા જામતી ગઇ.

ગયા વર્ષે ગાંધી ખૂન કેસના શકાશીલ આરોપીઓની તપાસમાં એમને પણ પૂના બોલાવવામાં આવ્યા. અને ત્યાં એમણે માનસશાસ્ત્ર તથા વિજ્ઞાનનો મેળ મેળવી જે કુશળતા બતાવી એની ઘણી સારી કદર થઇ. આમ મ્હૈસુર સરકારને એમની શક્તિનો અતિમ પરચો મળ્યો, એટલે આમને ગયે વર્ષે, ઇ. ૧૯૪૮માં વધુ અભ્યાસ માટે રાજ્યને ખરચે અમેરિકા મોકલવામાં આવ્યા. ત્યાં શિકાગોમાં ‘સીઓનાર્ડ કીલર લૅબૉરેટરી’માં તે દાખલ થયા. ત્યાં પશ્ચિમના બીજા વિવિધ દેશોના ઘણા વિદ્યાર્થીઓ હતા. પણ હિંદી તો તેઓ


શ્રી શિવાબાસપ્પા અમેરિકામાં

એકલા જ હતા. તેમણે તરત જોઈ લીધું કે બીજા દેશોના વિદ્યાર્થીઓ મોટે ભાગે લહેરી હતા અને તેમની સરકારોના મોકલ્યા જ ત્યાં શીખવા આવેલા; સ્વેચ્છા અને ધગશથી કોઈ આવેલા નહિ. જ્યારે પોતાને તો જીવનભરની એ દિશા માટેની ખરી તમન્ના હતી. તેમણે પોતાનો માર્ગ નક્કી કરી લીધો, કે આ દેશની કોઈ મોહિનીમાં પડ્યા વિના નક્કર અભ્યાસ પાછળ જ મચી પડવું. વળી જો આ બધા લહેરીઓમાં હું કડક ચીવટ બતાવીશ તો અધિકારીઓના હૈયામાં જલદીથી વસી શકીશ.

આથી તેમણે પોતાની તીવ્ર જ્ઞાનતૃષાની સાથોસાથ ખૂબ ચીવટ અને સખત પરિશ્રમથી અભ્યાસ કરવા માંડ્યો. પરિણામે, એ સંસ્થાના વડા ડૉ. કિલરની પ્રશંસા એમને મળી. એ સિદ્ધિ જેવી તેવી નથી. એ ડૉ. કિલર, ત્રીસ હજાર ડૉલર જેટલી માસિક આવક રળતી આ લૅબોરેટરીના નિર્માતા તેમજ અમેરિકન સરકારના સીક્રેટ 'જી'-મેન*માં મુખ્ય છે. એક વખત એમણે લૅબોરેટરીમાં વર્ગ લેવો બાજુએ રાખી, આ ચીવટથી ભણતા હિંદીની કસોટી કરવા કહ્યું. 'Well, officers! Hear is an announcement for you. Before our new Hindoo Cop learns something from us, we have to learn so many things from him, about *which I request him to speak*' આમ કહીને એમણે શિવાબાસપ્પાને જ વર્ગ લેવાનું આમંત્રણ આપ્યું. અને પોતાની શક્તિઓમાં મૂકેલા ડૉ. કિલરના એ વિશ્વાસને શિવાબાસપ્પાએ સંપૂર્ણ પુરવાર કરી આપ્યો. એમણે એ એક જ નહિ પણ બીજો 'સમય' પણ આખો વર્ગ ચલાવ્યો, અને એ પૂરો થયો ત્યારે, એમની શક્તિથી મુગ્ધ થયેલા દેશપરદેશના સી. આઈ. ડી. અફસરોની પ્રશંસાભરી ચાલુ તાળીઓના ગડગડાટથી લૅબોરેટરી ગાજી રહી.

બીજે જ દિવસે અમેરિકન પત્રોમાં એમની આ કુશળતાનો પહેલો પરચો પ્રકટ થયો અને ત્યાંના 'ફિંગર પ્રિન્ટ મૅગેઝીન'માં એમના ફોટોગ્રાફ સાથે એમનો પરિચય છપાયો. અમેરિકાના પોલીસ ગૅઝેટમાં એક હિંદી અમલદારને મળેલું આ માન પ્રથમ જ હતું.

શરૂઆતમાં તેમણે લાઇ-ડિટેક્ટર (અસત્ય પકડી પાડનારા) યંત્ર વિષે અભ્યાસ આરંભ્યો હતો, અને તે, કેટલીક વાર તો રોજના વીસ વીસ કલાક જેટલા સખત પરિશ્રમને પરિણામે, માત્ર છ જ અઠવાડિયાંમાં પૂરો કર્યો. તેમનો આ ખંત અને પુરુષાર્થ જોઈને ડૉ. કિલરે એમને બીજાં યંત્રોની તાલીમ લેવા સલાહ આપી અને તેમાં પણ એવી જ કુશળતાથી તેઓ આગળ વધ્યા. અભ્યાસ સંપૂર્ણ થતાં એમની સિદ્ધિઓની કદર તરીકે ત્યાં એમને 'અંકલ સૅમ' ચંદ્રક એનાયત કરવામાં આવ્યો, અને આમ, વિશ્વભરમાં અમેરિકન સિવાય બીજા કોઈ દેશવાસીને ન મળેલું એવું બહુમાન એમણે મેળવ્યું.

અમેરિકામાં એમણે કેટલાક કેસોમાં પણ ઊંડો રસ લીધેલો. એમાં એક કિસ્સો એવો આવેલો કે એક વખત એક સ્ત્રીએ પોતાના પતિના મિત્રના પ્રેમમાં પડી પતિનું ખૂન કરેલું. જોકે રહેતા એ મિત્રે આવી પહોંચી ગભરાટમાં સ્ત્રીના હાથમાંની રિવૉલ્વર લઈ લીધેલી, આથી આંગળાંની છાપના આધારે એ મિત્ર જ ગુનેગાર પુરવાર થયેલો. પણ એ કેસની તપાસ ચાલતી હતી તે દરમ્યાન પાસે બેઠેલા શિવાબાસપ્પાને પોતાના માનસશાસ્ત્રના જ્ઞાનથી એ માણસ નિર્દોષ લાગ્યો. એટલે એમણે પોતે એ તપાસ હાથમાં લીધી. 'અસત્ય-શોધક વિજ્ઞાન'માં એક એવું અદ્ભુત રસાયન શોધવામાં આવ્યું છે કે જે ગુનેગારના શરીર પર લગાડીને તેની મદદથી માણસના મનમાં રહેલા કૃત્યના આઘાતો સ્પષ્ટ ઉપસાવી શકાય. શિવાબાસપ્પાએ માનસશાસ્ત્રીય ચાતુર્યથી અનેક પ્રશ્નો પૂછીને પેલી સ્ત્રીની ઊલટતપાસ કરી, અને પછી, તેના હાથ ઉપર પેલું રાસાયનિક દ્રાવણ નાખી રિવૉલ્વર ફોડતાં થયેલા તેના આઘાતની નિશાનીઓ ઉપસાવી આપી! અંતે સ્ત્રીએ ગુનો કબૂલ કર્યો. આમ, એક ગૂંચવાયેલા કેસમાં સાચો ગુનેગાર શોધી આપી અમેરિકામાં પોતાની કુશળતા દર્શાવેલી.

આ પછી થોડો વખત તેમણે હૅન્ડનની પોલીસ-સ્કૂલનો અનુભવ લીધો અને પછી ઇંગ્લંડના જગવિખ્યાત સ્કૉટલૅન્ડ યાર્ડની તાલીમના સંપર્ક માટે લંડન ગયા. લંડનમાં તેમણે સ્કૉટલૅન્ડ યાર્ડનાં યંત્રોનો અભ્યાસ કર્યો. અહીં પણ તેમની કાર્યદક્ષતાની કદર થઈ અને તેમના અમેરિકાના શિક્ષણજ્ઞાનના પ્રભાવે તેમને સારું માન મળ્યું. અભ્યાસ પૂરો થતાંવેંત સૌ પહેલો તેમને દેશ સાંભર્યો, અને પ્રશંસાના સર્ટિફિકેટો સાથે તેઓ હિંદ આવવા સ્ટીમરમાં બેઠા.

ત્યાં જ તેમને ખબર મળ્યા કે પોતાને આવડી મોટી સિદ્ધિ મેળવવામાં મૂળ પ્રેરણાભૂત એવી પોતાની માતાનું અવસાન થયું છે! એમને જબરો આઘાત થયો. પણ કેટલાક અંગ્રેજ મિત્રોએ એ માટે દિલસોજી બતાવવા માંડી ત્યારે એમણે દિલ કઠણ કરીને કહ્યું, 'શરીરને જન્મ દેનારી મારી માતા મરી ગઈ; પણ આત્મા ઉપર પ્રભાવ રાખનારી મારી હિંદમાતા તો હજી જીવે છે ને? એ મારી વાટ જુએ છે. એમાં મને તો માતાનું જ વાત્સલ્ય મળશે.'

હિંદ આવી તેઓ હોમ ડિપાર્ટમેન્ટના સેક્રેટરી, ડિરેક્ટર જનરલ ઑવ ઇન્ટેલિજન્સ, મિ. સંજીવી, મુંબઈના આઈ. જી. પી. (ઇન્સ્પેક્ટર જનરલ ઑવ પોલીસ) વગેરેને મળ્યા અને હિંદમાં એક અદ્યતન ગુનાશોધક લૅબોરેટરી સ્થાપવાની હિલચાલ કરી. અમેરિકન ઢબનું એક લાઇ-ડિટેક્ટર (અસત્ય શોધક) યંત્ર તો તેમણે પોતે જ બનાવ્યું હતું, અને તેના સફળ પ્રયોગો પણ તેમણે અહીંના અધિકારીઓ આગળ કરી બતાવ્યા. આથી આજે તેમને મહેસૂરમાં એક ગુના-શોધન પ્રયોગશાળા ખોલવાનું કહેવામાં આવ્યું છે અને ટૂંક સમયમાં જ એની શરૂઆત તેઓ કરી દેવાના છે.

તેમની વય માત્ર સાડત્રીસ વર્ષની જ છે. સ્વભાવે તે હસમુખા અને શરીરે સશક્ત છે. હિંદમાં અમેરિકા જેવી પ્રયોગશાળા સ્થાપી હિંદમાં ગુનાશોધન વિજ્ઞાનને આગળ ધપાવવાના તેમને કોડ છે. તેમને લાઇ ડિટેક્ટર, ડ્રૂકોમીટર, ઈલેક્ટ્રો એનસેફાલોગ્રાફ, ફિંગર પ્રિન્ટ વગેરેનું સારું જ્ઞાન છે અને સાઇકલો તથા મોબાઇલ એન્જિનો ઉપરથી ઘસી નાખેલા અક્ષરોને પણ ઉપસાવી આપીને ગુના શોધવાની શક્તિ ધરાવે છે. એમણે શીખેલી અને પશ્ચિમમાં પ્રખ્યાત એવી એ વૈજ્ઞાનિક પદ્ધતિઓનું જ્ઞાન આપણે પણ જાણવું જરૂરી છે. એટલે હવે તે સંબંધી વિચાર કરીએ.

હવે ગુના શોધન-વિજ્ઞાન પગીનાં પગેરાં, જૂનાં ને તાજાં, કે જે

*સરકારી નોકરો માટે ટૂંકો અમેરિકન શબ્દ : G=Government.

પર સુવડાવી ગુનો કબૂલ કરાવવાની પદ્ધતિથી ખૂબ આગળ વધી ગયુ છે હૅમલેટ પણ જીવતો હોત ને આ વિજ્ઞાનનો લાભ પામી શક્યો હોત તો 'ફાધર' ને એવા બધા શબ્દો વૈજ્ઞાનિક યંત્રોથી સાંભળી એની ગૂઢ વાણીનો જવાબ ઉકેલ લાવી શક્યો હોત ! હવે તો પતિ પત્ની તરફ કે પત્ની પતિ તરફ વફાદાર છે કે નહિ, નોકર શેઠ પ્રત્યે પ્રામાણિક છે કે નહિ, માણસે નશો કરી અમુક કૃત્ય કર્યું છે કે નહિ, એ બધુ યંત્રો દ્વારા જ જાણી શકાય છે ઉદ્યોગોમા અને સામાજિક ક્ષેત્રોમા પણ આ યંત્રોએ આશ્ચર્યકારક પ્રગતિ કરી છે



શ્રી ચિત્રાણાસ્વામી લંડનના સ્કૉટલૅન્ડયાર્ડના અફસરો વચ્ચે

આપણે એકાદ ક્રિમિનલ સાયન્ટિફિક લૅબૉરેટરીમા જઈ આવા યંત્રો જોઇશું તો મુખ્યત્વે આ પણને આટલા વિભાગો જોવા મળશે (૧) ફોટોગ્રાફી, (૨) ફિંગર પ્રિન્ટ અને ફૂટ પ્રિન્ટ (હાથના આંગળા તથા પગની છાપ) પારખનાર ખાતુ, (૩) બૅલાસ્ટિક અથવા ફાયર આર્મ્સ—દારૂગોળીથી ફૂટતા હથિયારોનુ ખાતુ, (૪) લાઇ ડિટૅક્શન—અસત્યશોધન, (૫) કૅમિકલ લૅબૉરેટરી કે જ્યા લોહી પરીક્ષા, પીવેલાપણાની પરીક્ષા, અને ચોરીની તપાસ વૈજ્ઞાનિક રીતે થાય છે, (૬) હૅન્ડ રાઇટિંગ—હસ્તાક્ષર પારખવાનુ ખાતુ

**ફોટોગ્રાફી** ગુનો પુરવાર કરવામા ફોટોગ્રાફીએ ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે અકસ્માત પ્રસંગની તસ્વીરો કોર્ટમા ગુનાની મહત્ત્વની સાબિતી પૂરી પાડે છે પછી સાક્ષીઓની જરૂર રહેતી જ નથી તેમા યે ખાસ કરીને અલ્ટ્રાવાયોલેટ ને ઇન્ફ્રા રેડ ફોટોગ્રાફી, માઇક્રો ફોટોગ્રાફી, અને એક્સ રે તો ઘણા ઉપયોગી છે હમણા તાજેતરમા જ પોતાની ગુદામા સોનુ છુપાવી લાવેલા આરબો મુંબઇમા આ ફોટોગ્રાફીની કલાથી જ સપડાયા હતા

**ફિંગર-પ્રિન્ટ :** કુદરતની એક અદ્ભુત અજાયબી એ છે કે દુનિયાભરમા કોઈ પણ બે માણસના આંગળાની છાપ એકસરખી માલૂમ આવતી નથી, અને બાળપણથી માંડી તે વૃદ્ધાવસ્થામા પ્રવેશી મૃત્યુને આધીન થવા સુધીમા આ છાપો કદી બદલાતી નથી ' આથી આવી છાપોને સંઘરવામા આવે છે ગુનો બન્યો હોય તે સ્થળની દીવાલો અથવા વસ્તુઓ ઉપર રાસાયણિક દ્રાવણ છાંટીને આ છાપો ઉપસાવીને તેના ફોટોગ્રાફ લેવાય છે ને પછી એ છાપોને ગુનેગારોની છાપોનો જ્યા સંગ્રહ હોય ત્યાની છાપો સાથે સરખાવવામા આવે છે એ સરખામણીમા જો સફળતા ન મળે તો જેમની છાપ ક્રમ હગા ન હોય તેવા શકમંદ માણસોની આંગળીઓની છાપો લઇ તેની સાથે સરખાવીને ગુનો કોણે કર્યો એ શોધી શકાય છે ગુના શોધક લૅબૉરેટરીમા તો એક ખાસ વિભાગમા દેશભરના ગુનેગારોના આંગળાની આવી છાપો રીતસર સંઘરવામા આવે છે

ફૂટ પ્રિન્ટ એટલે કે પગેરા ઉપરથી પણ આવી પગની છાપો લઈ શકાય છે બૂટની પણ આવી છાપો લઇને ગુનેગારને પકડી શકાય છે

**બૅલાસ્ટિક** અથવા 'ફાયર આર્મ્સ નુ શાસ્ત્ર' આ પદ્ધતિમા ગુનેગારોએ છોડેલી ગોળીઓ કઇ દિશામાંથી છૂટી કેટલા અંતરથી છૂટી કઈ બંદૂકમાથી છૂટી વગેરે બાબતો ફોટોગ્રાફ અને ગોળીના માપના આધારે તેમજ ગોળીની બનાવટ તથા બનાવ ટાણી કાળીના આધારે પારખીને ગુનો પકડી શકાય છે અમેરિકાએ ઉપર જોયું તેમ એક એવુ રસાયણ શોધ્યુ છે કે જેને આધારે પખવાડિયા સુધીમા ગોળી છોડેલા માણસના હાથ ઉપર એ દ્રાવણ છાંટીને ગોળી છોડના થએના પ્રત્યાઘાતની નિશાનીઓ ઉપસાવીને પકડી શકાય છે

**લાઈ-ડિટેક્ટર** એનુ પૂરુ શાસ્ત્રીય નામ ' રિગ્મો મૅનોમીટર ' એટલે કે અસત્યશોધક યંત્ર—આ યંત્રની મદદથી ગુનેગારને મારપીટ કર્યા સિવાય એના સત્યાસત્યને તારવી શકાય છે લોહીના દબાણ શ્વાસોચ્છ્વાસ અને માનસિક ફેરફારોના આધારે તેમજ માનસશાસ્ત્રના જ્ઞાન વડે આ યંત્ર શોધવામા આવ્યુ છે પશ્ચિમી જગતમા તો મોટી મોટી પેઢીઓ ને બૅન્કો પણ નોકરોની વફાદારી માપવા આ યંત્રનો બહોળો ઉપયોગ કરતી થઈ છે

**કૅમિકલ લૅબૉરેટરી** એમા લોહીની પરીક્ષા કરવામા આવે છે ઉપરાંત ડ્રંકોમીટર અને ઈલેક્ટ્રો ગૅલ્વેનોમીટર નામના યંત્રોથી માણસે દારૂ પીધો છે કે નહિ અને તે કેટલો પીધો છે એનુ ચોક્કસ માપ કઢાય છે આ ઉપરાંત તેમા સાહ્કડા તેમજ મોબાઇલ એન્જિનોના ઘસાઇ ગયેલા અક્ષરો રસાયણશાસ્ત્રના સિદ્ધાંતના આધારે અમુક રાસાયણિક ચીજોને અમુક રીતે ઘસીને પરિશ્રમથી ફરી ઉપસાવી શકાય છે આવી જાતની અનેક તપાસો આ લૅબૉરેટરીમા કરવામા આવે છે

**હૅન્ડ રાઇટિંગ**—હસ્તાક્ષર માનસશાસ્ત્રના આધારે હસ્તાક્ષરો ઉપરથી ગુનેગારનો સ્વભાવ તપાસી શકાય છે તથા બનાવટી સહીઓ પણ નિષ્ણાતો અભ્યાસને આધારે પકડી શકે છે મુંબઈ ઈલાકાના હસ્તાક્ષર તજ્જ્ઞ શ્રી ઠાકોરદાસ જેઠાનદાસ નજીરે આમા સારી સિદ્ધિ પ્રાપ્ત કરી છે

અમે તો અહીં આ પદ્ધતિઓ આપને ટૂંકમા જણાવી તે સમજી વિસ્તારપૂર્વક હવે પછીના લેખોમા આપણે જોઇશું (ચાલુ)

# ગોપાલ ભાંડ

**લોકહૃદયમાં જીવતી રહેલી બિરબલની પરંપરાની હાજરજવાબી ને સહજબુદ્ધિવાળી એક વ્યક્તિનો પરિચય**

બંગાળમાં નવાબી શાસનનો એ સંધ્યાકાળ હતો. અંગ્રેજોનો પગદંડો હજી પૂરો જામ્યો ન હતો. એ વખતમાં નદિયા જિલ્લામાં કૃષ્ણનગરમાં કૃષ્ણચંદ્ર નામે રાજા રાજ્ય કરતા હતા. જોકે એ બહુ મોટા રાજા તો નહોતા, પણ તેમના દરબારમાં જ્ઞાની, ગુણી પંડિતો અને કલાવન્તોનો તો ખાસ્સો એવો જમાવ રહેતો. એ સભાના જ ભક્ત રામપ્રસાદે પોતાનાં ભક્તિપૂર્ણ ગીતો રચ્યાં, ભારતચન્દ્રે પોતાનું 'વિદ્યાસુન્દર' કાવ્ય લખ્યું અને અમર વિદૂષક ગોપાલ ભાંડે રસભર વિનોદની રમઝટ બોલાવી હતી.

'વિદ્યાસુન્દર' વાંચતાં એ યુગની રુચિનો ખ્યાલ આવી રહે છે. પણ ગોપાલ ભાંડ તો સાક્ષાત્ આનંદની પ્રતિમૂર્તિ હતો. એ ભલે પંડિત ન હતો, પણ નદિયાના સંસ્કૃતિસંપન્ન સમાજમાં એ જન્મ્યો હતો. એની અદ્ભુત પ્રતિભા સર્વ પ્રકારના શાસ્ત્રભારથી મુક્ત હતી.

ગોપાલ નામ સાથેના 'ભાંડ' વિશેષણ સિવાય તેના અંગત જીવન વિષે બીજી કંઈ પણ માહિતી નથી મળી શકતી. માત્ર રાજા કૃષ્ણચંદ્રનો તે સમકાલીન હોવાથી કૃષ્ણચંદ્રના જીવનકાળ (૧૭૧૦–૧૭૮૨) દરમ્યાન તે થઈ ગયો એટલું નક્કી. કેટલાક લોકો ગોપાલને કાયસ્થ ગણાવે છે, પણ વસ્તુતઃ તેનો જન્મ નાઈ (વાળંદ) કોમમાં થયેલો. નાઈ લોકો તો પોતાની બુદ્ધિમત્તાને લીધે સર્વત્ર પ્રસિદ્ધ છે. ઓછું શિક્ષણ પામ્યા હોવા છતાં તેઓનો સંગ સારા માણસો સાથે રહેતો હોય છે. હાસ્યવિનોદ માટે પણ નાપિતો સર્વત્ર વિખ્યાત છે.

કેટલાક કહે છે કે કૃષ્ણનગરની ઉત્તરે ઘૂર્ણી નામે ગામમાં તેનો જન્મ થયેલો, પણ ઘણાખરાનું માનવું એવું છે કે ખરી રીતે તો તે શાન્તિપુરમાં જન્મેલો. બહુ નાની ઉંમરે જ તેના પિતાનો સ્વર્ગવાસ થયો. મામા ગરીબ હોવાથી ગોપાલને લખતાં વાંચતાં કંઈ ન શીખવાયું. તથાપિ બાળપણથી જ તેનામાં હાસ્યની અદ્ભુત પ્રતિભા હતી. એને લીધે જ તે રાજા કૃષ્ણચન્દ્રની નજરે પડેલો ને પછી તેનું સમગ્ર જીવન તેના આશ્રયે જ વીત્યું.

'વિદ્યાસુન્દર'નો યુગ સુરુચિ માટે બહુ જાણીતો તો નથી જ, ને તેમાં યે ગોપાલ તો બીચારો અશિક્ષિત ભાંડ જ હતો. એટલે તેની પાસેથી શિષ્ટ વિનોદની આશા તો ન જ રાખી શકાય. તેના વિનોદની બધી વાતો આજ તો ભદ્ર સમાજમાં ચાલી યે ન શકે. તોપણ પોતાના જમાનાની એ બધી ત્રુટીઓ છતાં યે ગોપાલમાં એક એવી સહજબુદ્ધિ ને સહૃદયતા જોવામાં આવે છે કે જે સાંભળનારને અચરજમાં ગરકાવ કરી દે છે.

નવાબોના અત્યાચારોથી હોય કે પછી બીજા કોઈ કારણે, પણ એ વખતે અમુક લોકો નવાબ સિરાજુદ્દૌલાને ખસેડી તેને સ્થાને શાસક તરીકે અંગ્રેજોને લાવવા માગતા હતા. અને અંગ્રેજોએ પણ મોકો જોઈને મીર જાફરને શિખંડી બનાવી જે જુલ્મ ગુજાર્યો એ તો જગજાહેર છે. કૃષ્ણચંદ્રના હૈયે તો આ ભાવિ દુર્ગતિનું અનુમાન પણ નહોતું થયું, પણ જ્યારે એ લોકો નવાબી અત્યાચારોથી બચવા અંગ્રેજોને બોલાવવાનું કાવતરું રચી રહ્યા હતા ત્યારે ગોપાલે કહેલું, 'મહારાજ, નવાબી બીમારીની ફિરંગીઓ ભલે દવા કરી રહ્યા છે, ને કદાચ એ બીમારી મટી યે જાય, પણ આપે એ વિચાર્યું છે ખરું કે દવાની તાસીર કેવીક જલદ છે?'

ગોપાલની એ સહજ બુદ્ધિ જો એ વખતના શિક્ષિતોમાં હોત તો કદાચ દેશની કેટલી યે દુર્ઘટનાઓ બનવા ન પામી હોત. આ સહજ બુદ્ધિના બળે જ ગોપાલ ભલભલા પંડિતોને પણ હરાવતો. એક વાર કોઈ મોટા પંડિતે તેને પૂછ્યું, 'કેમ, ભાઈ ગોપાલ! અમે આટઆટલી શાસ્ત્રની વાતો બતાવીએ છીએ છતાં અમારું કોઈ સાંભળતું નથી, અને તારી વાત લોકો આટલા ધ્યાનથી સાંભળે છે તેનું કારણ શું?' ગોપાલે કહ્યું, 'પંડિતજી મહારાજ, આપ જૂની પુરાણી સડેલી વાતો કહ્યા કરો છો, ને હું કહું છું નિતનવીન અજબ રસભરી વાતો, એથી લોકો તે પ્રેમપૂર્વક સાંભળે છે.' પંડિતજીએ નિશ્ચય કર્યો કે દરબારમાં પોતે પણ હવે કંઈક નવીન વિચિત્ર વાત સંભળાવવાના.

બીજે દિવસે સભામાં ગોપાલ હજી આવ્યો નહોતો. પંડિતજીએ તક સાધીને કહ્યું, 'મહારાજ, કાલે સંધ્યા સમયે હું ઘાટ પર બેસી સંધ્યા કરતો હતો. એવામાં અચાનક જોયું તો એક બિલાડી મ્યાઉં મ્યાઉં કરતી આકાશમાં ઊડતી જઈ રહી હતી!' આ સાંભળતાંવેંત સૌ કોઈ બોલી ઊઠ્યું કે, 'પંડિતજીનું આજ ખસી ગયું છે કે શું? મંત્રનારાયણ તેમની વ્યવસ્થા કરો.' પોતાની વિચિત્ર વાત સંભળાવતાં તો સંભળાવી, પણ પંડિતજી હવે હતપ્રભ થઈ ગયા. સારે નસીબે એ જ સમયે ગોપાલ ભાંડનું આગમન થયું. તેને સમજતાં વાર ન લાગી કે પંડિતજી પોતાનો નુસખો અજમાવવા ગયા છે, પણ તેમ કરતાં બની ગયા છે. તેણે તરત મામલો સંભાળી લીધો. કહ્યું, 'મહારાજ, કાલે તો એવું બન્યું કે મારા ઘર પાસેથી એક સમડી એક બિલાડીના બચ્ચાને ઝાપટ મારી ઉપાડી ગઈ. પેલું બચ્ચું તો બિચારું તેના પંજામાં એવું ફસાયેલું કે ચીસાચીસ કરી રોતું હતું.' ગોપાલની વાત સાંભળી સૌએ કહ્યું, 'ઠીક ત્યારે, આમ વાત છે!' ત્યારે તો પંડિતજી બરાબર જ કહેતા હતા. પણ બિચારા સંધ્યા કરતા હશે, એટલે એમણે આખ જ ઊંચી કરવાની તસ્દી નહિ લીધેલી. સમજ્યા હશે કે બિલાડી જ ઊડી રહી છે!' આમ, ગોપાલની હાજરજવાબીથી પંડિતજીની આબરૂ રહી ગઈ.

રાજસભામાં એક વિદેશી પંડિત આવેલો. બધી ભાષાઓ બોલવામાં તે એવો તો પારંગત હતો, કે કોઈ કળી નહોતું શકતું કે તેની મૂળ માતૃભાષા કઈ છે. જ્યારે બધા પંડિતો નિષ્ફળ ગયા ત્યારે એ ભાર ગોપાલ ભાંડ પર આવી પડ્યો. રાજસભા મેડા ઉપર ભરાતી હતી. સભા પૂરી થયે એ પરદેશી પંડિતજી નીચે ઊતરતા હતા. સીડી પર અજવાળું કંઈક ઓછું હતું. અચાનક ગોપાલ જાણીજોઈને ઠોકર ખાઈ પંડિત મહાશય ઉપર જ જઈને પડ્યો! આથી પંડિતજી ગુસ્સે થઈ ભભડી ઊઠ્યા 'સડા અંધા!' અર્થાત્ 'સાલો આંધળો છે!' આપત્તિકાળે નીકળેલી એ સ્વાભાવિક ભાષા પરથી ગોપાલે તુરત નિર્ણય જાહેર કરી દીધો કે 'આ મહાશય તો ઉડિયા-ઓરિસ્સાના છે!'

રાજા કૃષ્ણચંદ્ર નવાબી દરબારમાં મુર્શિદાબાદ ગયેલા. સાથે ગોપાલ પણ હતો. રાત્રે જોરથી ધરતીકંપ થયો. સવારે નવાબે કૃષ્ણચંદ્રને કહ્યું, 'તમારા વિદ્વાન પંડિતો જેમ પૂર્ણિમા, અમાવાસ્યા, ગ્રહણ આદિ બરાબર ગણત્રી કરીને અગાઉથી બતાવી દે છે, તેમ હવે તમારે ભૂકમ્પ દર્શાવતું પંચાંગ પણ તૈયાર કરી આપવું પડશે.' કૃષ્ણચંદ્ર ગભરાયો અને શો જવાબ આપવો તે ન સૂઝવાથી ગોપાલને ઉપાય પૂછ્યો. ગોપાલે હાથ જોડી નવાબને કહ્યું, 'જહાંપનાહ, હિન્દુ મરે છે ત્યારે તેને બાળવામાં આવે છે, (અનુસંધાન પૃ ૩૭૦ મે)

રોજિંદા જીવનમાં વિજ્ઞાનનો ફાળો
આલેખતી લેખમાળા-૩૨

લેખક: ડૉ. નરસિંહ મૂળજીભાઈ શાહ
એમ. એસસી. પીએચ. ડી.

# કાર્બન અને તેનાં વિવિધ રૂપ




કાર્બનના અસ્ફટિકમય પદાર્થો વિષે ગયા હપતામાં આપણે જાણી ગયા. હવે આપણે સ્ફટિકમય પ્રકારો લઈએ. એમાંથી હીરા વિષે આ લેખમાળામાં અગાઉ લખાઈ ગયું છે (જુઓ 'કુમાર', ફેબ્રુ-માર્ચ ૧૯૪૯). બીજો સ્ફટિકમય પ્રકાર તે ગ્રેફાઈટ.

ગ્રેફાઇટ ગ્રીક શબ્દ 'ગ્રેફો' એટલે લખવું, એ પરથી આવેલો છે. લખવાની પેન્સિલો તથા ચીતરવાના ક્રેયૉનોની બનાવટમાં તે ઘણા લાંબા કાળથી વપરાતું આવ્યું છે. જૂના વખતમાં ગ્રેફાઇટને સીસા તરીકે લેખવામાં આવતું એટલે તે 'પ્લમ્બેગો' અને 'કાળુ સીસું' પણ કહેવાય છે. લખવાની પેન્સિલ માટે 'લેડ પેન્સિલ' શબ્દ પ્રચલિત છે તે પણ આ ઉપરથી જ.

ગ્રેફાઈટ મુખ્યત્વે પરિવર્તિત શિલાઓમાં મળી આવે છે એ વિષે એવું અનુમાન કરવામાં આવે છે કે પૃથ્વીનાં પડો જ્યારે બંધાતાં હતાં તે ભૂસ્તરીય કાળમાં અતિશય ગરમી અને દબાણમાં ચૂના-પથ્થરનું વિઘટન થતાં તેમાંથી પેદા થએલા કાર્બન ડાઇઑક્સાઇડના કાર્બનમાંથી તેની ઉત્પત્તિ થઈ હશે; યા તો એ પરિસ્થિતિમાં કાર્બનિક દ્રવ્યોનું ગ્રેફાઈટમાં રૂપાંતર થયું હશે. ગ્રેફાઇટવાળી આવી શિલાઓ મુખ્યત્વે સિલોન ને મેક્સિકોમાં મળી આવે છે. સિલોનમાંનાં અગત્યનાં થરાળો શિલાની તડોમાં નીકળતી મોટી રેખાઓમાં આવેલાં છે. મેક્સિકોમાંથી અત્યંત સૂક્ષ્મ ગ્રેફાઇટ નીકળે છે. તે કોલસાના થરોમાંથી મળી આવે છે તેનું બજારુ નામ 'અસ્ફટિકમય ગ્રેફાઈટ' છે. જો કે ખરી રીતે એ અસ્ફટિકમય નથી, પરંતુ તેની બારીકતા દર્શાવવા એ નામ વેપારમાં રૂઢ થઈ ગયું છે.

ઈ. ૧૯૩૫માં દુનિયાની ગ્રેફાઇટની વાર્ષિક પેદાશ ૨૧૦ હજાર ટન હતી. તે પછીના આંકડા મળતા નથી; પરંતુ તેમાં વધારો થયો છે એવા પુરાવા છે. આમાં રશિયાનો હિસ્સો ૩૯ ટકા, કોરિયાનો ૨૧, જર્મનીનો ૧૦, ઑસ્ટ્રેલિયાનો ૯, સીલોનનો ૭, માડાગાસ્કરનો ૫, અને મેક્સિકોનો ૩ ટકા હતો. પણ તે પૈકી સીલોન અને માડાગાસ્કરનું જ ગ્રેફાઇટ બજારમાં ઘણાં વર્ષો સુધી પ્રભુત્વ ધરાવતું રહ્યું હતું, અને હજી પણ ઊંચી જાતનો ગ્રેફાઈટ તો તે દેશો જ પૂરો પાડે છે. મેક્સિકો અને કોરિયામાંથી મુખ્યત્વે અસ્ફટિક જાત નીકળે છે.

ગ્રેફાઈટ એ [illegible] પોચો, કાળો અને અપારદર્શક ખનીજ છે. હીરાનો તે નજીકનો જ સબંધી છે, છતાં ગુણમાં એ બંને વચ્ચે કેટલો બધો ફરક છે! હીરો સખતમાં સખત ખનીજ છે, જ્યારે ગ્રેફાઇટ પોચો! બાકી રાસાયનિક દૃષ્ટિએ બંને એક જ છે. એમના આ પરસ્પર વિરોધી ગુણો એમની જુદીજુદી સ્ફટિકમય રચનાને લીધે છે.

દુનિયાની પેદાશનો લગભગ ૧૨ ટકા જેટલો ગ્રેફાઈટ લખવાની પેન્સિલો અને ક્રેયૉનની બનાવટમાં ખપે છે. પેન્સિલ બનાવવા માટે ગ્રેફાઈટમાં કાંકરા-રેતી વિનાની સાફ કરેલી બારીક માટી બરોબર મેળવીને, તેને ૮૨૫-૧૧૦૦ ડિગ્રીએ શેકીને મિશ્રણ તૈયાર કરવામાં આવે છે. ગ્રેફાઇટ ઉપર તેજાબ, રસાયનો અને ક્ષારોની કોઈ પણ અસર થતી નથી, અને સખતમાં સખત ગરમી સામે પણ તે ટકી શકે છે. આથી ગ્રેફાઈટનો મોટો જથ્થો-લગભગ ૬૦ ટકા તો ધાતુ ગાળવાના કામમાં વપરાતા મૂષકો (crucibles) બનાવવામાં વપરાય છે જો કે વીજળિક ભઠ્ઠીની ખીલવણીએ તેમાં ઘટાડો કર્યો હતો; પણ હવે ચક્ર પાછું ફર્યું છે અને તેનો ઉપયોગ વધવા માંડ્યો છે. એ ઉપરાંત ઊંજણોમાં, રંગરોગાનમાં, ઇલેક્ટ્રોડની બનાવટમાં, ડાયનેમો અને મોટરના બ્રશોની બનાવટમાં, બૅટરીઓમાં અને ઓપ આપવા માટેના બારીક પાઉડરોની બનાવટમાં ગ્રેફાઈટનો ઉપયોગ સારીરીતે થાય છે.

આ વિજ્ઞાનયુગમાં હવે કુદરતી ગ્રેફાઈટની જગ્યા બનાવટી ગ્રેફાઇટ પણ લેવા માંડી છે. અમેરિકામાં નાયાગરા ધોધના પાણીથી પેદા કરેલી સસ્તી વીજળીનો લાભ લઈ ત્યાંના મિ. અચેસન નામના માણસે ઈ. ૧૮૯૬માં ગ્રેફાઇટ બનાવવાની રીત શોધી કાઢી. રેતી અને કોકના મિશ્રણને ૨૪થી ૩૦ કલાક સુધી વીજળીની ભઠ્ઠીમાં સખત ગરમ કરવામાં આવે છે. એથી પ્રથમ કાર્બોરન્ડમ તૈયાર થાય છે કાર્બોરન્ડમ એટલે સિલિકોન કારબાઈડ, જેનું સખત ગરમીને લીધે વિઘટન થાય છે અને ગ્રેફાઈટ બને છે. આ બનાવટી ગ્રેફાઈટ માત્ર પેન્સિલોની બનાવટ સિવાય બાકી બધાં જ કામમાં આવે છે.

કાર્બનની સાથે ધાતુઓનું સંયોજન થવાથી કારબાઇડો બને છે. આવો એક કૅલ્શિયમ કારબાઇડ, ચૂના ને કોલસાને વીજળીની ભઠ્ઠીમાં ગરમ કરવાથી બને છે. એ કારબાઇડ ઉપર પાણીની અસર થતાં તેમાંથી એસીટીલીન નામનો વાયુ છૂટે છે, જે અજવાળાની [illegible] બત્તી માટે વપરાય છે. તેને ઑક્સિજન સાથે મેળવીને સળગાવવાથી પુષ્કળ ગરમી પેદા થાય છે; આથી લોઢાના પાટડા કાપવા માટે તેની ગરમીની જ્યોતનો ઉપયોગ કરવામાં આવે છે.

ઍલ્યુમીનિયમ કારબાઈડ પર પાણીની ક્રિયા થતાં મીથેન વાયુ નીકળે છે. કોલસાની ખાણોમાં આ વાયુ ઘણીવાર નીકળે છે. એ ખાણોમાં થતા ધડાકા આ વાયુ સળગી ઊઠવાથી જ થાય છે.

# પચ્ચીસ વર્ષ પહેલાં






અંક ૧૨ · માગશર ૧૯૮૧ (ડિસેમ્બર ૧૯૨૪)

'એ સામાન્ય પ્રકારના અંગ્રેજ નથી તે બહુ વિદ્વાન છે ઉમદા કુટુંબના ગૃહસ્થ છે કવિ ને ધર્મશાસ્ત્રી છે તેમણે ઇચ્છયુ હત તો પોતે મોટા મુબાની પદવી ભોગવી શકત, તેમણે ધાર્યું હત તો મોટી કૉલેજના પ્રિન્સિપાલ થઇ શકત, ને તેમણે માગ્યુ હત તો પાદરી તરીકે ઉચ્ચ પદવી ભોગવી શકત પણ તેમણે લક્ષ્મીને જતી કરી છે, હોદ્દાને ગણકાર્યો નથી અને આજે નિષ્પરિગ્રહી રહી હિંદને અર્થે ભ્રમણ કર્યા કરે છે જ્યા સુધી અંગ્રેજ પ્રજામા એવો એક પણ અંગ્રેજ હોય ત્યા સુધી તેમને ખાતર પણ અંગ્રેજો પ્રત્યે તિરસ્કાર ન કરી શકીએ'

આ શબ્દોમા ગાંધીજીએ જેમની પ્રશસ્તિ કરેલી તે દીનબંધુ ઍન્ડ્રૂઝનુ શ્રી બનારસીદાસ ચતુર્વેદીએ લખેલુ ચરિત્ર 'કુમાર'ના પહેલા વર્ષના છેલ્લા અંકમા આવેલ આજે તો એ જ લેખકે શ્રીમતી માર્ગારેટ સાઇક્સના સહકારથી લખેલો દીનબંધુનો વિસ્તૃત ચરિત્ર-ગ્રંથ બહાર પડયા છે એ પરથી જ પ્રતીતિ થશે કે એ ઊગમકાળે પણ 'કુમારે' પોતાના કાર્યફલકની માંડણી કેટલી વિશાળ કરી હતી એ ચરિત્રનો ઉઘાડ કરતા શ્રી દેશળજી પરમારે લખેલુ કે 'કવિવર રવીન્દ્રનાથના એ પરિચર ને ગાંધીજીના એ પ્રિયસહચર સામાન્ય મિશનરીઓને માર્ગે ચડેલા ધર્મફેલાવક પાદરી નથી, પણ ઇશુ ભગવાનનો પ્યાલો પીધેલો ખરો ખ્રિસ્તી ફકીર છે કલ્પના અને કવિતા હોમીને જીવ ઝોળી વરેલો એ જોગી છે અમલ ને ધનની પાર ઊતરેલો એ અવધૂત છે એ પ્રભુનો માણસ છે ગરીબોનો વાલી છે, દુખિયાનો બેલી છે બ્રિટિશ સલ્તનતના ઝેરમાથી ગળેલુ અમૃત છે'

એ અંકમા ત્રણ વાર્તાઓ હતી એક રસભરી લોકકથા, એક વફાદાર કૂતરાની એબખોધીની કથા, અને ત્રીજી કિરીટ હાથીની ચાલુ વાર્તા જેમા વાઘનો શિકાર ને કળણમા ખૂંતી ગએના હાથી પરથી ગએની ઘાતની કથાના બે રોમાંચક પ્રસંગો એ અંકમા હતા એ કળણની ભયંકરતાનો ખ્યાલ આપતો એક ટુકડો તો ઉતારવા જેવો છે

પણ વાદરાએ અમને ખરેખર ફસાવ્યા જ હતા અમે એક કળણ —'ભુવા'મા આવી પડયા હતા ને કિરીટ અંદર ગરતો જતો હતો કારણ એટલે જમીનના ઉપલા પડ નીચે ઢંકાઇ રહેલુ પોલાણ નદીઓમા પૂર આવવાથી અથવા ભરતીઓટ થવાથી પાણીનો પટ વધે છે આથી કાંઠા ઉપર જ્યા જ્યા પાણીના વમળ પડયા હોય છે, ત્યા પાણી ઘુમાઈ ઘુમાઇને ઊંડા ખાડા પડી જાય છે જ્યારે ઓટ આવે છે કે પાણી ઊતરી જાય છે ત્યારે આ ખાડાઓમા કીચડ એકઠો થાય છે સાધારણરીતે કાંઠા પરનો કીચડ સુકાઇ જાય છે ત્યારે તેના પર થઇને માણસો આવજા કરે છે, પણ આવા વમળની જગ્યાએ પડેલા ઊંડા ખાડાની અંદરનો કીચડ સુકાતો નથી, માત્ર તેનુ ઉપલુ પડ જ સુકાએલુ હોય છે આથી માણસ તેના પર ભૂલથી ચાલતા અંદર ખૂંચી જાય છે આવા કળણને 'ભુવા' કે 'કોઢા' પણ કહે છે જેમજેમ માણસ તેમાથી બહાર નીકળવાનો પ્રયાસ કરે છે, તેમતેમ તે અંદર ગરક થતો જાય છે આવે વખતે માણસે કાંઇ પણ બળ ન વાપરતા તરત ચત્તા સૂઈ જવુ સાથે કોઇ માણસ હોય તો તેને દૂર રહી કપડુ કે દોરડુ નાખવાનુ કહેવુ, અને તે પકડી રાખી પેલા માણસને ખેંચી લેવાનુ કહેવુ સાથે કોઈ ન હોય તો ચત્તા સૂઇને પછી આળોટતા આળોટતા પણ તે ખાડો ઓળંગી જવાથી બચી જવાય છે

કિરીટ બહાર નીકળવાને બળ કરતો હતો તેમ તે અંદર વધારે ગરક થતો જતો હતો આથી તે એટલો ગભરાયો કે કોઈ પણ ઉપાય શોધવા માટે ફાંફા મારવા લાગ્યો તેનો આગલો ભાગ છાતી સુધી અંદર ખૂંચી ગયો હતો, પણ પાછલો ભાગ જરા વધારે બહાર હતો, એટલે તે એવી ત્રાંસી રીતે ખૂંચેલો હતો કે પોતાની જાતને ઊંચકતા તેને વધારે મુશ્કેલી પડતી હતી'

એ વરસે કર્ણાટકમા બેળગામમા કૉંગ્રેસ મળેલી અને ગાંધીજી તેના પ્રમુખ વરાયા હતા 'કુમાર'ના ચિરપરિચિત શ્રી પ્રભુદાસ ગાંધીએ બેળગામના સુંદર ચિત્રો મોકલીને તેનો પરિચય આપતો પત્ર લખેલો તેમાનુ એક વર્ણન આકર્ષક છે 'અહીંની માટી એવી લાલચોળ છે કે માણસ જરાક બેદરકાર રહ્યો કે બે દિવસમા સંન્યાસી થઈ જવાનો ! આસપાસના ડુંગરા, ઝાડી, આસમાનના વાદળા, બધુ એવુ કાવ્યમય દેખાય છે કે આવુ સુંદર નંદનવન છોડીને કાકાસાહેબ (કાલેલકર) ગુજરાતમા કેમ આવ્યા તેનુ જ આશ્ચર્ય થાય છે'

"આફ્રિકા એવો હતભાગી ખંડ છે કે તે જુદીજુદી પ્રજાઓનો ભોગ થઈ પડયો છે અરબ, જર્મન, ફ્રેંચ, અંગ્રેજ, પોર્ટુગીઝ, ઈટાલીઅન, સૌએ આ મહામાય ખંડને પીંખી ખાધો છે ત્યાની મૂળ જાતો એટલી પછાત અને ભોળી છે કે એમનો લાભ લેવા એકેય પ્રજા ચૂકી નથી

ગોરાઓ અહીં આવ્યા તે અગાઉ સૈકાઓ પહેલા હિંદમાથી ઘણા વેપારી લોક અહીં આવી વસેલા તેઓએ વેપાર ચલાવ્યો, મૂળ વતનીઓ જોડે સબંધ કેળવ્યો, ઘરના મકાન બાંધ્યા ને જમીનો ખરીદી, આરોગ્ય ન જળવાય એવા પ્રાંતોમાં પણ તેઓએ વસવાટ કર્યો અને વેપારને અનુકૂળ સાધનો ઉપજાવ્યા

૧૮૯૬મા અહીં હિંદી પ્રજાએ હિંદી મજૂરો વડે રેલવે બાંધવી શરૂ કરી જંગલ ને વેરાન વચ્ચે થઇને રેલવે કાઢવી કેટલી મુશ્કેલ છે તેનો ખ્યાલ આપણને અહીં બેઠા ન આવે હિંદીઓએ પરસેવો અને પૈસો વાપરીને, માણસોનો પણ ભોગ આપીને મૉમ્બાસાથી ઠેઠ યુગાન્ડા સુધી લગભગ ૬૦૦ માઇલની રેલવે સડક બાંધી એ આખુ રાષ્ટ્ર ખરુ કહીએ તો હિંદીઓએ જ નિર્માણ કર્યું છે કર્નલ વેજવૂડે આ સબંધે પોતાના એક પુસ્તકમા લખ્યુ છે કે 'રાષ્ટ્રનિર્માણ કરવાના અને રેલવે બાંધવાના કામમા હિંદીઓએ હાડની કામગીરી કરી નાખી છે લડાઇ ફાટી નીકળી ત્યારે પણ એ જ બહાદુર હિંદીઓ જર્મનો સામે સરયાનમા રહી ઝઝૂમ્યા હતા હિંદી રેલવે અને રેલવેના માણ-

સોએ જ લડાઈ ચલાવી રાખી હતી જર્મન પૂર્વ આફ્રિકાના જંગલોમાં પ્રાણ પાથરનાર પંજાબી શીખો સિવાય કોણ હતું?' પણ આજ સ્થિતિ જુદી છે હવે હિંદીઓ તેમને ખૂંચે છે, ને ત્યાંથી હિંદીઓને તેઓ કાઢવા મથે છે." આમ કહીને એ પૂર્વ આફ્રિકાના 'કેનીઆ' નામના પ્રાંતનો પરિચય એ અંકમાં ચિત્રો સાથે આપ્યો છે

**આ** અંકની 'માધુકરી'માં એક એવા આપકર્મી માણસના કપરી મુસાફરીના પણ પ્રેરક કુમારકાળના સંસ્મરણનો ફકરો ઉતાર્યો હતો, કે જે જતે દહાડે ઇંગ્લંડનો વડો પ્રધાન થયો આજે પણ એના શબ્દો એટલા જ અસરકારક નીવડે એવા છે:

'સ્કૉટલંડના એક ગામડામાં તે જન્મ્યો હતો નિશાળેથી ભણી ઊતર્યા બાદ એને ખેતરનો આશ્રય લેવો પડ્યો, અને ત્યાં સાથી તરીકે ક્યારા વાળવા, પંખી ટોવા વગેરે કામ કરતાં કરતાં તે ખેતીમાં પારંગત થવા લાગ્યો પણ બાળપણથી જ તે રાજનીતિનો રસિયો હતો, અને ખેતીમાં કંઈ બરોબર ગુજરાન ન ચાલવા લાગવાથી એને કુદરતની મીઠી ગોદ મૂકીને શહેરમાં વસવાનો અવસર આવ્યો. ૧૯ વરસની નાની વયે તે લૉસીમાઉથ પ્રાન્તીય મંડળનો સરનશીન નીમાયો તરત જ તેને બ્રિસ્ટલમાં તક મળી, અને આખરે લંડનની સુવર્ણમય શેરીઓની તેની લાંબા વખતની કલ્પના નજરોનજર નિહાળવાનો અવસર આવી લાગ્યો પરંતુ લંડનમાં તેનાં સુવર્ણનાં સ્વપ્નાં સરી પડતાં જણાયાં તે કહે છે કે, 'હું લંડનમાં આવ્યો ત્યારે એક પણ આદમી એવો ન હતો કે જેને હું પિછાનતો હોઉં અથવા જે મારી પરવા કરે કામ શોધવા માટે મેં કેટલાયે અઠવાડિયાં સુધી 'ડેઇલી ...આર્ક'ની જાહેરખબરની કતારો વાંચ્યા કરી અઠવાડિયાં સુધી ભૂખમરો અને ગ્લાનિયુક્ત દિવસો ગાળતો લંડનની શેરીઓમાં ભટક્યા કર્યો છાપાં વેચનારા છોકરાઓની પણ મને ઈર્ષ્યા થવા લાગી છેવટે 'બસ ગાડી'ના પાસવાનની પણ જગ્યા મળે તો તેની પણ હું તપાસ કરતો રહ્યો પણ એવામાં સારે નસીબે અઠવાડિયે પંદર શિલિંગના દરે મને એક કામ મળી ગયું

"પણ મારા ઘરનું ભાડું આપવામાં મારી સઘળી મૂડી ખૂટી ગઈ, અને હલકું માથે દેવું થયું એટલે એક સાઇકલવાળાની દુકાને, અઠવાડિયે દસ શિલિંગને પગારે પરબીડિયાં પર સરનામાં કરવાના હંગામી કામે રહી ગયો અને બાર માસ સુધી ત્યાં જ નભાવી લીધું ત્યાર પછી મારો પગાર વધીને એક પાઉંડ થયો. એ વર્ષ દરમ્યાન બોધરામાં ચાલતી રેલવેની ઑફિસમાં ભરતિયાં કરવાના કામે મને રોકવામાં આવ્યો હતો હું તો બોલી ઊઠ્યો. વાહ! આ તો જબરી ફતેહ ગણાય! મારી વાત માનો ન માનો, પણ મારે હિસાબે તો એ વર્ષ મને ભારે વિજય અને પરાક્રમનું નીવડ્યું એ પંદર શિલિંગમાં તો મેં ખાધું, પીધું ને રાજ કર્યું નવરાશની વેળાએ હું બર્કબેકમાં હાયબરી ઇન્સ્ટીટ્યૂટ તથા સિટી ઑવ લંડન કૉલેજમાં ભણતો તેની કેટલીક ફી પણ હું આ પગારમાંથી જ ભરતો, એટલું જ નહિ, પણ રજાઓમાં વતન જવાની વાટખર્ચી પણ એમાંથી જ બચાવી શકતો કિંગ્ઝ ક્રૉસ અને ઍંગલ વચ્ચે આ બાજુના ભાગની ગલીઓમાંથી હું સોંઘામાનું સીધુંસામાન ખરીદી લેતો મારા ખોરાકમાં જવનો લોટ મુખ્ય હતો, પણ લંડનમાં તો એ બહુ મોંઘો એટલે તે હું મારા વતન સ્કૉટલંડથી મંગાવી વાપરતો આમ મારું રોજનું ગુજરાન છ સાત આનામાં પતી રહેતું ચા કૉફી જેવા વિલાસના તો મને સાંસા જ હતાં, એટલે એને બદલે સદા ગરમ પાણીથી ચલાવી લેતો! એ પણ આ કેવો જ ખોરાક છે, અને ગટગટાવ્યા પછી તો આ એટલું સ્વાદિષ્ટ પણ લાગે છે એમ મને જણાઈ આવ્યું! બપોરનું ખાણું હું પીઅર્સ અને ગ્લીનીની સોંઘી વીશીઓમાં ખાઈ આવતો મને યાદ છે કે તે ખાણા પાછળ મેં રોજના બે કે ત્રણ આનાથી વધુ ખર્ચ્યું નથી એ ખાણું તો મારા આખા દિવસનું મુખ્ય ભોજન હતું સવારના આઠથી સાંજના છ સુધી મારે નોકરી ભરવી પડતી તોપણ પરોઢિયે ચારને ટકોરે તો હું પથારી છોડી ઊભો થઈ જતો, અને વિજ્ઞાન તથા અર્થશાસ્ત્રનો અભ્યાસ કરતો રાત્રે નાઈટક્લાસમાં જતો એટલે ૧૧ વાગ્યા પહેલાં સૂવા પામતો નહિ એવામાં એ વખતની નૅશનલ લિબરલ ક્લબના ચિટનીસના રહસ્યમંત્રી બનવાની મને તક મળી, અને તે દિવસથી મારો સિતારો ચડવા લાગ્યો '

આ આપકથા છે ઇંગ્લંડના પંતપ્રધાન થએલા રામ્સે મૅકડોનલ્ડની

**આ**જથી પચીસ વરસ પર ગુજરાતી સાહિત્યમાં જેના પ્રકાશને વાચકોને આકર્ષ્યા હતા અને કવિશ્રી નાનાલાલ જેના પર મુગ્ધ થયા હતા તે સ્વ. પૃથુરાજ શુક્લની 'ફુલપાંદડી'ના ફકરા સૌ પહેલાં 'કુમાર'ના આ જ અંકમાં પ્રકટ થએલા તેની એક વાનગી 'હું તારી આગળ અક્કડ ઊભો રહું છું એનો અર્થ એમ નથી કે હું ગર્વિષ્ઠ છું પણ જો હું તને નમીને પ્રણામ કરવા જાઉં તો તારું મુખકમળ મારી દૃષ્ટિમર્યાદામાંથી ખસી જાય' 'કોણ કહે છે કે હું કવિ છું! હું તો માત્ર મારી મા મને જે હાલરડાં ગાય છે તેનું અનુકરણ કરું છું'

**અં**ગ્રેજોમાં કોઈને ઘેર જતાં કે કોઈને મળતાં વેળા ટોપી ઉતારવાનો રિવાજ શાથી પડ્યો તે દર્શાવતો આ ફકરો રસમય છે એ રિવાજ જૂના વખતથી ચાલતી એક રૂઢી ઉપરથી પડ્યો છે પહેલાંના વખતમાં કોઈ અંગ્રેજ સરદાર કોઈને ત્યાં મહેમાન થઈને જતો ત્યારે માથા પરથી ટોપી ઉતારતો આથી તે એમ જણાવતો કે હું મારી તલવારને અડું નહિ, પણ યજમાનના ભરોસા ઉપર છું ત્યારથી એ લોકોમાં–ખાસ કરીને સ્ત્રીઓ આગળ–ટોપી ઉતારવાનો ચાલ પડ્યો છે

## કોથળી મુબારક!

કુમાર ઉપર આવતી કોથળી માટેના કાગળોની તંગીને કારણે વચ્ચે અમારે એ બંધ કરી નાના કાગળે માં વીંટીને 'કુમાર' મોકલવું પડેલું ત્યારે, ઓહોહો, કેટલા બધા વિરોધના કાગળો આવેલા! ને ગ્રાહકોની વાત પણ સાચી હતી: કોથળી વિના તેનું મુખ્ય આકર્ષણ અને મોંઘું ધન જે ચિત્રો, તેનો ચોળાઈને ચૂંથો થઈ જતો હતો કેટલાકે તો અમને ત્યાં સુધી લખેલું કે લવાજમમાં થોડો વધારો કરીને પણ અમારે કોથળી તો ચાલુ રાખવી જ! અલબત્ત, એવું કશું કર્યા વિના જ અમે વહેલામાં વહેલી તકે ફરી કોથળી ચાલુ કરી દીધી પણ અમારો એક નવાઈના કારણની આજલગી અમને ખબર પડી નથી જે કોથળી માટે સૌ આટલા આતુર હતા (કુમારના સંરક્ષણનું કાર્ય બજાવ્યા પછી પણ એ બીજા અનેક ઉપયોગમાં આવતી હોઈ લોકો એને કાળજીપૂર્વક સાચવી રાખે છે) એ જ કોથળી ઉપર, નામ સરનામાને બરોબર મથાળે, પોતાનો ગ્રાહક નંબર લખેલો હોય છે, એ યાદ રાખવાની અને દરેક પત્રવ્યવહાર વખતે તે અમને લખી જણાવવાની જરા સરખી તકલીફ પણ લોકો કેમ નહિ લેતા હોય? એટલી નાની સરખી આપની તસ્દી તો અમારી મોટી જહેમત બચાવી દે છે હજારોના સમુદાયમાંથી આપનું નામ શોધી કાઢવાની તો કૃપા કરીને આ વાંચીને તરત, પેલી સાચવી મૂકી રાખેલી કોથળી પરનો નંબર લવાજમ બાબતના આપના નિર્ણય સાથે લખી જણાવશો? આભાર–ઘણો આભાર અને હવે આપની કોથળી આપને મુબારક

# સંકેત-લિપિઓ

—લેખક—
કરણસિંહ ગોવિંદસિંહ ચુડાસમા

ગુપ્ત સંદેશાઓ મોકલવા માટેની જે વિવિધ પદ્ધતિઓ પ્રાચીન કાળમાં પ્રચલિત હતી તે પૈકી બે કરપલ્લવી ને ધ્વજ સંદેશ આપણે અગાઉના હપતામાં જોઈ ગયા ત્રીજી દુંદુભિ સંદેશ એટલે કે ઢોલ મારફતે સંદેશો મોકલવાની પદ્ધતિ સમજીએ તે પહેલાં આધુનિક કાળમાં દુનિયાભરમાં પ્રચલિત ટેલીગ્રાફ-ની-તારની લિપિનો પરિચય પણ મેળવી લઈએ દુંદુભિ સંદેશની સંજ્ઞાઓ લગભગ એવી હોવાથી એ સમજવી આથી સરળ પણ પડશે

જેણે તાર ઑફિસ જોઈ હશે તેમણે ત્યાંના ટેબલ ઉપરના નાના વીજળિક યંત્રો ઉપરનો એક પિત્તળનો દાંડો દબાવીને તેમાંથી કડ કડાટ કરતા અવાજો નીકળતા સાંભળ્યા હશે એ કડકડાટ એ જ તાર ટેલીગ્રાફની સંકેત લિપિ

તેમાં દાંડાની ઠેસીને દબાવીને તરત મૂકી દેવાથી 'કડ' એવો અવાજ નીકળે, અને દબાવીને થોડી વાર રહીને પછી મૂકી દેવાથી 'કટ' અવાજ નીકળે છે આ 'કડ' અને 'કટ' એ બે અવાજોને આડા અવળા, ઉલટાસુલટા અને વિવિધ સંખ્યાઓમાં ગોઠવીને ABCDની રોમન લિપિના બધા અક્ષરો, અંકો વગેરેના સંકેતો યોજ્યા છે તેને લખાણથી સમજવા માટે 'કડ' અવાજને માટે . આવું ટપકું અને 'ક ટ' અવાજને માટે — આવી આડી લીટી યોજવામાં આવી છે એક 'ક ટ' એટલે ત્રણ કડ', એ રીતે તેમના અવાજના સમયનું માપ ગણેલું છે એ આખી લિપિ નીચે મુજબ છે

| | | |
|---|---|---|
| A | — | કડ ક ટ |
| B | — | ક ટ કડ કડ કડ |
| C | — — | ક ટ કડ ક ટ કડ |
| CH | — — — — | ક ટક ટક ટક ટ |
| D | — | ક ટ કડ કડ |
| E | | કડ |
| F | — | કડ કડ ક ટ કડ |
| G | — — | ક ટક ટ કડ |
| H | | કડ કડ કડ કડ |
| I | | કડ કડ |
| J | — — — | કડ ક ટક ટક ટ |
| K | — — | ક ટ કડ ક ટ |
| L | — | કડ ક ટ કડ કડ |
| M | — — | ક ટક ટ |
| N | — | ક ટ કડ |
| O | — — — | ક ટક ટક ટ |
| Ö | — — — | ક ટક ટક ટ કડ |
| P | — — | કડ ક ટક ટ કડ |
| Q | — — — | ક ટક ટ કડ ક ટ |
| R | — | કડ ક ટ કડ |
| S | | કડ કડ કડ |
| T | — | ક ટ |
| U | . — | કડ કડ ક ટ |
| V | — | કડ કડ કડ ક ટ |
| W | . — — | કડ ક ટક ટ |
| X | — — | ક ટ કડ કડ ક ટ |
| Y | — — — | ક ટ કડ ક ટક ટ |
| Z | — — | ક ટક ટ કડ કડ |

અંકોની સંજ્ઞા

| | | |
|---|---|---|
| 1 | . — — — — | કડ ક ટક ટક ટક ટ |
| 2 | — — — | કડ કડ ક ટક ટક ટ |
| 3 | — — | કડ કડ કડ ક ટક ટ |
| 4 | — | કડ કડ કડ કડ ક ટ |
| 5 | | કડ કડ કડ કડ કડ |
| 6 | — | ક ટ કડ કડ કડ કડ |
| 7 | — — | ક ટક ટ કડ કડ કડ |
| 8 | — — — | ક ટક ટક ટ કડ કડ |
| 9 | — — — — | ક ટક ટક ટક ટ કડ |
| 0 | — — — — — | ક ટક ટક ટક ટક ટ |

વિરામ ચિહ્નો અને બીજી સંજ્ઞાઓ

| | | |
|---|---|---|
| [illegible] | — — — | કડ ક ટ કડ ક ટ કડ ક ટ |
| , | — — — — | ક ટક ટ કડ કડ ક ટક ટ |
| ; | — — — | ક ટ કડ ક ટ કડ ક ટ કડ |
| [illegible] | — — — | ક ટક ટક ટ કડ કડ કડ |
| ? | — — | કડ કડ ક ટક ટ કડ કડ |
| ! | — — — — | ક ટક ટ કડ કડ ક ટક ટ |
| ' ' | — — — — | કડ ક ટક ટક ટક ટ કડ |
| — — | — | ક ટ કડ કડ કડ કડ ક ટ |
| " " | — — | કડ ક ટ કડ કડ ક ટ કડ |
| ખોટો અક્ષર | | કડ કડ કડ કડ કડ કડ કડ કડ |
| રાહ જુઓ | — | કડ ક ટ કડ કડ કડ |
| સંદેશ પૂરો | — — | કડ કડ ક ટ કડ ક ટ |
| (કૌંસ) | — — — — | ક ટ કડ ક ટક ટ કડ ક ટ |

તારની આ સંકેત લિપિનો શોધક સૅમ્યુઅલ ફિન્લે મોર્સ નામે એક અમેરિકન હતો તેના નામ પરથી એ લિપિ મોર્સ કોડના નામથી જાણીતી છે એનું વિસ્તૃત ચરિત્ર 'કુમાર'ના એક ઘણા જૂના અંકમાં આવી પણ ગયું છે ૧૭૯૧ની ૨૭મી એપ્રિલે તે જન્મેલો ઇંગ્લૅંડમાં કળાનો અભ્યાસ કરી તેણે ન્યૂ યૉર્ક જઈને તસ્વીર કલાકાર તરીકે ધંધો શરૂ કર્યો પણ નાનપણથી જ વિજ્ઞાનનો શૉખ હોવાથી વીજળીના કેટલાક અખતરાઓ કરતા કરતા તેને વીજળીની મદદથી સંદેશાઓ મોકલવાની શક્યતા જણાઈ, એટલે મથામણ કરીને તેણે ઉપર જણાવ્યું તેવું 'કડ ક ટ'ના સંકેતો દ્વારા સંદેશો મોકલી શકે તેવું યંત્ર બનાવ્યું અને એ બે અવાજોમાં સંકેત લિપિ યોજી કાઢી તેના અખતરા તરીકે ઈ ૧૮૩૫માં તેણે ન્યૂ યૉર્ક યુનિવર્સિટીમાં અરધા માઈલનો તારવ્યવહાર ચલાવી બતાવ્યો, એટલે અમેરિકન કૉંગ્રેસે ૧૮૪૩માં તેની આ શોધ માટે નાણાં મંજૂર કર્યાં અને બીજે વર્ષે વૉશિંગ્ટનથી બાલ્ટીમોર સુધીની તાર લાઈન નખાઈ તેમાં ઈ ૧૮૪૪ના મેની ૨૪મી તારીખે દુનિયાનો પહેલો તાર સંદેશો નીચેના શબ્દોમાં ઊતર્યો What hath God wrought? આજ એક સૈકામાં તો એ દુનિયાભરના દેશોમાં સર્વવ્યાપી સંકેત લિપિ બની ગઈ છે (ચાલુ)

# શ્રમશીલતાની પરાકાષ્ઠા સમી રમત

# મૅરૅથૉનની ૨૬ માઈલ દોડ



આ હવાકમા સતત ૨૬ માઇલ દોડી પહેલા આવનાર અરવિંદભાઈ લક્ષ્મણભાઈ રાઠોડ

લેખક
વાસુદેવ
ભટ્ટ

જરા વિચાર તો કરી જુઓ એક બે નહિ પણ છવ્વીસ માઈલની દોડ!

આનંદ આપતી કોઈ ફિલ્મ જોવા માટે પણ સતત બે અઢી કલાક બેસી રહેતા ઘણાને થાક લાગતો હશે ત્યારે આ તો સવા ત્રણ કલાક સુધી સતત દોડ્યે જ રાખવાની વાત થઈ! કેટલાકને તો એ ગળે પણ નહિ ઊતરે પણ એ હકીકત છે કે આ દુનિયામા, અને આપણા ગુજરાતમા એકીસાથે છવ્વીસ છવ્વીસ માઇલ દોડનારા પડ્યા છે!

સમગ્ર દુનિયાનો મોટામા મોટો ખેલકૂદ ઉત્સવ તે વિશ્વ ઑલિમ્પિક ઉત્સવ' એ ઉત્સવમા જેનો સમાવેશ કરવામા આવેલો છે તે આ લાંબી દોડ (મૅરૅથૉન)નુ પૂરુ અંતર ૪૨ ૧૮૫ મીટર એટલેકે ૨૬ માઈલ ને ૩૮૫ વાર હોય છે એ અંતર દોડવા માટે ત્યા તો થોકબંધ યુવાનો મેદાને પડે છે ઑલિમ્પિક ઉત્સવમા એ જવા મર્દોને દોડતા જોવા એ એક લહાવો ગણાય છે

આ તો સમસ્ત દુનિયાના આંકની વાત થઈ, પણ ખુદ ગુજરાત અને અમદાવાદમા પણ આ ૨૬ માઈલ દોડનારા પડ્યા છે એની સાબિતી તાજેતરમા જ મળી

ગઈ તા ૨૯મી નવેમ્બરે પરોઢિયે છ વાગ્યે અમદાવાદના વિખ્યાત કાંકરિયા તળાવને કાંઠે કેટલાક યુવાનોનુ ટોળુ જમા થયુ હતુ

સાડા છ વાગતા સુધીમા તો એક ઍમ્બ્યુલન્સ કાર, એક મોટર એક મોટર સાઇકલ અને આઠ દસ સાઈકલો એ જગ્યાએ હાજર થઇ ગયા સાદ પડ્યો છવ્વીસ માઇલ દોડના હરીફો તૈયાર થઈ જાય વારાફરતી ત્રણ યુવાનો બહાર આવ્યા તેમને ઍમ્બ્યુલન્સ કારમા બેસાડી એક ડૉક્ટરે તેમની શારીરિક પરીક્ષા કરી અને એ ત્રણેને દોડવા માટે લાયક ઠરાવ્યા પોણા સાત વાગે ફરી સાદ પડ્યો દોડનારા હરીફ ભાઇઓ પ્રસ્થાન રેખા ઉપર આવી જાય'

ત્રણે યુવાનો પ્રસ્થાન રેખાએ આવી પહોચ્યા પ્રસ્થાનકારે (દોડ શરુ કરાવનાર પંચે) દોડવાની સંજ્ઞા આપી સમય નોંધનાર અધિકારીઓએ અટક ઘડી (સ્ટૉપ વૉચ) ચાલુ કરી અને દોડ શરુ થઇ

આગળ લાલ વાવટા સાથે એક મોટર 'પાયલટ કાર' તરીકે નીકળી તેની પાછળ ત્રણ દોડનારા અને તેમની સાથે બબ્બે સાથ કુલિસ્ટો મોસંબીની થેલીઓ સાથે રસ્તે પડ્યા

કાંકરિયા તળાવના બે ચક્કર પૂરા થયા સવારમા ફરવા આવેલા થોડાઘણા લોકો આશ્ચર્ય સાથે આ ખેલ જોઈ રહ્યા હતા હરીફાઈના સંચાલકોને ખાતરી હતી કે બહુ લોકો જોવા આવવાના જ નથી અને તેથી લોકો જો દોડનારા પાસે ના આવે તો દોડનારાને લોકો પાસે લઈ જવાનુ નક્કી કર્યું હતુ આથી કાંકરિયાના બે ચક્કર લગાવ્યા બાદ દોડનારાનો માર્ગ મણિનગર તરફ વાળેલો મુખ્ય માર્ગે મણિનગર સ્ટેશન પર પહોંચી બાજુના રસ્તેથી પાછા કાંકરિયે ત્યાથી રાયપુર દરવાજે થઈ આસ્તોડિયા માર્ગે વિક્ટોરિયા ગાર્ડન આગળથી લાલ દરવાજા અને ભદ્ર આવી સીધા જાહેર રાજમાર્ગે ગાંધીરોડ પર તે પૂરો કરી પાંચકૂવા દરવાજાની બહાર માધવબાગ પાસે થઈ ગોમતીપુરના પૂલ પરથી સરસપુર ઊતરી કાળા દરવાજે હાથ દઈ કાલુપુરનો પૂલ ઊતરીને પ્રેમદરવાજા ઈદગા ચોકી અને ગિરધરનગરને માર્ગે શાહીબાગ ત્યાથી છેક કૅમ્પમા સદરબજાર પાર કરી પાછા ભીમનાથ અને ત્યાથી સાબરમતીના રેલવે પૂલ પાસે કૅન્ટોનમેન્ટ બગલા આગળ થઇ પોલીસ હેડ ક્વૉર્ટર્સ

ત્યાથી સીધા દિલ્હી દરવાજે થઈ શાહપુર દરવાજાને માર્ગે ગાંધીપૂલ વટાવી સ્વસ્તિક સોસાયટી પહોચ્યા ત્યા તો દિવસ ચઢી ગયો હતો, પણ પેલા ત્રણ જણા હજી લેશમાત્ર થાકતા જણા





અમદાવાદ–મૅરૅથૉન શરતની દોડનો નકશો એની ૨૬ માઈલ દોડમા અમદાવાદ ના બધા જ અગત્યના સ્થળો આવરી લેવામા આવ્યા છે

ન હતા. આદર્શ સોસાએટીથી સીધા પરિમલ સોસાએટીને રસ્તે મહાલક્ષ્મી ને પાલડી આગળ થઈ સરખેજ રોડ ઉપર ટાઉન હૉલ: ત્યાંથી એલિસ બ્રિજ ઊતરી, વિક્ટોરિયા ગાર્ડન આગળથી પાછા આસ્તોડિયા રોડ અને રાયપુર દરવાજે થઇ કાંકરિયાને રસ્તે.

આટલું વાચતા કદાચ તમને થાક લાગ્યો હોય તો ભલે, પણ પેલા દોડનારા થાકી જાય તેમ નહોતા. પારસી અગિયારી પાસે દોરેલી વિજય-રેખા તેમની જ રાહ જોતી હતી. અને આ વીરોએ તેને વટાવી ત્યારે જ પરસ્પરને સંતોષ થયો.

જગતની ૨૬ માઈલ દોડમા ઊતરે છે તો ઘણા, પણ ઊતરે તેટલા બધા જ કાંઇ દોડ પૂરી કરી શકતા નથી. ને જેઓ પૂરી કરે છે તેમાથી ઘણાને તો તરત જ તબીબી સારવાર આપવી પડે છે. પણ આપણે ગૌરવ લેવા જેવી વાત તો એ છે કે અમદાવાદના આ ત્રણ દોડવીરોને કાંઇ પણ સારવારની જરૂર નથી પડી. દોડ પૂરી કર્યા પછી સ્વાભાવિક શ્રમ બાદ કરતા તેઓ પૂરા સ્વસ્થ હતા. સેન્ટ જ્હૉન ઍમ્બ્યુલન્સ બ્રિગેડ તરફથી સારવાર માટે જે સારી વ્યવસ્થા કરવામા આવી હતી તે પણ તેમણે બીન-ઉપયોગી ઠરાવી. અલબત્ત, આટલી દોડ દરમિયાન તેમને ખોરાક-પાણીની જરૂર પડે જ, અને તેથી સ્થાનિક ઑલિમ્પિક સંસ્થા તરફથી કરવામાં આવેલી વ્યવસ્થા પ્રમાણે તેમણે દોડ દરમિયાન મોસંબી અને કૉફી લીધા હતા.

પ્રથમ આવનાર દોડ-વીર હતા ભાઈ અરવિંદભાઈ લક્ષ્મણભાઈ રાઠોડ. મિલના સાચા ચલાવનાર એ કારીગરનું શરીર તેમની વીરતાનો પુરાવો જરા યે આપી શકે તેવુ નથી. તમને તે રસ્તામા મળે તો તમે સ્વપ્ને પણ ખ્યાલ ન કરી શકો કે તે સતત સવા ત્રણ કલાક સુધી દોડી ૨૬ માઈલનું અંતર પાર કરી શકયા હશે!

બીજા ભાઇ છે એક ડૉક્ટર. તેમનું નામ છે ડૉ. વી. એલિયટ. ૩૫ વર્ષના એ ડૉકટરને બહુ નાનપણથી જ દોડવાનો નાદ લાગેલો છે. નથી પહેલવાન જેવું બદન, તેમ નથી એક સામાન્ય માણસ જેટલી પણ ઊંચાઈ. છતાં થનગનતા પગવાળો એ યુવાન ઇ.૧૯૩૬મા શરુ કરી આજ સુધીમાં ૨૬ માઇલ દોડની શરત ૧૧ વાર દોડ્યો છે, જેમાંની પાચ તો અખિલ હિંદ ઑલિમ્પિક ઉત્સવના આશરા નીચે દોડાએલી છે. સામાન્યરીતે જગતમા કોઇ પણ દોડ-વીર ચારપાચથી વધારે વાર આ શરત દોડી શકતો નથી. પણ આ યુવાન ૧૧ વાર દોડ્યા છતા આશા રાખે છે કે તે ૪૦ વરસની ઉમરે ૪૦ માઇલની દોડ દોડી બતાવશે!

એ તો થાય ત્યારે ખરું. પણ છવ્વીસ વર્ષની ઉમરે છવ્વીસ માઇલની દોડ જેણે દોડી બતાવી, તે છે ત્રીજે નંબરે આવનાર ભાઇ રમણલાલ નાગરજી મહેતા. ઊંચુ, સપ્રમાણ ગૌર બદન, અને મો પર રમતુસ્મિત તેમને પ્રતિભા આપે છે. કૉલેજના જુવાનો (!) જાણીને નવાઈ પામશે કે તેઓએ સેકન્ડ કલાસમાં પ્રથમ સ્થાન મેળવી



અમદાવાદ-મૅરેથૉનની ૨૬ માઈલ દોડમાં અનુક્રમે પહેલા અને ત્રીજા નંબરે આવનાર બે દોડ-વીરો: ડૉ. વી. એલિયટ (જમણી તરફ) તથા શ્રી રમણલાલ નાગરજી મહેતા (ડાબી બાજુ). ઉપર છે તે) જેઓ એમ એ. થઈ પુરાતત્ત્વના અભ્યાસી છે ને પી એચ ડી ની તૈયારીઓ કરે છે

અમદાવાદના ખાડિયા લત્તાગાંથી મૅરેથૉન દોડતા ઉપરના બને હરીફો.

એમ. એ. ની પરીક્ષા પસાર કરી છે અને પીએચ ડી. ની તૈયારી કરી રહ્યા છે. તેમણે ભારત-સરકાર-સંચાલિત સ્થાપત્ય-શાળાની તાલીમ મેળવી છે, અને પુરાતત્ત્વ સશોધન તથા પ્રાચીન કળાઓમા સારો રસ ધરાવીને કાર્ય પણ કરેલુ છે હાલમા તેઓ અમદાવાદના કૅલિકો મ્યૂઝિયમ ઑવ ટેક્સટાઈલ્સમા ક્યૂરેકટર તરીકે કામ કરી રહ્યા છે. ઇ. ૧૯૪૪-૪૫મા ગુજરાત-સૌરાષ્ટ્રની આંતર-કૉલેજ હરીફાઇમા તેઓ 'ચૅમ્પિયન' થયા હતા, એ પણ તેમની શારીરિક સપત્તિનું સૂચક છે આવા યુવાનો આપણા શહેર અને પ્રાંતમા છે એ આપણા સદ્ભાગ્ય છે.

પણ આપણા દુર્ભાગ્ય યે છે કે તેમની શક્તિ તેઓ જયા પ્રદર્શિત કરે છે તે રમતગમતના મેદાન તરફ આપણી નજર જ નથી ઊપડી. આપણા જનસમુદાયમા અને એ જનસમુદાયને દોરનાર આપણા આગેવાનો, નેતાઓ અને અખબારોમા આ નજર જલદી આવે તેવી આશા ખોટી તો નહિ જ પડેને?

## અંગ્રેજી ભાષાનું સામ્રાજ્ય

હું મારા નાનકડા જ્ઞાનભંડારમાંથી અંગ્રેજીનો બહિષ્કાર કદી થનાર નથી હું એ ભાષા ભૂલવા માગતો નથી બધા ભારતીય જનો એને છોડે અથવા ભૂલે એવું પણ હું ઇચ્છતો નથી. માત્ર મારો આગ્રહ એટલો જ છે કે એને યોગ્ય હોય તેના કરતા વધારે સ્થાન ન મળે અથવા એને આપણી કેળવણીનું માધ્યમ બનાવવામા ન આવે. એને કેળવણીનું માધ્યમ બનાવી આપણે આપણી ભાષાઓને કંગાળ બનાવી એથી વિદ્યાર્થીઓ પર આપણે ભારે બોજો નાખ્યો મારી સમજ પ્રમાણે હિંદની બહાર આવું કરુણ દૃશ્ય કયા ય જોવા નહિ મળે. ભાષાની આ ગુલામીથી આપણા કરોડો લોકો વરસો સુધી જ્ઞાનથી વંચિત રહ્યા છે. આ વાતની આપણને નથી શરમ લાગતી, નથી પસ્તાવો થતો આ કઈ નાની વાત છે? આ બધુ જાણવા છતાં હું અંગ્રેજી ભાષાના બહિષ્કારની વાત સહી શકતો નથી. જેમ તામિલ વગેરે પ્રાંતિક ભાષા છે ને હિન્દુસ્તાની રાષ્ટ્રભાષા છે તેવી જ રીતે અંગ્રેજી વિશ્વભાષા છે—જગતની ભાષા છે, એ વાતનો કોઇથી ઇનકાર થઈ શકે તેમ નથી. અંગ્રેજોનું સામ્રાજ્ય દોષવાળું હતુ ને તેથી જવા બેઠું, પણ અંગ્રેજી ભાષાનું સામ્રાજ્ય કદી નાશ પામવાનુ નથી.—ગાંધીજી

# પ્રાચીન નાટ્યશાસ્ત્ર — સ્ત્રી-પુરુષ-પ્રકૃતિ

તથા તેની અનુષંગી અન્ય કળાઓનો પરિચય આપતી લેખમાળા——લેખક——હપતો ૪૦મો

યોગેન્દ્ર પ્રિયદર્શી

જગતનાં પ્રાણીમાત્ર—અર્થાત્ મનુષ્ય, પશુ, પખી વગેરે જીવો નર તથા નારી એવા બે ભાગમા વહેંચાએલા છે મનુષ્ય જાતિના આ બે ભેદોને સ્ત્રી તથા પુરુષ કહે છે એ તો આપણે જાણીએ છીએ સ્ત્રી પુરુષ વચ્ચેનો ભેદ પ્રાચીન નાટ્યશાસ્ત્રમા તેમના આટલા પ્રાકૃતિક ગુણો દ્વારા દર્શાવ્યો છે

**સ્ત્રી-ગુણ** કોમળતા, માર્દવ, સુંદરતા વગેરે સ્ત્રીઓનો ગુણ છે વળી સહનશીલતા તથા સ્વાર્પણ (આત્મ સમર્પણ) સ્ત્રીઓના મુખ્ય ગુણ ગણાયા છે

**પુરુષ-ગુણ** વીરત્વ, બળ, સાહસિકતા, સ્પર્ધા, ઔદાર્ય, અહંકાર તથા ગૌરવ વગેરે પુરુષોના ગુણ કહ્યા છે ટૂંકમા સર્વ પ્રકારની સુકુમારતાને સ્ત્રીઓના ગુણ અને સર્વ પ્રકારની ખડતલતાને પુરુષોના ગુણ કહ્યા છે બીજી રીતે કહેતા તો રૂપ તથા શીલને સ્ત્રીઓનુ ભૂષણ કહ્યુ છે તથા વીરત્વ અને સ્પર્ધાને પુરુષોનુ ભૂષણ કહ્યુ છે

જગતના પ્રાણીમાત્ર જેમ બે વિભાગમા વહેંચાએલા છે તેમ જગતની વસ્તુમાત્ર ઉત્તમ મધ્યમ તથા અધમ એવા ત્રણ વિભાગમા વહેંચાએલી છે આ વિભાગીકરણ સત્ત્વ, રજસ તથા તમસ નામના ત્રણ તત્ત્વોને અનુષંગીને થએલુ છે આ ત્રણ તત્ત્વો સૃષ્ટિમા સર્વત્ર પથરાએલા છે આથી જ સૃષ્ટિ સત્ત્વ, રજસ તથા તમસ એવા ત્રણ તત્ત્વોમાથી બનેલી કહેવાય છે

આથી દરેક વસ્તુની જેમ મનુષ્યપ્રકૃતિના પણ સાત્ત્વિક, રાજસિક તામસિક એવા ત્રણ ભેદ કરેલા છે (૧) શાંતરસપ્રધાન કારુણ્યમય અને સ્થિરમૂર્તિને સાત્ત્વિક કે સત્ત્વગુણી જણાવ્યો છે, (૨) વીરરસપ્રધાન, અનુરાગમય ગૌરવમૂર્તિને રાજસિક કે રજોગુણી જણાવ્યો છે અને (૩) રૌદ્રરસપ્રધાન, કટુસ્વભાવી ચંડમૂર્તિને તામસિક કે તમોગુણી જણાવ્યો છે

જગતના સર્જક, પાલક તથા સંહારક તરીકે ગણાતા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિપુટી વસ્તુત આ ત્રણ તત્ત્વોના આવિષ્કરણ કે પ્રતિનિધિ રૂપ છે સામાન્ય રીતે મનુષ્યજાતિમા બ્રાહ્મણ સાત્ત્વિક, ક્ષત્રિય રાજસીક તથા ચાંડાલને તામસિક ગણાય છે વળી સાત્ત્વિક પુરુષ ત્યાગી, રાજસિક પુરુષ ભોગી તથા તામસિક પુરુષ ઉદ્યોગી હોય છે

આ સાત્ત્વિક, રાજસિક તથા તામસિક પ્રકૃતિવાળાને સામાન્ય વ્યવહારમા આપણે ઉત્તમ, મધ્યમ તથા અધમ માણસો તરીકે ઓળખીએ છીએ અર્થાત ઉપર કહ્યુ તેમ આ ઉત્તમ, મધ્યમ ને અધમના ભેદો ઉપરના આ ગુણોને આધારે જ પાડવામા આવેલા છે શાસ્ત્રમા તેમના લક્ષણો પણ આપ્યા છે

**ઉત્તમ પુરુષ** ગાંભીર્ય ધૈર્ય માર્દવ, ઔદાર્ય, દાક્ષિણ્ય, ત્યાગ વગેરે ગુણોયુક્ત જીતેન્દ્રિય પુરુષ વળી નાના શાસ્ત્રસંપન્ન (વિવિધ શાસ્ત્રો ભણેલો), વિવિધ કલાઓ તથા ધર્માધર્મ સમજવામા વિચક્ષણ, તેમજ સ્વભાવ તથા આચરણમા શ્રેષ્ઠ હોય તે

**મધ્યમ પુરુષ** મધુર, જ્ઞાનસંપન્ન, લોકાચારને જાણનાર તથા મધ્યમ પ્રકૃતિના ગુણોવાળો

**અધમ પુરુષ** દુ શીલ (ખરાબ સ્વભાવવાળો), દુરાચારી (ખરાબ આચરણવાળો), કુસત્ત્વ (બાયલો) અલ્પબુદ્ધિ ક્રોધી, કૃતઘ્ની, ઘાતકી, રુક્ષ વચની, ઉદ્ધત, અભિમાની, સ્ત્રીલોલ (લંપટ), વ્યસની, કલહપ્રિય (કજિયાખોર) ચાડિયો, પાપકર્મી, અન્યનું પડાવી લેવાની દાનતવાળો વિગેરે સર્વ દુર્ગુણસંપન્ન

એ જ રીતે સ્ત્રીની ત્રણ પ્રકૃતિ નીચે મુજબ છે

**ઉત્તમા:** ઉત્તમ ગુણ, શીલ તથા કુળવાળી સ્ત્રી, જે મૃદુ સ્વભાવી સસ્મિતા, ચપલા (ચતુર), પરિમિતા (મર્યાદાવાળી), દક્ષા (ડાહી), સલજ્જ (લજ્જાયુક્ત), વિનયાન્વિતા (વિનયશીલ), ગભીરા, ધૈર્યા (ધીરજવાળી) તથા રૂપમાધુર્યા હોય તે ઉપરાંત નીચેના ગુણોવાળી સ્ત્રીને પણ ઉત્તમા કહી છે શાંત સ્વભાવા, (અપ્રિય થવા છતાં જે શાંત રહે કે રોષમા પણ મૌન રહે—ક્રોધ પામે નહિ તેવી સ્ત્રી), કાર્ય કાલ વિશેષજ્ઞા (કાર્યને સમજનારી તથા સમય અનુસાર ચાલનારી), કલાશિલ્પ-વિશારદા (કલા વિષયોમા પ્રવીણ) તથા ઉત્તમ કુળ તેમજ ધનવાળા પણ જેની કામના કરે તેવી સ્ત્રી

**મધ્યમા:** બહુ ઉત્કૃષ્ટ નહિ કે બહુ નિકૃષ્ટ નહિ તેવા મધ્યમ પ્રકારના સ્વભાવ તથા ગુણોવાળી સ્ત્રી વળી પુરુષની કામના કરનાર તથા પુરુષ જેની કામના કરે તેવી, કામોપચારકુશલા સ્ત્રીને પણ મધ્યમા કહી છે તેને પ્રતિપક્ષની ઈર્ષ્યા કરનારી તેમજ ઘડીમા કોપાયમાન તથા ઘડીમા પ્રસન્ન થનારી (ક્ષણકોપાક્ષણપ્રસાદા) પણ જણાવી છે

**અધમા** રૂક્ષા (વાણી વર્તન તથા દેખાવમા કર્કશ), અસ્થાનમા હસનારી, ઉતાવળે ચાલનારી, ઉદ્ધત, ક્રોધી, ક્રૂર સ્વભાવવાળી તથા અધમ પુરુષોના અન્ય સર્વ લક્ષણોયુક્ત સ્ત્રીને અધમા કહી છે આ ઉપરાંત તેમા અન્ય લક્ષણો પણ કહ્યા છે. જેમકે અતિમાનિની (અતિ માનવાળી), પરુષા (દુષ્ટ વચનો બોલનારી) દીર્ઘરોષા (લાંબો સમય રોષ રાખનારી) તથા કારણ વગર ક્રોધ કરનારી વગેરે

આવતા હપતામા આપણે સ્ત્રીસ્વભાવ અનુસાર સ્ત્રીઓના વિવિધ પ્રકારો જોઈશુ

---

## ઉનાળા કરતાં શિયાળામા ટાઢ વધારે શાથી પડે છે?

ઘણા લોકો એમ માને છે કે ઉનાળા કરતા શિયાળામા સૂર્ય પૃથ્વીથી દૂર જવાથી શિયાળામાં ટાઢ પડે છે પણ આ માન્યતા ખોટી છે એથી ઊલટું શિયાળામા તો સૂર્ય ઉનાળાના કરતા પૃથ્વીની વધુ નજીક હોય છે આમ છતા તેમ થવાનુ કારણ એ છે કે પૃથ્વીની ધરી સીધી ન હોઈ સહેજ વાંકી હોવાથી જુદાજુદા સમયે પૃથ્વીનો જુદોજુદો ભાગ સૂર્યની તરફ ઝૂકેલો હોય છે ઉનાળા અને શિયાળામા ઉષ્ણતામાનમા ફરક થવાનુ મુખ્ય કારણ છે જ્યા સૂર્યના કિરણો ત્રાંસા પડે છે ત્યા ગરમી ઓછી હોય છે અને જ્યાં સીધા પડે છે ત્યા વધારે હોય છે પૃથ્વીની ધરી વાંકી હોવાને કારણે વરસનો અરધો ભાગ ઉત્તર ગોળાર્ધનો ભાગ સૂર્ય તરફ ઝૂકેલો હોવાથી ત્યા સૂર્યના કિરણો સીધા પડે છે જેથી ત્યા ઉનાળો હોય છે અને તે જ વખતે દક્ષિણ ગોળાર્ધમા કિરણો ત્રાંસા પડતા હોવાથી ત્યા શિયાળો હોય છે વરસના બીજા અરધા ભાગમા આથી ઉલટી સ્થિતિ હોય છે જો પૃથ્વીની ધરી સીધી અને તેની મધ્યરેખાને કાટખૂણે હોત તો આ પ્રમાણે ન થતા, ફક્ત વિષુવવૃત્ત આગળ કાયમ ઉનાળો રહેત અને બને ધ્રુવ આગળ કાયમ શિયાળો હોત

# ટિકિટ-સંગ્રહ

## આ યુગનો એ સંસારવ્યાપી શૉખ

રસ કેળવતો તેની તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ



જેનું વર્ણન નીચેની ટિકિટો સાથે આપ્યું છે તે ભાવલપુર રાજ્યની સિલ્વર જ્યુબિલી ટિકિટો પૈકીની એક







REPUBLIC OF INDIA
POSTAGE 3½ ANNAS
INAUGURATION JAN 26.1950




### ભારત-પ્રજાસત્તાકની નવી ટિકિટો

આવતી તા. ૨૬મી જાન્યુઆરી ૧૯૫૦ના રોજ ભારત-પ્રજાસત્તાકની ઘોષણા થઇને નવું બંધારણ અમલમાં આવશે તે પ્રસંગને સ્મરણાંકિત કરવા હિંદના ટપાલખાતા તરફથી જે નવી ટીકીટો બહાર પડનારી છે તેનું દર્શન ઉપર આપ્યું છે. એમાં બે આનાની ટિકિટ ઉપર લોકોના આનંદોત્સવના, ૩½ આનાવાળી ઉપર જ્ઞાન અને સંસ્કારપ્રચારના, ૪ આનાવાળી ટિકિટ ઉપર કૃષિ-ઉન્નતિના અને ૧૨ આનાવાળી ટિકિટ ઉપર ગૃહઉદ્યોગના પ્રતીક રૂપ આલેખનો છે.

યા અંકથી અહીં સુધી આપણે ટિકિટો ઉખેડવાની, તેને સાફ કરવાની તથા તેની અખંડિતતા અને કુદરતીપણું જાળવી રાખવાની વાત કરી. પણ કેટલીક ટિકિટોને ઉખેડ્યા વિના તેના અસલ કાગળ ઉપર રહેવા દેવામાં જ તેમનું મૂલ્ય હોય છે. દાખલા તરીકે કોઇ ખાસ પ્રસંગને માટેની પોસ્ટમાર્ક (જેવી ૩૧૦ અંકમાંની ગાંધીની ટિકિટો ઉપર, તથા તેનીપહેલાંના અંકમાંની સ્વાતંત્ર્ય દિનની ટિકિટો ઉપર આપી હતી તેવી) જો ટિકિટો ઉપર છપાઇ હોય તો તે પોસ્ટમાર્કની સંપૂર્ણ છાપ સાથે તેને એ કાગળ ઉપર જ રહેવા દેવી જોઇએ, કેમકે એમાં વિશિષ્ટતા રહેલી છે. એ જ રીતે ફર્સ્ટ-ડે કવર ઉપર આવેલી ટિકિટો પણ ઉખેડી ન લેતાં તેને કવર ઉપર જ રહેવા દેવી એ વધારે સારું છે. કેટલાક શિખાઉઓ મોટું કવર સંઘરવાની કડાકૂટથી બચવા માટે એ સ્પેશ્યલ પોસ્ટમાર્ક જેટલા ભાગ સાથે ગોળ કે લંબગોળ યા ચિત્રવિચિત્ર ઘાટમાં ટિકિટને કવર ઉપરથી કાતરી લે છે એ પણ ભૂંડું છે. બને ત્યાં સુધી કવરને જ આખું સાચવવું. વળી જે સંગ્રાહકને અત્યંત પુરાણા ને કીમતી જથ્થાતાં કે વિરલ પાકીટો કે ફોલ્ડરો હાથ લાગે તેણે તેના પરથી પણ કોઇ અનુભવી ટિકિટ-સંગ્રાહકને પૂછ્યા વિના ટિકિટો ઉખેડી લેવી ખોટી છે; કેમકે એવી પુરાણી ચીજોમાંથી તો કોઈ અતિ વિરલ ને મૂલ્યવાન વસ્તુ મળી આવે. એટલે એવી ચીજો પણ અકબંધ રાખવી જ સારી.

ટિકિટોની પાછળ ચોંટેલા કાગળ ઉખેડીને સાફ કરવા માટે તેને પાણીમાં ડબોળી નાખતાં પહેલાં એટલું તપાસી જવું કે એમાંના કોઇ કાગળ ઉપર કૉપીઇંગ પેન્સિલથી લખાણ કે લીટો કરેલો ન હોવો જોઇએ; નહિતર એ રંગ પાણીમાં પડતાંવેંત પ્રસરીને બધી જ ટિકિટોને ખરાબ કરી મૂકશે. એ જ રીતે કેટલીક ટિકિટો ચાકનો ભૂકો કરેલા કે મિશ્રણવાળા કાગળો ઉપર છાપેલી આવે છે. (ઑસ્ટ્રિયા અને ડચ ઇસ્ટ ઇન્ડીઝની તેમજ બીજા પણ કેટલાક મુલકોની ટિકિટોનો કાગળ એવો હોય છે.) એ કાગળ અત્યંત લીસો અને ચમકદાર સપાટી જેવો હોય છે, એટલે તરત પરખાઇ આવે છે. (શંકા પડે તો કોઇ અનુભવીને બતાવી જોવી અગર કૅટલૉગમાં તેની માહિતી આપેલી હોય છે તે જોઈ લેવી). એ પ્રકારના કાગળ પર છાપેલી ટિકિટોને

હિંદનાં દેશી રાજ્યોમાં ભાવલપુર રાજ્ય ટિકિટોમાં કદાચ સૌથી વધુ રસ લેતું જણાયું છે. આ વરસે તેના નવાબને ગાદીનશીન થયે પચીસ વર્ષ થયાં તેની રજતજયંતી નિમિત્તે કાઢેલી ટિકિટો પૈકી ચાર નીચે આપી છે, જેના ઉપર રાજ્યની સમૃદ્ધિ રૂપ પેદાશો (ઘઉં, કપાસ, નહેર-યોજના, ઉત્તમ પશુઓ)નાં આલેખનો સાથે નવાબની છબિ અને 'સિલ્વર જ્યૂબિલી: ૧૯૨૪-૧૯૪૯' લખાણ છે.



# ક્રિસ્ટ-મસ

માં પણ જે કેટલાક તહેવારો છે
નયતા ને ઉદાત્તતાની દૃષ્ટિએ સૌથી
ાસ નાતાલ (Christmas) ક્ષમા ને
કિ પ્રેમમૂર્તિ ઈશુ ખ્રિસ્તના જન્મોત્સવ
રેક ખ્રિસ્તી ભાવપૂર્વક ઊજવે છે
કુમારી મરિયમ(Mary)ને પેટ બેથ-
ાં ઈશુ ખ્રિસ્તનો જન્મ થયેલો ઈશ્વરની
પે વહેલી ઉંમરથી જ પોતાના જમા-
ોને અનેક પ્રશ્નો પૂછી સ્વતંત્ર રીતે
કર્યું એને પરિણામે જે એક જીવનદૃષ્ટિ
તેમણે શરૂ કર્યો પૃથ્વી પર સ્વર્ગ નિર્માણ
શાંતિ, ક્ષમા અને પ્રેમનો સંદેશ લોકોને
એ ઉદાત્તતા એ વખતનો રૂઢિચુસ્ત સમાજ
જેથી ઈશુને ક્રૂસ પર ચડવું પડયું એ કારુણ્યમૂર્તિના
સાથે આપેલે તે બોધ ઉપદેશો સંઘરાએલા હતા તેના નામે એક
પુરાણની સ્થાપના શરૂ થયો એ આજનો ખ્રિસ્તી ધર્મ
આ તો લોકે ૨૫મી ડિસેમ્બરે ઈશુ ખ્રિસ્તનો જન્મો
, પણ ઈશુના જન્મદિવસની ચોક્કસ તારીખ મળતી
આશ્ચર્ય છે. ઈશુના મૃત્યુ પછી છેક ૪થી સદીમાં તેમના
દિવસનો ઉત્સવ ઉજવાવો શરૂ થયો હોય એમ લાગે છે. લોકે
વખતે પણ કોઈ ચોક્કસ તારીખે તે ઊજવવો તે બાબત એકમત
હોતો. કેટલાકો ૬ઠ્ઠી જાન્યુઆરીએ ઊજવતા, કેટલાકો ૨૫મી ડિસે-
મ્બરે, તો વળી બીજા ૨૫મી માર્ચે ઊજવતા પણ પછી ૨૫મી ડિસે-
મ્બર જ આ તહેવાર માટે નિશ્ચિત તારીખ ગણાવા લાગી તેના
કારણો હતાં. તે કાળે સૌથી આગળપડતા રોમન લોકો મિથ્રેઇ-
મ નામના ધર્મના ઉપાસક હતા અને તે ૨૫મી ડિસેમ્બરે સૂર્ય-
નો જન્મોત્સવ ઊજવતા પણ પાછળથી જ્યારે મિથ્રેઈઝમ લય
ામી ખ્રિસ્તી ધર્મ પ્રચલિત બન્યો ત્યારે ખ્રિસ્તીઓએ ૨૫મી ડિસે-
મ્બરને જ ઈશુના જન્મોત્સવ તરીકે પસંદ કરી વળી ઇંગ્લંડમાં તો
ખ્રિસ્તી ધર્મના પ્રાદુર્ભાવ પહેલા પણ તેમનું નવું વર્ષ ૨૫મી ડિસે-
મ્બરે જ શરૂ થતું હોવાથી ત્યાં મોટો ઉત્સવ તો કરતા જ હતા તેથી
ાંના લોકોએ પણ એ જ દિવસ આ તહેવાર માટે પસંદ કર્યો
ામ, ધીમેધીમે ૨૫મી ડિસેમ્બર તેને માટે નિશ્ચિત થઈ.

પ્રારંભમાં આ તહેવાર રોમની આસપાસના પ્રદેશમાં ઉજવાવો
રૂ થઇ ધીમેધીમે ભૂમધ્ય સમુદ્રના કાંઠાનો પ્રદેશ, ઍલેક્ઝૅન્ડ્રિયા,
રૂસલેમ, એમ બાકીના ખ્રિસ્તી ધર્મના વિસ્તારોમાં પ્રસરવા લાગ્યો
શરૂઆતમાં તો આ તહેવાર ખ્રિસ્તી દેવળોમાં ઊજવાતો નહોતો,
હુ કેટલાક ધર્માધિકારીઓએ તો ઈશુનો જન્મોત્સવ ઊજવવા વિષે
ંધો પણ ઉઠાવેલો કે ઈશુ કોઈ રાજા મહારાજા નથી કે એમનો
ન્મોત્સવ ઊજવી લોકો આનંદપ્રમોદમાં ગુલતાન થઇ જાય પણ
ાછળથી એ વિરોધ દૂર થઈ એ સર્વત્ર ઊજવાવા લાગ્યો

આ તહેવારને દિવસે ખ્રિસ્તીઓ જે વિધિ કરે છે તે કંઇક અંશે
આપણી દીવાળી અને બેસતા વર્ષના તહેવારના વિધિને મળતી છે
ઘર શણગારવું, ખ્રિસ્ત જયંતીના ગીતો ગાવા, દેવળમાં પ્રાર્થના
વા જવું, નવાં કપડાં પહેરીને એકબીજાને હળવુંમળવું અને
નાતાલના અભિનંદન આપવા, મિત્રમંડળ સહિત મેજબાની કરવી,

[ખોળામાં બેઠેલા બાળક ઈશુ સાથેના 'માતૃમૂર્તિ મેરી', એ પશ્ચિ-
મના અનેક ચિત્રકારોનો ચિત્રવિષય બનીને ઘણી નામી કલાકૃતિઓ
તેના પર યોજાઇ છે. આ ઉપર આપેલું એ સમયનું છાયાચિત્ર એક
જર્મન કલાકારે કાળા કાગળમાંથી કોરેલી કલાકૃતિ છે, જેમાં ખોળામાં
બાલ-ઈશુ સાથે માતા મેરી વૃક્ષઝુંડ નીચે બેઠેલા છે, અને બંનેના
ચહેરાની આસપાસ આભામંડળ છે પાસે ભરવાડ ઊભેલો છે]

નાતાલના અભિનંદન આપતા સુંદર આલેખનોવાળાં પત્રો સગા-
સ્નેહીઓ ને મિત્રો પર મોકલવા, ભેટસોગાદો આપવી ઇત્યાદિ
વિધિ તેમનામાં હોય છે પણ બાળકો માટે તો આ તહેવાર એટલે
સ્વર્ગીય આનંદના દિવસો! ઘણાં ખ્રિસ્તી કુટુંબોમાં નાતાલને માટે
એક દેવદારનું ઝાડ લાવી તેને ઘરમાં રોપે છે, જે 'નાતાલનું ઝાડ'
(Christmas tree) કહેવાય છે આ ઝાડ પર દીવાઓ તથા રંગ-
બેરંગી ચળકતી વસ્તુઓ લગાડી તેને બને તેટલું આકર્ષક રીતે શણ-
ગારે છે. પછી તેના પર બાળકોને જે વસ્તુઓ ભેટ આપવાની હોય
છે તે ટીંગાડે છે અને નાતાલને દિવસે તે તેમને ભેટ આપે છે વળી
ઘણી મહેનત કરીને સુંદર ડિઝાઇનની બનાવેલી કેઇક (પૂરી જેવો
પદાર્થ) ખાવા પણ મિત્રોને આમંત્રણ અપાય છે.

બાળકોને માટે બીજી આનંદની વસ્તુ તે 'સાન્તા ક્લૉઝ' (Santa
Claus)ની મોહમયી કલ્પના. આ કલ્પના એશિયા માઇનોરમાં થઈ
ગએલા, બાળકો, મુસાફરો આદિના રક્ષણકર્તા એક સંત નિકોલસ
પરથી આવી છે નાતાલના દિવસે ધોળી લાંબી દાઢી ને લાલ ડગલો
પહેરેલા એ સંત નિકોલસ (સાન્તા ક્લૉઝ) આવીને બાળકોને જાત
જાતની વસ્તુઓની ભેટ આપે છે એમ ખ્રિસ્તી બાળકો માને છે એ
અનુસાર ઘણે ઠેકાણે તો આવો વેશ ધારણ કરીને 'સાન્તા ક્લૉઝ'
પણ ઘણા બને છે

નાતાલના દિવસે સામાન્યત. ઉપર મુજબ વિધિ છે, છતાં કેટ
લાક દેશ પરત્વે ખાસ વિધિ પણ હોય છે (અનુ૦ સામેના પાને)



# મધુકરી

> અન્યોના વિપરીત વા અનુભવે જે લે ધડો, સુજ્ઞ તે,
> જે કો સ્વાનુભવે સ્વદોષ ત્યજતા, સામાન્ય તે જાણવા,
> ને જે ઠોકર ખાઇને ન સુધરે, તે મૂર્ખ સાચા જ છે,
> ધારે 'નીત' છતા ગણે 'જીત' અરે, તે કોણ ? ન જાણુતો !
>
> ('નવભારત') ય. ત્ર્ય. બોગડેના મરાઠી મુક્તકનો અનુવાદ

## ચીની લોક-રાજ્યનો પ્રમુખ માઓ ત્સે-તુંગ

ચીનનો મોટો ભાગ કબજે કર્યા બાદ, પોતાના પક્ષની જમાવટ પાકી કરી લઇને ચીનના સામ્યવાદી પક્ષે ગઈ તા ૧લી ઑક્ટોબરે ચીનના પુરાણા પાટનગર પેકિંગમાંથી ચીની લોકરાજ્યની જાહેરાત કરીને તેના અગ્રણી માઓ ત્સે તુંગને પોતાના પ્રથમ પ્રમુખ તરીકે ચૂંટ્યો છે જોકે ઘણાને એવી કલ્પના યે ન આવે કે એના જેવા વિદ્વાન અને રંગદર્શી અભ્યાસીને માથે વળી આવી સરમુખ્ત્યારીની સત્તાનો મુકુટ પહેરાવાશે પરંતુ મૂળથી જ તે ચીની સામ્યવાદી પક્ષની પાછળના સાચા બળ અને બુદ્ધિ રૂપ રહેતો આવ્યો છે

ચીનના હુનાન પ્રાંતના અંતરાળના એક ભાગમાં એનો પિતા એક શ્રીમંત ખેડૂત હતો તેણે હોંસથી પોતાના આ ફરજંદને પ્રાચીન સાહિત્ય, અર્થશાસ્ત્ર અને રાજકારણના અભ્યાસ માટે પેકિંગ મોકલ્યો ત્યાં મોજશોખને તિલાંજલિ આપીને અને કપરો પરિશ્રમ કરીકરીને એ પેકિંગ યુનિવર્સિટીની લાયબ્રેરીનો નાયબ લાયબ્રેરિયન થયો અહીં જ તે 'ચીનના લેનિન' તરીકે વિખ્યાત નેતા ચેન ત્સુના સંપર્કમાં આવ્યો અને તેને ચીની સામ્યવાદી પક્ષ સ્થાપવામાં મદદ કરેલી ત્યારથી એ પક્ષના સંચાલક મગજ તરીકે તે રહેતો આવ્યો છે

આજે પચાવનની એની ઉંમર છે, છતાં વીસ વરસનો હોય એમ લાગે એ તદ્દન શાન્ત અને નિરાડંબરી સ્વભાવનો સીધો સાદો આદમી છે, અને હજીયે સાધારણ નાગરિકના જેવો જૂનો ભૂખિયા રંગનો સૂટ કે સામાન્ય પોશાક પહેરે છે રાજદ્વારી વિષયો ઉપર તો, અલબત્ત, એણે ઘણા પુસ્તકો પત્રિકાઓ લખ્યા છે પણ ઘણાને ખબર નહિ હોય કે એ એક સિદ્ધહસ્ત કવિ છે ચીનમાં કાવ્યોનું મૂલ્ય તેમાંના કાવ્યતત્ત્વ ઉપરાંત કવિના હસ્તાક્ષરોની સુંદરતા ઉપર પણ અંકાય છે, અને માઓના કાવ્યોની ગુણવત્તા તેમાંની ઉત્તમ લક્ષણા ઉપરાંત તેના સૌંદર્યમંડિત સુડોળ લખાવટવાળા હસ્તાક્ષરો માટે પણ પંકાય છે ચીનાઓના પ્રમાણમાં મોટી ગણાય તેવી આંખો, કાળા સુંવાળા વાળ વિશાળ ખભા અને સજ્જડ બીડાએલા રહેતા નિશ્ચલતા દર્શાવતા હોઠવાળો ચીનનો આ અગ્રણી આજની દુનિયામાં સૌથી ઓછો જાણીતો રાજદ્વારી સરમુખત્યાર છે ચીનને રાષ્ટ્રવાદના પ્રથમ પાઠ ભણાવનાર ત્યાંના પરમ માનનીય નેતા ડૉ. સુન યાટ સેનના વારસદાર તરીકે તે પોતાને ઓળખાવે છે



### આપણાં આસપાસનાં પંખી–૪૭
### ઘુવડ



પરંપરાગત માન્યતાને કારણે જેનો બોલ કે દર્શન ભલભલાના મનમાં પણ અમંગળની આશંકાઓ જન્માવે છે એ ઘુવડ પશ્ચિમમાં તો જોકે 'ડહાપણ'નું પ્રતીક મનાયું છે પણ સામાન્ય પક્ષીસમાજથી જુદો પડી આવતો તેના ચહેરાનો ડોળ જ ભયજનક લાગે છે. દુનિયાભરમાં વ્યાપક આ પખીની આપણે ત્યાં લગભગ પાંચ જાતો થાય છે

સફેદ પીંછાંથી ઢંકાએલો વાંદરાના જેવો લાગતો ગોળ ચહેરો, છાંટણાવાળી બદામી કાયા, ઠેઠ સુધી પીંછે ઢંકાએલા પગ, ને અંધારામાં તગતગતી ભયંકર ગોળ આંખોવાળી જાત આપણે ત્યાં વ્યાપક છે સૂર્યનો પ્રખર તાપ ઝીલી ન શકવાથી તે આખો દિવસ કોઈ ખંડેર કે અવાવરૂ જગ્યામાં અંધારે ખૂણે લપાઈ રહે છે જે દરમ્યાન તે અક્કડ બેસી રહીને ઝોકાં ખાધા કરે છે પણ અંધારું જામતાં પોતાની ચૂપકી મેરી ઠોર ચોકસાઈ વહેતી કરી ઉંદરછછૂંદરના શિકારે નીકળે છે અને ભૂતના પડછાયાની જેમ એક મકાનેથી બીજે મકાને ભટકે છે આથી સર્વત્ર તે અપશુકનિયાળ મનાયું છે છતાં ઉંદરોની વૃદ્ધિ અટકાવવા પૂરતું તો તે આપણને લાભદાયી જ છે તેના માંસ, હાડકાં ને પીંછાંનો ઉપયોગ ભૂવાઓ તથા ઊંટવૈદો જંતરમંતર તેમજ ઔષધિ તથા પક્ષઘાત ઉપર કરે છે વર્ષા દરમ્યાન અમે ત્યારે તે તેના અંધારા ખૂણામાં કચરાની ગાદી કરી ત્યાં ચારથી સાત લીસાં સફેદ ઈંડાં મૂકે છે

ઉપર જેનું ચિત્ર આપ્યું છે તે પાણી નજીક રહેતી જાતનું છે તેની વિશિષ્ટતા તેના માથા પરનાં શીંગડાં જેમ ઊભાં પીંછાં તે આહારની શોધમાં પાણી પર ઝૂકતી ડાળ કે પથ્થરની ધાર પર સંધ્યા ટાણે બેસી પાણીની સપાટી નજીક આવતી માછલી પર નજર રાખે છે અને તક મળ્યે ઝડપી લે છે કવચિત્ દેડકાં, ગરોળી ને નાના પંખી પણ મારે છે

અને તેની સાથે ચીની લોકરાજ્યના ચૂંટાએલા છ ઉપ-પ્રમુખો પૈકી એક માદામ સુન-યાટ-સેન પણ છે; પણ એ સાચો 'ચીનવાસી' નીવડે છે કે 'સામ્યવાદી' એ તો સમય બતાવશે.

પરંતુ એટલું તો નક્કી છે કે ચીન જેમ આજ સુધી બનતુ આવ્યું છે તેમ એશિયાના ભાવિ ઘડતરમાં અગત્યનો ભાગ ભજવવાનું જ.

## સ્કૉટલૅન્ડ યાર્ડ : લંડનના પોલીસ દળનું વડું મથક

છૂપી પોલીસનાં ગુનાશોધક વૈજ્ઞાનિક સાધનોનો પરિચય આપતો જે લેખ આ અંકમાં અન્યત્ર પ્રકટ થયો છે તેને અનુસંધાને લંડનના જગવિખ્યાત પોલીસના વડા મથકનો આ ટૂંકો પરિચય પણ સાથે રસદાયક થઈ પડશે.

છૂપી પોલીસના વડા મથકને માટે વળી 'સ્કૉટલૅન્ડ યાર્ડ' જેવું વિચિત્ર નામ કેમ અપાયું હશે એ નવાઈ પમાડનારું છે. અમદાવાદના વડા પોલીસ મથકને માટે 'ગાયકવાડની હવેલી' શબ્દ જે રીતે પ્રચલિત થયો છે તેવી જ એની કથા છે. આજથી ૨૦૦ વર્ષ પહેલાં ઈંગ્લંડના રાજાઓના જૂના રાજમહેલ વ્હાઈટ હૉલનો વાડો 'સ્કૉટલૅન્ડ યાર્ડ' તરીકે ઓળખાતો હતો. ઈ. ૧૮૪૨માં જ્યારે લંડન શહેરના પોલીસ દળે પહેલવહેલું ગુપ્તચરખાતું ખોલ્યું ત્યારે તેનું મથક એ જગ્યાએ રાખવામાં આવ્યું હતું, તે પરથી પોલીસ મથકને માટે એ સ્થાનનું નામ પ્રચલિત બન્યું. પછી તો એ એટલું પ્રચલિત થયું કે ઈ. ૧૮૯૦માં પોલીસ દળને તે જગ્યાએથી વેસ્ટમિન્સ્ટર પૂલ પાસેના એક વિશાળ મકાનમાં ખસેડવામાં આવ્યું ત્યારે તેઓએ તે મકાનને પણ જૂની જગ્યાનું જ નામ આપ્યું! અને આજે તો લંડનના લોકોના મનમાં એ વિચાર એટલે સુધી રૂઢ થઈ ગયો છે કે 'પોલીસ દળ' એટલે 'સ્કૉટલૅન્ડ યાર્ડ' એવો એ પર્યાય શબ્દ બની ગયો છે!

એ 'ન્યૂ સ્કૉટલૅન્ડ યાર્ડ' હવે, ૧૮૯૦, ૧૯૦૫ અને ૧૯૪૦માં બાંધવામાં આવેલાં ત્રણ મોટાં મકાનોનો બનેલો છે. તેના મધ્યવર્તી કેન્દ્ર રૂપ મુખ્ય કચેરી સંખ્યાબંધ ખાસ ખંડોની બનેલી છે, જેમાં લંડનનાં ૧૭૫ થાણાંઓ સાથે ચોવીસે કલાક સંદેશાઓની આપલે થયા જ કરે છે. ૭૦૦ ચોરસ માઈલના બનેલા એ વિરાટ લંડન શહેરમાં એવું કશું જ બનતું નથી જેની સ્કૉટલૅન્ડ યાર્ડને થોડી સેકન્ડ અથવા થોડી મિનિટોમાં ખબર ન પડે. તરત જ આ ખંડોમાંના અમલદારો તરફથી લંડનભરમાં જાળની માફક બિછાવેલી પોલીસ ફોજોને તે સંબંધમાં યોગ્ય પગલાંના હુકમો છૂટે છે.

કચેરીનો સૌથી મોટો ખંડ 'માહિતી ખંડ' તરીકે ઓળખાય છે. સંદેશાઓ ઘણુંખરું ટેલીફોન અથવા ટેલીપ્રિન્ટર દ્વારા મળ્યા કરે છે. આખા લંડન શહેરની સમસ્ત પ્રજાને બે ટેલીફોન નંબરો ખૂબ જ જાણીતા છે. એક ૯૯૯ અને બીજો વ્હાઈટ હૉલનો ૧૨૧૨. કોઈ પણ શહેરીને જલદીથી પોલીસની તાત્કાલિક મદદની જરૂર પડે કે તરત તે ૯૯૯ નંબર પર ફોન કરે છે. એ જ આંકડા પસંદ કરવાનું કારણ એ કે અંધારામાં પણ તે નંબર સહેલાઈથી ડાયલ ફેરવીને જોડી શકાય. તરત જ તેનું જોડાણ 'માહિતી-ખંડ' સાથે થઈ જાય છે.

માહિતી-ખંડનું બારણું ઉઘાડતાં જ મકાનોના નકશા તૈયાર કરનાર ડ્રાફ્ટ્સમેનોનાં ટેબલ જેવાં મોટાં ટેબલો પર શેતરંજનાં પ્યાદાંઓ ગોઠવેલા વિશાળ નકશાઓ નજરે પડે છે. આ દરેક નકશો લંડનના એકેએક વિભાગનો હોય છે, અને તે પરનાં પ્યાદાંઓ તે એ વિભાગમાંની પોલીસની મોટરો દર્શાવે છે. જેને યુનિફૉર્મ પહેરેલા પોલીસો હાંકતા હોય તેવી મોટરોને નાની ગોળાકાર ચકતી દ્વારા દર્શાવેલી હોય છે, અને જે મોટરોને સાદાં કપડાંવાળી છૂપી પોલીસ હાંકતી હોય ને તેથી તે શહેરની સામાન્ય મોટર કે લૉરી જેવી દેખાતી હોય તેને ચોકડ આકારનાં ચકતાંથી દર્શાવેલી હોય છે. આ ઉપરાંત ટેમ્સ નદીમાં પણ પોલીસની હોડીઓ રાખેલી હોય છે, તેને હોડીઓ જેવા આકાર દ્વારા દર્શાવેલી હોય છે. આ દરેક મોટર તથા હોડીને સ્કૉટલૅન્ડ યાર્ડમાંથી રેડિયો દ્વારા સીધા સંદેશાઓ મોકલી શકાય છે. તે ઉપરાંત ૨૩ વિભાગોનાં મથકોમાં ટેલીપ્રિન્ટરથી સંદેશા મોકલી શકાય છે.

આ ઉપરાંત આખાયે લંડન શહેરમાં પોલીસ દળના ઉપયોગ માટે જ ખાસ ટેલીફોન બૉક્સો રાખવામાં આવી છે ને તેને ટપાલખાતાની ટેલીફોનની લાલ કોટડીઓથી જુદી પાડવા બ્લ્યુ રંગેલી છે. તે બૉક્સનું બારણું પણ ઉઘાડ્યા સિવાય કોઈ પણ શહેરી માત્ર રિસીવર ઉપાડે કે તરત જ તેનું પાસેમાં પાસેના પોલીસ થાણા સાથે જોડાણ થાય છે. પોલીસો પોતે પણ પોતાના વિભાગમાં ફરતાં ફરતાં કંઈ કામ હોય તો આ ટેલીફોનનો ઉપયોગ કરે છે. વળી આવી દરેક બૉક્સને મથાળે બત્તી હોય છે અને પોલીસ-થાણાને પોતાના વિસ્તારમાંના ફરજ પરના પોલીસનું કંઈ કામ હોય તો તેને ટેલીફોન પર બોલાવવા માટે તે બત્તી કરીને તેનું તે તરફ ધ્યાન ખેંચે છે. માહિતી-ખંડમાંના આ ત્વરિત સાધનો તથા યુક્તિઓ વડે તેમજ જુદાજુદા વિસ્તારોમાં ફરતી પોલીસ દળની મોટરોની મદદથી ગયા વર્ષ દરમિયાન લગભગ ૭,૦૦૦ માણસોની ઘણી જ જલદીથી ધરપકડ કરી શકાઈ હતી.

ગુનેગારોના આંગળાંની છાપ લેવા માટેનું અહીંનું ખાતું રેલ્વેની એકાદ મોટી ટિકિટ ઑફિસ જેમ ગોઠવવામાં આવેલું છે. સ્કૉટલૅન્ડ યાર્ડ પોતાના આ વિભાગને માટે અભિમાન લઈ શકે એવા તેના ભૂષણરૂપ એ છે. ત્યાંના અગાઉના કમિશનર, સર એડવર્ડ હેન્રીએ એ છાપોના કુંડાળાં, કમાનો, શંકુઓ વગેરેના ચિહ્ન પ્રમાણે તેનું જે વર્ગીકરણ કર્યું છે તે પદ્ધતિનો આજે દુનિયાના દરેક દેશનાં પોલીસદળો ઉપયોગ કરી રહ્યાં છે. —વિન્ડહામ મરે

## શી અભ્યાસી વૃત્તિ!

આજથી ૨૫ વરસ પર એવેલીન ચીઝ્મૅન નામની કીટ-વિજ્ઞાનની અભ્યાસી એક અંગ્રેજ બાઈ દક્ષિણ પાસિફિક પ્રદેશનાં કીટકોનો સંગ્રહ કરવા ત્યાં ગએલી. તેણે ત્યાંથી મહા મુશ્કેલીએ એકઠાં કરીકરીને લંડનના સાઉથ કેન્સિંગ્ટન મ્યૂઝિયમને મોકલેલાં વિવિધ કીટકોનો સરવાળો હમણાં ૧૦૦,૦૦૦ (એક લાખ)ની સંખ્યાએ પહોંચ્યો છે! આ પહેલાં એ બાઈએ ન્યૂ ગીની, પાપુઆ અને આફ્રિકામાં આવી કીટકશોધો કરેલી; અને હવે તે પાસિફિકમાં આવેલા માપણી થયા વિનાના પ્રદેશોમાં જવાની છે.

## સાપનું ઝેર

'કુમાર'ના ૩૦૭મા અંકના ૨૨૦ પાના પર 'સાપનું ઝેર' નીચે જે હકીકત લખાએલી છે, તે બરાબર છે પણ અધૂરી છે.

સાપનું ઝેર સાપના પેટમાં જાય તો એને અસર નથી થતી. સાપનું ઝેર માણસના મોં વાટે પેટમાં જાય તો યે અસર નથી થતી. જેમ પેનીસીલીન અને કોરેમીન જેવા પદાર્થો પેટમાં જવાથી અસર વગરના થઈ જાય છે તેમ. પેટમાંના હાઈડ્રોક્લોરિક ઍસિડની અસર નીચે આ બધા પદાર્થો પોતાનો ગુણ ગુમાવી દે છે. સાપનું ઝેર અસરકારક થવા સીધું લોહીમાં જ જવું જોઈએ એ જરૂરી શરત છે. એટલે કોઈને સર્પ-દંશ થયો હોય તેને ચૂસીને થૂંકી નાખવાનું કામ તદ્દન સલામત છે. પણ ચૂસનારનું મોં સાફ—ચાંદી વગરનું કે આળું થએલું ન હોવું જોઈએ. —જશભાઈ જ. પટેલ

# આ માસ (ડિસેમ્બર) ઈતિહાસમાં

તા. ૧ ઇંગ્લંડની 'રૉયલ ઍકેડેમી ઑવ આર્ટ્સ' સ્થપાઈ, ૧૭૬૮.
તા. ૪ હિંદમાં સતીનો અમાનુષી રિવાજ બંધ થયો, ૧૮૨૯.
તા. ૬ પારસીઓએ હિંદને કિનારે પહેલો પગ મૂક્યો, ૭૧૫.
તા. ૮ નાનાસાહેબ પેશ્વાનો જન્મ, ૧૮૨૪.
તા. ૧૨ માર્કોનીનો આટલાંટિકપારનો પ્રથમ વાયરલેસ, ૧૯૦૧.
તા. ૧૩ ઍબેલ ટાસ્માને ન્યૂ ઝીલાંડ ટાપુ શોધી કાઢ્યો, ૧૬૪૨.
તા. ૧૬ ચીનના કાનસુ પ્રાંતમાં ૨૦ લાખ જિંદગીઓનો ભોગ લેનારો, જગતના ઇતિહાસનો સૌથી ભયંકર ધરતીકંપ થયો, ૧૯૨૦.
તા. ૧૭ રાઈટ બંધુઓ પ્રથમ એરોપ્લેનની મદદથી ઊડ્યા, ૧૯૦૩.
તા. ૧૮ અમેરિકામાં ગુલામીનો અમાનુષી રિવાજ નાબૂદ થયો, ૧૮૬૫.
તા. ૧૯ ઉત્તરધ્રુવનો સાહસસફરી સર વિલિયમ પેરી જન્મ્યો, ૧૭૯૦.
તા. ૨૨ કવિવર ટાગોરની વિશ્વભારતી વિદ્યાપીઠની સ્થાપના, ૧૯૨૧.
તા. ૨૩ સ્વામી શ્રદ્ધાનંદનું ખૂન, ૧૯૨૫.
તા. ૨૬ રાઓલ્ડ આમુન્ડસેને દક્ષિણ ધ્રુવ સર કર્યો, ૧૯૧૧.
તા. ૩૦ રશિયામાં સોવિયેટ લોકસત્તાની સ્થાપના, ૧૯૨૨.

**આ માસની વ્યક્તિવિશેષ : સર જદુનાથ સરકાર**

બંગાળના આ દેશખ્યાત સંશોધકનો જન્મ ત્યાંના કરમચડિયા



ગામડામાં ૧૮૭૦ની ૧૦મી ડિસેમ્બરે થએલો. વાચતા આવડતા થયું તેમ તેમ પિતાએ કરેલો ગ્રંથસંગ્રહ વાંચી નાખી સોળમે વર્ષે તેણે એન્ટ્રન્સ (મૅટ્રિક)ની પરીક્ષા પાસ કરી, ને ઇતિહાસ તથા સાહિત્યના વિષય સાથે કલકત્તાની પ્રેસિડેન્સી કૉલેજમાંથી પહેલે નંબર એમ. એ. થઈને કલકત્તાની રિપન કૉલેજના અંગ્રેજીના અધ્યાપક તરીકે જોડાયા. સાથોસાથ અંગત અભ્યાસ પણ ચાલુ રાખી ૧૮૯૭માં પ્રેમચંદ રાયચંદની અંગ્રેજી તથા ઇતિહાસની પરીક્ષા આપી રૂ. ૭,૦૦૦નું ઇનામ મેળવ્યું; અને કલકત્તા વિદ્યાપીઠ માટે 'ઔરંગઝેબના સમયનું હિંદુસ્તાન, તેની હકીકત અને ભૂગોળ' નામનું એક મૌલિક પુસ્તક લખી 'પ્રેમચંદ રાયચંદ સ્કૉલર'ની પદવી મેળવી અને ઇતિહાસ ખાતર ફારસી, લૅટિન, સંસ્કૃત, પોર્ચુગીઝ, હિંદી, ઉર્દૂ, મરાઠી વગેરે અનેક ભાષા શીખ્યા. હિંદી ઇતિહાસની પ્રમાણભૂત માહિતીઓ મેળવવા તેઓ છેક વિલાયતથી પણ સાધનસામગ્રી મેળવવાનું ચૂકતા નહિ. ઇતિહાસને બરાબર સમજવા એમણે તે તે સમયની કલાકૃતિઓનો પણ ઊંડો અભ્યાસ કર્યો. દરમ્યાન ૧૮૯૮માં પટણા કૉલેજમાં જોડાયા હતા ત્યાં ૧૯ વર્ષ ઇતિહાસ શીખવ્યો અને ૧૯૧૭માં બનારસ હિંદુ કૉલેજમાં જોડાયા, તે પછી ઇંડિયન એજ્યુકેશનલ સર્વિસ, પટણા યુનિવર્સિટી વગેરે સ્થાન પછી કલકત્તા યુનિવર્સિટીના ઉપકુલપતિપદેથી ૧૯૨૮માં નિવૃત્ત થયા.

કૅમ્પબેલ ગોલ્ડ મેડલ ઉપરાંત ઇંગ્લંડની રૉયલ એશિયાટિક સોસાયટીના ફેલોનું તથા ઇંડિયન હિસ્ટૉરિકલ રેકર્ડ્સ કમિશનના સભાસદત્વનું, તેમજ બંગીય સાહિત્યપરિષદના અધ્યક્ષ થવાનું માન પણ તેમને મળ્યું છે.

**આ માસનો પ્રસંગવિશેષ: કૉંગ્રેસની સ્થાપના**—'૫૭નું સ્વાતંત્ર્યયુદ્ધ નિષ્ફળ ગયા પછી અંગ્રેજોના આપખુદ અમલને કારણે દેશમાં ફરીથી અસંતોષનું છૂપું વાતાવરણ એવું જામતું ગયું કે વળી પાછી રાજકીય ક્રાંતિ ફાટી નીકળવાના સંજોગો જણાવા લાગ્યા. આ બાબતની ખાત્રીલાયક જાણ તે વખતના એક સિવિલ સર્વન્ટ હ્યુમને થતાં, એ ભાવિ ભયાનક અરાજકતામાંથી સરકાર તથા દેશને ઉગારી લેવા, એ જમ અસંતોષને ઓછો કરનાર 'સેફ્ટી વાલ્વ' તરીકે એકાદ રાજકીય સંસ્થા હિંદમાં સ્થાપવાની તેને જરૂર જણાઈ. એ દૃષ્ટિથી તેણે હિંદના જુદાજુદા પ્રાંતોના નેતાઓને માર્ચ ૧૮૮૫માં એક પરિપત્ર પાઠવી અખિલ હિંદ માટે કાર્ય કરતી એક સંસ્થા સ્થાપવાની સૂચના કરી, જેને બધા નેતાઓએ ઉત્સાહથી વધાવી લેતાં પહેલું અધિવેશન ૨૫મી ડિસેમ્બરે પૂનામાં શ્રી વ્યોમેશચન્દ્ર બૅનરજીના પ્રમુખપણા નીચે ભરવાનું ઠર્યું પણ એ ટાંકણે પૂનામાં કૉલેરા શરૂ થવાથી તે અધિવેશન મુંબાઈમાં ગોકુલદાસ તેજપાલ સંસ્કૃત કૉલેજમાં ભરાયું. આમ, ૨૮મી ડિસેમ્બર ૧૮૮૫ની બપોરે ૧૨ વાગ્યે હિંદના સ્વાતંત્ર્ય માટે અવિરામપણે લડનાર શક્તિશાળી સંસ્થા ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસનો જન્મ થયો.

# નવાં પુસ્તકો

## નવજીવન પ્રકાશન મંદિરનાં પુસ્તકો

**મહાદેવભાઈની ડાયરી (પુસ્તક ૩જું):** જેનો પરિચય આગાઉ અપાઈ ગયો છે, અને જેને વિષે સવિશેષ લખવું પડે તેમ નથી એ લોકપ્રિય બનેલી ડાયરીનું વધુ પુસ્તક, ૫-૦-૦; **રામનામ** વિષેના ગાંધીજીનાં મંતવ્યોનું સંપાદન—કરનારઃ ભારતન્ કુમારપ્પા, ૦-૧૦-૦; **ગાંધીજી સાથે ગોળમેજીમાં** ગએલા શ્રી ઘનશ્યામદાસ બિરલાએ તે પ્રસંગની રાખેલી ડાયરીનો અનુવાદ—કરનારઃ કરીમભાઈ વોરા, ૧-૦-૦; **બાપુની ઝાંખી** કહાવતા, અનેક પાસાવાળા તેજસ્વી હીરા જેવા તેમના જીવનના ચારિત્ર્યદ્યોતક પ્રસંગો—લેખકઃ દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, ૧-૦-૦; **ग्रामसेवकके दस कार्यक्रम** ગ્રામસેવકને ઉપયોગી કાર્યક્રમો સમજાવતા એ ગુજરાતી પુસ્તકની હિંદી આવૃત્તિ—લેખક જુગતરામ દવે, ૧ ૪ ૦; **પ્રાચીન સાહિત્ય** ઉપર કવિવર ટાગોરે લખેલા, તેજસ્વી અને વિવેચનાત્મક વિચારણાવાળા લેખોના જાણીતા પુસ્તકના અનુવાદની ત્રીજી આવૃત્તિ—અનુવાદકઃ મહાદેવ હરિભાઈ દેસાઈ અને નરહરિ દ્વા. પરીખ. પ્રકાશકઃ ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧-૦-૦.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનાં પ્રકાશનો

**ગીતાંજલિ:** કવિવર ટાગોરની વિશ્વવિખ્યાત કૃતિનો ગુજરાતી અનુવાદ—કરનારઃ મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત), ૦ ૬-૦; **પરમ પૂજ્ય બાપુજી:** મહાત્મા ગાંધીજીની આત્મકથાનો ટૂંકો અને લોકગમ્ય સાર તથા એમની સાથેના જીવનના કેટલાક તેજસ્વી પ્રસંગોનું આલેખન—લેખકોઃ ગોપાલન અને જી. રામચંદ્રન, ૧-૦-૦; **પ્રેમપંથ (૨):** ગાંધીજીની આત્મકથામાંથી તેમના બાળપણના પ્રસંગોની તારવણી કરી તેને બાલભોગ્ય બનાવેલી પુસ્તિકા, ૦-૪-૦; **કહેવતો:** સ્વ. આશારામ દ. શાહના વિખ્યાત ને અપ્રાપ્ય પુસ્તક 'ગુજરાતી કહેવત સંગ્રહ'માંથી તારવી કાઢેલી ૨૫૦૦ પ્રચલિત કહેવતોનો સંગ્રહ—યોજકઃ શાન્તિલાલ ઠાકર, ૧-૪-૦; સં. ૨૦૦૬નું **મુંબઈ ડાકોરનિર્ણય શુદ્ધ ટિપ્પણી પંચાંગ:** કર્તાઃ શાસ્ત્રી હિંમતરામ મ. જાની, ૦-૬-૦.




કોઈ જંગલમાં એક સિંહ રહેતો હતો. તે એટલો જબરો હતો કે એનાથી બીજાં બધાં પશુઓ બીને નાસતાં. પોતાના ભક્ષણ માટે એ દરરોજ કેટલાં યે જનાવરોને મારી નાંખતો.

ધીમેધીમે પશુઓની સંખ્યા એટલી ઓછી થવા માંડી કે બધાં ગભરાયાં. શું કરવું તેનો વિચાર કરવા સૌએ ભેગાં મળી એક મોટી સભા બોલાવી. ત્યાં એમ ઠર્યું કે બધાંએ વારા-ફરતી સિંહરાજને પોતાનો ભોગ આપવા જવું, કે જેથી આમ સામટું નુકસાન થતું અટકે.

થોડાંએક પશુઓ વનરાજ પાસે આ નિશ્ચય જણાવવા ગયાં. સૌના વતી એક ડાહ્યું



આજનાં સ્વપ્નશિલ્પી બાળકોને તેમની જિજ્ઞાસાને પ્રેરતું વાચન આપો તો તેઓ અ વતી કાલનાં દેશશિલ્પી નાગરિકો બનશે.

# કુમાર

આવતી કાલનાં નાગરિકોનું અદ્યતન માસિક

સંસ્થાપક · રવિશંકર રાવળ

વ. ૨૭ અં. ૫ ૩૧૭ માહે મે ૧૯૫૦

તંત્રી
બચુભાઈ રાવત



પુલની કમાન (શ્રીનગર) · ચિત્રકાર ગોરધન પટેલ · આ ચિત્રની શીપોગ્રાફ પદ્ધતિની નકલ અંદર આપી છે.





**ચિત્રો**

ધ્વનની કમાન (લીથો પ્રાન) ગોસ્વામી રંજન — મુખપૃષ્ઠ
સાઠમારી — ચિત્રકાર ગાર્ડ ભટ્ટ — ત્રિરંગી મુખચિત્ર
કાલીયદમન — ચિત્રકાર સોમાલાલ શાહ — મધ્ય ફોલ્ડમાં

**કાવ્યો**

દે અપકાર — રાજેન્દ્ર શાહ ૧૫૧
બુગદાગાથી પસાર થતાં — પ્રજારામ ૧૫૧
પ્રશાન્ત નીરવ — શ્રીકાન્ત માલુલીકર ૧૫૧

**ચરિત્ર**

મ કે. ભટ્ટ — રવિશંકર રાવળ ૧૫૩
ડૉ હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ — ૧૫૭
બાઘ ગઠરિયા [આપકથા] — ચન્દ્રવદન ચીમનલાલ મહેતા ૧૬૧

**વાર્તા**

ઈમાન અને ઈનામ — સારંગ બારોટ ૧૬૧

**લેખો**

જનતમગાઈથી ભણતર [સામયિક વિચાર] — મ ગો મુ ૧૫૨
આવતી પેઢીનુ આરોગ્ય — ૧૫૨
લીથો છાપ — ૧૫૬
સવાગાસન [યોગાસનો ૨] — દામુભાઈ શુકલ ૧૬૦
ડાકોર અને ગળતેશ્વર — અમૃતલાલ વ પડ્યા ૧૬૨
પ્લૅટિનમ [રોજિંદા જીવનમા વિજ્ઞાન ૩૭] — ન મૂ શાહ ૧૬૮
ગજગ્રહ — વાસુદેવ ભટ્ટ ૧૭૦

**વિભાગો**

ગંગોત્સવ દશહરા [માસમાસના તહેવાર ૧૮] — ૧૭૨
પચ્ચીસ વર્ષ પહેલા — ૧૭૫
પત્રમિત્ર વિભાગ — ૧૭૯
ટિકિટ સંગ્રહ [૧૦] — ૧૮૦
માધુકરી [સાલિમઅલી ટચબ નાઇટ સાહસ ગગનની] — ૧૮૨
ફૅયડ [માસમાસના પખી-૫૨] — ૧૮૨
આ માસ ઇતિહાસમા [વ્યક્તિવિશેષ સર રોનાલ્ડ રૉસ] — ૧૮૬
છેલ્લુ પાનુ — ૧૮૭


**ગ્રાહકોને**

કોઈ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે, એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ પરંતુ એવા ગુમ થએલા કોઈ પણ અંકો ભરપાઇ કરી આપવાનું કશું બંધન અમારે માથે રહેતું નથી


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય લિ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક ટેક્સ સાથે રૂ ૭॥ પરદેશમાં રૂ ૯॥ અથવા શિ૦૧૫ છુટક નકલના બાર આના

## હે અંધકાર!

મિશ્ર

ગ્હોરી રહે છે તેજમાં કાંચનાર:
તો મ્હેકે છે મધુર નિશિગંધા થકી અંધકાર.

હે અંધકાર!
તારાં મહા ગૌરવથી અજાણ—
અંધારમાંથી દ્યુતિને પથે જવા—
મેં ઝંખના કૈં કીધ વારંવાર.
એ સર્વ હેલના...
ને તોય,
હે પ્રેમલ સ્નિગ્ધ સૌમ્ય!
પ્રશાન્ત તારાં સઘળાં રહસ્યનાં
તેં તો ઉઘાડી દીધ છે દ્વાર.

મેં તેજની સૃષ્ટિનું કીધ દર્શન:
જ્યાં રૂપ છે રંગીન...
જ્યાં મધુસ્વરે
આનંદમાં ગીતનું નિત્ય નર્તન.
તથાપિ એ તેજ થકી જ તે બની
રહે અરે સીમિત દૃષ્ટિ નેણની,
ને શબ્દના નૂપુરનો જ્યહીં ધ્વનિ
ત્યાં મૌનના સ્પંદનને પિછાનવા
મારાં નહીં જાગ્રત કર્ણ.
રે ઘણું
ઘણું યે એ તેજ મહીં લહ્યા થકી
અદીઠ તેં જાય રહી અલક્ષણ.

તારે નથી સીમા...
ન ભિન્ન વર્ણની
સોહામણી ચંચલ કોઈ છે કલા.
અવર્ણનીય હે!
તું સ્હેજમાં જ્યોતિ અનંત વિશ્વનાં
દર્શાવતો, જે પ્રગટે પ્રતિક્ષણ;
દિક્કાલથી જ્યાં થઈને અબાધિત
મારાં રમે લોચન સ્ફૂર્તિપૂર્ણ.

તારે નથી પાર...
તથાપિ સૃષ્ટિનાં
સૌ મંડળોની ગતિ કેરું લાસ્ય જે,
અશ્રાવ્ય એનો લય સંગ છંદમાં
મહીં મૂકે જે અંતર તાલ દે રહે...
એ કંપનોની અનુભૂતિ શી પ્રિય!
રે શાન્ત આનંદની સૌમ્યમૂર્તિ હે!
ઓ સર્વથી યે પણ કૈં વિશેષ—
તેં પક્ષ્મની ભીતરના પ્રદેશમાં
સુગોપ્ય મારું મૂલ રૂપ જે રહ્યું
તેનું ય તે દર્શન છે મને દીધું.
તારું કરું ગૌરવ હે ઉદાર!
હે અંધકાર!

રાજેન્દ્ર શાહ

## બુગદામાંથી પસાર થતાં

મંદાક્રાન્તા

સન્ધ્યાં તેં આ ગિરિવન, અમે ભવ્ય અટ્ટાલિકાઓ,
તારા વ્હેતા નદ થકી વહાવ્યા જ વિદ્યુત્પ્રવાહ,
તારાં પંખી, ગગન અમ આ વેગીલાં વાયુયાનો,
તારી વ્હાલી પ્રકૃતિ, નગરો શોભીતાં કૈં અમારાં
તારી પૃથ્વી ઉપર નકશો કર્વીએ મનસ્વી,
વીંધી પ્હાડો તુજ નીકળીએ તીર જેવા તરસ્વી,
પ્યોં સિન્ધુ, ધરતીઉરથી વારિ ખેંચ્યા ફુવારે,
તારાં સૂકાં રણ રમણીય હામ હૈયે અમારે!

કાલે જન્મ્યો મનુ વિકસતો વામનેથી વિરાટ!
વ્યાપી જાશે ત્રણ ભુવનમાં વર્ધતો આ અફાટ
તારા મર્ત્યસ્વરૂપ સરખો એકથી અન્ય પાત્રે
થાતો વ્યસ્ત ક્ષણક્ષણમહીં દીર્ઘથી દીર્ઘ ગાત્રે!
આકાશો સૌ સભર મનુથી, તું તદા ક્યાં જ હોશે?
કે, ત્યારે એ મનુસ્વરૂપમાં હે પ્રભો, તું જ હોશે?

પ્રજારામ

## પ્રશાંત-નીરવ

પૃથ્વી

અખંડ રમણું અહો ભ્રમણ કરી વિશ્વે મચી!
અનંત નભનારલા ઘુમરતા ફરે ફૂદડી,
અદીઠ મરીચિ ક્રમે ગગન, ઘૂમી પૃથ્વી રહે
નહુ અનિલ, નીલ આ નભ ધરે નવા રંગને,
ખીલે મુકુલ, સૃષ્ટિની સકલ ચીજ,—રે ધૂલિનો
કણેકણ ક્ષણેક્ષણ સ્થિર લહે પરિવર્તન.
અને સમીર મંદમાં ઝુલન ખીલતા પુષ્પશી
પ્રતિક્ષણ ધરિત્રી નવ્યતર રૂપ ધારી લસે

અહીં અખિલ કિંતુ છે પ્રખર ગ્રીષ્મ મધ્યાહ્ન શું
પ્રશાંત નીરવ, પ્રચંડ નવ ઊર્મિ વંટોળની
ચડે ડમરી, વાયુ સ્હેજ મમ સૂક્ષ્મ સંવેદનો
ન કે ક્યહીં ઊઠે, બધું જ ગમ શૂન્યમાં મૂર્છિત!
અને અહીંતહીં પડેલ મુજ સ્વપ્નના દર્ભ શો
પલેપલ ચહી રહે ભીષણ વિશ્વ-ઝંઝાનિલ!

શ્રીકાન્ત માહુલીકર

'અંધકાર'નું ગૌરવ ગાતા આ કાવ્યમાં, પ્રકાશ ને અંધકારની સરખામણી કરીને રૂમાં બે વૃક્ષના પ્રતીકથી સૂચન મૂક્યું છે પછી કહે છે મેં તો 'અંધકારમાંથી પ્રકાશ જવા'ની ઝંખનાઓ કરેલી, પણ એ અવહેલનાને ગણકાર્યા વિના તેં તો તારા રહસ્યના દ્વાર પ્રેમથી મારી આગળ ખોલી દીધાં. તેજની સૃષ્ટિ ભલે સુંદર હોય, પણ એના પ્રકાશ વડે આંખની દૃષ્ટિ મર્યાદિત પણ બની જાય છે ને ઘણી અદીઠ વસ્તુઓ પરખ્યા વિનાની રહી જાય છે. એને મુકાબલે, હે અંધકાર, તારે નથી કોઈ સીમા, કે નથી કોઈ સોહામણી ચંચલ કલા. તું તો સહેજમાં અનંત વિશ્વના જ્યોતિ દેખાડી રહે છે. અને તેથી યે વધુ તો એ કે, પાંપણની પાછળના અંતરતમ પ્રદેશમાં છુપાએલું પડેલું મારું સાચું મૂળ રૂપ તેં મને બતાવી દીધું. ¶ 'બુગદામાંથી પસાર થતાં' એવા સાદા મથાળા નીચે રેલવેની મુસાફરીમાં નજરે પડતા દશ્યો પરથી આવતા વિચારો દર્શાવ્યા છે. તેમાં માણસે, જાણે ઈશ્વરની સૃષ્ટિ સામે હોડ માંડી હોય તેમ, પર્વત, નદી, આકાશ, કુદરત બધે પોતાના પુરુષાર્થ વડે જે સમાન સૃષ્ટિ ખડી કરી છે તેનું વર્ણન છે. આમ, વામનમાંથી વિરાટ થતો માણસ શું ત્રણે ભૂમીને વ્યાપી જશે? અને પછી પ્રશ્ન કર્યો છે કે બધા આકાશો માણસથી ભરાઈ ગયા હશે ત્યારે હે પ્રભુ તું ક્યાં હશે? કે પછી એ માણસના સ્વરૂપમાં જ તું સોહી રહ્યો હોઈશ? ¶ 'પ્રશાંત નીરવ' લાગતા ગ્રીષ્મના પ્રખર મધ્યાહ્નનું વિશદ આલેખન કરતા આ કાવ્યમાં એ શાંતિની પાછળ રહેલી એવી જ પ્રખર કોઈ ક્રાંતિની ઝંખના મૂકી છે,—ઉનાળાના બપોરની આકરી અકળામણમાં જ્યારે મેઘ તોડી પાડે એવા ઝંઝાનિલની આપણે ઝંખના કરીએ છીએ તેવી.







ઉપર 'ઈન્ટરનૅશનલ હાઉસ આવ ફિલાડેલ્ફિયા'ના પ્રવેશદ્વારે શ્રી ગાર્ડેડ, ડાબી બાજુ શ્રી ભટ્ટની સ્કેચ કરી શક્તિ દાખવતા, પરબાર્યાં ફાઉન્ટનપેનથી કરવામાં સ્કેચ તે પૈકી આ છે તે વેનીસનું દૃશ્ય

અને ઠક્કર બાપાએ સ્થાપેલા હરિજન કેંદ્રના પ્રાર્થનામંદિરના ઉપરના ઘુમ્મટમાં હરિજન સંતોના આઠ ચિત્રો કર્યાં આ કાર્યની ત્યાં એટલી સારી છાપ પડી કે તે પછીના યુદ્ધના વર્ષો (૧૯૪૦ ૪૧)માં યુદ્ધ સમયને અંગે રંગભ્રમણા અથવા રૂપગોપના (કૅમોફ્લેજ) કરનારી સંસ્થામાં કૅપ્ટન સૅલ્ઝમનના હાથ નીચે કામ કરવા માટે તેમની વરણી થઈ ત્યાંથી છૂટીને મુંબાઈ આવીને તેમણે પોતાની સ્વતંત્ર પ્રવૃત્તિ તરીકે એક ધંધાર્થી (કૉમર્શિયલ) કલાગૃહ શરૂ કર્યું અને વેપારીઓ તેમજ સીને કંપનીઓ માટે પ્રચારચિત્રો અક્ષરપાટીઓ અને બીજા ઘણી જાતના કામ ઉપાડ્યા ઉપરાંત, ૧૯૪૪ ૪૫માં, મુંબાઈની આર્ટ સોસાયટી ઑવ ઇન્ડિયાના મંત્રી તરીકે કામ કરીને તેમણે ઘણા કલાકારો સાથે સંપર્ક અને મૈત્રી કેળવ્યા

પણ આ બધું છતાં એમને લાગ્યા જ કરતું હતું કે હવેનો યુગ વિશેષ તાલીમ અને અનુભવની અપેક્ષા રાખે છે અને તે આપે એવી સંસ્થા હિંદમાં નથી આથી એમણે અમેરિકા જવાનો સંકલ્પ કર્યો તે માટે આરંભમાં એકબે ગૃહસ્થોએ મદદ કરવા વચન આપ્યું હતું પણ પાછળથી તેઓ વિમુખ થયા છતાં આથી નિરાશ ન થતાં તેમણે તો ડગ ધર્યું તે પાછું ન જ ફેરવ્યું ને સારી આવકવાળો ધંધો મૂકીને પોતાના જ સાહસ પર તે (૧૯૪૬)માં અમેરિકા ગયા, જ્યાં મુરલ (ભીંત) ચિત્રો અને ગ્રંથચિત્રોના ખાસ અભ્યાસક્રમો ફિલાડેલ્ફિયાની પેન્સિલવાનિયા ઍકૅડમી ઑવ ફાઈન આર્ટ્સમાં પસાર કર્યા ત્યાર બાદ ૧૯૪૭માં બાન્સ ફાઉન્ડેશન(મેરીઆન પેન્સિલવાનિયા)માં સ્કૉલર તરીકે તેમની ચૂંટણી થઈ આ સંસ્થાની અમેરિકા તથા યુરોપમાં એટલી ઊંચી છાપ અને પ્રસિદ્ધિ છે કે તેમાં જેવાતેવાને પ્રવેશ મળવો બારે મુશ્કેલ છે 'બાન્સ સ્કૉલર' ઠરે તે માણસની કક્ષા માટે ત્યાં કોઈ પ્રશ્ન કરે જ નહિ એ સંસ્થામાં તેમણે સૌંદર્યરસશાસ્ત્ર (Esthetics) અને કલાદર્શન(Art appreciation)માં પહેલું વર્ષ પૂરું કર્યું અને પછી એક વર્ષ ફિલાડેલ્ફિયા મ્યૂઝિયમ સ્કૂલ ઑવ ઇન્ડસ્ટ્રીઅલ આર્ટમાં પ્રચાર ચિત્રકળાના વિભાગમાં એક વર્ષ વિતાવ્યું ફરી તેમને બાન્સ સ્કૉલર થવાની તક મળી અને કલાશિક્ષણ તેમજ પાશ્ચાત્ય ચિત્રકળાની પરંપરાનો કોર્સ અભ્યાસક્રમ પૂરો કર્યો આ રીતે બે વર્ષનું કામ થયા પછી જ ત્યાં M A



કલાપ્રદર્શન મુંબઈના કલારસિક શેઠ સ્વ પુરુષોત્તમ વિશ્રામ માવજીએ ખુલ્લું મૂક્યું તેના પ્રારંભમાં પણ ડૉક્ટરે અમદાવાદના કલાસ્થાનો અને જૂના કલાધરો તથા કારીગરોને માટે ખૂબ કુશળતાથી બિરદાવલી કરી હતી હિંદદેવીના ચિત્રકાર મગનલાલ માસ્તરની કલા, સોમનાથ ભૂધર મિસ્ત્રીના પેઢીગત ઉત્કૃષ્ટ લાકડાના કોતરકામ, અને સ્વ૦ શિલ્પીઓ રવિકરણ તથા ગુલાબજીની કારીગરીનો ઘણો પરિચય આપ્યો અને અમદાવાદની જગવિખ્યાત મસ્જિદો મંદિરો ને કારીગરો સાથે સહકાર્યકર્તાઓને પણ તે ભૂલ્યા નહોતા

ટાગોરની પ્રસાદીનો રસ લેવા અધીરા ગુજરાતી યુવાનો અને વિદ્વાનો માટે આ સમારંભ વેળા એક બીજો પ્રસંગ પણ રચાઈ ગયો. ગુરુદેવની સાથે શાન્તિનિકેતનના વિદ્વાન આચાર્ય ક્ષિતિમોહન સેન પણ આવેલા. તેમની અને કરુણાશંકરભાઈની ઠીક ગાઢ બેઠી. તેઓ હિંદી સારું જાણતા અને કરુણાશંકરભાઈ અંગ્રેજી મુદ્દલ ન જાણતા એટલે તે બધી વાત હિંદીમાં જ કરતા. તેમને વિનતિ કરવાથી તેમણે ટાગોરના મૂળ બંગાળી કાવ્યો વાંચી હિંદીમાં સમજાવવા માટે તજવીજ કરી. ત્યાં પહેલી જ વાર ઘણાએ બંગાળી ઉચ્ચારણમાં કવિના કાવ્યો સાંભળ્યા. તેની સાથોસાથ થતા ક્ષિતિમોહનસેનના વાર્તિકથી બધાને પરમ સંતોષ થયો અને ઘણા ઊગતા સાહિત્યકારોમાં સાહિત્યનું અભિનવ દર્શન પ્રકટ્યું. મેં કવિવરનું 'સોનાર તરી' કાવ્ય એ વખતે પહેલું સાંભળ્યું. તેની અસર એટલી બધી રહી ગએલી કે ઘણા વર્ષો પછી રટ લઈને સ્વ મેઘાણી પાસે તેનો ગુજરાતી અવતાર કરાવી 'કુમાર'માં છાપેલો. એ આખા યે પ્રસંગ પછી કંઈક નવી જ્યોતિ ગુજરાતી સાહિત્યમાં ઝળકી ને જૂની રૂઢિના સાહિત્યજીવનમાંથી નવી પેઢીને નૂતન અવકાશ મળ્યો. ભાઈ વિજયરાય વૈદ્ય અને સ્વ બટુભાઈ ઉમરવાડિયાએ તો પોતાના નવા શરૂ કરેલા માસિક 'ચેતન' પત્રમાં તે સ્વીકાર્યું પણ ખરું. આ બધા પુણ્યનો યશ ડૉ હરિપ્રસાદને આપીએ તો જરાયે ખોટું નથી

એ પરિષદ ખૂબ સફળ ગણાઈ. પ્રદર્શનની મારી કામગીરી પણ બધાને નવા પ્રકારની અને પ્રગતિદર્શક લાગી. મારા મિત્ર સ્વ ઇંદુ ગાહગમદે એ પરિષદનો અહેવાલ આ રીતે ડૉક્ટરે લખેલો લેખ તથા તેના ફોટા ચિત્રો પોતાના 'વીસમી સદી' માસિકમાં ખૂબ વિસ્તારથી પ્રકટ કર્યા. તેથી અમદાવાદના મિત્રોમાં મારા માટે લાગણી થઈ. પ્રદર્શન ઉપર મેં સ્વ હીરાલાલ પારેખને એક વિવેચનનો લેખ આપી તે પ્રતબંધુમાં અગ્રલેખ તરીકે છપાઈ. પ્રસિદ્ધિના મોહથી મેં મારું નામ નહોતું આપ્યું પણ ડૉક્ટરે તે વાંચી ખૂબ આનંદ દર્શાવ્યો ત્યારે મને ગુપ્ત આનંદ થયો હતો

પરિષદ પછી એક માસ સુધી મેં ઘરમાં કે મારા કામમાં ધ્યાન આપ્યું નહોતું. અમદાવાદમાં મારા ચિત્રકામના ઘરાકો હજુ દેખાયા નહોતા એટલે ખર્ચ તથા આવકમાં પણ ખૂબ ખમવું પડેલું. ઉપરાંત થાક અને ઉજાગરાથી પાછળથી તબિયત બગડી, આથી નાઈલાજે ઘર બંધ કરી હું કુટુંબને લઈ ભાવનગર પિતાને આશ્રયે જતો રહ્યો. થોડા વખત પછી ડૉક્ટર, સ્વ હીરાલાલ પારેખ, શ્રી પ્રાણલાલ કીરપારામ દેસાઈ તથા મોતીલાલભાઈ વગેરે ચારપાંચ મિત્રો સૌરાષ્ટ્રના પ્રવાસે નીકળ્યા અને તેમાં ભાવનગરની મુલાકાત ગોઠવી. હું તો બિછાને હતો, બેત્રણ દિવસ એ બધા ભાવનગરમાં મારે ત્યાં રહ્યા. તેમાં બધા વધુ નિકટ આવ્યા અને તેમનો સંબંધ મને એ વખતે અમદાવાદમાં લીલી વાડી જેવો સુખદ લાગવા માંડ્યો. બીજી રીતે તો અમદાવાદ ત્યારે તો કેવું હતું તેને કવિવર ટાગોરના વ્યાખ્યાનનું આ વાક્ય ઉચિત રીતે લાગુ પડે છે, "When the material makes itself too aggressive and furiously multiplies itself into unmeaning voluminousness harmony of creation is disturbed and truth is obscured (જ્યારે ધનસંપત્તિનું બળ વધુ પડતું થઈ જાય છે અને કોઈ અર્થ વિનાના પ્રમાણમાં તે ભયંકર રીતે વિસ્તાર કરે છે ત્યારે, સર્જનનું સ્વારસ્થ્ય બગડી જાય છે ને સત્ય અલોપ થાય છે) પ્રદર્શનના દિવસોમાં મારા મિત્ર સ્વ પ્રો હરિલાલ ભટ્ટે પણ જૂનાગઢથી પત્ર (૨૪ ૪ ૧૯૨૦) લખ્યો હતો કે અમદાવાદ સૌને રસહીન લાગે છે અને આનંદશંકરભાઈએ તો એ જાહેરમાં કબૂલ કર્યું છે. મહાત્મા ગાંધીજી તેને સ્વાર્થ છોડતા અને આત્મસમર્પણ કરતા કેટલે દરજ્જે શીખવે છે એ જોવાનું છે. નવજીવનમાં તો ગાંધીજીના તત્સમના લેખ માટે સ્વામી આનંદે ભારતમાતાનું ચિત્ર કરાવી પ્રકટ કર્યું હતું અને તેની વાત ડૉક્ટરે ગર્વપૂર્વક અનેક વ્યાખ્યાનોમાં કરી હતી

મારી બીમારી અને નિર્વાહ પૂરતી આવકના પણ અભાવને જ લીધે મને અમદાવાદ છોડી દેવાનો પણ વિચાર આવી ગયો, એવામાં કલકત્તાના ઍલ્યુમીનિયમના વેપારી જીવણલાલ કંપનીના ભાગીદાર શ્રી રામજીભાઈ હંસરાજનો પત્ર આવ્યો કે તેઓએ શ્રી મોનીભાઈ અમીન સાથે બીજા કેટલાક યુવાનોને લઈ બંગાળનો પ્રવાસ ગોઠવ્યો છે અને મારે તેમાં સામેલ થવું. તે સાથે તેમણે મારી બીમારીના ખબર જાણી ગુજરાતના કલાકારની ખબર લેનાર એક વિરલ ગુજરાતી તરીકે મને ઉત્સાહ આપે એવી રકમ પણ મોકલી આપી. એ પત્રથી મને શ્રદ્ધા પ્રકટી કે મારા માટે જીવનકાર્ય પડ્યું છે અને ખબર લેનાર ભગવાન છે. મેં વિનયપૂર્વક તે પત્રનો જવાબ આપ્યો ને એ બદલ કંઇક પણ કામ મારી પાસેથી તેઓ લેશે એ શરતે તેનો સ્વીકાર કર્યો. આ પ્રવાસનું વિગતવાર વર્ણન મેં નવચેતનમાં પ્રકટ કર્યું હતું પણ મુદ્દાની વાત એ છે કે એ પ્રવાસ પછી મારી નિરાશા ઊડી ગઈ. કલકત્તા, શાંતિનિકેતન, કાશી વગેરે જોઈ મનને ખાતરી થઈ કે મારી સાધના નકામી નહિ જાય અને હું ગુજરાતમાં





ઉપર ડૉ. હરિપ્રસાદ યુવાન વયે સામેના પાના ઉપર ડૉ. હરિપ્રસાદ મધ્ય વયે જ્યારે મૂછો રાખતા ત્યારે લેખને મથાળે આપેલી છબિ ડૉ. હરિપ્રસાદ છેલ્લા સમયમાં એ રીતે પાછળ હાથ રાખીને ઊભા રહી ભાષણ કરતા એમને સૌ કોઈ જોતા છે. સામેનું ચિત્ર અમદાવાદની છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ વખતે ડૉ. હરિપ્રસાદે યોજેલી ભજનિકોની મંડળી વચ્ચે કવિવર રવીન્દ્રનાથ શ્રીમતી સરલાદેવી તથા મહાત્મા ગાંધીજી (ત્યારે ટોપી પહેરતા હતા) પાછળની હારમાં કવિવરની જોડે આચાર્ય ક્ષિતિમોહન સેન તથા ગોકળના વિદ્યાધિકારી ચંદુલાલ પટેલ

કલાની ચેતના માટે કૃતનિશ્ચય બન્યો. વિદ્યાર્થીઓને કળાનો ઉચ્ચતર અભ્યાસ કરાવવા મેં એક 'ગુજરાત કલામંદિર' નામની સંસ્થા સ્થાપી. ધીકાંટા રોડ પર જીવનલાલ અમરશીના પુસ્તકભંડારમાં તેનો વર્ગ ખોલ્યો. પણ મહિનાઓ સુધી ચારપાંચ વિદ્યાર્થી ઉપર સંખ્યા વધી નહિ ને તેમાં પણ કોઈકને તો મારે જ મદદ કરી નિભાવવા પડતા. શહેરના ડ્રૉઈંગ માસ્તરોને બોલાવી બેઠકો કરી પણ ખાતાના ચોકઠાથી બનેલું ગુલામી માનસ બદલી ન શકાયું. ઘણાને મારા પ્રયત્નો રેતીમાં બાગ કરવા જેવા લાગ્યા. પણ ડૉક્ટર વારંવાર બધા ખબર પૂછ્યા કરતા.

ભાવનગરથી આવીને મેં કલામંદિરનું પાટિયું ઉતારી લીધું અને ખર્ચ કમી કરી નાખી કેટલુંક વિદ્યાર્થીઓને ઘરમાં જ મફત પાઠ આપવા લાગ્યો. એ વખતે ડૉક્ટરના દવાખાને શ્રી મણુભાઈ પુરાણી વખતોવખત મળતા. તે એમના અખાડાનું એક હસ્તલિખિત માસિક ચલાવતા. જેમાં પોતે ચિત્રો પણ કરતા અને એકબે વિદ્યાર્થીઓ પાસે પણ ચિત્રો કરાવતા. તેમાં ભાઈ કૃષ્ણલાલ ભટ્ટ અને બીજા એક બે જણ હતા. તેમને લઈને એક વાર તે મારે ઘેર આવ્યા. અણુભાઈ પણ 'મૉડર્ન રીવ્યૂ'માં કલાના નવઉત્થાનના લેખો વાંચી રાષ્ટ્રીય કળાના ભક્ત બન્યા હતા. મારી વિચારસરણી અને ઉદાર કાર્યનીતિથી તેમનો સમાગમ વધ્યો અને એમ અમે મિત્રો બન્યા. મેં ચિત્રશાળાનો ખોળો કાઢી નાખ્યો હતો અને મુંબઈથી મળતા કામો કર્યે જતો હતો. તે વખતે વાર્તાઓ અને લેખોનાં ચિત્રોનું કામ પણ મારી પાસે ઠીક પ્રમાણમાં આવતું. પણ અમદાવાદમાંથી કશું નહિ છતાં અમદાવાદના સરકારી મંડળમાં મારા માટે એક પ્રકારના આદર અને સદ્ભાવની લાગણી પ્રગટી. સુભાગ્યે મને રાયપુર ભઠ્ઠાની પોળમાં સગવડવાળું નવું ઘર મળ્યું ત્યારથી નિરાંતનો અનુભવ થવા લાગ્યો. આ ઘર ડૉક્ટર સાહેબના દવાખાનાથી વધુ નજીક હતું એટલે અમારો સત્સંગ રોજનો થયો, અને કરુણાશંકર માસ્તર જે અંબાલાલભાઈને ત્યાં મુખ્ય અધ્યાપક હતા તે પણ ત્યાં મળતા એટલે કળા, સંસ્કાર અને શિક્ષણની અનેક વાતો ત્યાં છણાતી.

એવામાં એક અનોખો બનાવ બન્યો. અંબાલાલ શેઠે પોતાના બાળકોની કેળવણી માટે પોતાને ઘેર એક સંપૂર્ણ શાળા રચવાનો નિશ્ચય કર્યો હતો અને તેમાં એક ઉચ્ચ પંક્તિના કળાકાર શિક્ષક મેળવવા મુંબઈ તેમજ બંગાળના પત્રોમાં જાહેર ખબર આપી હતી. મને એક દિવસની તારીખે શ્રી સરલાદેવીના ગૃહમંત્રી મારા મિત્ર નંદલાલ દલાલે રસ્તે મળતાં પૂછ્યું કે આ જગ્યા માટે મેં અરજી કેમ ન કરી? એમના કહેવાથી મેં એક સાદા નોટપેપર અરજીના રૂપમાં પત્ર લખ્યો કે 'ગુજરાતમાં યોગ્ય માણસના અભાવને કારણે આપને નિરાશ થવું ન પડે એટલા માટે હું આ જગ્યા માટે મારી ઉમેદવારી મૂકું છું' વગેરે. મને નોકરી માટે તિરસ્કાર તો હતો જ, પણ મારા મિત્ર સ્વ. હાજીમહમ્મદનો સ્વર્ગવાસ થયો હતો અને

# યોગાસનો

## આપણા શરીર, મન અને જ્ઞાનતંતુઓ, ત્રણેને એકીસાથે સ્વસ્થ રાખતી અનન્ય વ્યાયામપદ્ધતિ

### [૨] સર્વાંગાસન

લે. દામુભાઈ શુક્લ

આ આસન કરવાથી શરીરના બધા અંગોને કસરતનો લાભ મળે છે તેથી તેનું નામ સર્વાંગાસન છે જેઓ કોઈપણ કારણસર શીર્ષાસન કરી ન શકે તે આ આસન કરીને પણ શીર્ષાસનના બધા લાભ મેળવી શકે છે

પ્રથમ તમારા પાથરણાને લાંબુ પાથરો અને તેના ઉપર ચિત્તે લાંબા થઈને ચત્તા સૂઈ જાઓ પછી બંને પગ સાથે રાખીને ધીમેધીમે ઊંચકો, એ જમીન સાથે લગભગ ૩૦ અંશનો ખૂણો થાય એટલે પગને થોડીક ક્ષણ થોભાવો પછી ફરી પાછા પગને ઊંચકો ને ૬૦ અંશનો ખૂણો કરી થોભાવો છેવટે પગને ઊંચકીને જમીનથી બરાબર કાટખૂણે રાખો ૧



હવે શરીરને કમ્મર પાસેથી ઊંચું કરો અને હાથનો ટેકો આપીને ખભાના પાછળના સ્નાયુઓ ઉપર ઊભું રાખો પછી, છાતીના ઉપરના ભાગમાંના હાડકાથી જે લગભગ ત્રિકોણ જેવી જગ્યા થાય છે, ત્યાં તમારી દાઢીને દબાવો ને નજરે પગ સામે રાખવાને બદલે ગળામાંની થાઈરૉઈડ ગ્લૅન્ડ (પ્રાણગ્રંથી) ઉપર મનને સ્થિર કરો અર્ધી કે એક મિનિટથી શરૂ કરીને, જો આ આસન એકલું જ કરવું હોય તો, તે ચાળીસ મિનિટ સુધી કરી શકાય પણ જો બીજા આસનોની સાથે એ કરવું હોય તો એને વધારેમાં વધારે સમય છ મિનિટનો આપવો

હવે શરીરને જે ક્રમમાં ઊંચક્યું હતું તે જ ક્રમમાં ધીમેધીમે પાછું નીચે ઉતારો પગને છેક નીચા લેતા અગાઉ પહેલાંની જેમ જ ક્રમવાર ૯૦ ૬૦ ને ૩૦ અંશના ખૂણા કરો, ને પછી જ પગને લાંબા કરો

આ આસનથી પ્રાણગ્રંથીઓ અને જાતીય ગ્રંથીઓ પર ઘણી સારી અસર થાય છે અને એનાથી આખું શરીર ચેતનવાળું બને છે

---

મેં તેમના સ્મરણમાં ગ્રંથ બહાર પાડવાનું માથે લીધું હતું, તેના સંપાદન માટે રોકેલા શ્રી બચુભાઈ રાવતના ખર્ચને તેમજ છાપ ખાનાના બીલોને પહોંચી વળવાનું વગેરે મને તંગ કરી રહ્યા હતા એટલે હું આ તક માટે આકર્ષાયો, અને કોઇ અજબ સંકેતની પેઠે ત્રીજે દિવસે મને અંબાલાલ શેઠે બોલાવ્યો અને મેં એક વર્ષ માટે બાળકોના ચિત્રશિક્ષક બનવાનું સ્વીકારી આગળની વાત કરસનદાસના અનુભવ ઉપર રાખી

ડૉકટર વગેરે મારું મિત્રમંડળ તો આ ખબરથી હરખાયું કલાકારને યોગ્ય પગાર અને સગવડ સાથે ચિત્રશિક્ષણ માટે રોકનાર શ્રીમંતની પણ એ વખતે વાહવાહ ગણાઈ પણ મારા વ્યાપક સર્જન વ્યવહાર અને લોકસંપર્ક ઉપર એથી મર્યાદાઓ આવી ગઈ તે હકીકત મારે માટે એક મહાન મનોમંથન હતું

એ જ અરસામાં અમદાવાદે રાષ્ટ્રીય મહાસભાને (કૉંગ્રેસને) આમંત્રી અને ડૉકટર હરિપ્રસાદે ગાંધીજી સાથે વાદ કરીને પણ મહાસભાના મંડપમાં ફૂલો ને ચિત્રોના સુશોભનો કરવાનું મંજૂર કરાવ્યું તેમની ઇચ્છા પ્રમાણે મંડપ માટે મેં છએક મુરલ ચિત્રોના સ્કેચ તૈયાર કર્યા અને તેનું મોટા મુરલ માપમાં શ્રી કલ્યાણજીભાઈ શુક્લ જે મારા કામમાં મદદ કરતા તેમને કરવાનું સોંપ્યું ડૉકટરે એ ચિત્રો ખૂબ હોંશથી કૉંગ્રેસના મંડપમાં ગોઠવાવ્યાં તેમાં ખર્ચ તો નજીવું થયું હતું છતાં કૉંગ્રેસને રાહત આપવા તે ચિત્રો વેચવાનું જાહેર કર્યું અમદાવાદમાંથી કોઈ તેનું લેનાર ન મળ્યું અને શ્રી જમનાલાલ બજાજ તે ખરીદી ગયા એથી ડૉકટરનો જીવ બહુ બળ્યો તેમાં તેમની માનીતી ચિત્રકથાઓ હતી, જે પૈકી એકમાં દધિચિ ઋષિનો દેહ ત્યાગ ચીતરાવી તેમણે ગાંધીજીના સંકલ્પનું સ્મરણ કરાવ્યું હતું

શહેર બહાર હું જ્યાં રહેતો હતો ત્યાં આસપાસ શરદીનું વાતાવરણ રહેતું એક રાત્રે શહેરમાંથી મારી સાઇકલ પર આવ્યો ત્યારે સૂતી વખતે જણાયું કે ન સમજાય એવી શ્વાસની મૂંઝવણ થાય છે જેમતેમ કરી મેં રાત કાઢી ને સવાર સુધી તો છુટકારો નહિ એવું લાગવા માંડ્યું સવારમાં ડૉકટર સાઈકલ પર બરોબર સાડા આઠ વાગે ત્યાંથી સર ચિનુભાઇના બંગલે જવા નીકળતા એ મને યાદ આવ્યું એટલે રેલવેના ફાટક આગળથી એમને બોલાવી લાવવા મારા ચિ નરેન્દ્રને મોકલ્યો થોડીક ઇંતેજારી પછી ડૉકટરની તંદુરસ્ત કાયા નિર્ભયતા પ્રસારતી મારી સામે હાજર થઈ ને બરોબર તપાસી ધીમેથી કહ્યું ગભરાશો નહિ તમને આ દમની શરૂઆત છે સૂઈ રહો ને દવા લેવા છોકરાને મોકલો એ પછી હું હરતો ફરતો થયો ત્યાં સુધી એમની સાઈકલ એ રસ્તે વાળી મારી ખબર રોજ લેતા ને મને આરામ થયા પછી પણ એ ઘડી ખબર અંતર પૂછી જતા એવી સ્નેહશીલતા, તત્પરતા ને લાગણી જીવનભર તેમણે દાખવ્યા છે

દેશમાં હવે અસહકારનું પૂર પૂરજોશ હતું સર્વત્ર ઘણા બનાવો અને ફેરફારો થયા હતા ડૉકટરે શહેરની મ્યુનિસિપાલિટીમાં શ્રી વલ્લભભાઈની મંડળીમાં એકનિષ્ઠપણે કામ આપવા માંડ્યું હતું મુંબાઈની ચોપાટીના દરિયા પરની દીવાદાંડી જોઈ કાંકરિયાની ફરતા એવા દીવા મુકાવવા તેમણે વલ્લભભાઈનો કેડો પકડ્યો હતો એ પાર પાડી તેઓ મિત્રોને ત્યાં સાથે લઈ જતા અને રાત્રિએ એ દીવાની રોશની પાણીમાં પડતી નિહાળી અમદાવાદ કેવું સુંદર થતું જાય છે એવો સંતોષ લેતા અમદાવાદ એમને મન મકાનો અને માણસોનું એક નિવાસસ્થાન નહિ પણ ગુજરાતના પાટનગરની પ્રતિમા હતું અમદાવાદની વિવિધ બીનાઓ તેની પ્રગતિ ગાંધીજીની આગેકૂચ વિદ્યાપીઠ કૉંગ્રેસ એ બધાની વાતો કરતા એ થાકતા નહિ

(ચાલુ)



# ઈમાન અને . . . . . . . ઈનામ

લેખક
'સારંગ' બારોટ

દાદુમિયાંની પાંચેક દાયકા વિતાવી ચૂકેલી જિંદગીનો ભૂતકાળ પચરંગી હતો. જિંદગીના પહેલા દસકામાં એમણે એમના દાનાશા ગામની ગામઠી શાળાના શિક્ષકને પતરાની મજબૂત સાટીથી લોહીલુહાણ કરેલો. બીજા દસકામાં ગામના મુખીના ખેતરમાં ઝૂમતા જુવારના ઊભા પાકમાં પોતાની ઘોડી ચરાવેલી જેને પરિણામે ખૂબ જ મોટો ઝગડો જામી મામલો તાલુકાની કચેરી સુધી પહોંચેલો અને દાદુમિયાંએ ટૂંક મુદતની સજા પણ ભોગવેલી. પણ આનું એક પરિણામ એ આવ્યું કે સજા પૂરી થતા એ બહાર આવ્યા ત્યારે આસપાસનાં ગામોના તોફાની છોકરાઓના તે સહેલાઇથી મુખી બની શક્યા અને વ્યવસ્થિત ચોરીઓ કરનારી એક ટોળકી એમની સરદારી નીચે જામી. જિંદગીના ત્રીજા દસકાની શરૂઆતમાં દાદુમિયાંની કેટલીક ચોરીઓ પકડાઈ અને પુરવાર થઇ થોડીક જમીન અને ઘર હતાં તે જપ્ત થયાં અને ગામના મુખી તેમજ ઠાકોર સાહેબની કરડી નજરના પરિણામે દાદુમિયાને ત્રણ વર્ષની સખ્ત કેદની સજા થઇ. એમના સાથીઓ પણ દાદુમિયાની આ સરકારમાન્ય મહત્તાના ઓછાવત્તા ભાગીદાર બન્યા.

એ ત્રીજા દસકાના મધ્યાહ્નકાળે બીજી વારની જેલમાંથી બહાર આવતા જ જૂના સાથીઓ એકત્રિત કરી દાદુમિયાએ એમના જાની દુશ્મન ગામમુખી અને ઠાકોર સાહેબની સાન ઠેકાણે લાવવા બહારવટું શરૂ કર્યું પણ સાતેક વર્ષના એ બહારવટાની એમની કારકિર્દી ઉજળી હતી. એ દરમ્યાન ગામમુખીની જુવાન દીકરી ત્રણેક વાર એમના હાથમાં સપડાઇ, પણ ત્રણે ય વખત તેને બહેન ગણી મપડાના પૈસા આપી જતી કરેલી, અને ત્રણે ય વખત એના બાપને કહેવડાવેલું કે 'દાદુ બહારવટું કરી જાણે છે. તારી દીકરીને હાથ નહિ લગાડૂ.' દાદુમિયાં સ્ત્રી, બ્રાહ્મણ અને માગણ જાતના બેરખાં હતા.

પણ પછીનાં વર્ષોની વાતે પલટો લીધો. પાત્રીસીએ પહોંચતાં પહેલાં એક દિવસ અચાનક જ દાદુમિયાંએ બહારવટું સંકેલી લીધું. સાથીઓને ભાવભીની આંખે વિદાય આપતાં એમણે એમને જીવનનો ખરો માર્ગ સમજાવ્યો અને ચોરી-લૂંટનો ધંધો કરવો એ પાક પરવરદિગારની અવગણના કરવા જેવું છે એવો આદેશ દીધો. દાદુમિયાંનો આ ઇન્કિલાબ એક જબરદસ્ત કોયડા તરીકે દરેકના મનમાં રમી રહ્યો છે. સૌ કોઈ જાણે છે તે માત્ર એટલું જ કે એમને કોઈ ફકીર મળી ગયો હતો જેની વર્ષોની મહેનત પછી દાદુમિયાં સદાચારી બન્યા હતા, અને એ ફકીરે પોતાની એક પાલિત બેટી જોડે દાદુમિયાંના નિકાહ પઢાવી દીધા હતા.

ગમે તેમ, પણ બહાદુર બહારવટિયા દાદુમિયાંનું જે નામ એક વખત લોકજીભે રમતુ હતુ તે શાન્તિથી વિલીન થઈ ગયુ. બહારવટું સંકેલી લીધા પછી કોઈ વતનમાં તો રહી શકે એમ ન હતુ, એટલે સૌ જુદીજુદી જગ્યાએ અને પરવડી શકે એટલા દૂર વિખરાઈ, કોઈ ને કોઈ ડાળે વળગી ગયા. દાદુમિયા એમની બીબીને લઇ મુંબાઈ ગયા અને બહુપુત્રા મુંબાદેવીના પુત્રસમુદાયમાં અલોપ થઈ ગયા.

આજે એમને ત્રણ બચ્ચાં છેઃ બે દીકરી અને એક દીકરો. દીકરીઓ મોટી પરણાવવા લાયક થઈ ગઈ છે એ આજકાલ દાદુમિયાની ચિંતાનો વિષય છે, કારણકે વિકટોરિયા ફેરવવાના ધંધામાંથી દીકરીઓની શાનદાર શાદી કરાવી શકાય એટલું ધન એ બચાવી શક્યા નથી. અને છતા અલ્લામિયાની બંદગી કરતા એ જિંદગીના દિવસો ટ્રામની ટોકરીઓ અને મોટરના હૉર્નથી ગાજતી મુંબાઇની સડકો પર દૂર કરી રહ્યા છે. આવતી સાલ તો ગમે તેમ કરી બંને દીકરીઓના સાથે નિકાહ પઢાવવાનો એમણે પોતાની બીબી સાથે મસલત કરી નિશ્ચય કરી નાખ્યો છે. એ નિશ્ચયની ચિંતા એમના દિમાગમાં એવું ઘર કરી ગઇ છે કે ઘણી વાર એથી ઘેરાએલું એમનું મન ટ્રામની ઘંટડીના અવાજ કે મોટરનાં હૉર્ન પણ એમને સાંભળવા દેતું નથી.

એકવાર એમ શૂન્યમનસ્ક થએલા દાદુમિયાંની તંદ્રા એક સ્ત્રીના ઉપરાઉપરી આવતા અવાજે તૂટી. એમણે લગામ ખેંચી ગાડી ઊભી રાખી ને પેલી સ્ત્રી તરફ જોયુ

'અલ્યા બહેરો છે કે શું ?—કોટમાં જવું છે; શું લઇશ ?'

ફૂટડા ઘાટની એ ગુજરાતણના ગુલાબી હોઠમાંથી નીકળતું અપમાનજનક સંબોધન સાંભળી દાદુમિયાંએ (અનુ. પૃ. ૧૯૬મે)

# ડાકોર અને ગળતેશ્વર

ગુજરાતનાં એ પ્રાચીન-અર્વાચ
તીર્થસ્થાનો વિષે અભ્યસનીય પ્રવાસલેખ • લેખક-અમૃતલાલ વ. પં

લોકોના મનને એમ જ, કે મહીની નજીકમાં, વલ્લભવિદ્યાનગર (આણંદ) ખાતે બેઠેલા આ સંશોધકો ને સાહિત્યકારો, કે જે ગુજરાત અને ગુજરાત બહારની નવીન વાતો ખોળવા મથ્યા કરે છે, તે ઘર આગણાના ડાકોર અને ગળતેશ્વર તો કયારના જઈ આવ્યા હશે. એટલે જે કોઇ ભેગુ થાય તે અમારી સાથે ગળતેશ્વરની ચર્ચા ઉપાડે. અને શરમ માથે મૂંડી નીચી કરી ગળતેશ્વર જોયુ હોવાની અમારે ના પાડવી પડે' આ શરમને ટાળવા અનેકવાર પ્રયાસો કર્યા, પણ કંઇક ને કંઇક વિઘ્ન આવી જાય અને તે ન ટળે. હમણા મહિના'ક દિવસના મંદવાડમાથી હું ઠીકઠીક ઊગરી ગયો હતો અને બે'ક ટૂંકા પ્રવાસો પણ ખેડી નાખ્યા હતા (જોકે એ દરેક પ્રવાસમાંથી તબિયત બગાડીને જ પાછો ફરતો હતો), એટલે અમારી ગળતેશ્વર નહિ જોયાની શરમને ટાળવાનો નિર્ધાર કરી અમારા પ્રિન્સિપાલ શ્રી ડોલરરાય માકડ મને આવીને કહી ગયા કે પરમ દહાડે આપણે ડાકોર થઈ ગળતેશ્વર જવાનુ નક્કી કર્યું છે. પણ રાત્રે મને તબીબી સલાહ મળી કે મારે અઠવાડિયુ જરાય બહાર નીકળવું નહિ. જવાનુ હતુ તેની સવારે શ્રી માકડ સાહેબને મે' આ તબીબી વિઘ્નની વાત કરીને આવવા માટે અસમર્થતા દર્શાવી. પણ તેઓ કહે કે ડાકોર ખાતે છપ્પન ભોગ મળે તેની વ્યવસ્થા માટે ગઇ સાંજે અગાઉથી માણસ મોકલી દીધા છે છપ્પન ભોગનુ નામ સાંભળી આ બ્રાહ્મણ ભાઈના મોમા પાણી આવી ગયું 'થયુ કે મહિના [illegible] તો પથારીમાં છુ જ, એટલે છપ્પન ભોગને લીધે બીજા સાત દિવસ વધુ પથારી સેવવી પડે તો કંઈ વાંધો નહિ. પણ ખાંડની અછતના આ સમયે છપ્પન ભોગની લાધેલી આ તકને તો જવા દેવી નહિ જ'

રાત્રે ૮ાની ગાડીમાં અમે આણંદથી ઊપડી કલાકેકમા ડાકોર જઈ પહોંચ્યા અમારી મંડળીમા પ્રિન્સિપાલ ડોલરરાય માંકડ, વલ્લભવિદ્યાનગરના બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલય (એન્જીનીઅરિંગ કૉલેજ)ના સ્થાપત્યવિભાગ (Architecture)ના પ્રાધ્યાપક શ્રી રમણિકરાય ઠાકર અને હું એમ ત્રણ જણ હતા.

ગુજરાતમા મુખ્ય વૈષ્ણવ તીર્થો બે જ છેઃ દ્વારકા અને ડાકોર બંને સ્થળે રણછોડરાયજી બિરાજે છે. ડાકોર તીર્થની ઉત્પત્તિ દ્વારકામાંથી જ થઇ છે, એટલે ડાકોરજીના દર્શન વગર દ્વારકાની જાત્રા અધૂરી લેખાય છે, અને જે લોકો દ્વારકાની જાત્રાએ જઈ શકતા નથી તેઓ ડાકોરજીની જાત્રા કરી દ્વારકાના પુણ્યના ભાગીદાર બને છે ડાકોરતીર્થની ઉત્પત્તિ વિષે જે દંતકથા છે તે 'કાવ્ય દોહન' ભાગ ૭ મા સદ્ગત શ્રી તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીએ આપી છે. એ કવિ ગોપાળદાસ વિરચિત છે. બીજી કથા કપડવણજ પાસેના તોરણા ગામના એક વાણિયા કવિ રણછોડ ભગતે વિક્રમ સંવત ૧૮૬૯માં રચેલી 'રણછોડજીના ગરબા' રૂપે મળી આવે છે.

### ભક્ત બોડાણો

કહે છે કે ડાકોરનું મૂળ નામ ડંકપુર* હતુ. ત્યા વજેસિંગ બોડાણા નામે રજપૂત રહેતો હતો, જે શ્રી કૃષ્ણનો મોટો ભગત હોવાથી બોડાણો કહેવાતો. રણછોડજીને ચડાવવા તેણે હાથમાં ત ઉગાડ્યાં હતાં ને દર ચારચાર છ મહીને તે હરિના દર્શને ડા દ્વારકા જતો હતો. આમ કરતાં કરતા સિત્તેર વર્ષ વીતી ગયાં:

'સિત્તેર વર્ષ સેવા કરી સ્વામિણિયો સમજવાય રે,
ડાકોરથી તો દ્વારકામાંહે વર્ષે બેત્રણ ફેરા ખાય:
—રણછોડ રચીત

કરમાં તુલસી વાવીને જઇ, ચતુર્ભુજને ચઢાવી રે;
પ્રભુજી તો પ્રસન્ન થયા ને, દિલમાં દયા આવી-રણછોડ*

બોડાણો હવે ખૂબ ઘરડો થયો હતો. કથા કહે છે કે એક દિ દ્વારકામાં શ્રી રણછોડરાયજીએ બોડાણાને કહ્યુ કે તારી ભક્તિ હું પ્રસન્ન થયો છું અને વૃદ્ધાવસ્થાને લઈ તારાથી અહીં આ હવે અશક્ય બનશે માટે હું તારી સાથે ડાકોર આવું છું. ગ ગાડુ લઇ આવ. બોડાણે ડાકોરથી તૂટેલુ ગાડુ મેળવ્યુ, ઘણીના ગોળ્યા અને આવ્યો દ્વારકા. દ્વારકાના ગૂગળી બ્રાહ્મણો બોડા ગાડું જોઈ હસવા લાગ્યા.

બોડાણો કહે 'હસો ભાઈઓ હસવા સરખી વાત રે,
ઇશ્વરઈચ્છા કોઇ ન જાણે, કેવુ થશે પ્રભાત'-રણછોડ

બોડાણાએ ઉતારો કર્યો. અધરાતે રણછોડરાયજી તેના ગાડ આવી બેઠા અને તેને જગાડ્યો. ભક્ત અને ભગવાન બંને ડા પાદરે આવી પહોંચ્યા, સવાર પડતાં દ્વારકામા ગૂગળીઓને જ પડી કે રણછોડરાય તો બોડાણા સાથે ડાકોર જતા રહ્યા! ગૂગળી ડાકોર આવ્યા. ભગવાને કહ્યુ કે દ્વારકામાં સેવવાની વાવમા મ બીજી મૂર્તિ દાટેલી છે, તેને નવ માસ પછી કાઢી તેની સ્થા દ્વારકામા કરજો એટલે તમારો ધંધો ચાલુ રહેશે અધીરા ગૂ ઓએ મૂર્તિ નવને બદલે સાતમે મહીને વાવમાંથી ખોદી કા પરિણામે તે નાની નીકળી. એટલે જ કહે છે કે ડાકોરમાં આવે રણછોડરાયની અસલ મૂર્તિ કરતાં દ્વારકામાંની હાલની મૂર્તિ ના છે આ બનાવ ક્યારે બન્યો તે વિષે કાવ્યમાં લખ્યુ છે કે:

સંવત બારસેં બારમાં પ્રભુ બાકી કશી ન રાખી રે;
દયા કરી ડાકોરમાં આવ્યા, તે સર્વે પૂરે સાખી-રણછો

### ડાકોરતીર્થ

ચોખ્ખા દેશી ઘી ને શુદ્ધ કેસરની વાનીઓના છપ્પન ભો આઠ દહાડાની દવા ન કરી શકે તેવો સુધારો મેં એક રાતમા તબિયતમા અનુભવ્યો! સવારે ૬॥ વાગ્યે દર્શનનો સમય; અમે વહેલા ઊઠીને નહાઇધોઈ પરવાર્યા. મૂર્તિને નવડાવે તે વખતે દર્શન કરી અમારે પુરાતત્ત્વ દૃષ્ટિએ તેનો અભ્યાસ કરવો હતો

આણંદથી ગોધરા જતી રેલવે લાઇન પર, આણંદથી ૧૮ મા દૂર, ચરોતરના પ્રદેશમા ડાકોર આવેલું છે. ડાકોરનું પ્લૅટફૉર્મ મોટું છે, ને ત્રણેક ફર્લાંગ લાંબુ હોઈ લાંબામાં લાંબા પ્લૅટફૉર્મોમાં તેની ગણત્રી થાય છે. મેળાઓ વખતે અહીં સ્પેશ્યલ ટ્રેનો ઘણી આવતી હોઈ અનેક પ્લૅટફૉર્મોને બદલે એક જ લાંબું પ્લૅટફૉર્મ બનાવ્યુ છે કે જે પર એકીવખતે અનેક ટ્રેનો ઊભી રહી શકે દ્વારકા અને

---

* પ્રિન્સિપાલ માંકડના કહેવા પ્રમાણે મૂળ નામ ડંકપુરને બદલે ડક-પુર હોવું જોઇએ, કારણ કે એમાંથી જ આધુનિક નામ સંભવી શકે છે.

બીજા તીર્થોમાં રસ્તા પર જે ગંદકી હોય છે તે ડાકોરમાં ન દેખાઈ શહેરમાં વીજળી તથા નળ છે અને મેળા વખતે સ્વચ્છતા જાળવવાના ખર્ચ માટે મ્યુનિસિપાલિટી જાત્રાળુ દીઠ બે આનાનો જાત્રાવેરો ઉઘરાવે છે શહેરના મુખ્ય માર્ગોની બાંધણી સારી છે શહેરમાં મુખ્ય તો બે જ મહત્ત્વનાં સ્થળો છે શ્રી રણછોડરાયજીનું મંદિર અને ગોમતી તળાવ બીજાં મંદિરો પણ ઘણાં છે જાત્રાળુઓ માટે અનેક ધર્મશાળાઓ છે દરરોજ સરેરાશ પાંચસો જેટલા જાત્રાળુઓ ડાકોર આવે છે ગોધરા સુધીની સળંગ ટ્રેનો સિવાય આણંદથી ડાકોર માટે વધારાની ટ્રેન દરરોજ બપોરે દોડે છે પૂનમને દહાડે પાંચેક હજાર માણસ એકઠું થાય છે આસો સુદ પૂનમનો મેળો મોટામાં મોટો હોય છે અહીંના તીર્થગોર નવાડી મેવાડા બ્રાહ્મણો છે બીજા તીર્થોની જેમ અહીંના ગોર જાત્રાળુને ત્રાસરૂપ થઈ પડતા નથી એ લોકો વ્યવહારદક્ષ છે શ્રીગોડ અને તપોધન બ્રાહ્મણોની વસતિ પણ ડાકોરમાં સારી છે દ્વારકાના શંકરાચાર્યના શારદાપીઠની શાખા રૂપે અહીં પણ શંકરાચાર્યનો મઠ છે *

ડાકોરમાં અમારી વ્યવસ્થા સાચવનાર હતા ત્યાંની સંસ્થાન હાઈસ્કૂલ ને બીજી કેળવણી સંસ્થાઓના મંત્રી શ્રી ગિરિજાશંકર હરિકૃષ્ણ પંડ્યા, ને શ્રી ગોવિંદપ્રસાદ મોહનલાલ ત્રિવેદી (સંગીતશિક્ષક) બંને ગૃહસ્થો અમને રણછોડજીના મંદિરમાં લઈ ગયા સ્નાન થતી વખતે મૂર્તિનાં અમે નજીકથી દર્શન કરવા ભાગ્યશાળી થયા મૂર્તિની ઊંચાઈ ચાર ફૂટ જેટલી જ જણાઈ કાળા કસોટી પથ્થરની ચતુર્ભુજ વિષ્ણુની એ મૂર્તિ અગિયારમા બારમા સૈકા જેટલી જૂની જણાઈ



ડાકોરના રણછોડરાયજીના મંદિરનું મુસ્લિમ તાજિયા જેવું લાગતું શિખર
મહારાષ્ટ્રના હેમાદ્રિપંતી મંદિરોના શિખરનું વિકૃત સ્વરૂપ છે

હિંદુત્વના અભિમાનીને ડાકોરજીનું મંદિર જોઈ પહેલી નજરે નિરાશા ઉપજે તેમ છે દૂરથી તેનો ઉપરનો ભાગ જોતાં એમ જ લાગે છે કે આ મંદિર હિંદુનથી પણ પથ્થરનો બાંધેલો મુસલમાની તાજિયો છે ખરું જોતાં મહારાષ્ટ્રના હેમાદ્રિપંતી મંદિરોના શિખરનું વિકૃત રૂપ છે મંદિરનો નીચેનો ભાગ કંઈક વિશેષ જૂનો છે મંદિર બંધાયા વિષે એવી માહિતી છે કે સંવત ૧૭૮૧ (સને ૧૭૨૫)માં જોધપુર મારવાડથી ડાકોર આવેલા અભેસિંહ રાજાએ આ મંદિર પ્રથમ બંધાવેલું આ પહેલાં રણછોડરાયજીની મૂર્તિ એક બીજા મંદિરમાં હતી સંવત્ ૧૮૨૮ (ઈ ૧૭૭૨)માં પેશ્વાના શરાફ સતારાના રહેવાશી ગોપાળ જગન્નાથ તાંબેકર નામે ગૃહસ્થે આ મંદિર નવું વિસ્તાર્યું

રણછોડજીના મંદિરની સામે જ ગોમતી તળાવ છે આ તળાવમાં પાણી બહારથી આવતું નથી ચોમાસામાં ભરાઈ રહે છે તે જ પાણી આખું વર્ષ રહે છે ને તેમાં જ જાત્રાળુઓ બારે માસ નહાય છે આખું ગામ તેમાં કપડાં ધૂએ છે સૈકાઓ પહેલાં ડાકોર વસ્યું હશે ત્યારથી ગોમતી તળાવના આ પાવક જળમાં યાત્રાળુઓ પોતાના મેલ અને પાપ ધોતા આવ્યા છે પરિણામે દુનિયાના પાપોથી તે એવું બધું ભરાયું છે કે હવે તેનું પાણી એ પાપમાંથી છુટકારો માગે છે તળાવ અર્ધા માઈલનો વિસ્તાર ધરાવતું હોઈ પાકું બાંધેલું છે

શ્રી ગિરિજાશંકરભાઈ પંડ્યાનું આખું કુટુંબ ઉચ્ચ કેળવણી પામેલું અને સંસ્કારી છે તેમને ત્યાં ભોજન લઈ અમે ગળતેશ્વર જવા માટે સ્ટેશને ઊપડ્યા શ્રી પંડ્યા અને તેમના પુત્ર પણ અમારા સંગાથી બન્યા અને તેથી અમને હર્ષ થયો અમે જાણ્યું કે ગળતેશ્વરમાં મંદિર નજીક ધર્મશાળા છે અને ત્યાંથી રાત્રે સૂવા માટે ગાદલાંગોદડાં મળી રહે છે આથી અમારા સંગાથીઓએ પોતાની સાથ આણેલાં

* દ્વારકા અને ડાકોર ઉપરાંત ગુજરાતમાં શંકરાચાર્યના બીજા મઠો પ્રભાસપાટણ (સૌરાષ્ટ્ર) અને નડિયાદ પાસે ચમ્પારી ગામમાં છે




ડાકોર ગળતેશ્વર અને તેના અનુષંગી સ્થાનો દર્શાવતો મહી નદીથી પરિપ્લાવિત વિશાળ પ્રદેશ

બિછાના સાથે ના લીધા પણ ધર્મશાળા ને તેમા યે તેના ગાદલા ગોદડા વિષે મને કંઈક અણગમો હોવાથી મેં મારા પોતાના સાધનો સાથે લીધા વળી રાત્રે ગળતેશ્વરમા વાળુનો પ્રશ્ન હતો માંકડ સાહેબ તો સાત્ત્વિક માણસ એટલે સાંજે જમે જ નહિ અને કોઈ બહુ આગ્રહ કરે તો માત્ર થોડુંક દૂધ લઈ લે ઠાકર સાહેબ અને પંડ્યા સાહેબ પણ ભગત માણસો હતા ઇતર પ્રકારમા હુ એક જ હતો, અને જોઈતા સુખસગવડ નહિ મળે તો નિર્જન ગળતેશ્વરને આંગણે મારું શું થશે તેની ચિંતા હતી જોકે મારી પાશ્ચિમાત્ય જેવી જણાતી પ્રવાસ વેળાની કેટલીક આહારવિહારની ટેવો અને મુલાયમિયતને દેશી ઢબ તથા ખડતલપણામા પલટાવી નાખવા માંકડ સાહેબ સદા પ્રયત્નશીલ રહેતા આવ્યા છે ગમે તેમ, મને પૂછ

વામા આવ્યુ કે ગળતેશ્વરમા સાંજે જમવા માટે શું લઈએ? મેં ડ
રમાં ઠેકઠેકાણે કંદોઈઓની દુકાને 'ડાકોરના સુપ્રસિદ્ધ ગોટા
પાટિયા જોએલા મને થયુ કે આ ગોટા તે મિષ્ટાન્નના લાડુ થતા હશે
ડાકોરમા છપ્પનભોગમા હોય છે તેમ એમા પણ કેસર મેવો ન
ખૂબ નખાતા હશે મેં કહ્યુ કે અહીં ત્રણ શેર ગોટા લઈએ! પં
સાહેબે તુરત જ ગોટા મગાવ્યા પડીકા આવી ગયા અને થેલી
મા નખાઈ ગયા મેં નિરાંત અનુભવી કે ગળતેશ્વરમા હવે વાંધો ન

બરોબર પોણાબારે ટ્રેઈન અગાડી જઈ પહોંચી, અને તુરત
ત્યાંથી અમે બે માઈલ દૂર મહી તરફ ચાલવા માંડ્યું રસ્તો પગ
હોઈ ભૂલા પડી જવાય એવો છે, માટે અગાડીથી ગળતેશ્વર
હોય તો અગાડીથી કોઈ ભોમિયો સાથે રાખવો (જુઓ પૃ ૧૯

# આપણી સ્વચ્છતાનું સરવૈયું

શારીરિક આરોગ્ય માટે કસરત, પુષ્ટિકારક ખોરાક, સ્વચ્છ પાણી અને હવાની જેટલી જરૂર છે તેટલી જ સ્વચ્છ શરીર અને સ્વચ્છ ઘર તથા આંગણાની જરૂર છે આપણા દેશના મોટા ભાગમા રોજ નહાવુધોવુ, સ્વચ્છ ધોએલા કપડા પહેરવા, વાસણકુસણ સ્વચ્છ રાખવા અને ઘર તથા આંગણા ઝાડીઝપેટીને વાળવા, એ સિદ્ધાન્ત તરીકે તો લગભગ બધા માન્ય રાખે છે, પરંતુ વ્યવહારમા તેનો અમલ ઘણો ઓછો થતો જોવામા આવે છે અને સ્વચ્છતાની સામાજિક ટેવનુ તો ભાન જ નથી

શરીરને સ્વચ્છ રાખવા માટે નહાવાની જરૂર આપણા જેવા ગરમ દેશમા સહુ સ્વીકારે છે, પરંતુ નહાવાનુ પાણી હમેશા સ્વચ્છ ન હોય; બંધિયાર તળાવ કે છીછરી નદીના પાણીમા નહાવાનુ હોય, સારી રીતે નહિ માંજેલા વાસણમા નહાવાનુ હોય, બરોબર સાફ ન હોય એવી જગામા નહાવાનુ હોય, ખુલ્લામા નહાવાને લીધે શરીરના ઘણા ભાગો સારી રીતે સ્વચ્છ ન થઈ શકતા હોય, નહાઈને તદ્દન સ્વચ્છ કપડા ન પહેરાતા હોય, એવુ ઘણુ આપણા સમાજમા સામાન્યત જોવામા આવે છે નહાવા ધોવાની અગત્યને ધાર્મિક ફરજ ગણવામા આવી હોવા છતા ઉપર જણાવેલી સ્થિતિ જ આપણે ત્યા મોટા પ્રમાણમા પ્રવર્તે છે

સ્વચ્છ ધોએલા કપડા પહેરનારાઓમાના ઘણાખરા માત્ર ઉપરના કપડા સ્વચ્છ પહેરવાની વિશેષ કાળજી રાખતા જણાય છે પણ શરીરની ચામડીને જે કપડા અડકે છે તે તદ્દન સ્વચ્છ રાખવાની તો સૌથી વિશેષ જરૂર છે આ કાળજી બહુ ઓછા પ્રમાણમા જોવામા આવે છે, ને કપડુ જો રંગીન હોય અને એ મેલુ ન જણાય તો તો તે મેલુ નથી એમ જ માની લેવામા આવે છે!

વાસણકુસણ માંજીને સાધારણરીતે સાફ તો રાખવામાં આવે છે, પરંતુ ખાવાની ચીજ ભરેલા વાસણ ઉઘાડા ઢાંક્યા વગરના રાખવાની બાબતમા, તેમા અસ્વચ્છ હાથ બોળવા બાબતમા, ચમચો સાફ કર્યા વિના અંદર નાખવાની બાબતમા, ગળણુ મેલુ રાખવાની બાબતમા વાસણ ઉપરનુ ઢાંકણુ વાસણ ઉપરથી લઈને નીચે કચરાવાળી જમીન ઉપર મૂકવાની બાબતમા, કડછી તાવેથો વગર સાફના જમીન ઉપર મૂકવામા, આવી ઘણી બાબતમા સ્વચ્છતા જાળવવાની તો બહુ જ ઓછી કાળજી આપણે ત્યા રાખવામા આવે છે એટલે આપણી સ્વચ્છતાની સમજ બહુ ભુંડી છે

ઘર અને આંગણું સ્વચ્છ રાખવામા પણ આપણી દૃષ્ટિ કેવળ સ્વાર્થી હોય છે આપણા ઘરનો તથા આંગણાનો કચરો આપણે ફળિયામા કે પડોશીના ઘર આગળ નાખીએ છીએ (અગર તો બારી કે બારણામાંથી હવામા ઉડાડીએ છીએ જે ઘણે ભાગે પાછો પવન સાથે આપણા ઘરમા જ આવે છે)! નાના છોકરાને ઘર બહાર પોળને નાકે અગર ચોકઠામા જાજરૂ બેસાડવાની અતિશય ગંદી રીતમા પણ આપણે સ્વાર્થી વૃત્તિ રાખી, પાડોશીની પછીતે કે બીજાના ઓટલા પાસે બાળકોને બેસાડીએ છીએ!

રસ્તામા ફળિયામા, પોળના ચોકમા અને પાડોશીની પછીતે એંઠવાડ કે ગંદી ચીજો નાખતા તો આપણને જરા પણ સંકોચ થતો નથી, એટલુ જ નહિ પણ કુદરતી હાજતો માટે પણ બેશરમરીતે આપણે રસ્તાનો, ફુટપાથનો ને ગલીકૂચીનો ઉપયોગ કરીએ છીએ આ જાતની બેશરમ અને ગંદી રીત માત્ર અભણ અને પછાત વર્ગના લોકોમા જ નહિ પણ ભણેલા અને ઊંચી જ્ઞાતિઓના માણસોમા પણ જોવામા આવે છે રસ્તે ચાલતા ને જતાઆવતા સુઘડ તથા સંસ્કારી સ્ત્રીપુરુષોને આ ટેવ અતિ ત્રાસરૂપ લાગે છે

ટ્રેનના ડબ્બામા થૂંકવાની તથા કચરો ને ફળ છોતરા વગેરે નાખવાની ટેવ તો બહુ જ સાધારણ હોય છે અને બારી પાસે બેઠેલા માણસો પણ ડબ્બામા જ આ જાતની અસ્વચ્છતા કરે છે ટ્રેનના જાજરૂ તો બેદરકારી ને સ્વચ્છતાનુ ભાન ન હોવાને પરિણામે અત્યંત ગંધાતા અને ગંદા જોવાનો અનુભવ સહુને વારવાર થતો હશે થર્ડ ક્લાસમા જ નહિ પણ સેકન્ડ ક્લાસમા મુસાફરી કરનારા સાધારણ 'સુધરેલા' વર્ગના ગણાતા માણસોમા પણ આ ટેવો જોવામા આવે છે

આ બધી અસ્વચ્છ અને ગંદી ટેવો માટે કેટલેક અંશે આપણા દેશની ગરીબી જવાબદાર છે એ ખરુ છે, પરંતુ ગરીબ ન હોય તેમનામા પણ ઘણી ગંદી ટેવો જોવામા આવે છે વળી એ માટે જેમ વ્યક્તિઓ જવાબદાર છે તેમ કેટલાક અંશે સ્વચ્છતાની સગવડનો અભાવ પણ જવાબદાર છે શહેરમા કુદરતી હાજત માટેના સ્થળો બહુ ઓછા રાખવામા આવેલા હોય છે, ને જેટલા હોય છે તે સ્વચ્છ રાખવાની કે તે માટે પૂરતુ પાણી આપવાની પણ કાળજી સુધરાઈ તરફથી રાખવામા આવતી નથી સ્ત્રીઓ માટે તો એવા સ્થળો ભાગ્યે જ રાખવામા આવે છે, અને ગામડામા તો એવી સગવડ બીલકુલ હોતી જ નથી અને સાધનોના અભાવ એ પણ કેટલેક અંશે એક કારણ ગણી શકાય

પરંતુ આપણો સ્વચ્છતાનો ખ્યાલ પણ અધૂરો જ છે અને નાગરિકતરીકેની ફરજની કમસમજ દર્શાવનારો છે આપણા સમાજમા સારી સ્થિતિવાળાના ઘરોમા યે નહાવા માટે તેમજ ખાળે બેસવા માટે, બન્ને માટે એક જ સ્થળનો ઉપયોગ ઘણીખરી જગ્યાએ થતો જોવામા આવે છે જ્યા જુદી જુદી ઓરડીની સગવડ ન હોય ત્યા ખાળ તરીકે જાજરૂનો ઉપયોગ કરવો જોઈએ,—નહાવાની ઓરડીનો નહિ, એટલુ ભાન પણ ઘણાને હોતુ નથી

આ બધી ગંદી ટેવો સુધારવાનો મુખ્ય ઉપાય શાળામા બાળકોને આ બાબતનુ સ્પષ્ટ શિક્ષણ આપીને, તે બાબતના કડક નિયમો કરીને, અને તે નિયમોનુ ચુસ્તપણે પાલન કરવવાનો બંદોબસ્ત કરીને જ કરી શકાય અત્યારે ઊછરતા બાળકોમા સ્વચ્છતાના નિયમોનુ સચોટ ભાન થાય, ને તેઓ પોતે જ અસ્વચ્છતા પ્રત્યે તિરસ્કાર તથા શરમની લાગણી રાખતા થાય, તો જ ભવિષ્યની પ્રજામા સ્વચ્છતાની ટેવ પડે એમ લાગે છે વ્યાખ્યાનો કે સમજૂતીથી અસ્વચ્છતાની ટેવ દૂર થાય એવી તો આશા જ નથી સ્વચ્છતાના નિયમના ભંગ માટે દંડની ને જાહેરમા તેમના નામ પ્રગટ કરવાની શિક્ષા કરવાના કાયદા ઘડવામા આવે, અને એ કાયદાનુ ચુસ્તપણે તથા કોઈની શેહશરમ રાખ્યા વિના પાલન કરવામા આવે તો જ થોડોઘણો સુધારો થવાનો સંભવ છે

શાળાઓ માત્ર પુસ્તકો ભણવા ભણાવવા માટે જ નહિ પણ સારી ટેવો પાડવા માટે છે, ચારિત્ર્ય અને સદ્વર્તન ઘડવુ એ શાળાઓની ખાસ ફરજ છે, એવો ખ્યાલ આપણી શાળાના સંચાલકોને થાય તો જ આ બધુ શક્ય બને —ક. (જ્યોતિર્ધર)

['હિન્દ સેવક સમાજ'ના શ્રી કોદંડરાવે 'ઇન્ડિયન સોશ્યલ રીફૉર્મર'મા લખેલા લેખ ઉપરથી]

# સૌન્દર્યનો ઉપાસક કવિ સ્વ. હરિશ્ચંદ્ર ભટ્ટ

લેખક નિરંજન ભગત



ઈ ૧૮મી મેની સાંજે મુંબઈમા આપણા આ એક સાચા કવિ ને સૌંદર્યોપાસકે ગાત્રત્યાગ કર્યો એ આપણું મોટું દુર્ભાગ્ય છે

જગતમાં આ કલાનો અંત આણવો એ જ જાણે કે શ્રી હરિશ્ચન્દ્રના જીવનનો પરમ પુરુષાર્થ હતો એમના વ્યક્તિત્વની સુરેખ છબિ જો એક જ વાક્યમા આલેખવી હોય તો એમના જ પરમ મિત્ર (અને ગુજરાતના એક અગ્રગણ્ય કવિ)ની, એમને અર્પણ થએલી એક કાવ્યપંક્તિના શબ્દોથી આલેખી શકાય

'અકલાંત જેહ સહ્યપાન્થ કલા પ્રવાસે"

આમ, આવા અક્લાંત કલાપ્રવાસીને જીવનનો થાક લાગે એ તો જીવનની પોતાની જ કરુણતા છે

વાતવાતમા એકવાર એમણે કહેલું કે નાનપણથી મારે બે સ્વપ્નો હતા એક યુરોપ જવાનું ને બીજું ચિત્રકાર થવાનું ' આ બન્ને સ્વપ્નો પોતાને વિષે તો પોતે સિદ્ધ કરી શકે એવા સંજોગો ન હતા, એટલે એમણે બીજી રીતે સિદ્ધ કર્યાં પહેલું એમણે પોતાના નાના ભાઇ (શ્રી પ્રબોધ ભટ્ટ જેઓ સારબૉ (પારીસ) યુનિવર્સિટીના પીએચ ડી છે તે)મા એમણે સિદ્ધ કર્યું ને બીજું અનેક ચિત્રકારો અને એમના ચિત્રોની સેવા કરવામા

પોતે યુરોપ ન ગયા, પણ યુરોપના એક આપણા જેવા જ, એ સમયના દુર્દૈવી દેશ' પોલાન્ડનો કલાવારસો એ અહીં લાવ્યા અને પોલાન્ડના તારણહાર માર્શલ પિલ્સુદ્સ્કીનું એક સ્વતંત્ર જીવન ચરિત્ર તથા પોલાન્ડના એક યુવાન કવિ વોઇચેહ બાકના કાવ્યોનો 'શ્રી ચાપ્રિ' અનુવાદ એમ પોલાંડ વિષયક બે પુસ્તકોનું ગુજરાતી સાહિત્યને અર્પણ કર્યું જોકે એમની માતૃભૂમિ હિંદ છે પણ એમની હૃદયભૂમિ તો જાણે પોલાંડ જ અને એમનો એ પોલાંડપ્રેમ અનેક પોલિશ કલાકારો તથા લેખકોની સ્વાગત અને ગાઢ મૈત્રીમા એમણે પ્રગટ કર્યો પોતે જાણે કે વૉર્સોના રસ્તાઓ ઉપર જ ચાલે છે એવા ગૌરવસ્વપ્નમાં મુંબઈના રસ્તાઓ પર તે ફરતા ને પછી તો પોલાંડ દ્વારા સારા યે યુરોપે એમના સૌંદર્યપ્રિય માનસ પર કોઈ અજબ ભૂરકી નાખી પોતાના ત્રણ પરમપ્રિય પુસ્તકોમા એ ગીતા ની સાથે ગ્રીક ફિલસૂફ પ્લેટો અને જર્મન કવિ રિલ્કેની કૃતિઓ ગણાવતા હોલ્ડરલીન હાઈન ગટે સ્ટીફન જ્યૉર્જ અને રિલ્કે જેવા જર્મન કવિ ઓ બોદલેર પોલ વર્લે અને વાલેરી જેવા ફ્રેંચ કવિઓ લીઓ પાર્ડી અને ડૅન્ટે જેવા ઈટાલિયન અને પૉલિશ કવિઓ તથા અન્ય યુરોપી દેશોના પણ માનીતા કવિઓના પોતે એક સહ્યપાન્થ કલાપ્રવાસે' નીકળ્યા જેવા બની ગયા હતા આ પરથી એમની અદ્ભુત રસિકતા અને સંવેદનશીલતાનો પરિચય થાય છે શ્રી હરિશ્ચંદ્રના વ્યક્તિત્વનું આ પાસું એમના જીવનનું ગૌરવ છે અને ગુજરાતનું સદ્ભાગ્ય છે આવું સંસ્કૃતિ પ્રત્યેનો એમનો પ્રેમ એમના 'મહિમા ના કાવ્યો પરથી કલ્પી શકાય છે, તોપણ શ્રી હરિશ્ચંદ્ર સાચી રીતે તો પોલાંડના જ સંસ્કારવારસ છે

આવા એક વારસની પોતાના સંસ્કારોની માતૃભૂમિ પ્રત્યેની 'છેલ્લી મનીષા' પિલ્સુદ્સ્કીના મૃત્યુ પરના એમના પોતાના જ કાવ્યની નીચેની પંક્તિઓ પરથી કંઈક કલ્પી શકાય

અને છેલ્લી મારી હરખભર્યને એક મનીષા
હું મારા હૈયાને શિશુ સમયની હોંસ પુરવા
તહીં હાટો મારા વતન મહીં એકાદ હળવે,
સુતેલી માતાના પદકમળની આરતી કરી
રમુ કાવ્યાન્તે યે ચરણરજ થૈ એ જ પદમા'

'સ્વપ્નનું સત્ય અને બીજાં કાવ્યો' તથા 'કેસૂડો અને સોનેરુ' નામના પ્રકટ થએલા કાવ્યસંગ્રહો તેમજ હજુ અપ્રગટ એવાં થોડાં કાવ્યો એ શ્રી હરિશ્ચંદ્રનું ગુજરાતને અર્પણ થએલું કાવ્યસર્જન 'સ્વપ્નનું સત્ય માના'—ને તથા વસંતપંચમીએ મૃત્યુ પામેલી બહેનને એ બે કાવ્યો ગુજરાતી કવિતામા સરલતા ને સચ્ચાઈના અજોડ નમૂના રૂપે જીવશે, અને કેસૂડો ને સોનેરુ માના 'મહિમા' ના કાવ્યો એમના છંદપ્રભુત્વના તથા અર્થગૌરવના સહાયના સાક્ષી રૂપ ચિરંજીવ રહેશે

તેમા આત્માની અમરતાનું દર્શન એમણે—

'આ સૃષ્ટિના અંતમહીં થ ત્યારે,
અશ્વત્થે જે એક પર્ણે સુવાનુ
તારુ પેલુ શૈશવી રૂપ તેમા
અંગૂઠો હું ધાવતો તારી સાથે '

એ પ્રતીકમા પ્રગટ કર્યું છે તો પૃથ્વી પ્રત્યેનો આશ્ચર્યમુગ્ધ પ્રેમ એમણે 'પૃથ્વીને' નામક કાવ્યમા

'બ્રહ્માંડોના વૃક્ષનું હું જ સાચે
ખીલ્યાનું છે એક આશ્ચર્ય પુષ્પ'

એ પ્રતીકમા પ્રગટ કર્યો છે અને જીવનનું મધુરદર્શન 'ઈન્દ્ર ને નામક કાવ્યમા આ રીતે કર્યું છે

'નવે ખંડમા ધરતીમા જ્યાં
એક પ્રવાસે વજ્રપાશમા
બાંધે એવો, પ્રેમપાશ હું
શું માગુ તારો ઈન્દ્ર આપ તું '

તો મૃત્યુનું મંગલ દર્શન આ પંક્તિઓમા ગાયું છે

'નયનમા કરુણા થકી જો જુએ
જીવન મૃત્યુ બધું સરખું જ છે!

શ્રી હરિશ્ચન્દ્રનું જીવન ને મૃત્યુ બન્ને જગતની આ કરુણા પાસે જાણે કે જવાબ માગી રહ્યા છે!

ઉરમંથનના ખેલવા પીવા જહેર ' એમ એમણે ગાયું છે અને એ ઝેર પી લઇને પછી પણ પોતાને પક્ષે તો ઉદારભાવે આ પ્રભુને કહી જ રાખ્યું છે કે

વિધિવશ મળે સૌએ સૌએ જુદા વિધિથી થવુ,
જીવતર મહીં થોડું જીવી ઘણું ન બગાડવું
ગત વિસરવું ભાવિ સાચું પુન સરજવા

એટલે, ગત વિસરીને, એમનો આત્મા તો ક્યારનો ય સાચું ભાવી પુન સરજવા પ્રવૃત્ત થઈ ગયો હશે આવા આત્માઓએ હજિ ય જપ જાણ્યા નથી ઇશ્વર શું આવા આત્માઓને આમ ઓછું જીવાડીને ઘણું ખાટતો હશે? કો જાને! આપણે તો એટલું જ જાણીએ કે આવા જીવન તથા મૃત્યુને માટે તો જગતમા આ કલાનો અંત આણીને જ સાચું તર્પણ કે પ્રાયશ્ચિત્ત થઇ શકે

જ્યાંજ્યાં કવિતા કલા જીવે છે, ત્યાંત્યાં આજે પણ હરિશ્ચન્દ્ર જીવે છે આપણે પ્રભુને એટલી પ્રાર્થના કરીએ કે જીવનમા અસુન્દરનો અંત આવો કારણ કે એમા જ હરિશ્ચંદ્રના આત્માની શાંતિ છે

[એમની સવિશેષ જીવનનોંધ આ અંકની 'માધુકરી'મા આપી છે ]





ડૉકટરના હસ્તાક્ષર અને શ્રી રાવળના આલેખનવાળું 'ભમેળા કાર્ટેમા'નું પાનું. જેમાં, શ્રી રાવળ નિસર્ગશોભા માટે આગ્રહપૂર્વક બહાર જતા વરસાદમાં લપસી પડવાથી ઉપજેલા પ્રસંગ પર નિર્દોષ રમૂજ-કાવ્યનું આલેખન છે.

ડૉ. હરિપ્રસાદ દેસાઈ (અનુ. પૃ. ૧૯૧થી ચાલુ) કુટુંબ અમદાવાદમાં જોયું નથી એ બધાનું ઋણ ડૉ. હરિપ્રસાદની નિઃસ્વાર્થ કલાભાવના પ્રતિ રહ્યું છે ગુજરાત વિદ્યાપીઠના તે સેનેટર બન્યા ત્યારે પણ ત્યાંની કલાની ફૅકલ્ટીના તે 'ડીન' થયા. અને ત્યાંથી શ્રી કનુ દેસાઈને શાંતિનિકેતનમાં અભ્યાસ કરવા માટે બે વર્ષની સ્કૉલરશિપ તેમણે અપાવી. માત્ર એક કુટુંબમાં જ કલાનું ગમક બનાવવામાં ડૉકટરને સંતોષ નહોતો થતો, પણ સમગ્ર અમદાવાદ શહેરમાં રસિકતા, કલાપ્રેમ તથા નિસર્ગપ્રેમ કેમ વધે તેનું તે અહોનિશ ચિંતન કરતા, યોજનાઓ ઘડતા અને અધિકારી માણસોને ભેગાં કરી તે માટે કંઈક ને કંઈક કરવા દેશપરદેશનાં દષ્ટાન્તો આપી પ્રેરણા આપતા.

ભારતીય કલા અને સંસ્કૃતિના પ્રતિનિધિરૂપ ને પ્રધાન ગણાતા એશિયાભરના એકમાત્ર ત્રૈમાસિક તરીકે જગતના કલાવિદોમાં પ્રતિષ્ઠા મેળવનાર 'રૂપમ્' પત્રના તંત્રી શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલી ૧૯૨૭માં અમદાવાદમાં પહેલી વાર આવ્યા ત્યારે ડૉકટર તથા સ્વ. હીરાલાલ પારેખે મને કહ્યું કે અમદાવાદમાં કલાના પ્રસંગો યોજવા માટે એક કલાસંસ્થા હોવી જોઈએ. શ્રી ગાંગુલી જેવી વ્યક્તિને સત્કારવાને બીજાં કોઈ મંડળોની યોગ્યતા મર્યાદિત ગણાય. 'ગુજરાત કલા પ્રવર્તક મંડળ'ના કટુ બનાવોને લઈને હું આવા મંડળ કે તેની કાર્ય-કડાકૂટથી કંટાળેલો હતો, પણ એ બે મિત્રોએ તો તુરતાતુરત એક સાદું બંધારણ ઘડી પાંચ-દસ સ્થાપક સભ્યો સાથે 'ભારત કલામંડળ' નામનું નવું મંડળ જન્માવ્યું અને બીજે જ દિવસે સંસાર સુધારા હૉલના મેડા પર તે મંડળના નામથી મોટો સન્માન સમારંભ યોજી ડૉકટરે ગુજરાતીમાં લખેલું માનપત્ર શ્રી ગાંગુલીને આપ્યું. મને તો કશી બાબતની ખબર જ પડી નહિ કે આમંત્રણો તથા માનપત્રનો ખર્ચ ક્યાંથી આવ્યો અને કોણે તે તૈયાર કર્યો.

આ રીતે જ ડૉકટર સાહેબે મને હમેશાં જાહેર જીવનમાં ધકેલેલો શાર્યો કર્યો હતો અને મને જાહેર કામ કરવાની દીક્ષા આપી હતી. ત્યાર પછી તો એ 'ભારત કલામંડળ'ના આશ્રયે શહેરમાં ઘણા કલાપ્રસંગો ઊજવાઈ ગયા. તેનાં કાર્યોમાં જરાકે મૂંઝવણ કે મુશ્કેલી આવતી ત્યારે હું તેમને મળતો અને તે કોઈ ને કોઈ તોડ કાઢી આપતા. પોતાનાં આવાં ફ્રેકલકાર્યોમાં તેઓ ઘણી વાર બંધારણ કે નિયમોની થોડી અવગણના કરતા. પણ કાર્યસાધકતા ને શુદ્ધ નિષ્ઠાથી કરેલાં તેમના આ શુભ કાર્યો પ્રતિ સૌ ક્ષંતવ્ય નજરે જોતા.

અમદાવાદની જાહેર પ્રવૃત્તિઓમાં તો તેમનો ફાળો જાણીતો છે એ શહેરની મ્યુનિસિપાલિટીના સભ્ય બનીને ગાંધીજીના આદેશ પ્રમાણે તેમાં પાયાની સેવાઓ તેમણે ઉપાડી અને 'અમદાવાદના આરોગ્ય'ને એનો પ્રથમ પ્રશ્ન માની, જાતે ઝાડુવાળાઓ તથા ભંગીઓની સરદારી લઈ, સાતસાત વખત તેની છેક ઊંડામાં ઊંડી પોળોના પણ ખૂણેખૂણામાંથી ગાડાગંધ કચરો કઢાવ્યો આવી રીતે એક પછી એક પોળ સાફ કરાવીને ત્યાં પાણી છંટાવતા, અને રાત્રે એ પોળમાં પોળના નાગરિકોને ભેગા કરી આરોગ્ય-પ્રવચન કરતા. અમદાવાદ શહેરમાં જે સુખાકારી અને રોગની નિવૃત્તિ થઈ તે ડાક્ટરની આ મૂંગી સેવાને આભારી છે. એ વેળા અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખપદે સરદાર વલ્લભભાઈ, સ્વ. બલુભાઈ ઠાકોર કે માનનીય માવળંકર જે કોઈ ઉત્તરોત્તર અધિકાર પર આવ્યા એ સૌ ડૉકટર સાહેબની સ્વચ્છતા અને સૌન્દર્ય માટેની ધગશ પિછાની એમના એવા કાર્યોમાં જોઈતો સર્વ સહકાર અને સાથ આપતા.

અમદાવાદ એમને મન ગુજરાતનું ધબકતું હૃદય હતું અને તે જગતનાં શહેરોની બરોબરી કરે એવું કરવા એમના મહામનોરથો હતા. આવડા મોટા અમદાવાદ શહેરને મ્યૂઝિયમ ન હોય એ ઊણપ વિષે સદોદિત જીવ બાળી, તે વાતનો કેડો પકડી, તેમણે મ્યુનિસિપાલિટી પાસે સરદાર પૂલ પાસે તેને માટે ખાસ જમીન રખાવીને નકશા કરાવ્યા હતા. મ્યુનિસિપાલિટી જો એમની ભાવનાની ખરી કદર કરવા ચાહે તો એમનું એ અધૂરું સ્વપ્ન તેણે જલદી પ્રત્યક્ષ કરવું જોઈએ. મ્યુનિસિપાલિટીએ કરેલી 'ફરતા પુસ્તકાલય'ની યોજના ને રાણીબાગમાં જાહેરરીતે થતા રેડિયોબ્રોડકાસ્ટની ગોઠવણ પાછળ તેમનો જ વેગ હતો. ત્યાં શહેરના સંગીત-કલાકારોના સંગીતની બેઠકો પણ તેમણે જ ગોઠવેલી. ગુજરાતી ભાષામાં 'સૌન્દર્યનારાયણ' શબ્દનો પ્રયોગ સૌન્દર્યપ્રેમી આ ડૉકટર સાહેબે જ દાખલ કર્યો છે.

ધીરેધીરે મને તે પોતાની સાથે અમદાવાદની આસપાસનાં ગામડાં, કસ્બા અને નગરોમાં લઈ જવા લાગ્યા. હું ન માનું તો ત્યાંનાં સ્થાનિક માણસોને મારે ત્યાં લઈ આવે અને મને સમજાવે કે તેઓ તમને લેવા આવ્યા છે. પછી સાથે જ જઈએ ત્યારે ગામડાંનાં માણસોની ખાસિયતો, સ્વભાવ, વર્તન, બધામાં તેમના નિરીક્ષણનો લાભ મને આપતા. એમની સાથે નરોડા, ઉમરેઠ, નડિયાદ વગેરે સ્થળોમાં જઈ આવ્યા પછી જ મને આપણું ગુજરાત કેવું ને ક્યાં છે તેનું દર્શન થવા લાગ્યું કોઈ ગામમાં વિશિષ્ટ કારીગરો, તો કોઈ ગામમાં ધર્મશાળાઓ/સમાજસેવકો, ક્યાંક જનતાની સેવા કરનારા પુણ્યશીલ સાધુઓ, તો ક્યાંક સંસ્કારમૂર્તિ પંડિતો કે આગેવાન મુખીઓ દ્વારા જે બહુવિધ કલ્યાણકાર્ય થયાં કરતું તે જોઈ ડાક્ટર હરખાતા અને કહેતા કે આપણી યુનિવર્સિટીના ઓળા અહીં નથી પડ્યા તેથી જ આ લોકોનાં મન શુદ્ધ છે. તેઓ પુરસ્કારના હિસાબો કરતા નથી કે પ્રસિદ્ધિની લોલુપતા રાખતા નથી; જીવનનું પુણ્ય ભેગું થાય એ જ તેમની દૃષ્ટિ. (જુઓ અનુ૦ પૃ૦ ૨૦૮મે)

# માનવીનું મન

વિખ્યાત
બંગાળી
લેખક
'વનફૂલ'ની
વાર્તા
★
અનુવાદક
રમણિક
મેઘાણી



નરેશ અને પરેશ બેઉ સગા ભાઈ પણ એક જ વેલના બે ફૂલની ઉપમા એમને નહિ આપી શકાય. આકૃતિએ અને પ્રકૃતિએ બન્ને રીતે બેઉમાં મેળ કરતાં અમેળ જ વધુ હતો. નરેશના ચહેરાનું વર્ણન એકદમ ટૂંકમાં કરી શકાય. વાને શામળો, લાંબો, ટૂંકાટૂંકા વાળ, ગોળ મોં અને બે તેજસ્વી આંખો, નોળિયાની પૂંછડી જેવી ભરાવદાર મૂછ અને પોપટની ચાંચ જેવું અણિયાળું નાક.

અને પરેશ? વાને ઊજળો, કદે ઠીંગણો, માથાના વાંકડિયા વાળ સુંદર રીતે ઓળેલા, મોં જરા લંબગોળ અને નાક જાડું ને ચીબું. બેઉ આંખોમાં એક પ્રકારનો તન્મય ભાવ. દાઢીમૂછ સફાચટ, ગળામાં કંઠી અને કપાળે ચંદનનો લેપ.

માનસિકરીતે બન્ને પોતપોતાના મંત્રમાં ચુસ્ત નિષ્ઠાવાન હતા. એક હતો ચુસ્ત વૈજ્ઞાનિક અને બીજો હતો ચુસ્ત વૈષ્ણવ. અત્યંત નિષ્ઠાપૂર્વક નરેશે જ્ઞાનમાર્ગ અને પરેશે ભક્તિમાર્ગ સ્વીકાર્યો હતો.

નરેશનો 'કમ્બાઈન્ડ હૅન્ડ' નોકર જ્યારે નરેશ માટે 'ફાઉલ કટલેટ' મુરઘીની વાની બનાવવામાં પરોવાયો હોય ત્યારે એ એક જ મકાનમાં પરેશ સ્વયંપાક કરી નિરામિષ ભોજન પતાવી શ્રીમદ્ ભાગવતમાં મગ્ન હોય — આવું લગભગ સદા યે દેખાતું.

પણ આ ઉપરથી એમ ન માનશો કે બેઉ સદા ઝઘડ્યા જ કરતા. એવું જરાયે નહોતું. એમની વચ્ચે કજિયો થતો જ નહિ, અને એનું હોવા જેવું કારણ એ હતું કે આર્થિક પ્રશ્ન માટે એમને પરસ્પરની પાસે હાથ લંબાવવાની જરૂર નહોતી.

બન્ને એમ. એ. થએલા હતા — નરેશ કેમિસ્ટ્રી લઈને પાસ થયો હતો અને પરેશ સંસ્કૃત લઈને. બેઉ કૉલેજમાં પ્રોફેસરપદે હતા અને સારો પગાર મેળવતા હતા. પિતાએ મૃત્યુ પહેલાં પોતાની મિલકત બેઉને સરખે ભાગે વહેંચી આપી હતી. જે મકાનમાં તેઓ રહે છે તે પણ વારસામાં મળેલું છે. મકાન મોટું છે, એટલું મોટું કે ત્રણ કુટુંબો પુત્ર પૌત્રાદિ સાથે છૂટથી રહી શકે. પરંતુ નરેશ અને પરેશના મનમાં પૃથ્વીની અનિત્યતા વિષે કંઈક એવા વિચારો અધાયા છે કે આજ સુધી એમણે લગ્ન કર્યાં નથી. પરેશ વિચારે છે કે 'કા તવ કાન્તા' — એ જ સત્ય છે. 'રિલેટિવિટી'નો વિદ્યાર્થી વિચારે છે કે ... નિર્મળા સાચે જ શું મૃત્યુ પામી છે? હું જોઈ શકતો નથી — પણ એટલે જ શું?

પરિણામે નરેશ અને પરેશ સગા ભાઈઓ હોવા છતાં પ્રકૃતિના છે અને ભિન્ન પ્રકૃતિના હોવા છતાં યે એક જ મ શાન્તિપૂર્વક રહે છે.

પણ એક બાબતમાં એ બન્ને સરખા છે. પલ્ટુને એ બ છે. પલ્ટુ એમના નાનાભાઈ તપેશનો દીકરો છે. તપેશ અ બાદમાં નોકરી કરતો. ઓચિંતું કોગળિયું થતાં એક દિવસ એની પત્ની મનોરમા અવસાન પામ્યાં. ભાઈનો તાર મળ આઘાત પામેલા નરેશ અને પરેશ ત્યાં જઈ પહોંચ્યા હતા, પણ અને મનોરમાના છેલ્લા શબ્દો જ તેઓ સાંભળી શક્યા. એ શબ્દો આ હતા: 'અમે તો જઈએ છીએ. પલ્ટુનું ધ્યાન તમે રા

પલ્ટુને લઈ નરેશ ને પરેશ કલકત્તા આવ્યા. તપેશના વારસામાં જે થોડી રકમ મળી હતી તેમાંથી અરધી પરેશના માટે રામકૃષ્ણ મિશનમાં આપવાનું સૂચન નરેશ તરફથી તુરત પરેશ બોલી ઊઠ્યો કે 'તો તો પછી બાકીની અરધ વિજ્ઞાનના સંશોધન પાછળ ખરચાવી જોઈએ!' અને એમ ન પલ્ટુ વિષે તો આગળથી નક્કી કર્યું કે જો આપણે કોઈ જ ર નથી તો પછી પલ્ટુના ભાવિની ચિંતા જ શા માટે કરવી?

ધીરે — નરેશ ને પરેશ બેઉની આંખના રતન જેવો પલ્ટુ ધીમે મોટો થવા લાગ્યો. નરેશ કે પરેશ બેમાંથી કોઈ જ પોતાનો પલ્ટુ પર લાદતા નહિ. પલ્ટુને જ્યારે જેમ રુચતું તેમ જ તે નરેશ સાથે જમીજમીને જ્યારે એનો મુરઘીનો સ્વાદ ઓસરી ત્યારે એ પરેશના નિરામિષાહારી ભોજન તરફ થોડા દિવસ ને થોડા દિવસ નિરામિષ ભોજન પછી માંસાહારની ઇચ્છા ફરી પાછો નરેશના રસોડા બાજુ જતો. પણ એ કોઈ રોકટ

નરેશ કે પરેશ બેમાંથી કોઈ તેને કોઈ બાબતમાં જ ઇચ્છતા નહિ. જોકે બેઉ મનોમન તો એમ જ માનતા કે પલ્ટુ



જમીન પર ગબડી પડી
આ ગોટીને પસાર થઈ જાય છે

બે પગે દોડતા માણસને એક પગે દોડનારો કદી પકડી શકે ખરો
તમે કહેશો કે 'ના
એ 'ના'ને 'હા'માં પલટાવતી આપણી રમત

# લંગડી

લેખ:
વાસુદેવ ભા

દોડવું એ ક્રિયા નૈસર્ગિક છે અને એટલે જ દોડવાની ક્રિયા પર રચાએલી રમતો વધારે છે એ રમતોને અગત્યની બનાવવા તેમા કેવી નાનાવિધ મુશ્કેલીઓ યોજવામા આવે છે તે પણ આપણે જોયુ એવી જ એક અભિનવ અડચણ તે એક પગ ઉપર દોડવાની યોજના એને લગડી લેવી કહે છે આપણે ત્યા નાનીનાની તો એવી ઘણી રમતો છે કે જેમા લગડી લેવાની હોય, પણ મોટી, એટલે કે વ્યવસ્થિત સ્વરૂપ પામેલી અને અટપગા કાનૂનથી નિયમન પામેલી, એવી જે મુખ્ય રમત આપણે ત્યા છે એનુ નામ છે 'લગડી' ભારતમા જુદાજુદા પ્રાતે તે વિવિધ નામ સાથે અને વિવિધ પ્રકારે રમાય છે

આ રમત જોતા મુળભૂત સવાલ એ થાય છે કે એક માણસ બે પગે દોડતો હોય અને તેને બીજો માણસ (કે જેની દોડવાની શક્તિ લગભગ પેલા માણસ જેટલી જ છે) તે લગડી લઈને પકડવા જાય તો તે તેને કદી પણ પકડી શકે ખરો? સવાલ વાજબી છે, ને તેનો વાજબી જવાબ પણ છે સરખી શક્તિવાળા બે માણસ દોડતા હોય એક આગળ અને એક પાછળ આગળનો બે પગે અને પાછળનો એક પગે હોય અને બન્ને સીધા જ દોડયા કરે તો પાછળનો માણસ કદી પણ આગળના માણસને પકડી ના શકે પણ આગળનો માણસ સીધી દોટ છોડી વળાંક લેવાનુ શરૂ કરે કે તરત જ પાછળના માણસને લાભ મળવા લાગે છે—કહો કે લાભ ઉઠાવવાની તક મળે છે સાઈકલનુ આગળનુ પૈડુ જેટલી મુસાફરી કરે છે તેના કરતા પાછળનુ પૈડુ ઓછી મુસાફરી કરે છે, કારણ કે સાઈકલ જ્યારેજ્યારે વળાંક લે છે ત્યારે-ત્યારે પાછળનુ પૈડુ આગળના પૈડાના જ રસ્તે ન જતા જરા ટૂકો રસ્તો લે છે લગડીની બાબતમા પણ આ જ નિયમ લાગુ પડે છે બે પગે દોડનાર માણસ જ્યારેજ્યારે વળાંક લે ત્યારેત્યારે તેને પકડવા જનાર લગડી લેતો માણસ રસ્તો જરા ટૂકાવવાનો એટલે, જો તે પોતાની ઝડપ પેલા દોડનારની ઝડપ જેટલી જ રાખે તો તેમની વચ્ચેનુ અતર જરા ઓછુ કરી શકવાનો, અને જો એ જ વેળા પોતાની ઝડપ એકદમ વધારી નાખે તો તેને પકડી પણ શકવાનો આનો અર્થ એ કે લગડી લેનારને સફળતાની તક આપવા માટે દોડનારની પાસે ફરજિયાત વળાંક લેવરાવવા જોઈએ અને એનો ઉપાય એ કે દોડનારને અમુક મર્યાદિત અતરમા જ દોડવાનુ કહેવુ જોઈએ એ મર્યાદા જેમ ટૂકી તેમ પકડવા જનારને વધારે સગવડ આજ સિદ્ધાંત ઉપર લગડીની રમત રચવામા આવી છે

આજના તેના વ્યવસ્થિત સ્વરૂપનો સામાન્ય ખ્યાલ આ પ્રમાણે છે (જુઓ સામેના પાના પરનો નકશો) ૩૦ ફૂટના વ્યાસવાળું એ કુંડાળુ દોરવામા આવે છે [મહારાષ્ટ્રે એક નવો અખતરો એ કર્યો છે ગોળ કુંડાળાને બદલે તેનો સમચોરસ રાખે છે, ને એ સમચોરસને લીધે પડતા ખૂણાઓમા જ્યારે દોડનાર—પકડનાર—જાય છે ત્યારે ત્યા નવીનવી પ્રવૃત્તિઓ જોવાની મળે છે] દાવ લેનાર ટુકડી કે એને રમનાર પક્ષ કહેવામા આવે છે તેના નવે નવ ખેલાડી આ કુંડાળાની અંદર ચારે બાજુ ગમે ત્યા ઊભા રહે છે કુંડાળાની બહાર દાવ આપનાર ટુકડી કે જેને મારનાર પક્ષ કહેવામા આવે છે તે, તેના નવે નવ ખેલાડી ક્રમ પ્રમાણે (પહેલા કોણ પકડવા જશે, બીજો કોણ ત્રીજો કોણ એમ નવે જણનો ક્રમ નક્કી કરીને) વ્યવસ્થિત બેસાડી દે છે કુંડાળાને એક પ્રવેશદ્વાર હોય છે પહેલો પકડવા જનાર આ પ્રવેશદ્વારની બહાર એક પગે ઊભો રહી પકડવા જવા માટે એક પગે થઈ રહે છે પચ રમત શરૂ કરવાની સજ્ઞા આપે કે તરત તે કુંડાળામાં દાખલ થઈ પોતાનુ કૌશલ દેખાડવા માડે છે અને પકડાય એટલા



લગડીની રમતમા એક ખેલાડીની પગ, જેમાં રમનાર પીટકું થઈ નીચે પડીને સરકી જાય છે પચ પણ કેવાં સાવચેત છે!

ચન્દ્રવદન ચીમનલાલ મહેતાની આપકથા

# બાંધી ગઠરિયાં



બાના મોસાળનું ઘર રંગતા ફળિયામાં. ત્યાંથી ત્રણચાર ઘર બાદ, અંબાજી માતાના દહેરાની નાની ગલીની બરાબર સામેની એવી જ એક નાની ગલીને નાકે ગાળીની દુકાન હતી. ત્યાં રોજ સાંજે માળણ ફૂલ વેચવા બેસતી. એ ગલીમાં દાખલ થતાં બીજું જ ઘર તે અમારો 'શિવદાસ પૅલેસ' કહેવાતો! વડોદરાના પૅલેસો (રાજમહેલો) જોયા પછી આ પૅલેસ જોઈને હસવું આવતું. વરસાદમાં ઓટલે કાદવ ભરાઈ જતો, એટલે તો એનો ઓટલો નીચો હતો. અમારા એ 'પૅલેસ'ને થાંભલે મ્યુનિસિપાલિટીનું ફાનસ ટીંગાડેલું હતું, ભીંતે પોપડા વળતા, અંદરથી છોને ચૂનો ખર્યા જ કરતા. રંગરોગાનનું તો ઠેકાણું જ શાનું હોય? એ હતું અમારું બાપીકું ઘર. નીચે બે ઓરડા; એવા જ ઉપર બે; અને ત્રીજે માળે પણ એવા જ બે, પણ માળિયાં જેવા. ઉપર ચાલો તો ઘર આખું ધ્રૂજે!

અહીં મારા શિવદાસ દાદા રહેતા. એંશી-પંચ્યાશી ઉપર ઉંમર હશે, પણ સ્વભાવમાં ભારે તીખારા. શરીર કસાએલું; પગમાં જોર. પાઘડી-અંગરખો પહેરી, પિછોડી નાખી નીકળે તો લાગે દમામદાર. દર શિયાળે દિવેલમાં સાંતળેલી મેથીના લાડુ ખાય અને અમને બોલાવી મારીઠોકીને ખવડાવે. એકવાર મેં ન ખાધા, ત્યારે હાથ પગ બાંધીને મને ઉપર માળિયે ચડાવી દીધેલો! લાડવો ખાઉં તો જ છુટકારો થાય એમ હતું ત્યારે મને ગમત કરવાની ટેવ પડી ગઈ હતી. આખરે દાદાએ હારી, મને પકડી રાખી, જબરદસ્તીથી મોંમાં



મેથીનો આખો લાડવો જબરદસ્તીથી મારા મોંમાં ગડબાવી દીધો

લાડવો ગડબાવી દીધો. નરદમ મેથી તે! ત્યાંથી છૂટી સીધા આવી મામાજીને ફરિયાદ કરી. એટલે મામાજીએ ત્યાં નહિ જવા ફરમાવ્યું. બેત્રણ દિવસ શામો (નોકર) બોલાવવા આવ્યો. પણ હું શાનો જાઉં, એટલે દાદાજીએ ત્યાંથી જતાંઆવતાં ડોકિયું કર્યું. છોટામામા રોજ સાંજે રસ્તા પર જરા પાણી છંટાવી ઓટલે ગાદીતકિયો નાખી બેસતા. એમ ઓટલે એની મુલાકાત થઈ ગઈ:

'ચંદ્રો કેમ હમણાં કંઈ દેખાતો નથી?'

'એના તમે હાથપગ બાંધો તે એ કેમ આવે?'

'તો શું એની પૂજા કરું? કાલે સવારે મોકલજો, નહિ તો હાડકાં જ ખોખરાં નાંખીશ?'

'સવિતાએ એને અહીં રહેવા અને ભણવા મોકલ્યો છે. અહીં રહેશે ત્યાં સુધી એ ત્યાં નહિ આવે.'

'અરે કંઈ વાત છે' આજે જ ચીમનને હું કાગળ લખું છું'

'તે ભલે; પણ હું બેઠો છું ત્યાં સુધી એ માર ખાવા નહિ આવે.'

મામાજીની મક્કમતા જોઈ દાદાજી જરા ઢીલા પડ્યા: 'છોકરાઓ મેથીના લાડવા ખાય તો શરીર મજબૂત થાય. તમે સમજાવીને ખવડાવતા હો તો હું અહીં મોકલી આપું.'

'અહીં લાડવા બનાવી શકાય છે. અને એ સમજાવીને જ ખવડાવવાના હોય તો તમે જ સમજાવીને કેમ નહિ ખવડાવો. પણ છોકરાને માર તો નહિ પડવા દઉં'

બસ મેથી અને મેથીપાક બને બંધ. અને પછી તો ડોસા સાવ ખખડી ગયા અને શ્રીચરણ પણ થઈ ગયા. પણ મામાજી એમની મોટાઈની બહુ વાતો કરતા. એમને શિવદાસ વાલ તરીકે બધા એ ઓળખતા. મહોલ્લામાં સૌની મહાજન તો એને શિવા વાલ જ કહેતા.

આત્મારામ ભૂખણની જાણીતી પેઢીમાં શિવદાસ મુનીમ હતા. એ પેઢીને માટે એવું કહેવાતું કે જંગલમાં પણ એની હૂંડી સીકરાતી. પેઢી ઘણી મોટી, અને ઘણા મુનીમો કામ કરતા હોઈ એમાં શિવદાસ નામના બેત્રણ મુનીમો હતા. એમને ઓળખવા એક શિવદાસ ભગ, બીજા શિવદાસ દાળ, ત્રીજા શિવદાસ વાલ, એ રીતે ઓળખાતા. શિવા વાલ તો પછી આખરે મોટા મુનીમ થયા હતા. મામાજી તો કહેતા કે આત્મારામ ભૂખણની આબરૂ એટલી બધી હતી કે એક વખત શિવદાસને પેઢીને કામે ઝાંસી જવું પડેલું ત્યારે આત્મારામ ભૂખણની પેઢીના મુનીમ આવે છે જાણી એમને તેડવા સામે હાથી મોકલવામાં આવેલો, અને દરબારમાં એમને જમણે હાથે બેઠક આપવામાં આવેલી! (આ સાબિત કરવા મારી પાસે કંઈ જ દસ્તાવેજી પુરાવા નથી')

શિવદાસદાદાને નજીવું વ્યસન ભાંગનું, ને ઉપરાંતમાં કાવોકસુંબી અને એટલામાં સારી રીતે દસબાર સંતાનથી શોભતું. અને તેના વિસ્તારવાળું બહોળું કુટુંબ એમણે નભાવ્યું હતું.

રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના જમાઈ પ્રો. શ્રી મોહનલાલ પાર્વતીશંકર દવે, અને એ પ્રો. દવેના જમાઈ સ્વ. પ્રો. જ્યોતિશ-ચંદ્ર પાઠકજી. જ્યોતિશચન્દ્રના પિતા સરદાર જનાર્દન. જ્યોતિશચંદ્રના ભાઈ મનોજ મારી સાથે ભણતો અને અમે બે નાનપણમાં સારા દોસ્ત હતા. ત્રિવેદી, દવે અને પાઠકજી એ ત્રણે સંયુક્ત કુટુંબ અમારી નજીક જ રહેતાં. તેમાં સરદાર જનાર્દન પહોળી કોર કિનારનું ધોતિયું, કાળો ડગલો ને માથે કાળા ફુમતાવાળી લાલચટક 'ફેઝ' પહેરીને નીકળતા, એ જોઈ અમને જરા પણ નવાઈ લાગતી નહિ. ધોતિયા ઉપર પારસી-મરાઠી ટપકીની પાઘડી પહેરનાર—ખાસ કરીને કચેરીમાં મેં ઘણા જોયા હતા, પણ ફેઝનો ઠાઠ તો મારી જાણમાં આ પહેલો જ હતો. સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ પહેરતા. પણ તે કેટલા સમયને માટે. પણ જનાર્દન પાઠકજી તો જીવ્યા સુધી. આરેમાંડે અન-

તાનની ગોળીઓ પણ વેચતો

નાની ડાબડીમાંથી મોટું જોરતાન થયું અને એમાંથી ફૂટપટ્ટી-રબર વેચતો થયો. ક્રિકેટ પીપરમીટમાં એને રસ નહોતો. 'સાલા એમાં તો દાંત ખરાબ થાય, ચૂરણ જ સરસ, કે એટમજી પેટ તો બરાબર રહે !' બધાનો માનીતો ને રોકડાનો વેપાર,–ઉધાર કોઈને નહિ, એ થી એનું ગાડું આમ તો સારું ચાલતું, પણ ભણવામાં મીંડું

'મારો બાપ કાં અંગ્રેજી ભણેલો કે હું ભણું ? આ તો ઠીક છે મારા ભાઈ, ઘેર બેસી માખો મારીએ એના કરતાં આ શું ખોટું ? સાલા કાઢી મૂકશે તારે વાત. હમણાં તો ત્રણ ત્રણ વરસ દરેક ક્લાસમાં રહીશું એટલામાં બધા જ ઘરાક બંધાઈ જશે અને પછી જુઓ રાજા ! બાલાજીના ટેકરા પર એવી તો દુકાન કાઢું છું, કે માસ્તર સુદ્ધાં મને સલામ કરશે '

એક દિવસ ગણુએ હેડમાસ્તરના છોકરાને ચૂરણ ચખાડ્યું, ને તરત જ વેચ્યું, અને 'હિસાબ કોઈનો' સુણાવી દીધો. પેલા પાસે પૈસા નહિ ને વાત વધી. અમે બહુ યે સમજાવ્યો, પણ ગણુ માને શાનો ? અમારામાંથી એક જણ ચૂરણની કિંમત આપી દેવા તૈયાર થયો, પણ ગણુભાઈ કોઈ પણ હિસાબે નમતું આપવા તૈયાર નહોતા. 'શી સાલા કેવી બીજી તારીખે ગણી લે છે ! બે દિવસ મોડી આપીએ તો દંડ કરે છે. તો હું શેનો પૈસો જવા દઉં ? હેડમાસ્તરની એસીતેસી !' ગણુરામ જ્યારે વેપારની વાતો કરતા ત્યારે પોતે વિદ્યાર્થી છે એ ભૂલી જ જતા

હેડમાસ્તર સોટી લઈને નીકળ્યા. જુવાનીઓ સેવાઈ કેટલા જણા ચૂરણ વેચાતું લે છે તેનો ક્યાસ કઢાયો. થોડા કબૂલ થયા, તેમને ગણુએ જ બૂમ પાડી કહ્યું કે 'બધા જુઠું બોલે. કોઈ કૈં કહેતા નહિ. હું ચૂરણ વેચું અને છોકરાઓ ચૂરણ ખાય એમાં હેડમાસ્તરના બાપનું શું જાય ?' વાત બહુ વધી ગઈ. બે ત્રણ જણાએ માર ખાધો




આખરે ગણુને ડિસમિસ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. એને ભણતાં જ નથી આવડતું અને નાપાસ થાય છે, એવો શેરો પડ્યો.

ગણુ રોજ નિયમિત નિશાળે આવે. તે એક દિવસ ન આવ્યો. તે દિવસ ફી લેવાનો હતો. એની ફી નથી આવી એટલે એને ડિસમિસ કરવામાં આવે છે એવો હેડમાસ્તરે સરક્યુલર કાઢ્યો ત્યાં તો ફક્ત બે જ કલાકમાં ખબર આવ્યા કે ગણુ એકાએક હૃદય બંધ પડવાથી ગુજરી ગયો છે ! આવા કારણે સરકારી નિશાળમાં રજા તો શાની પડે ? પણ કોઈ શિક્ષક વર્ગ લીધો નહિ અને લીધો ત્યાં કોઈ નિશાળિયો ભણ્યો નહિ. પાણીની ઓરડી પાસે પાણી પાનારો ઘરડો બ્રાહ્મણ થોડા છોકરાઓની વચ્ચે ડુસકે ડુસકે રડતો હતો (ચાલુ)

# વિપરીતકરણી

## શરીર, મન અને જ્ઞાનતંતુઓ, ત્રણેને સ્વસ્થ રાખતી યોગાસનોની વ્યાયામ પદ્ધતિ : હપ્તો ૩



જેને શીર્ષાસન પણ ન ફાવે અને સર્વાંગાસન પણ ન ફાવે તે આ વિપરીતકરણી વડે એ બન્ને આસનોનો ફાયદો મેળવી શકે. આ ક્રિયાથી છ મહિનામાં ઘરડું શરીર જુવાન થઈ જાય છે એમ યોગના જૂનાં પુસ્તકોમાં લખ્યું છે. એ ગમે તે હોય, પણ એમાંથી જો 'જિહ્વાબંધ' બાદ કરીએ, તો પહેલા બન્ને આસનો કરતાં એમાં ઓછી મહેનત છે એ વાત ચોક્કસ. જિહ્વાબંધ એક સ્વતંત્ર ક્રિયા છે. એમાં જીભને તાળવે લગાડવાની છે. પણ એ ક્રિયા કોઈ નિષ્ણાત પાસેથી શીખીને પછી જ કરવી

આ આસન કરવા માટે પ્રથમ સર્વાંગાસનની જેમ સૂઈ જાઓ. હવે બન્ને પગને ૯૦ અંશનો ખૂણો થાય ત્યાં સુધી તે જ પ્રમાણે ઊંચકો. પછી હાથનો ટેકો આપી કમરના ઉપરના ભાગના શરીરને અધ્ધર કરો. પણ આમાં શરીરને સર્વાંગાસન જેટલું ઊંચું લેવાનું હોતું નથી. માથાનો પાછળનો ભાગ, ડોક ને ખભાના બધા સ્નાયુઓને જમીનને અડકેલા રાખવા. છાતી દાઢીથી દૂર રાખવી. આંખો કાં તો બંધ રાખવી, કાં પગના અંગૂઠા પર કેન્દ્રિત કરવી. આરંભ કર્યા પછી જિહ્વાબંધ કરવાનો હોય છે પણ જેને તે ન ફાવે તેણે આટલે આવીને અટકવું. આટલું કરવાથી પણ શરીરને ખૂબ ફાયદો થાય છે. કેટલાક ભાઈઓ તો આમાં બતાવ્યા પ્રમાણે શરીર રહી શકે એવી લાકડાની પેટી બનાવે છે. તેમાં તેઓ વિપરીતકરણી અનાયાસે કરી શકે છે અને તે નિયમિત કરતા રહીને પેટનાં અનેક દર્દોને દૂર કરી શકે છે

હસુભાઈ શુક્લ

Khandesh—15, Stamps Photography, Drawing and Painting, (505) Jayantilal Jivanlal Udeshi, C/o J S Bhatia, 81, Bora Bazar St, Fort Bombay 1—16, Stamps, Cricket, Science, (506) Indulal P Lavingia, Lavingia Street, Dhandhuka—20, Stamps (507) Miss Dina Vakil, C/o Mohanlal S Vakil, Jhaveri Bldg, Top floor, Opp Dunlop Rubber Co French Road, Bombay 7—19, Stamps, Photography, Music, Coins (508) Jaykumar H Pandya, 621, Aumkar Kutir, Krishna Nagar, Bhavnagar (Saurashtra)—17, Stamps, Politics, Reading, (509) Mahendrakumar Pranjivandas Mody, Vajir Building, Bha Divani Street, Bhavnagar (Saur)—16, Cricket, Swimming, Photography, (510) Jagdishchandra Patel, C/o Shivabhai K Patel, Vanshikra Falia, Matvad, Via Jalalpur Dist Surat—17, Stamps

(ચાલુ)

# વિદ્યાર્થી તાલીમ-છાવણીની વિશિષ્ટ સમાજસેવા

આજે ગુજરાતના યુવાનો શરીરશ્રમથી શરમાતા હોય છે કે ખરા ચારિત્ર્યના ઘડતરને વિસરીને ફેશનને નાટક-ચેટકમાં પડ્યા હોય છે ત્યારે વિદ્યાર્થીઓનું એક જૂથ શરીરશ્રમદ્વારા સમાજસેવા કરવાનો એક નાનકડો પણ અદ્ભુત પ્રયોગ સફળરીતે કરી બતાવે ને સમાજસેવાનો એક નવો જ ચિરાગ જલાવે એ હમણાંની વાત છે. ખંભાત ગામથી ૭ માઈલ દૂર હજારેક માણસની વસતિનું ભૂવેલ નામનું એક નાનકડું ગામડું છે. છેલ્લા ૩૭ વરસથી એની સહકારી મંડળીના કાર્યની પ્રણાલિકા અને પ્રતિષ્ઠા માત્ર સરકારમાં જ નહિ પણ આજુબાજુના અનેક ગામડાંમાં સદ્ધર રીતે સ્થપાયેલી છે, અને વિશાળ વડની વડવાઈઓ પેઠે આ મંડળીની છાયા નીચે બીજી અનેક નાનીમોટી પ્રવૃત્તિઓ પ્રફુલ્લિતમાં ચાલે છે.

ગુજરાતના વિદ્યાર્થી મંડળોની મધ્યસ્થ સંસ્થા 'અખિલ ગુજરાત વિદ્યાર્થી કૉંગ્રેસે' આ વરસે ઉનાળાની રજાઓમાં ત્યાં શરીરશ્રમ દ્વારા સમાજસેવાનો પ્રયોગ કરવાનું નક્કી કર્યું. ભૂવેલના લોકોએ આ નિર્ણયને આવકાર્યો અને વિદ્યાર્થીઓની ખાવાપીવાની તમામ જવાબદારી સ્વીકારી લીધી. છાવણીના સ્થળ તરીકે શાળાનું મકાન નક્કી કરવામાં આવ્યું, અને આ મકાનની બાજુમાં જ આવેલા ગામના તળાવને ખોદીને ઊંડું કરવાનું કાર્ય ઉપાડી લેવાનું વિદ્યાર્થીઓએ નક્કી કર્યું. તા. ૧૨મી મેથી છાવણીની શરૂઆત થઈ. ૬૧ વિદ્યાર્થીઓ જોડાયા, જેમાં મેટ્રિક તેમજ શાળાના ઉપરના ધોરણમાં ભણતા વિદ્યાર્થીઓ હતા. શરૂઆતમાં વીસ પચીસ ગામલોકો પણ જોડાયા, પરંતુ ચોમાસુ પવન ફૂંકાવા લાગતા ગામલોકો ખાતર નાખવાના કામમાં પડ્યા ને પછી માત્ર વિદ્યાર્થીઓએ જ ખોદકામ ઉપાડી લીધું.

છાવણીનો કાર્યક્રમ શિસ્તબદ્ધ અને વ્યવસ્થિત રહેતો. સવારના સાડા ચાર વાગે સૌ ઊઠી જતા અને પ્રાતઃવિધિ તથા પ્રાર્થના પતાવી બરાબર સાડા પાંચે સૌ કોદાળી, પાવડા, ત્રિકમ અને ટોપલા લઈને વ્યવસ્થિત ટુકડીઓમાં ખોદકામ શરૂ કરી દેતા. નવ વાગ્યા સુધી એટલેકે સતત રોજ સાડાત્રણ કલાક આ ખોદકામ કરવામાં આવતું.

બાદ નાસ્તામાં મગફળી અને ગોળ લઈ સૌ ગામના સહકારી કૂવે સ્નાન માટે જતા ને ત્યાંથી ભોજન માટે જતા. ભોજનમાં બાજરીના રોટલા, શાક, દાળ અને સાંજના ઘણુંખરું દાળભાત રહેતા. ભોજન પછી ૩ વાગ્યા સુધી આરામ અને ૩ થી પા વર્ગો લેવાતા. સાડાપાંચથી છ છાવણીને લગતું પરચૂરણ કાર્ય પતાવી સાડા છથી સવાસાત ગામના બાળકોને રમતો રમાડવામાં આવતી. સાંજના ભોજન બાદ રાતના સવા આઠથી પોણા દસ સુધી નિયમિત ગામના ચોરે રંજનકાર્યક્રમ ગોઠવાતો આવતો. રાતના દસ વાગે સૌ સૂઈ જતા.

બૌદ્ધિક વર્ગોમાં જાણીતા સામાજિક કાર્યકરોએ નીચે મુજબના વિષયો ઉપર વર્ગો લીધા. આકાશદર્શન, પછાત વર્ગના પ્રશ્નો, વિદ્યાર્થી મંડળોનું સંચાલન, યુરોપની વિદ્યાર્થી પ્રવૃત્તિ, સાહિત્યનો શોખ, સેવાકાર્ય અંગે સૂચનો, વિશ્વની રાજકીય અને ભૌગોલિક પરિસ્થિતિ, પત્રકારત્વ, ભારતનું બંધારણ, ગુજરાતના સામાજિક અને કેળવણી વિષયક પ્રશ્નો, વિદ્યાર્થી પ્રવૃત્તિના મુદ્દા, ગામડાનું અર્થશાસ્ત્ર વગેરે.

વર્ગ દરમ્યાન એક દિવસ બાજુના ઉનેન ગામની મુલાકાત લીધી અને ત્યાં ગામલોકો સમક્ષ રંજનકાર્યક્રમ આપ્યો. એક દિવસ ભૂવેલથી ૧૦ માઈલ દૂર આવેલા ધુવારણથી મછવામાં બેસીને ખંભાતના અખાતમાં સામે કાંઠે આઠેક માઈલ આવેલા ભરૂચ જિલ્લાના કાવી ગામ સુધી દરિયાનો પ્રવાસ કર્યો.

વળી એક દિવસ શિબિર શણગારની હરીફાઈ યોજવામાં આવી ને ગામના આગેવાનોની બનેલી એક પરીક્ષક સમિતિ નક્કી કરવામાં આવી. શાળાનું મકાન ને મેદાન તદ્દન સ્વચ્છ બની ગયાં, અને જ્યાં ભોજન કરવામાં આવતું તે ગામની ધર્મશાળા તો કદી નહિ હોય તેટલી વાળીઝૂડીને સાફ બનાવી દેવામાં આવી. ગામના કૂવાની, પરબડીની, ચોરાની પણ સફાઈ કરવામાં આવી. છાવણીમાં સફાઈ જળવાઈ રહે તે માટે છાવણીથી દૂર કામચલાઉ જાજરૂ બાંધી દેવામાં આવેલાં. પેશાબ કરવા માટે પણ અમુક અંતરે ખાસ વ્યવસ્થા કરવામાં આવી. થૂંકવાનું પણ ખાસ જગ્યાએ જ. પીવાના પાણીની કોઠીને અરધી જમીનમાં દાટી દેવામાં આવી જેથી પાણી ઠંડુ રહી શકે. છાવણીમાં દવાખાનું પણ ચલાવવામાં આવતું અને એક તબીબી વિદ્યાર્થી તેનું કામ સંભાળતા. ઉપરાંત, છાવણીમાં રોજ ભીંતપત્રો લખાતા જેથી છાવણીના સભ્યોમાં શી વાતો ચાલી રહી છે તેની જાણ મુખ્ય કાર્યકરોને થઈ શકતી. છાવણીમાં કુલ ૬૧ વિદ્યાર્થીઓ જોડાયા, તેમાં ઉત્તર ગુજરાત ૧૩, અમદાવાદ ૧૧, ખેડા ૪, વડોદરા ૧૮, સુરત ૧૫. તેમાંથી સરેરાશ ૪૦ વિદ્યાર્થીઓએ રોજ તળાવનું ખોદકામ કર્યું.

ખોદાણની માટીમાંથી પાળ પરનો રસ્તો પહોળો બનાવ્યો. તળાવને કાંઠે ચાલ્યો જતો, ૨૫૦ ફૂટ લાંબો અને સરેરાશ ૫ ફૂટ પહોળો તથા ૮ ફૂટ ઊંચો ગાડારસ્તો સમારવામાં આવ્યો. બાકીની માટી આજુબાજુના ખાડા પૂરવામાં, ઢાળ દબાવવા વગેરેમાં વપરાઈ.

આજે યુવાનોમાં સમાજ ને દેશ પ્રત્યેની તેમની જવાબદારીનો દુઃખજનક અભાવ જણાય છે, અરે પોતાની જાત માટે જીવનસંગ્રામ લડી લેવાની પણ તેમનામાં શ્રદ્ધા નથી અને માત્ર વિદ્યાર્થીઓનું જ નહિ, પણ સમગ્ર સમાજના ચારિત્ર્યનું ધોરણ કથળી ગયું છે. આવી પરિસ્થિતિમાં ગુજરાતના મૂઠીભર વિદ્યાર્થીઓએ સમાજસેવાનો આ એક વિશિષ્ટ અને અદ્ભુત પ્રયોગ કરીને સમાજસેવામાં શારીરિક શ્રમને સુયોગ્ય પ્રાધાન્ય આપતી એક નવી હવા ફેલાવી છે તે નિઃશંક છે, અને તે માટે એ નવયુવાનો સાચે જ સમસ્ત ગુજરાતના અભિનંદનને પાત્ર છે. એ મૂઠીભર નવજુવાનોએ માત્ર સમાજસેવાના [illegible] પસીનો પાડીને નિઃસ્વાર્થભાવે પ્રગટાવેલો એ ચિરાગ ગુજરાતનો વિદ્યાર્થીવર્ગ જલતો રાખે અને સમસ્ત ગુજરાતના જાહેર જીવનમાં એ ચિરાગની જ્યોત પ્રસરે એવી આશા આપણે રાખીએ.

—મહેશકુમાર ભટ્ટ (ગુજ૦ સમાચાર)

# ટિકિટસંગ્રહ આજનો સંસારવ્યાપી શોખ

**એ કેમ કેળવવો તેની તથા બીજી ઉપયોગી માહિતી આપતો વિભાગ**

જગતમાં આજે અનેક પ્રકારના સંગ્રહ કરવાના શોખ છે દેશદેશના સિક્કા, કિસમકિસમના પતંગિયાં, વિવિધ પંખીઓ અને પ્રકારોના પીંછા, ઝાડઝાડના પાંદડા અને વનસ્પતિઓ, દેશદેશની માટી અને રેતી રાખવા અને માછલીઓ, કીડા અને કરોળિયા, પંખીઓ ઘાટઘાટના ગાડા ને વાહનો, (જુદીજુદી બનાવટની પેન્સિલો દીવાસળીની છાપો વગેરે તો અતિ સામાન્ય ને બાલિશ છે)—એમ અનેક ગણાવી શકાય, પણ દુનિયામાં સૌથી મોટી સંખ્યાના માણસોને આકર્ષતો શોખ તો ટિકિટસંગ્રહનો એનું કારણ એ છે કે તેમાં ઘણા પ્રકારના આકર્ષણો છે અને લગભગ બધા સ્વભાવના માણસોને તેમાં રસ પડે છે બીજા શોખોમાં અમુક મર્યાદાઓ છે કેટલાકમાં ખૂબ ભમવા ફરવાનું હોય છે, કેટલાકમાં ખૂબ શ્રમ લેવાનો હોય છે, કેટલાક સંગ્રહો માટે મોટી જગ્યા તેમજ નાણું જોઇએ છે, કેટલાકમાં ચાલુ કડાકૂટ (માછલીઓ અને પંખીઓ જેવાની સારવાર) રાખવાની હોય છે આ દૃષ્ટિએ ટિકિટોનો સંગ્રહ ઓછામાં ઓછી તકલીફ ખર્ચ વાળો સરળ ગમે ત્યારે—ફુરસદની એકાંત પળોમાં અભ્યાસ ને આનંદ આપનારો હોય છે વળી તેમાં હરીફાઈનું વિશાળ ક્ષેત્ર રહેલું છે, અને છતાં એ હરીફાઈ ધંધાદારી હરીફાઇ જેવી ગળાકાપુ નથી તેમ જ રમત ગમતની હરીફાઇ પેઠે કોઈ એક જ પક્ષને વિજય અપાવનારી પણ નથી, પરંતુ એ તો સૌને મૂલ્યવાન ને વિરલ વસ્તુઓ મેળવવાની તક આપતું વહોળું ક્ષેત્ર છે વળી એમાં ઉચ્ચ નીચ કે યુવાન વૃદ્ધના ભેદ વિના સૌ નિકટરીતે હળીમળી શકે છે, એટલું જ નહિ પણ તે ભાષા કે જાતિના ભેદ ભુલાવીને આંતરરાષ્ટ્રીય મિત્રતા સ્થાપી આપે છે જગતના રાષ્ટ્રો વચ્ચે એખલાસ લાવવા માટેની 'લીગ ઑવ નેશન્સ' અને 'યુનો' જેવી સંસ્થાઓની કલ્પના પણ નહોતી ત્યારે ટપાલ વિષયક બાબતોમાં વિવિધ પ્રજાઓ ને દેશો વચ્ચે એક રાગથી કામ કરતી 'યુ પી યુ' (યુનાઇટેડ પોસ્ટલ યુનિયન—વિશ્વટપાલસંઘ) જેવી સંસ્થા સ્થપાઈ હતી, પરંતુ દેશદેશના ટિકિટ સંગ્રાહકોના સંપર્કો વધતાં એ યુ પી યુ કરતાં યે પહેલાં દુનિયાભરમાં મિત્રતાનો એક અદૃશ્ય સંઘ સ્થપાઇ ચૂક્યો હતો આમ સામાજિક ને જાગતિક બંધુભાવનું પોષક એક બળવાન સાધન (પત્રમિત્રતાની માફક) આ શોખ બને છે

આ ઉપરાંત આ શોખની શિક્ષણશક્તિનું મહત્ત્વ તો અનેક વખત ગવાઈ ચૂક્યું છે ઈતિહાસ અને ભૂગોળના સામાન્ય જ્ઞાન ઉપરાંત દેશદેશના લોકો, વિખ્યાત સ્થળો, ક્રાંતિકારક બનાવો, રાજકીય ઉથલાઓ, પ્રજાપ્રજાની વિભૂતિઓ, પાક પેદાશો અને ઉદ્યોગો, વિચિત્ર વિશિષ્ટતાઓ આદિનું જ્ઞાન ટિકિટ-સંગ્રાહકને તેના શોખને લીધે જેટલું સરળ અને ગમતભરીતે મળી જાય છે તેટલું સામાન્ય માણસને નથી હોતું પ્રકૃતિના અભ્યાસીને તેમાંથી દેશદેશનાં પંખી પ્રાણી અને વનસ્પતિનો પરિચય મળે છે અને સિક્કાઓ, ધ્યાનમુદ્રાઓ તથા રાજચિહ્નોના શોખીનોને વળી તેની વિવિધતા મળી રહે છે વિશેષમાં ટિકિટના ઉત્પાદનને લગતા અભ્યાસથી કાગળ ને શાહીની બનાવટ છાપવાની પદ્ધતિઓ આદિનું જે જ્ઞાન થાય છે તેથી એ પણ પ્રતીત થાય છે કે ટિકિટોની બનાવટમાં વિજ્ઞાન ને કળાએ કેટલી પ્રગતિ કરી છે

ઉપરાંત આ શોખથી જે સામાન્ય તાલીમ મળે છે તે પણ કીમતી હોય છે સ્વચ્છતા અને કલાત્મક રસદૃષ્ટિ તો આ શોખ શરૂ કરવાની સાથોસાથ કેળવવા જ પડે છે, અને બારીક અવલોકન તથા વિવિધતાઓ યાદ રાખવા માટેની તીવ્ર સ્મરણશક્તિ તો એવી કેળવાય છે કે એક નવી ભાષા શીખનારના જેટલી કક્ષાએ બુદ્ધિ કેળવાય છે

જોકે આવા નિર્દોષ જ્ઞાનદાયી શોખની સાથે પૈસાની વાતને ભેળવતા જતા હલકી કક્ષાની વાત કરવા જેવું થાય પણ એટલું કહેવું જોઇએ કે બીજા શોખો પાછળ રોકેલાં નાણાં જેમ તેમાં જ રોકાઇને સ્થગિત થઇ જાય છે તેવું આમાં નથી જો જરા ગણતરી, ચતુરાઇ અને વિવેકબુદ્ધિથી વિરલ ને મોંઘી ટિકિટોની આપલે કરવામાં આવે તો રોકાએલી રકમનું વળતર મળવા ઉપરાંત કોઇ વાર ઠીક રકમ મળી પણ રહે છે પરંતુ આ કહેવાની સાથોસાથ એ પણ લાલ બત્તી બતાવવી જોઈએ કે આ શોખમાં જે ઘડીએ 'કમાણીની જ' લાલચ પેઠી તે ઘડીએ તે 'શોખ' મટીને 'સટ્ટો' બની જવાનો અને એવા સટ્ટાખોરનું સ્થાન ટિકિટસંગ્રહના શો



ચોરસ્તોવાહિયાની ટિકિટ પર એ દેગના પ્રતીકો ને સંજ્ઞાચિહ્નો

ખીનોમાં કોડીના મૂલનું યે નથી ગણાતું

ટિકિટ સંગ્રાહક શોખીનોના સામાન્ય રીતે ત્રણ પ્રકાર ગણાય શરૂઆત કરનારો 'શિખાઉ', મધ્યમ કક્ષાનો 'સંગ્રાહક', અને 'નિષ્ણાત' પણ એ ત્રણની વ્યાખ્યા શીકે જ્યાં ત્યાંથી ટિકિટો એકઠી કરીને પડીકાં કે ખોખાં ભર ભર કરનારો 'શિખાઉ' નહિ કહી શકાય તેમ આલ્બમો ભર ભર કરનારો 'સંગ્રાહક' નહિ કહેવાય, કે અમુક વર્ષોનો રીઢો સંગ્રાહક અને ધંધાદારી યુક્તિઓ અજમાવીને સરસ વેચાણો કે સાટા-દોદા કરીને પૈસા કમાતો માણસ 'નિષ્ણાત' પણ નહિ કહેવાય ઈ ૧૮૪૦માં પહેલવહેલી ટિકિટ છપાઇ ત્યાર થી માંડીને તે આજ સુધીમાં દુનિયા આખીમાં ૧,૫૦,૦૦૦ (દોઢ લાખ) ઉપરાંતની જાતો ટિકિટોમાં છપાઈ છે એવી એક સામાન્ય ગણતરી કહેવાય છે અને તેમાં રોજ દિનપ્રતિદિન વધારો થતો જાય છે, પણ ગણતરીના ધોરણ માટે એ આંકડો માન્ય રખાયો છે તેના ૧૦ ટકા, એટલે કે પંદર હજાર વિવિધ 'કિસમ'ની ટિકિટો જેણે એકઠી કરી હોય તે હજી તો શરૂ કરનારો શિખાઉ ગણાય પંદર હજાર અને પચાસ હજાર વચ્ચેની સંખ્યાની જાતો જેની પાસે હોય તે મધ્યમ ને ૫૦,૦૦૦ ઉપરાંત જાતો જેની પાસે હોય તે જ નિષ્ણાત ધ્યાન રાખવાનું છે કે આ સંખ્યા કુલ 'ટિકિટોની' સંખ્યા નથી, પણ 'જાતો'ની સંખ્યા છે કીમતનું તત્ત્વ પણ આમાં ગૌણ છે ખરી કીમત તો જાતોની વિવિધતા અને વિશાળતા ધરાવવામાં છે કોઇની પાસે ૨૦,૦૦૦ જાતની ટિકિટો હોય, પણ તેની કિંમત માંડ ૫૦૦ રૂપિયા પણ ન હોય, અને કોઈની પાસે માત્ર મોંઘામૂલના સુંદર ૨૦૦ નંગ હોય પણ તેની કિંમત ૪૦,૦૦૦ રૂપિયા હોય, તો એ બેમાં ખરો સંગ્રાહક કોણ? ૨૦,૦૦૦ જાતવાળો જ ખરો શોખીન કહેવાય, કેમકે તેણે સંગ્રાહકની દૃષ્ટિપૂર્વક જહેમત કરીને (કાળજી, ધીરજ અને અવલોકન પૂર્વક) એ સંગ્રહ કરેલો હોય છે જ્યારે પેલો મોંઘ મૂલી ૨૦૦ ટિકિટનો સંગ્રાહક તો સટ્ટોરિયો છે, કેમકે તેની દૃષ્ટિ માત્ર મૂલ્ય ઉપર અને તેમાંથી ક્યારે સારો તડાકો પાડી શકાય

તેના ઉપર હોય છે

પણ શિખાઉ પાસે ટિકિટોની આટલી મોટી વિવિધતા હોવી જોઈએ એ આંકડો સાંભળીને ગભરાવાની જરૂર નથી આ શોખમા જે ખાસ અગત્યની વસ્તુ છે તે તો કાળજી, ધીરજ અને શ્રમપૂર્વક મેળવેલુ જ્ઞાન પાચ હજાર પુસ્તકોની લાયબ્રેરી એકઠી કરનારા કોઈ સામાન્ય બુદ્ધિના શ્રીમંત કરતા એક બહુશ્રુત અને અભ્યાસી વિદ્વાન જેમ ચડિયાતા છે તે જ રીતે બહુ સખ્યાની વિવિધતા ખરીદી લઈને એકઠી કરી નાખનારા સગ્રાહક કરતા ધીમેધીમે, શ્રમપૂર્વક, ચો તરફથી એકઠી કરીને, અદલાબદલી કરીને અને કાળજીપૂર્વક વીણીવીણીને નાના સગ્રહથી શરૂઆત કરનાર ખંતીલો સગ્રાહક ચડિયાતો છે ટિકિટસગ્રહ એ મુખ્યત્વે જ્ઞાનનુ સાધન બનવો જોઈએ તેની પાછળ રસભરી ગમ્મત, ઊંડુ અધ્યયન અને નિરીક્ષણ, ખતપૂર્વકની શોધ અને ચૂટણીની વિવેકબુદ્ધિ હોવી જોઈએ શાત અભ્યાસ અને ધીરજપૂર્વકની સાધના વડે જ માણસ હજારો જાતોના વર્ગીકરણ સમજી શકે તેમજ કરી શકે જ્ઞાન અને ડહાપણ કદી નાણાથી ખરીદી શકાતા નથી

સાચા ટિકિટ શૉખીનને મન ટિકિટ એ જ મુખ્ય વસ્તુ છે સાચી તમન્નાવાળા સગ્રાહકને તો અમુક પરફોરેશનમા થોડો ફેર શોધી કાઢવામા કે છાપવામા કોઇ આખે ન ચડે તેવી બારીક ભૂલ શોધી કાઢવામા જે રસ પડે છે તે સોધા-મોઘાના સાટાદાગા નથી પડતો પોતે જે અવલોકનો નિરીક્ષણો કપાસના અને જાતજહેમતથી, કેસમકિસમની વિશિષ્ટતાઓ વિવિધતાઓ અને વિરલતાઓ ભેગી કરી હોય છે તેનુ જ તેને ખરુ ગૌરવ અને ખરા રાગાચ હોય છે

## ઑસ્ટ્રિયાની નવી ટિકિટો

રશિયાની અસર નીચના હગેરીની નવી ટિકિટોનો સમૂહ ગયા અકમા આપ્યો હતો આ અકને પાછલે પૂઠે ઑસ્ટ્રિયાના પ્રજાસત્તાકની નવી બહાર પડેલી ટિકિટોનો સમૂહ ભાઈ અજીતકુમાર સઘવીના સૌજન્યથી આપીએ છીએ તેમા અનુક્રમે પુષ્પ છોડ શાંતિ સદેશ ઉતારતુ કબૂતર ખ્રિસ્તી ધર્મના સ્થળો અને ક્રિસ્ત માતૃમૂર્તિ મેરી નગરોના ચોક અને વિખ્યાત મકાનો તથા છેલ્લી હારમા વિવિધ પ્રતીકો છે તેના ઉપર ચાનો ખાસ ટપાલ સિક્કો પણ છે બીજી હારમા પહેલી ટિકિટ કાર્લ મિલૉકરના સ્મરણમા કાઢેલા ફર્સ્ટ ડે કવર સાથેની છે


















ટિકિટ સગ્રહના શૉખથી થતો એક મોટો ફાયદો તે નાનાવિધ જ્ઞાનના ક્ષેત્રોનો પરિચય કહી શકાય તેનો માત્ર આછો ખ્યાલ આપવા પૂરતો એક સમૂહ આ ઉપર છાપ્યો છે તેની મથાળાની હારમા ત્રણ વિખ્યાત પુરુષો છે (૧) ડેન્માર્કની ટિકિટ ઉપર ત્યાનો જગજાણીતો પરીકથાકાર હૅન્સ ઍન્ડર્સન (૨) દક્ષિણ રહોડેશિયાની ટિકિટ ઉપર આફ્રિકાનો અગ્રગી સસ્થાન સ્થાપક સેસિલ રહોડ્ઝ, અને (૩) રશિયાની ટિકિટ પર લેનિન બીજી હારમા પશુપખીની વિવિધતાની વાનગી છે (૧) ન્યૂઝીલાડની ટિકિટ ઉપર કીવી નામનુ જાનવર (૨) બેલ્જિયમ કૉંગોની ટિકિટ પર આફ્રિકાનુ ઓકાપી નામક પશુ ને (૩) ગ્વાટેમાલા (મધ્ય અમેરિકા) ની ટિકિટ ઉપર 'ક્વેટ્ઝાલ' પખી ત્રીજી હારમા (૧) જર્મનીની ટિકિટ ઉપર ત્યાનો વિખ્યાત પુરાતન કિલ્લો (૨) ગ્રીકની ટિકિટ ઉપર સૂર્યદેવ અને (૩) જાપાનની ટિકિટ ઉપર ત્યાના વિશિષ્ટ સઢવાળા વહાણનો પરિચય મળવા ઉપરાત તે તે દેશોની લિપિઓ પણ જોવા મળે છે ચોથી હારમા ઍરમેઇલની ટિકિટોના નમૂના છે જેમા પહેલી ઈટાલીની, બીજી હૉલૅન્ડની અને ત્રીજી જર્મનીની છે અને એ ત્રણેમા વાયુ ઉડ્ડયનના વિવિધ પ્રતીકોના આલેખનો છે પહેલીમા હાથાળો ઘોડો અને ત્રીજીમા પૃથ્વીના ગોળાને આવરીને ઊડતો જર્મનીનો રાષ્ટ્ર પ્રતીક ગરુડ છે, જ્યારે વચલી ત્રિભુજાકારના આલેખનવાળી ટિકિટના અનોખા ત્રિકોણ ઘાટમા વિશિષ્ટ ચિત્રરચના દેખી છે



स्वास्थ्य सम्बन्धी
श्रेष्ठ मासिक
आरोग्य
वार्षिक
मूल्य
४)
नमूना मुफ्त
पता: 'आरोग्य' गोरखपुर